# અરબનો ઇતિહાસ

## ભાગ બીજો.

### અબ્બાસી ખિલાફત

અનુવાદક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી
માળીલા (અમરેલી-કાઠિયાવાડ)

પ્રકાશક
પઠાણ નિઝામખાન નુરખાન
લાલ દરવાજા-અમદાવાદ.

ઇ. સ. ૧૯૧૯ સં. ૧૯૭૫

મૂલ્ય રૂ. ૩-૮-૦

# અર્પણપત્રિકા.



શમશુલ આરેફીન, સીરાજુસસાલેકીન, સુલતાનુલ મશાયખ

મોઇનુલ ઈસ્લામ, સૈયદના વ મૌલાના પીર રોશન ઝમીર

હઝરત ખ્વાજા મતાઉદ્દીન ઉર્ફે મોટામીયાં

સાહેબ.

સજ્જાદેહનશીન ચીશતીઆ ગાદી—માંગરોલ.



આ પુસ્તકનો પહેલો ભાગ આપશ્રીને અર્પણ કરેલ હોઇ આ બીજો ભાગ પણ આપનેજ અર્પણ કરી આનંદ પામુંછું.

વિનંતી.

આપ સાહેબનો ખાદીમ.

પ્રકાશક.

# અનુવાદકના બે બોલ.

અરબના ઇતિહાસના આ બીજા ભાગના અનુવાદનું કાર્ય મને પ્રકાશક તરફથી લગભગ દશેક માસ પહેલાં સોંપાયું હતું અને મેં તત્કાલ તે કાર્ય શરૂ પણ કરી દીધું હતું, પરંતુ એ દરમ્યાન અકસ્માત કુદરતી કોપ થવાથી મારૂં શરીર અસાધ્ય રોગમાં સપડાઇ ગયું અને હજી પણ એ વિષમ વ્યાધિ ચાલૂજ છે, તેમ છતાં પણ જે પાક પરવરદિગારની કૃપાથી આ પુસ્તકના બીજા ભાગને હું સંપૂર્ણ કરવાને સમર્થ થયો છું, તે બદલ તે વિશ્વપિતાનો અત્યંત ઉપકાર માનું છું. જો કે મારા વિલંબથી પ્રકાશકને ઘણું નુકશાન થયું છે અને તેમનાં ઘણાં ગ્રાહકો પણ નારાજ થયાં છે, પરંતુ પ્રકાશકે તેની કશી પરવા ન રાખતાં ધીરતાથી મારી પાસેજ આ પુસ્તક લખવાનું કાર્ય પૂરૂં કરાવ્યું છે, તે માટે તેમનો પણ હું ઘણોજ અહેશાનમંદ છું તથા જે કોઇ ગ્રાહકબંધુનું દિલ નારાજ થયું હોય તેની પાસે માફી માગું છું.

આ પુસ્તકનો પહેલો ભાગ બીજા એક વિદ્વાનબંધુના હાથ અનુવાદિત થયેલો છે, પરંતુ બીજો ભાગ લખવાનો તેમને અવસર ન હોવાથી પ્રકાશકની ઇચ્છાથી મારે એ કાર્ય પૂર્ણ કરવાની ફરજ પડી છે. પુસ્તકના મૂળ રચનાર એક મશહુર લેખક અને પ્રતિષ્ઠિત પુરૂષ છે, તેમનાં મૂળ અંગ્રેજી પુસ્તક પરથી બંગાળી ભાષામાં થયેલા " અરબ જાતિ ઇતિહાસ ( દ્વિતીય ખણ્ડ ) " પરથી મેં આ પુસ્તકનો બનતાં સુધી અક્ષરસ અવિકલ અનુવાદ કર્યો છે. હવે એ અનુવાદન કાર્યમાં હું કયાં સુધી ફળીભૂત થયો છું, એનો આધાર વાંચક બંધુઓની તુલનાપરજ રાખું છું. મી. એચ. ડી. મુનશીએ કેટલાંક નામો સુધારવામાં આપેલ મદદ માટે તેઓને હું આભારી છું.

આવાં પુસ્તક માટે બે નહીં, બસો નહીં, બારસો નહીં પણ જેટલા બોલ લખીએ તેટલા થોડાજ છે. પણ લાચાર છું કેઃ—આ બે બોલો પણ બીમારીની પથારીવશ હાલતમાં લખેલ છે. અને વધુમાં માત્ર વાંચકોની નેક દુવા ચાહતો, તંદુરસ્તી મળે ફરી સેવા બજાવવા ઉમેદ રાખી અત્રેજ વીરમું છું.

અનુવાદક

# પ્રસ્તાવના.

History is the light of truth and the teacher of life.

એક સામાન્ય જાતિના માટે ઇતિહાસથી વધતી કોઇ દિવ્ય શકતી નથી. એક આંધળો માણસ જેવી રીતે પોતાના હાથ માંહેની લાકડીની સહાયતાથી પોતાને આગળ વધવાનો રસ્તો શોધી શકે છે તેવીજ રીતથી એક પાછળ પડી ગયેલી પ્રજા ઇતિહાસ રૂપી લાકડીની સહાયતાથી પોતાની ઉન્નતિનો રસ્તો શોધી શકે છે. જેઓ પાયમાલ હાલતમાં આવી પડેલ છે તેવી પ્રજાને જાગૃત કરવાને માટે અને ડગમગતી સ્થીતિમાં આવી પડેલી પ્રજાને સાવધાન કરવા માટે તેમજ ઉન્નતિની ટોચપર બેઠેલી પ્રજાને પોતાની સ્થીતિ સાચવી રાખવા માટે ઇતિહાસથી વધતું કોઈ અમૂલ્ય હથિયાર નથી. જે પ્રજા અવનતિના અંધારામાં પડેલી છે તેને પોતાના કર્ત્તવ્યનું ભાન કરાવવા સારૂ ઇતિહાસના અજવાળા જેવો કોઇ બીજો પ્રકાશ છેજ નહિં. એટલુંજ નહિં પણ જે જે પ્રજાની ઉન્નતિનો સૂર્ય પૂર જોસમાં તપી રહ્યો છે તેના માટે પણ ભવિષ્ય કર્ત્તવ્યનું ભાન કરાવનાર માત્ર ઇતિહાસજ છે. કહેવાની મતલબ એટલીજ છે કે ઇતિહાસમાં એક અજબ પ્રકારની શક્તિ સમાયેલી છે. જેમ એક ટેકરીનું ચઢાણ ચડવા માટે લાકડીની સહાયતા સંપૂર્ણ રીતે મદદ કરતા થઇ પડે છે. તેવીજ રીતે એક પડતી હાલતમાં આવી પડેલી પ્રજાને જાગ્રત કરવા માટે ઇતિહાસની આવશ્યક્તા છે. ઇતિહાસજ માત્ર એક એવી શક્તિ છે કે જે સુકાયેલા હાડકામાં પણ એક વખત રક્ત પ્રવાહને વહેતો કરે છે.

કોઇ કોઇ વિદ્વાનનો એટલે સુધી અભિપ્રાય છે કે કોઈપણ જાતિ કે દેશનું અધઃપતન થાય તે એટલું હાનીકારક નથી, જેટલું તે દેશના ઇતિહાસનું અધઃપતન થાય. જો શાંત ચિત્તથી વિચાર કરી જોઇએ તો આપણને સંપૂર્ણ ખાત્રી થશે, કે આ વાતમાં જરાપણ અતિશયોક્તિ નથી. ઇતિહાસનું મૂલ્ય કોઇ પ્રજા કે દેશની સ્વતંત્રતાથી પણ વધારે છે કારણકે ખોવાએલી સ્વતંત્રતા ઇતિહાસની સહાયતાથી પાછી મેળવી શકાય છે પણ નાશ થયેલો ઇતિહાસ કોઇપણ ઉપાયે કરીને ફરીથી મેળવી શકાતો નથી. એટલાજ માટે જ્યારે કોઇ એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રની સભ્યતાનો નાશ કરવાને ચાહે છે, ત્યારે સૌથી પહેલો ઉપાય એજ લે છે કેઃ—તેનો ઇતિહાસ, તેની ભાષા અને તેના સાહિત્યનો પહેલેજ નાશ કરે છે એટલે એવી જાતિની ઉન્નતિના ટાંટીયાજ કપાઇ જાય છે. કોઇ જાતિ કે રાષ્ટ્રની સભ્યતાનો નાશ કરવાનો આથી ચડતો બીજો કોઇ ક્રૂ-

પાયજ નથી. આ ઝેર ભરેલા જમાનાના જીવનની હાડમારીમાં એજ પ્રજા પોતાનું ગૌરવ સાચવી રાખી શકે છે કે જે પોતાનો ઇતિહાસ સાચવી રાખવામાં શક્તિવાન હોય. આફ્રિકાના હબસી, જુલુ, કાફિર, હોટેન્ટેન્ટ અને આસ્ટ્રેલિયા તેમજ અમેરિકાના અસલ વતનીઓની પોતાના ઇતિહાસ સિવાય કેવી દશા થઇ તે વાંચનારાઓથી અજાણ્યું નથી. જે જાતિનો પોતાનો ઇતિહાસ નથી તે જાતિ પોતાની ભવિષ્યની સંતતીના અંતઃકરણમાંથી અજ્ઞાનનો અંધકાર દૂર કરવાને શક્તિવાન થઈ શકતી નથી.

આટલાથી અમ્હારા મુસલમાન ભાઇઓને ઇતિહાસની આવશ્યકતા સહેલાઇથી સમજાશે એટલુંજ નહિં પણ અરબના ઇતિહાસથી જાણીતા થવું મુસલમાનો માટે કેટલું જરૂરનું છે તેનો પણ કાંઇક ભાસ થશે.

આ પુસ્તકનો પહેલો ભાગ અમારા સ્નેહી ગઢડાવાળા જનાબ લવજી જીણા માસ્તરે તૈયાર કીધેલો છે અને આ બીજો ભાગ પણ તેમનાજ હાથથી તૈયાર થવાનો હતો પણ તેમને કેટલીક અનિવાર્ય અડચણો આવી પડી અને વાંચનારા સાહેબોની માગણી પ્રબળવેગથી ચાલુ રહેતાં અમારે એ કાર્ય મી. ત્રંબકલાલને આપવું પડયું. તેમાં પણ દૈવયોગે તેમને આવી પડેલી ગંભીર માંદગીને સબબે અમને બહુ અડચણો ભોગવવી પડી અને મ્હોટા ખરચના અને નુકશાનના બોજામાં ઉતરવું પડયું. તેમ છતાં આ બીજો ભાગ પણ અમારા કદરદાન વાંચનારા સાહેબોના મુબારક હાથમાં મૂકવાને શક્તિવાન થયા છીયે જેનું ખરૂં માન તો આ કાર્યનું બીજ રોપનાર જનાબ લવજી જીણા માસ્તરનેજ છે કેમકે તેમના જોશના પરિણામેજ આ કાર્ય થયેલ છે.

મજકુર પુસ્તકના પ્રૂફો મી. ત્રંબકલાલે પોતાની બીમાર હાલત હોવા છતાં જાતેજ તપાસ્યાં છે તેમ છતાં દોષ રહેલો જણાય તો દરગુજર કરવાની વાંચકવર્ગને અમારી વિનંતિ છે.

આખું પુસ્તક અનુવાદ થયા પછી કેટલાંએક નામોની જોડણી વીગેરેમાં સુધારો કરવા માટે અમારા મુનશી એચ. ડી ની કિમ્મતી મદદ અમોને સહાયકારક થઇ છે તે માટે અમો તથા અનુવાદક તેમના આભારી છીએ.

અમારે કબૂલ કરવું પડે છે કે આ બેઉ પુસ્તકોની ભાષા વધારે સખત છે. દરેક વાંચક સરળતાથી વાંચીને સમજી શકે તેવી ભાષા હોય તો વાંચનારાઓને વિશેષ લાભ થાય તેટલા માટે અમે એવા ચોક્કસ વિચાર ઉપર આવ્યા છીયે કે આ બેઉ વિભાગોની બીજી આવૃતિ બાહાર પાડતી વખતે આ વાતને નિશ્ચય પુર્વક લક્ષમાં રાખવી. ત્રીજા ભાગ માટે તો ભાષાની સરળતા અમે પહેલેથીજ રાખેલી છે.

અમદાવાદ
તા. ૧૦-૧૯-૧૫ } પ્રકાશક.

## આભાર.

મજકુર પુસ્તક તૈયાર કરવા અમારા એક જોશીલા અને સાચા હમદર્દ ઇસ્લામી નવજુવાન મીત્રે અમોને મદદ આપવા જે મહેરબાની બતાવી છે તે ખાતે તેઓશ્રીનો અંતઃકરણપુર્વક એહશાનમંદ છઉં.

નીઝામખાન નુરખાન.

આ આખા પુસ્તકમાં ઇસ્લામી મહાન પુરૂષોનાં નામો માન પુર્વક લખવાની કાળજી રાખવા છતાં પણ કોઇ સ્થળે તેવી ભુલ રહી હોય તેને માટે તેમજ બીજી ભુલો માટે વાંચકની ક્ષમા માગુંછું.

પ્રકાશક.



# અનુક્રમણિકા.





# અરબનો ઇતિહાસ

## ( અબ્બાસી ખિલાફત. )

## ભાગ બીજો

### પ્રકરણ ૧ લું

### અબદુલ્લા અસ્સાફા અબુજફર અબ્દુલ્લા અલ્મનસુરની રાજકારકિર્દી

( હીજરી સન ૧૩૨ થી ૧૫૮. ઈસ્વી સન ૭૪૯ થી ૭૭૫ )



અબ્બાસી વંશના ખલિફાઓના ચડતાની સાથે સાથે પશ્ચિમ એશિયાના રાજકીય વાતાવરણમાં પણ મોટો ફેરફાર થયો હતો. મોસ્લેમ પાયતખ્ત સિરિયાથી ફેરવીને ઇરાકમાં આણવામાં આવ્યું હતું, અને સિરિયાના રહેવાસીઓએ પોતાની અત્યાર સુધીની તાબામાં રહેલી એકચ્છત્ર સત્તાને ગુમાવી દીધી હતી. ઉન્નતિ અને સભ્યતાના યુગે પશ્ચિમમાંથી પૂર્વ એશિયામાં પોતાનું પ્રાબલ્ય જમાવી દીધું હતું, પરંતુ ખલિફાઓનો રાજ્યાધિકાર હમેશને માટે નાબૂદ થવા આવ્યો હતો. સ્પેનમાં રહેનારા અરબોએ પહેલેથીજ અબ્બાસી વંશના ખલિફાઓની તાબેદારી નાકબૂલ કરી હતી. ઉમૈય્યા વંશના ખલિફા હિશા-મના નવાસા અબદુર રહેમાને જીવ જવાની ધાસ્તીથી સિરિયામાંથી સ્પેનમાં

ન્હાસી આવી તેને હસ્તક કરી ત્યાંજ પોતાના વંશની સ્થાપના કરી.* લાંબા વખત પછી સ્પેનની સલ્તનત અબ્બાસી ખલિફાઓના એશ–આરામ અથવા જાહોજલાલીની બરાબરી કરવાને સમર્થ થઇ હતી. અબ્બાસી ખલિફાઓની રાજકારકિર્દીની શરૂઆતમાં પશ્ચિમ આફ્રિકાપર તેમની અખંડ હકુમત હતી; પરંતુ થોડા દિવસ પછી એ ફક્ત નામનીજ તાબાની સલ્તનત થઈ પડી હતી. અબ્બાસી વંશના ખલિફાઓની સલ્તનત આવી રીતે પડી ભાંગવાથી કોઈ પણ પ્રકારે એનું પરિણામ અનિષ્ટ ન આવતાં ઊલટું ઇષ્ટજ આવ્યું હતું. એ રાજ્યની પડતી અબ્બાસી વંશના સ્થાપનારાઓને તેમના રાજ્યની દીવાલ મજબૂત કરવામાં, રાજ્યની અંદરની અવસ્થાનો બરાબર બંદોબસ્ત કરવામાં તથા તમામ લોકોની નાણાં સંબંધી તંગીને દૂર કરવામાં અને તેમને જ્ઞાનરૂપી અમૃત વહેંચવામાં મદદગાર થઈ પડી હતી. અબ્બાસી ખલિફાઓમાં પહેલા નવમાંના એક જણ સિવાય બીજા બધાએ રૈયતની સર્વ જાતની ઉન્નતિ કરવા માટે અત્યંત કોશિશ કરી હતી. તેઓમાંના સઘળા અસાધારણ વીરતા તથા ઉંચી જાતની વિદ્વતાના ગુણોથી વિભૂષિત હતા. તેઓમાંના કોઈ કોઈની કારકિર્દી જોર–જુલ્મથી કલંકિત થયેલી હોવા છતાં પણ તેઓ તે વખતના રાજનૈતિક કારણો તથા પોતાની અને પોતાના વંશની ઉચ્ચતાની રક્ષાના હેતુવિના બીજા કોઈ પણ કારણથી તેમ કરતા નહોતા.

કોઈ એક નામાંકિત ફ્રેંચ વિદ્વાને શરૂઆતના અબ્બાસી ખલિફાઓની રાજકારકિર્દીને પૂર્વ દેશના સેરેસન્સ લોકોની ઉન્નતિના શાશ્વત યુગ તરીકે બતાવી છે, કારણ કે, એ સમયે રાજ્યપર વિજય મેળવવાની લાલસા દબાઈ ગઈ હતી અને એને બદલે સભ્યતા, જ્ઞાન અને શિક્ષાના વિસ્તારનો નવો જમાનો શરૂ થયો હતો.

અબુલ અબ્બાસ કેવી રીતે ઇસ્લામી આલમના પાયતખ્તપર અધિરૂઢ થયા હતા, અને તેમના દુશ્મનો તરફ ઘોર–ઘાતકી અત્યાચાર તથા સંદિગ્ધતાનો પરિચય કરાવીને તેમણે " સાફા "ની પદવી કેવી રીતે પ્રાપ્ત કરી હતી, એ આ પહેલાંજ વર્ણવવામાં આવ્યું છે. (૧) આ યુગમાં શું પ્રાચ્ય (પૂર્વના) કે શું પ્રતીચ્ય (પશ્ચિમના) બન્ને દેશોનાં મનુષ્યોનું જીવન

---

* આ અબ્દુર રહેમાનની સ્પેનમાં રાજ્ય સ્થાપવાની વધુ હકીકત આરબ જાતિના ઇતિહાસના પહેલા ભાગમાં આપી છે, એ જૂઓ.

(૧) આ વિષયનું વિસ્તૃત વિવરણ અરબના ઈતિહાસના પહેલા ભાગમાં વર્ણવવામાં આવ્યું છે.

કાંઈ ખાસ કીમતી ગણાતું નહોતું (૨) અને મનુષ્યની કુદરતી નીચતા અથવા ઘાતકીપણાને દબાવવામાં ધર્મનો પ્રભાવ પણ કાંઈ ખપમાં આવતો નહોતો. ખલિફા સાફાનું ચરિત્ર ઘાતકીપણાથી નિંદાવા છતાં પણ તેઓ કર્તવ્ય–પરાયણ, અયશ–આરામ વગરના તથા દિલાવર સ્વભાવના રાજ્યકર્તા મનાતા હતા. તે વખતના સમાજમાં એકથી વધુ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનો રિવાજ ચાલૂ હોવા છતાં પણ અમસલ્મા તેમની એક માત્ર પત્ની હતી, ખલિફા તેમના તરફ ઘણાજ આસકત હતા; તેથી તેમની પણ ખલિફાપર ઘણી ચાહના હતી. પરંતુ તેમ છતાં પણ ઉમૈય્યા વંશના માણસોપરનો ખલિફાનો ભયનાક ક્રોધ દબાવવા જતાં તેઓ પણ ઘણીવાર અસમર્થ થતાં.

એ હદ ઉપરાંતના ક્રોધનું સ્વાભાવિક ઝેરીલું ફળ થોડા વખતમાંજ ફળ્યું હતું, રાજ્યમાં ઠેક ઠેકાણે અબ્બાસી વંશ તરફ લોકોની નફરત ઉપજેલી સાફ સાફ જોવામાં આવતી હતી, અને ઉમૈય્યા વંશના પક્ષ ખેંચનારા લોકો એ દમસ્ક, હેમસ, કિન્નિસરિન, પેલેસ્ટાઇન અને મેસોપોટેમિયા મુલ્કોમાં ખલિફા સાફાની વિરુદ્ધમાં હથિયાર ઉઠાવ્યાં હતાં. એ બંડખોર ટોળાંએ તેમનાં વાળ મુંડાવી તેના દ્વારા પોતાને કોઈ એક ખાસ નિશાનથી નિશાનવાળા કરીને અબ્બાસી ખલિફાઓની તાબેદારી કબૂલ કરી હતી. તે વખતમાં ચાલતી બંડખોરોને દબાવવાની રીતિ મુજબ ન ચાલતાં ઊંચી જાતની રાજનૈતિક કુશળતાથી બંડખોરોને શાંત કરવાથી તેઓ સગવડ ભરેલી શર્તો કરી પોતાની મરજી મુજબ પોતપોતાનાં હથિયાર છોડી દેવાને લાચાર થયા હતા.

ઉમૈય્યા વંશના છેલ્લા ખલિફા બીન મરવાન મારફત નિમાયલો હોબેરાનો પુત્ર યઝિદ ખલિફા સાફાના ભાઈ અને વારસ અબુજાફર તથા કાહાતાબના પુત્ર સેનાપતિ હસન મારફત અટકાયતમાં આવીને હજી સુધી વાસિત (૩) શહેરમાં વસતો હતો. એ અટકાયતનું કામ અગિયાર માસ સુધી ચાલ્યું હતું અટકાવ કરનારાઓ વાસિત શહેરને બાળીને રાખખાક કરવાના ઇરાદાથી અનેક અગ્નિ સળગાવનારી વસ્તુઓથી ભરેલાં વહાણોમાં આગ લગાડી, તે

---

(૨) ઐતિહાસિક સિસમન્ડી (Sismondi) એ લખ્યું છે કે;–"મધ્ય યુગમાં કોઇ રાજાની વિરુદ્ધમાં બળવાનો ઝુંડો ફરકતાંજ સાધારણ રીતે અસંખ્ય પુરુષોના લોહીની અજસ્ર ધારાઓથી વસુધા કલંકિત થતી.

(૩) વાસિત શહેર કુફા અને બસરાની વચ્ચેની યુફ્રિટિસ નદીને કિનારે આવેલું છે.

બધાં વહાણો યુફ્રિટિસ નદીના પ્રવાહમાં હંકારીને એ શહેર ભણી લઇ આવ્યા હતા. આ તરફ એ શહેરના લોકો લોઢાના સળિયાની મદદથી તે વહાણોને કબ્જે કરવા અથવા બીજી રીતે દૂર કરતા હતા. અગિયાર માસ સુધી આવી રીતે તનમનથી લડાઇ કરીને યઝિદ જ્યારે જોઇ શકયો કે, ઉમૈય્યા વંશના ઉદ્ધારની હવે કશી પણ આશા રહી નથી, ત્યારે તેણે હજરત અલી(રદી)ના એક (૧) વારસને ઇસ્લામી આલમનું પાયતખ્ત ગ્રહણ કરવા માટે બોલાવ્યો. આ કાર્યદ્વારા અબ્બાસીવંસીઓની વિરુદ્ધના લોકોને પોતાના વાવટાતળે એકઠા કરવાનો તેનો હેતુ હતો. પરંતુ બરાબર વખતસર તેનો કાંઇ પણ જવાબ ન મળવાથી અને વાસિતવાસી ઈમિનાહટજનો અબ્બાસી વંશના જાસૂસોને તાબે થવાથી, તેણે એવી કબૂલાતથી અબુજાફરની પાસે આત્મસમર્પણ કર્યું કે, તેનું પોતાનું, પોતાના પરિવારનું અને સોબતીઓના મંડળનું જીવન, ધન તથા સંપત્તિ આદિ સર્વની રક્ષા કરવી. અબુ જફર આ કબૂલાતનું વચન પાળવા માટે ખાસ રાજી હતો, પરંતુ ખલિફા સાફા અબુ મુસ્લિમની સલાહ મુજબ ચાલવાથી તે તે વચન પાળવાને સમર્થ થઇ શકયો નહિ. એ નિર્દય અબુ મુસ્લિમ યઝિદને તેનો હરિફ ધારતો હતો, કારણ કે, હજી સુધી યઝિદના ઘણા ઘણા મદદગારો અને કેનતરા નામના પોતાના સમ્પ્રદાયની ઉપર તેના અસાધારણ કાબૂ હતો. અબુ મુસ્લિમે હોબેરાના પુત્ર યઝિદની હત્યા કરવાની ખલિફા સાફાને સલાહ આપવાથી, તેણે તેના ભાઇ અબુજાફરને એ વિષયનો એક પત્ર લખી મોકલ્યો. તે પહેલાં વારંવાર તેની એ આજ્ઞાને પાછી વાળવા છતાં પણ છેવટે એ કાર્યને અમલમાં મૂકવા માટે લાચાર થયો હતો. એક દિવસ એક સૈન્યની ટુકડીને યઝિદના ઘર ભણી મોકલવામાં આવી. તે સૈન્યના સૈનિકોએ તેની તેના મોટા પુત્ર તથા કેટલાક સોબતીઓ સહિત હત્યા કરી.

ખલિફા સાફા હવે મિસર અને એશિયાના એકચ્છત્ર અધિપતિ થયા, અને પશ્ચિમ આફ્રિકાએ પણ તેમની તાબેદારી કબૂલી લીધી. પોતાના કુટુંબમાં આવી મળેલાં માણસોને અથવા જે સઘળાં માણસોએ તેમના સ્વાર્થને માટે તન મનથી યત્ન કરીને તેમને મશહુર કર્યા હતા, તેમના સિવાય બીજા કોઇને પણ રાજકાર્યમાં દાખલ કરતી વેળાયે તેઓ ખાસ સાવધ રહેતા

---

(૧) એ મહાત્માનું બીજું નામ અબ્દુલ્લા હતું, તેમના પિતાનું નામ બીજા હસન હતું, પિતામહનું નામ હજરત ઈમામ હસન તથા પ્રપિતામહનું નામ હજરત અલી (ક. વ ) હતું.

હતા. ખલિફા સાફાના ભાઇ અબુજાફર મેસોપોટેમિયા, આર્મિનિયા અને આજરબેનીન, તેમના કાકાના પુત્ર દાઉદ–બિન–અલી (૨) હેજાજ, યમન અને ઇમાઝા, અબ્દુલ્લા–બિન–અલી સિરિયા અને સુલેમાન–બિન–અલી બસરા તથા તેના તાબાના મુલ્કો (૩) ની હકુમત ચલાવવા માટે નિમાયા હતા. અબુ મુસ્લિમે ખોરાસાન અને અબુ અઇયને મિસરના શાસનકર્ત્તાનું પદ પ્રાપ્ત કર્યું હતું. બારમેકના પુત્ર ખાલિદને ખજાનચીની પદવીપર અને અબુ સલમાની સહાયતાથી સાફા ખલિફાના પદવીપર સ્થાપિત થવાને સમર્થ થયા હતા; એટલા માટે તેમને વઝીર અને વિશ્વાસુ સલાહકારની પદવીપર નીમવામાં આવ્યા હતા. અબુ સલમાની આવી ઉંચી પદવીવાળી ખ્યાતિને લીધે અબુ મુસ્લિમનો હિંસાગ્નિ પ્રજળી ઉઠયો હતો. એકવાર રાત્રિને વખતે જ્યારે અબુસલમા ખલિફા સાફાના મહેલમાંથી પોતાના ઘર ભણી પાછા ફરતા હતા, ત્યારે અબુ મુસ્લિમના નિમેલા જલ્લાદો દ્વારા તેઓ માર્યા ગયા હતા. તેમની આવી ગુપ્ત હત્યાનો આરોપ કેટલાક કર્મચ્યુત લોકોના ઉપર આરોપિત થયો હતો.

નવા ખલિફા દ્વારા રાજ્યશાસનનો આવો બંદોબસ્ત થવા છતાં પણ હજી સુધી સલ્તનતની અંદરખાનાની અવસ્થા બરાબર ગોઠવાઇ શકી નહોતી. રોમન લોકોએ આવી ઉમદા તકનો લાભ લઇને મોસ્લેમ સલ્તનતના ઉત્તર વિભાગને લુંટીને તથા ધ્વંસ કરીને નિરપરાધી અને સાધન વગરના રહેવાસીઓમાંના કેટલાકનાં ખૂન કર્યાં હતાં તથા કેટલાકને બંદિવાન બનાવ્યા હતા.

ખલિફા સાફા મહમ્મદ નામના એક પુત્ર તથા રઇતા નામના એક કન્યાને પોતાની પાછળ મૂકીને હીરા નગરીની નજીકમાં આવેલી અનવર નામની જગાએ મરણને શરણ થયા હતા. (જિલહજ, ૧૩૬ હિજરી; ૯મી જુલાઇ, સન ૭૫૪ ) ભવિષ્યમાં રઇતા ખલિફાના ભત્રિજા મહમ્મદઅલ–મેહદિની સાથે લગ્નના બંધનમાં બંધાઇ હતી. (૧) ખલિફા સાફાએ તેમના મરણ પહેલાં એવી સૂચના કરી હતી કે, તેમના મૃત્યુ પછી તેમના ભાઇ અબુજાફર બગદાદના પાયતખ્તના વારસ થશે અને અબુજાફરને કાંઇ પુત્ર–સંતાન નહિ થાય, તો તેમના મૃત્યુ પછી તેમના ભાણેજ ઇસા તેમની પછીના ખલિફા થશે.



(૨) દાઉદ-બિન્ અલીનો અર્થ–અલીના પુત્ર દાઉદ થાય છે. વાંચકોએ, બિન્ શબ્દનો અર્થ પુત્ર યાદ રાખવો.

# ખલિફા અબુજાફર અલમન્સુરની રાજકારકિર્દી

જિલ્હેજ ૧૩૬ થી ૧૫૮ હિજરી. ઈ. સન ૭૫૪ ના જૂનથી ૭૭૫.

ખલિફા અબ્દુલ્લા અસ-સાફાના મરણ વખતે અબુજાફરનું હજની ક્રિયા કરવા માટે પવિત્ર તીર્થ મક્કા તરફ જવાનું થવાથી, તેઓ ગેરહાજર હતા, એટલા માટે ઈસા ( Isa ) ના પ્રતિનિધિઓએજ તેમની પાસે તાબેદારી કબૂલવાના કસમ લીધા હતા. જો કે સાફા અબ્બાસી વંશના પ્રથમ ખલિફા હતા, તથાપિ ખલિફા અબુજાફરનેજ એ વંશના સ્થાપનાર તરીકે કબૂલવા પડે તેમ હતા. અબ્બાસી વંશીઓના રાજભ્રષ્ટ થયા પછી પણ તેમના લાંબી નજરથી જોવાના ગુણથી તેમના વંશની હયાતી, શક્તિનો ફેલાવો તથા ઈજ્જત-આબરૂ વગેરે સઘળું અખંડિત રહ્યું હતું. તેમણે ધર્મ સંબંધી એવા કેટલાક નિયમો ઘડી કાઢયા હતા કે જેનાથી મઝહબી દુનિયાની સારી રીતે રક્ષા થવા પામી હતી, તે સાથે તેનો ઘટતો ફેલાવો પણ થયો હતો. વળી ભવિષ્ય કાળમાં એ બધું તેમની સત્તાના મુખ્ય આધાર તથા શક્તિના મૂળ કારણરૂપ થઈ પડયું હતું. તેમણે માનવચરિત્રનો ખાસ અભ્યાસ કરીને જે જ્ઞાન મેળવ્યું હતું, તેની મારફત તેમની લાંબી રાજકીય કારકિર્દીમાં તમામ

(૩) બસરાના તાબાના મુલ્કોનાં નામ-અલબેહરીન, અલઅહસા, ઓમાન અને અહવાઝ વગેરે છે.

(૧) મહમ્મદ અલમેહેદિ ખલિફા સાફાના ભાઈ અબુજાફરના પુત્ર હતા અને ભવિષ્યમાં તેઓ બગદાદના ૩ જા ખલિફાની પદવીપર સ્થાપિત થયા હતા. રાજરાણી રઈતાએ તેમના સ્વામીના જન્નતનશીન થયા પછી અલી નામના એક પુત્રને પોતાની પાછળ મૂકી ખલિફા હારૂન અલ-રશિદના રાજ્યકાળમાં ૧૭૦ અથવા ૧૭૧ હિજરીમાં પોતાની જીવનલીલાને સમાપ્ત કરી. ખલિફા સાફાના પુત્રોના જુદા જુદા સર્વ પ્રદેશોમાં શાસનકર્ત્તાના પદપર નિમાવાનો વારંવાર ઉલ્લેખ જોવામાં આવે છે. ખલિફા સાફાને કયેસ્થળે સમાધિસ્થ કરવામાં આવ્યા હતા, એ કોઇ જાણતું નહોતું. અબ્બાસી વંશીઓએ તેમના હરીફ વિજયી ઉમૈયાઓના મૃતદેહ તરફ જેવું અસન્માન પ્રકટ કર્યું હતું, ભવિષ્યમાં તેઓ ફરીવાર શક્તિશાળી થવાથી તેમના મૃતદેહ તરફ પણ તેવુંજ અસન્માન પ્રકટ કરી શકશે, એવા ભયથી તેઓએ ઘણીજ સાવચેતીથી તેમના શબોને છુપી રીતે દફનાવ્યાં હતાં. આવી રીતે અબ્બાસીવંશના દશ ખલિફાઓના જન્નતનશીન થયા પછી ફક્ત અલિ-યારમા મુનતાસિરની કબ્રપર એક સમાધિસ્તંભ બંધાવવામાં આવ્યો હતો.

રૈયતનો સંતોષ મેળવવા માટે તેમણે ધીમે ધીમે ધર્મ સંબંધી એવા કેટલાક રિવાજો દાખલ કર્યા હતા, કે જેની સાથે રાજભક્તિના સંબંધના બીજા કેટલાક સ્વાર્થો મળેલા હોઈને એક મહા શક્તિશાલી પુરોહિત–તંત્રની ઉત્પત્તિ થઈ હતી, અને જે આ નવીન રાજ્યવંશને સંપૂર્ણ અનુકૂળ થઇ હતી. તેમની આવી દીર્ઘ દષ્ટિવાળી રાજનીતિની દીવાલ સર્વ લોકોની પાસે સર્વના મતને મળતી પવિત્ર નીતિ તરીકે માનવામાં આવી હતી.

અબ્બાસી વંશના જે સઘળા ખલિફાઓનાં નામ હજી સુધી એશિયાવાસીઓના સ્મરણમાં જવલન્ત અક્ષરોથી કોતરાઈ રહ્યાં છે, તેના અભ્યુદયનો આરંભ ખલિફા મનસુરના અમલથીજ થયો હતો. ખલિફા અબુલ–અબ્બાસના વારસોની એન્ટોનાઇન્સિ ( Antonince ) અને મિડિસિ×ઓની સાથે તુલના કરી શકાય તેમ છે. તેમણે જાતીય ઉન્નતિ અને કલ્યાણને માટે તેમની અતુલનીય સત્તાનો પ્રયોગ કર્યો હતો. તેમના પ્રતિનિધિઓ દ્વારા સન્માનિત થઈને તેમણે સુશૃંખલ અને ઉદાર શાસનપ્રણાલી દ્વારા તથા મહત્તા અને ઉપયોગી કાર્યોના બળ દ્વારા પ્રજાજનોનો પ્રેમ તથા ભક્તિ સંપાદન કરવાની કોશિશ કરી હતી. નવીન નગર, રસ્તા, મુસાફિરખાનાં અને હમામખાનાં બનાવવામાં, નહેરો ખોદાવવામાં, ધર્માદા શિક્ષણનાં સ્થાનો સ્થાપવામાં, કેળવણીનો ફેલાવો કરવામાં મદદ અને ઉત્સાહ આપવામાં, વહેપાર રોજગારની વૃદ્ધિ કરવામાં તથા દેશમાં શાંતિ સ્થાપન કરવામાં તેમની સઘળી શક્તિને રોકવાથી તેમની રાજ્યજયની લાલસા છેક ત્યજાઈ ગઈ હતી. પ્રસિદ્ધ ઐતિહાસિક સિડિલૉટ સાહેબે લખ્યું છે કે:—" અબ્બાસી ખલિફાઓએ સમયને અનુસરીને બીજા દેશોપર વિજય મેળવવાનું કામ બિલકુલ છોડી દીધું હતું. પૂર્વ દેશના સેરેસન લોકો સભ્યતાની ઉપકારિતા સમજવાને શક્તિમાન થયા હતા, અને બગદાદના ખલિફાઓએ પ્રજાજનોમાં સારી હકુમત, અને ઈન્સાફના બંદોબસ્ત અને શિક્ષા તથા વાણિજ્યના વિસ્તાર દ્વારા જૂદા જૂદા મુલ્કોને એકતામાં આબદ્ધ કરીને તેમની જાહોજલાલીનો વધારો કર્યો હતો.

## ખલિફા અબુજાફરનું ચરિત્ર

અબુ જાફરના ચરિત્રમાં ગુણ–અવગુણોનો અજાયબી રીતે સમાવેશ થયેલો હતો. જો રાજનીતિજ્ઞ બાદશાહ તરીકે તેમની તુલના કરવામાં આવે,

---

× આ લોકોનો વિશેષ વૃત્તાંત અરબના ઇતિહાસના પહેલા ભાગમાં વર્ણવવામાં આવ્યો છે.

તો તેમને લગભગ સૌના કરતાં ઉંચી પદવી આપવી ઉચિત છે, અથવા પોતાની બહુદર્શિતાના ગુણથી પ્રજાજનોના કલ્યાણની ચેષ્ટા કરવામાં તેઓ બીજાના કરતાં કોઈ પણ રીતે ઉતરે તેમ નહોતા.

તેઓ સંતાનો તરફ માતાપિતાને ઘટતું વ્હાલ દેખાડવામાં કોઈ પણ જાતની ખામી રહેવા દેતા નહોતા, પરંતુ સાંસારિક કર્ત્તવ્યનું પાલન કરવા માટે તેઓ દગાબાજીનાં અને ઇન્સાનના નામ પર કલંક લગાડનારાં કામો કરવામાં પણ સંકોચ પામતા નહોતા. ખલિફા સાફા કેવળ પોતાના શંકાશીલ સ્વભાવના યોગેજ બીજાની હત્યા કરતા, પરંતુ તેમના વંશના ખલિફા મનસુરે પોતાના સ્વાર્થને માટે બીજાની ખૂનરેજીથી કલંકની કાળાશ વ્હોરી લીધી હતી. તેઓ એટલા બધા નિર્દય, સ્વાર્થપરાયણ અને ધર્મભય શૂન્ય હતા કે, કોઈ પણ મનુષ્ય પોતાના વંશને આપત્તિરૂપ થઈ પડશે, એવું મનમાં આવતાંની સાથેજ તેઓ તેની જિન્દગીને એકદમ ખતમ કરી નાખતા. ચોથા ખલિફા હજરત અલી ( ક. વ. )ના વારસો તરફના તેમના જાલિમ વ્યવહારે, અબ્બાસી ખલિફાઓના ઇતિહાસમાં કલંકની કાળાશનું લેપન કરી રાખ્યું છે. પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા જલાલ–ઉદ્દીન સ્યુતિએ લખ્યું છે કે:–"ખલિફા મન્સુરેજ અબ્બાસી વંશીઓ અને હજરતઅલિ ( ક. વ. )ના વારસોમાં પહેલ વહેલાં કુસંપનાં બીજ રોપ્યાં; કારણ કે, એ પહેલાં તેઓ, એક બીજા સાથે એકતાના બંધનમાં બંધાયલા હતા.

## અબ્દુલ્લા–બિન–અલીના બળવો અને મૃત્યુ.

ખલિફા સાફાના મૃત્યુના સમાચાર સાંભળતાંની સાથેજ અબુજાફરે કુફામાં પાછા આવીને અલમનસુર ( Victorious ) નો ખિતાબ ધારણ કરી પાયતખ્તપર આરોહણ કર્યું. તેમના પાયતખ્તપર બેસતાં ન બેસતામાં તો તેમના કાકા અબ્દુલ્લા–બિન–અલીએ બળવાનો ઝુંડો ફરકાવી દીધો (સફર ૧૩૭ હિજરી, નવેંબર ૪. સન ૭૫૪. ) એ પુરૂષજ ખલિફા સાફાના નાબાના સિરિયા મુલ્કની હકુમત ચલાવનાર હતા. હવેથી અમો ખલિફા અબુ જાફરને મનસુરના નામથી ઓળખાવીશું. તેમણે આ બળવો શમાવવા માટે અબુ મુસ્લિમને મોકલી આપ્યા. નાસિબિન ( Nasibin ) નગરની નજીકના ભયંકર જંગમાં અબુમુસ્લિમે અબ્દુલ્લા–બિન–અલીને ઘણીજ ખેદજનક રીતે પરાજિત કર્યા. અબ્દુલ્લા આ ભયંકર હાર થયા પછી બસરાની હકુમત ચલાવનાર તેમના ભાઈ સુલેમાન–બિન–અલિની પાસે ન્હાસી ગયા અને તેમના પદભ્રષ્ટ થતાં સુધી ત્યાં આગળજ છુપી રીતે રહ્યા. ત્યાર પછી અબ્દુલ્લા

અને તેમના બેઉ મોટા પુત્રો મનસુરના હાથથી હારીને હાશિમિયા+ નગરના નજીકના એક કિલ્લામાં કેદ થયા, પરંતુ તેમને રાજધાનીની છેક નજીકમાં રાખવાથી સર્વના મનમાં, એનું પરિણામ ભયાનક આવવાનો ભય રહ્યા કરતો હતો; એટલા માટે નિમકની દીવાલપર એક ઘર બનાવીને અબદુલ્લાને મોટી ધામધુમથી ત્યાં લઈ જવામાં આવ્યા. ગમે તેમ હો, પરંતુ પહેલા વરસાદની સાથેજ નિમકની દીવાલો ધોવાઈ જવાથી ઘર તળે દબાઈને કમનસીબ કેદીની જીંદગીનો અંત આવી ગયો હતો. તેનો પ્રાણવાયુ વિલીન થઈ ગયો હતો. ઉમૈય્યા વંશપર કરેલા નિષ્ઠુર અત્યારચારના બદલામાં તેમને આવા ભયંકર રીતે મરણને શરણ થવું પડયું હતું.

## અબુ-મુસ્લિમની ખૂનરેજી.

અબુ–મુસ્લિમે નાસિબિનના યુદ્ધ પછી પોતાના કાર્યસ્થળ ખોરાસાન તરફ જવાનો ઇરાદો કર્યો. એ સ્થળે કામચલાઉ રાજા તરીકે તેઓ નીમાયા હતા. એ મુલ્કમાં તેમની સત્તા અખંડિત હતી, તેથી તેઓ અબ્બાસવંશીઓની આપત્તિના કારણરૂપ થઈ પડયા હતા. તેમના તાબામાં સંખ્યાબંધ માણસો હતાં અને ઘણાંખરા તો તેમને પયગમ્બર સમાન ધારતા હતા. તેમણે જે પ્રકારે અબ્બાસીવંશજોને સિંહાસનપર સ્થાપિત કર્યા હતા, તેવી રીતે એક માત્ર આંગળીનો ઇશારો કરતાંની સાથેજ તેમને પદભ્રષ્ટ કરવાને પણ તેઓ સમર્થ હતા. એ સમયે ખલિફા મનસુરના તરફ તેમનો વ્યવહાર અસહનીય થઈ પડયો હતો. જે સમયે રાજકીય કાસદ લૂંટેલા માલનો ખરડો મેળવવા માટે નાસિબિન બાજુ ગમન કર્યું, તેજ સમયે વિચિક્ષણ ખલિફા મનસુરના તરફ અબુ મુસ્લિમે જે પ્રકારનો ભાષાપ્રયોગ કર્યો હતો, તે સન્માનસૂચક અથવા પ્રીતિજનક જણાયો નહોતો. હવે આવી વિપદજનક વ્યક્તિને સત્તાભ્રષ્ટ કરવાનું ખલિફા મનસુરનું સર્વથી મુખ્ય લક્ષ્ય હોવાથી સ્થિર સિદ્ધાંત થયો કે, અસંખ્ય ભક્ત અને અનુચરોમાં અબુ–મુસ્લિમને ફરીવાર ખોરાસાનમાં પાછા આવવા દેવા નહિ. સિરિયાના તમામ તાબાના મુલ્કો સાથે તેમને તે દેશની હકુમત ચલાવનારની પદવી આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. પરંતુ સાવધાન અબુ–મુસ્લિમ એવા રીતે બંધનમાં બંધાય તેવા માણસ નહોતા. જે લશ્કર લઇને તેમણે અબ્દુલ્લા–બિન–અલિને પરાજિત કર્યા હતા. તેજ લશ્કરના લડવૈયાઓને લઇને તેમણે ખોરાસાન બાજુ પાછા ફરવાનો

---

+ હાશિમિયા અથવા મદિનાત્-અલ-હાશિમિયા ( હાસમ વંશના લોકોનું શહેર ) કુફાની નજીકમાં ખલિફા સાફાદ્વારા બંધાયું હતું.

તૈયારી કરવા માંડી. ખલિફા મનસુરના પક્ષમાં તેમને જાહિર રીતે વિઘ્ન નાખવાનું કામ પોતાની શક્તિ બહારનું જણાવાથી, તેમણે તેમના અબ્બાસી કુશળતાના જાળનો વિસ્તાર કર્યો. જે સર્વ વ્યક્તિઓ બીજાને આપત્તિમાં નાખવા માટે કુશળતાની જાળનો વિસ્તાર કરે છે, એવાજ પ્રકારના આ જાળમાં પણ તેઓ સહજમાંજ સપડાઈ ગયા હતા. અબુ-મુસ્લિમના પક્ષમાં પણ એમજ બન્યું હતું. નાનાપ્રકારની પ્રતિજ્ઞાઓનાં વચનોથી પ્રલોભિત થઈને, તેમણે ખોરાસન જવાનું બંધ રાખીને રાજદર્શને ગમન કર્યું. તેમને ત્યાં સત્કારસહિત આવકાર મળ્યો અને થોડા દિવસને માટે તેમના તરફ રાજકીય સન્માન પણ દેખાડવામાં આવ્યું. ગમે તેમ હો, પરંતુ કોઈએક દુર્દિવસે રાજ-મહાલયમાં વસતી વેળાયે તેમના અનુચરોના હથિયાર છીનવી લઈને ખલિ-ફાની નજર આગળ તેમને મરણને શરણ કરવામાં આવ્યા. (૧૩૭ હિજરી)

## રાજધાની બગદાદનગરી નિર્માણ.

જ્યાં સુધી મુસ્લિમ જીવતો હતો હતા, ત્યાં સુધી ખલિફા મનસુર પોતાને પાયતખ્તપર દૃઢ પ્રતિષ્ઠિત માનતા નહોતા. અબુમુસ્લિમનું ખૂન થયા પછી, તેમણે પોતાને ખરા ઇસ્લામી-આલમના ખલિફા ધારીને એક નવીન રાજધાની સ્થાપવા તરફ ધ્યાન આપ્યું. અબ્બાસીવંશીઓ પહેલેથીજ દમાસ્ક શહેરને રાજધાનીને લાયક શહેર ધારતા નહોતા. એ સિવાય એ એક આફત-વાળી જગામાં આવેલું ગણાતું હતું. જૂદા જૂદા મતભેદ મુજબ કુફા અને બસરા નગરના નિવાસીઓના ચંચળ અને ડોલતા સ્વભાવને લીધે એ રાજધાનીને માટે નાલાયક ગણાતું હતું. ઘણી ઘણી તપાસ અને બાતમી મેળવ્યા પછી બસરાથી છ દિવસના રસ્તાપર આવેલા બગદાદ શહેરમાં રાજધાની સ્થાપ-વાનો તેમણે નિશ્ચય કર્યો.

કહેવામાં આવે છે કે, એ બગદાદ. ઇરાનના મશહુર અથવા નામાંકિત રાજા કેસર નોશીરવાનનો ગ્રીષ્માવાસ હતું.* તેઓ અતીવ ન્યાયવાન

---

* શબ્દકોષમાં બગદાદ શબ્દનો અર્થ આ પ્રમાણે આપવામાં આવ્યો છે કે, પહેલાં અહીં કેવળ એક ઉદ્યાન અથવા બગીચો હતો. મશહુર નેક ઇન્સાફ઼ ઇરાની બાદશાહ નવશીરવા દર અઠવાડિયે એ બગીચામાં આવીને દુઃખી, દરિદ્રી અને પીડાતી પ્રજાનો ઇન્સાફ઼ કરતો, એટલા માટે એને બગદાદ (ન્યાય વિચારનો ઉદ્યાન) નામ પ્રાપ્ત થયું છે.

અનુવાદક.

શાસનકર્ત્તા હતા; એથી તેમના સુવિચારરૂપ યશપરથી એ સ્થાને 'બગદાદ' અથવા સુવિચારનો ઉદ્યાન કિંવા ઇન્સાફનો બગીચો નામ પ્રાપ્ત કર્યું હતું. જે સ્થાને એશિયા મહાદેશનો એકચ્છત્ર બાદશાહ તેની અસંખ્ય પ્રજાવર્ગનો સુવિચાર ( ઇન્સાફ ) કરતો હતો, એ વિખ્યાત રાજ્યધાનનું અસ્તિત્વ ઇરાનના રાજાઓના રાજત્વનો ધ્વંસ થવાની સાથે ને સાથેજ વિલુપ્ત થયું હતું, પરંતુ કેવળ લોકવાયકાજ અત્યાર સુધી એ બગદાદ નામની પુરાણી યાદગીરીની રક્ષા કરતી આવી હતી. એ સ્થાનમાં તંદુરસ્તી તથા સુંદર સુદૃશ્યનો નિવાસ જોઇને મનસુરનું મન આકર્ષિત થયું:અને એથીજ તે વખતના જાદુગર જેવા કારીગરોના મોહક શિલ્પચાતુર્યવડે તરંગોમાંથી ઉપજેલી દરિયાઇ દેવીના જેવી ટાઇગ્રીસ નદીની તરંગમાળામાંથી એકાએક એ નગરી ઉછળી આવી હતી.

ખલિફા મનસુરની એ બગદાદનગરી ટાઇગ્રીસ નદીના પશ્ચિમ કિનારાપર બાંધવામાં આવી હતી. એની સ્થાપના થયા પછી થોડા વખતમાંજ ટાઇગ્રીસના પૂર્વ કિનારાપર યુવરાજ માહદિએ બીજી એક નવીન બગદાદ નગરીને બંધાવી હતી. એ નગરી બાંધણીની સુંદરતા તથા જાહોજલાલીમાં મનસુરના બગદાદની સાથે બરાબરી કરવાને સમર્થ થઇ હતી. ચંગેજખાંના અસભ્ય સૈન્યદ્વારા સમગ્ર પશ્ચિમ એશિયા લુંટાયા પહેલાં અને સેરેસનિક સભ્યતાનાં સમસ્ત ચિન્હો વિલુપ્ત થયાં પહેલાં, બગદાદ નગરીના તે ગૌરવના દિવસોમાં, એ એવી સૌન્દર્યશાલિની અને મનોમુગ્ધકારિણી હતી કે, એ ખરેખર ઇસ્લામી આલમના પાયતખ્તને લાયકજ હતી. એ નગરી ગોળાકાર અને બેવડી દીવાલોથી ઘેરાયલી હતી. નગરીના મધ્યભાગમાં રાજમહેલ અને તેની નજીકમાં જુમ્મામસ્જિદ આવેલી હતી. રાજમહેલની બહારના ભાગમાં મુખ્ય મુખ્ય અમલદારોના નિવાસગૃહો નિર્મિત થયાં હતાં. શહેરની સડકો અને રસ્તાઓ સફાઇદાર અને સુંદરતાથી બાંધવામાં આવ્યા હતા. દરેક રસ્તો ચાળીસ હાથ પહોળો રાખવામાં આવ્યો હતો. દુકાનો તથા બાઝારો હેતુવગર રખડતા રઝળતા માણસોના અડ્ડાજેવાં ગણાય છે, એમ ધારીને, એ સર્વને શહેરના કિલ્લાની બહારના ભાગમાં બાંધવામાં આવ્યાં હતાં અને એમાં પોલિસ પ્રહરીઓના તાબાતળે જૂદા જૂદા વ્યવસાયીઓને માટે જૂદા જૂદા રસ્તાઓ મુકરર કરવામાં આવ્યા હતા. લશ્કરનું નિવાસસ્થાન ટાઇગ્રીસ નદીના પૂર્વ કિનારાપર ત્રણ વિભાગમાં વહેંચાઇને નિર્મિત થયું હતું. પહેલા વિભાગને મોધારાઇટ સૈન્યાવાસ, બીજાને ઇયમનાઇટ સૈન્યાવાસ અને ત્રીજાને ખોરાસાની સૈન્યાવાસ કહેવામાં આવતો હતો. એમાં રાત્રિ દિવસ વારાફરતી સંત્રિઓ પહેરો ભરવા માટે નિમાયા કરતા હતા.

૧૫૦ હિજરી પહેલાં બગદાદ શહેરની બાંધણીનું કામ પૂરૂં થયું નહોતું. એ દરમ્યાન અનેક બનાવો બની જવા છતાં પણ એ ખલિફા મનસુરની કાર્યદક્ષતાથી બગદાદની બાંધણીના કામમાં કોઈ પણ જાતની ખલલ કરી શક્યા નહોતા. અબુ મુસ્લિમની ખૂનરેજીથી ક્રોધાન્વિત થઈને તેના ખોરાસાનવાસી અનુચરોએ+ વિદ્રોહ-બળવાનો વાવટો ફરકાવ્યો, પરંતુ તેઓ ખલિફાના લશ્કર વડે હારીને ખેદાન મેદાન થઈ ગયા. બરાબર એજ વખતે રાવેનડિયહ નામના એક સમ્પ્રદાયે:* અબ્બાસી ખલિફાઓને ઈશ્વરના અવતાર તરીકે જાહિર કર્યા હતા. તેઓએ હાસિમિયા શહેરમાં બળવાનો ઝુંડો ફરકાવીને ખલિફા મનસુરની જીન્દગીને આફતમાં નાખી દીધી; પરંતુ થોડા વખતમાંજ એ બળવો શમી ગયો અને અજાન તથા શંકાશીલ ભિન્ન મતાનુયાયી સર્વ સમ્પ્રદાયો શહેરમાંથી નાબૂદ કરવામાં આવ્યા. એ સમયે રોમનોએ ઇસ્લામ અધિકાર પર આક્રમણ કર્યું; પરંતુ તેઓ શોચનીય રૂપે પરાજિત થયા અને તેમનાં ઘણાં માણસો માર્યાં જવાથી તેઓ સ્વદેશ ભણી નહાસી

---

+પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા મશુદીએ લખ્યું છે કે અબુમુસલિમના અનુચરોએ ખુરરામી નામના એક સમ્પ્રદાયની સૃષ્ટિ કરી હતી. એ સમ્પ્રદાયના લોકો અબુ મુસ્લિમને ઈમામ અને મુક્તિ કર્તા તરીકે સ્વીકારતા હતા. તેઓ મુખ્યત્વે ખોરાસાન અને પૂર્વ પ્રદેશના પર્વતની હારોમાં વહેંચાઇ પડ્યા હતા એક સમ્પ્રદાય ધારતો હતો કે તેઓ હજી સુધી જીવતા છે. તેઓ સુવિચાર કરવા માટે શીઘ્રજ પુનરાગમન કરશે. બીજો સમ્પ્રદાય ધારતો હતો કે, તેઓ ખરેખર મરણને માર્ગે ચાલ્યા ગયા છે અને ઈમામનું (આચાર્યનું) પદ તેમની કન્યાને પ્રાપ્ત થયું છે. બંડખોરોનો આગેવાન સનફદ આ સમ્પ્રદાયનો એક મુખ્ય પુરૂષ હતો. ઇતિહાસવેત્તા ઈબ્ને અલ-આસિર અને મીરખન્દે લખ્યું છે કે, તે એક ફરિશ્તા તુલ્ય વ્યક્તિ હતી.

*રાવેનડિયહજનો ખલિફા મનસુરને ધારતા હતા કે, તેઓએ ઇશ્વરરૂપે તેમને પાણી પ્રદાન કર્યું છે. તેઓ ખલિફાના અંગરક્ષક પ્રહરીઓના નાયકને સ્વર્ગીય દૂત જિબ્રાઇલના અવતાર રૂપ ધારતા હતા. તેમની અપ્રીતિજનક અને જગતકર્તાની નિંદાભરેલી હરકતોએ સાધારણ લોકોના ધર્મવિશ્વાસમાં વ્યાઘાત ઉપજાવવાથી મનસુર તેમાંના કેટલાક જનોને કેદખાનામાં નાખવાને લાચાર થયા હતા અને એટલા માટેજ બળવાની પતાકા ઉડાડવામાં આવી હતી. આ વખતે ખલિફા મનસુરનું જીવન આફતમાં આવી પડ્યું હતું. મારવાનનો સહકારી યમાન-બિન-ઝયદા અતીવ ઉદાર સ્વભાવનો પુરૂષ હતો અને આ પહેલાં તેનો શિરચ્છેદ કરવા માટે અબ્બાસી વંશીઓએ ઇનામની જાહિરાત બહાર પાડી હતી. આ બનાવ બન્યા પછી તે ફક્ત ખલિફાના પ્રિયપાત્ર રૂપે ગણાયો નહોતો, પરંતુ યમામા અને સિજિસ્તાનનો શાસનકર્તા થયો હતો.

ગયા તથા કૉન્સ્ટન્ટિનોપલના સુલ્તાન સાથે સુલેહ કરવાને લાચાર થયા. તદનુસાર બન્ને પક્ષમાં સાત વરસને માટે સંધિપત્ર પર સહીઓ થઈ. ત્યાર પછી ખલિફ મનસુરે ખ્રિસ્તી હુમલા કરનારાઓ દ્વારા ખેદાન મેદાન થયેલા નગરો અને નગરીઓમાં લોકવસતિ વસાવવામાં અને સરહદના મુલ્કોને મજબૂત કરવામાં બરાબર લક્ષ આપ્યું હતું. એટલા માટે તેમણે પોતે એ પ્રદેશમાં જઈને એક મોટા લશ્કરી કાફલા સાથે કાહતાબાના પુત્ર હસનને કેપાડોસિયામાં મોકલ્યો. મલાસિયા મેસિયા અને બીજાં ઘણાં ઘણાં શહેરોને ફરીવાર બંધાવી તેમાં લોકવસતિ વસાવી તેમને મજબૂત કિલ્લાવડે સુરક્ષિત કરવામાં આવ્યાં હતાં.

## તબરિસ્તાન અધિકાર. હિજરી, ૧૪૨

કાસ્પિયન સમુદ્રની દક્ષિણ–પશ્ચિમ દિશામાં આવેલા તબરિસ્તાનના પર્વતવાસીઓ હજી સુધી તેમના પ્રાચીન ધર્મમત મુજબ ચાલ્યા આવતા હતા અને ખલીફાના તાબાતળે એ રાજ્ય તેમના માલિકની હકુમતદ્વારા ફક્ત નામનુંજ ચાલતું હતું. એકાએક તેમણે સેરેસનોની વિરુદ્ધમાં ઉભા થઈને તેમાંના ઘણા ખરાને મારી નાખ્યા; એટલા માટે એક મોટી લડાઈની તૈયારી કરવાની જરૂર પડી હતી. સ્થાનનીય નેતાઓમાંના અનેકની કત્લ કરવામાં આવી હતી, અનેકને નહસાડી મૂકવામાં આવ્યા હતા અને તબરિસ્તાન તથા ગિલાનનો મુલ્ક સમ્પૂર્ણ રીતે અબ્બાસી ખલિફની સલ્તન સાથે જોડાઈ ગયો. દિલેમવાસીઓ પ્રાચીન માગીઅ ધર્મના અનુયાયીઓ હતા અને મુસલમાનોના તાબામાં ફક્ત નામનાજ ગણાતા હતા. પ્રથમ જણાવેલું ફતેહનું કામ પૂરું થતાં ન થતામાં તો તેમણે મોસ્લેમ સલ્તનપર હુમલો કર્યો હતો, પરંતુ કેટલીક ખૂનખ્વાર લડાઈઓ થયા પછી તેઓ પરાજીત થયા અને ફરીવાર જેથી કરીને તેઓ સેરેસનોના અધિકારમાં પ્રવેશ ન કરી શકે, એટલા માટે ખાસ સાવચેતીની સાથે કેટલાક સિપાહીઓનાં થાણાં સ્થાપવામાં આવ્યાં. ઈ. સન ૧૪૩ માં. મુલ્કની હકુમત ચલાવનારાઓનો નવીન વિભાગ બાંધવામાં આવ્યો તથા જૂદા જૂદા મુલ્કોના કાર્ય કરનારા રાજપુરુષોની પાસે એ વાત જણાવવા માટે અનેક સમાચાર લખનારાઓની પદવીઓ નિમવામાં આવી. એ સમયે છૂપી પોલિસ અને જાસૂસોનો ઘણા બહોળા પ્રમાણમાં ફેલાવો થયો હતો. તે વખતની મુલ્કીય ગવર્નમેન્ટના ઉપર તેમની ખાસ દેખરેખ રાખવામાં આવતી અને રાજાની વિરુદ્ધમાં કોઈ કંઈપણ પ્રકારનું કારસ્થાન કરી ન શકે, એટલા માટે તેઓ રાજશક્તિને સહાયતા કરતા, પરંતુ તેમના ઘણા વધારે દબાણથી ખરી રીતે જનસાધારણમાં શાંતિનું પ્રમાણ વધી શક્યું નહોતું.

## હજરત અલી (ક.વ.) ના વંશજો તરફ ખલિફા મનસુરનો દુર્વ્યવહાર.

નામાંકિત ખલિફા મનસુરના ચરિત્રચિત્રના બીજા પૃષ્ટની આલોચના કરવાથી જોઈ શકાય છે કે, ઉદારતા અને ક્ષમાના ગુણને માટે તેઓ ઘણુંજ ઓછું સન્માન મેળવવા યોગ્ય હતા.

પાછળના બનેલા બધા બનાવોનો સ્ફોટ કરતી વેળાયે, તે કાળમાં હઝરત અલી રદી—ની અવસ્થા કેવા પ્રકારની હતી, એની એકવાર આલોચના કરવી અગત્યની છે. પાંચમા ખલિફાના વારસો અત્યાર સુધી કોઇપણ પ્રકારના રાજનૈતિક સંસર્ગમાં લિપ્ત થયા નહોતા અને તેમનાપર વારંવાર દુર્વ્યવહાર થવા છતાં પણ તેઓ ચાલતી રાજશક્તિની વિરુદ્ધમાં બંડ કરવાને તૈયાર થયા નહોતા, વિદ્રોહ અથવા બળવાની પતાકા ઉડાડવાની તેમણે કશી કોશિશ પણ કરી નહોતી. કરબલાના જબરદસ્ત જંગમાં જન્નતનશીન થયેલા ઇમામ હુસેન (રદી)ના પુત્ર બીજા અલીશાના વંશજોએ હજી સુધી સાહિત્ય અને દર્શનચર્ચામાં લક્ષ આપીને એકાંતમાં વસવાનું અવલંબન કર્યું હતું. તેઓ તેમના સ્વગોષ્ટિ અભ્યાસીઓની પેઠે રાજનૈતિક સંસર્ગમાં લિપ્ત થયા નહોતા. (હઝરત ઝૈદરદી.) અને તેમના પુત્રે જાલિમ જુલ્મથી પીડાઇને ખલિફા હિસામ તથા બીજા વલિદની વિરુદ્ધમાં હથિયાર ઉઠાવીને જિન્દગી ગુમાવી હતી.× એ સમયે હજરત ઇમામ હસન અને હજરત ઇમામ હુસેનના વંશજો પવિત્ર મદિનાનગરીમાં વસતા હતા. તેમની વડિલોપાર્જિત આવક, વ્યવસાય અથવા ધંધારોજગારની આવક અને મદિનાની મસ્જિદમાં ધર્મ સંબંધી બોધ આપીને જે કાંઈ મળતું હતું એવી ત્રણે જાતની આવકની મદદથી તેઓ એ સ્થળે પોતાનું ગુજરાન ચલાવતા હતા. અન્યાન્ય મનુષ્યોની બરાબરીમાં તેમની આવકનું પ્રમાણ વધારે ન હોવા છતાં પણ તેઓએ સઘળા શહેરવાસીઓના કરતાં વિશેષ સન્માન પ્રાપ્ત કર્યું હતું. એ સ્થળે પહેલા ત્રણ ખલિફાઓના, હજરત મુબેરરદીરના તથા હજરત મહમદ—અ. વ, ના અન્યાન્ય મુખ્ય મુખ્ય સોબતીઓના વંશજો પણ વસતા હતા—તેઓ સર્વ કોઇને કોઇ પણ પ્રકારે હજરતઅલિ ( ક. વ. ) ના વંશજોની સાથે આત્મીયતાના સૂત્રમાં બંધાયલા હતા, મુસલમાન જાતિના તમામ માણસોપર હજ-

---

×મહાત્મા ઝઈદ અને તેમના પુત્ર તરફના અત્યાચારનો વિષય અરબના ઇતિહાસના પહેલા ભાગમાં વર્ણવેલો છે.

રત અલી ( ક. વ. ) ના વંશની સારી છાપ પડી હતી અને તેઓના ઉપર સર્વ સાધારણની અચલ ભકિત હતી. ખલિફા મનસુરના સંદિગ્ધ અને કલંકિત સ્વભાવને ભયભીત કર્યો હતો અને ઉમૈય્યા વંશના છેલ્લા ખલિફા જેવી રીતે અતિ સહજમાંજ સિંહાસનભ્રષ્ટ થયા હતા, છેવટે તેમના વંશની પણ એવીજ વિષમ અવસ્થા થઇ પડી હતી; એટલા માટે તેમને ડરવાનું એનાથી પણ વિશેષ કારણ જન્મ્યું હતું. તેમણે તેમની વિરુદ્ધમાં કોઇ પણ પ્રકારનાં કારસ્થાન કરે છે કે નહિ એની તપાસ કરવા માટે જાત જાતના જાસૂસો નીમી દીધા. જાસૂસોને એવી જાતની સલાહ આપવામાં આવી કે, તેઓ કોઈ પણ પ્રકારે હઝરઅલી–રદી–ના વંશના વિશ્વાસપાત્ર થઇને એવી રીતે ઉસ્કેરી મૂકે કે જેથી તેમને ગુન્હેગાર ઠરાવવાનું ખાસ કારણ ઉભું કરી શકાય. ખલિફા મનસુરની રાજકારકિર્દિમાં હઝરતઅલી રદી–ના વંશજો પરના અત્યાચારનું કેવળ આ એકજ માત્ર કારણ નહોતું. જે વખતે ઉમૈય્યા ખલિફાઓનો ધ્વંસ થઇ જવા આવ્યો હતો, કે જે બાબતમાં હજરત મહમદ સ. અ. વ. નો પરિવારવર્ગ પણ રસ લેતો હતો. તે વખતે પવિત્ર મદિના નગરીમાં એક સભા બોલાવવામાં આવી; એમાં ખુદ ખલિફા મનસુર સાથે હાશમ પરિવારના લગભગ સઘળાં માણસો આવ્યાં હતાં.* એ સભામાં હજરત ઇમામ હસન(રદી)ના પ્રપૌત્ર મહમ્મદ + હસનવંશજોમાં મુખ્ય પુરુષ ઠરવાથી તેમના પિતા હયાત હોવા છતાં પણ તેઓ સહુની સલાહ મુજબ ખલિફા ઠર્યા હતા. તેમના મહત્ પવિત્ર ચરિત્ર અને ધર્મ જીવનના સારા ઉદ્દેશ તથા આદર્શને માટે તેઓ "અન—નફ્સ–અઝ–ઝકિયા અથવા "પવિત્ર આત્મા"ની પદવી પ્રાપ્ત કરી શક્યા હતા, તેમના સદ્‌ગુણો અને આગેવાનીને માટે ખલિફા મનસુર સાથે હાજર થયેલી તમામ જનમંડળીએ તેમની પાસે તાબેદારીના કસમ લીધા હતા. અમોએ પ્રથમજ જણાવ્યું છે કે, કેવી રીતે ઇસ્લામ આલમનો શાસનદંડ અબ્બાસી વંશીઓના હાથમાં આવ્યો હતો. હવે મનસુરના સ્મરણમાં ઇસ્લામી આલમના પાયતખ્તપર બિરાજેલા મહાત્મા મહમ્મદની પાસે તેમની તાબેદારી કબુલવાની વાત ઉગી આવવાથી તેમનું અંતઃકરણ સંદેહ અને શોકથી ઢંકાઇ જવા

---

* ઈસલામ ધર્મ જગતના ઇમામ જાફર–અસ–સિદ્દિક આ સભામાં હાજર નહોતા.

+ મહમ્મદના પિતાનું નામ અબ્દુલ્લા હતું, તેમના પિતાનું નામ બીજા હસન (મુસાન્ના ) હતું, તેમના પિતાનું નામ પ્રથમ હસન ( ઈમામ હસન ) હતું અને તેમના પિતાનું નામ હજરત અલી ( ક.વ. ) હતું.

આવ્યું હતું અને તેમના જાસૂસોએ ઇમામ હસન (રદી) ના વારસોની વિરુદ્ધમાં તરેહ તરેહની ફરિયાદો ઉભી કરીને તેમના મનની અવસ્થાને વિશેષ ક્રૂરતમ કરી દીધી હતી. આ સર્વ કારણોથી તેમણે મહાત્મા મહમ્મદ અને તેમના ભાઇ ઇબ્રાહીમને બંદીવાન કરવાની કોશિશ કરી હતી, પરંતુ તેઓ ન્હાસી છૂટવાને સમર્થ થયા હતા. ત્યારપછી તેમણે મહાત્મા મહમ્મદના પિતા વૃદ્ધ અબદુલ્લાની સાથે તેમના કબીલાનાં તમામ મુખ્ય મુખ્ય માણસોને અને ત્રીજા ખલિફા હજરત ઉસમાન—રદીના વારસાનાં મુખ્ય પુરુષ મહમ્મદ—અલ—ઉસમાનીને* કેદ કર્યા. એ મહમ્મદ—અલ—ઉસમાનીની કન્યાની સાથે મહાત્મા મહમ્મદના ભાઇ ઇબ્રાહીમ લગ્નના બંધનમાં બંધાયા હતા. તેઓ સઘળા લોઢાની મજબૂત સાંકળોથી જકડાઇને કુફામાં મોકલાયાં હતાં અને ત્યારપછી ત્યાંના હાશેમના કિલ્લામાં કેદ થયા હતાં. મહમ્મદ—અલ—ઉસમાનીને સિરિયાના રહેવાસીઓ ઘણીજ ભક્તિની નિગાહથી જોતા હતા, એટલા માટે તેઓ પણ અબ્બાસી વંશીઓને માટે વિપદજનક તરીકે ગણાયા હતા એ કારણથી પ્રથમ તેમને નેતરની સોટીઓ મારવામાં આવી હતી અને છેવટે તેમનું ખૂન પણ કરવામાં આવ્યું હતું. અન્યાન્ય વ્યક્તિઓના ઉપર એવો જાલિમ વ્યવહાર ચલાવવામાં આવ્યો હતો કે જેથી કમનસીબ કેદીઓ જાહિર કરવાને લાચાર થયા હતા, જે ઉમૈય્યા ખલિફાઓના અમલમાં જ તેઓ સારો વ્યવહાર પ્રાપ્ત કરી શક્યા હતા. આ પછી ઠેકઠેકાણે મહાત્મા મહમ્મદ અને ઇબ્રાહીમની તપાસ થવા માંડી. સમુદ્રના કિનારાપરનાં બંદરોમાં તેમની તપાસ માટે બેદુઇન અરબો જાસૂસ અથવા છૂપી પોલિસનાં કામમાં નિમાયા હતા. તેઓ કોઇ પણ ઠેકાણે અવશ્ય આશ્રય મેળવી શક્યા હશે, એવી જાતની એક શંકા ઉપજવાથી દરેકે દરેક ઘરની જડતી લઇને તપાસ ચલાવવામાં આવી હતી અને તેમને આશ્રય આપે એવાં શક પડતાં દરેક માણસને કેદખાનામાં કેદ કરવામાં આવ્યાં હતાં અને એ સાથે એમનાપર સોટીના સપાટા પણ ચલાવવામાં આવ્યા હતા. આવી રીતે આશ્રય વગરના થઇ પડવાથી તેમજ મનમાં એક જાતની નિરાશા ઉપજી આવવાથી મહાત્મા મહમ્મદ પોતાના ભાઇ ઇબ્રાહીમને બળવો જગાડી બંડના ઝુંડા ફરકાવવા માટે અહવાઝ અને બસરા મુલ્કમાં મોકલી આપ્યા અને તેઓ પોતે પણ મદિના શહેરમાં આવી પહોંચ્યાં. ખલિફા મનસુરને પાયતખ્તપરથી ઉતારી

* મહમ્મદના પિતાનું નામ અબદુલ્લા હતું, તેમના પિતાનું નામ ઉમર હતું અને તેમના પિતાનું નામ ખલિફા હજરત ઉસમાન (રદી) હતું.

પાડવાનું જાહેરનામું બરાબર એક જ વખતે બસરા અને મદિના શહેરમાં ફેલાવવાનો તેમણે પોતાના મનમાં ગુપ્ત સંકલ્પ કર્યો હતો. જો એ સંકલ્પ સફળ થયો હોત, તો તેથી ઘણું કરીને અબ્બાસી વંશીઓની રાજકારકિર્દીમાં એજ વખતે પાર પડી જાત; પરંતુ તેમના ભાઇની જંગની તૈયારી પૂરી થતાં પહેલાં જ મહાત્મા મહમ્મદ પોતે પોતાને ખલિફા તરીકે જાહિર કરવાને લાચાર થયા હતા અને એટલા માટે ખલિફા મનસુરે તેમને વારાફરતી હુમલા કરવાની તક આપી હતી. પહેલવહેલાં જ મહાત્મા મહમ્મદે ખલિફા મનસુરના મોકલેલા સઘળા સિપાહીઓને હરાવીને તેમના મદિનાના શાસનકર્તા-(હાકેમ) ને પકડીને બંદીવાન કર્યા હતા અને ઘણા થોડા દિવસની અંદરજ આખા હિજાજ અને યમન પ્રદેશની ઇસ્લામી આલમના ખલિફા તરીકે તેઓ બહાર પડયા હતા. સુન્ની સમ્પ્રદાયના જૂદા જૂદા ધર્મોનાં બે મુખ્ય વિદ્યાલયો (મદ્રેસા) સ્થાપનારા ઇમામ અબુહનિફા અને ઇમામ માલિકે મોસ્લેમ સિંહાસનપર મહાત્મા મહમ્મદનો અધિકાર સહુથી ચઢિયાતો હોવો જોઇએ, એવો અભિપ્રાય પ્રકટ કર્યો. ખલિફા મનસુરે પહેલાં પોતાના મનમાં ધાર્યું હતું કે, મહાત્મા મહમ્મદ બંડખોર થઇને પોતાની મનમાની સફળતા મેળવી શકશે નહિ; પરંતુ તેમણે અત્યારે કલ્પનામાં પણ ન આવી શકે એવી ફતેહ મેળવવાથી ખલિફાએ પોતાની હમેશની ટેવ મુજબ દગાબાજીનો આશ્રય લીધો. તેમણે "નફસ-અઝ-ઝકિયા"ને એવા આશયથી એક કાગળ લખ્યો કે, તેમને પૂરતો આશ્રય આપવામાં આવશે; તેઓ જ્યાં ઇચ્છામાં આવે ત્યાં વસી શકશે; તેમને પુષ્કળ વર્ષાસન આપવામાં આવશે અને તેમનાં સગાંવહાલાંઓને દરેક જાતની મદદ કરી તેમનાપર પૂરતી મહેરબાની રાખવામાં આવશે." એના જવાબમાં મહાત્મા મહમ્મદે ખલિફા મનસુરને લખ્યું હતું કેઃ—"હું જ્યારે મોસ્લેમ સલ્તનતનો ખરો અધિકારી છું, ત્યારે હુંજ તમોને માફી અને મહેરબાની બક્ષી શકું તેમ છું, એની મારાથી તમારી પાસે માગણી કરી શકાય તેમ નથી."

છેવટે તેમણે એવા આશયથી એ પત્રનો ઉપસંહાર કર્યો કેઃ—"મને જે આશ્રય આપવામાં આવ્યો છે, એ શું અબુ-મુસલિમ, અબ્દુલ્લા-બિન-અલી અને યઝિદ-બિન-હોબરાને આશ્રય આપવા સમાન છે કે તેનાથી સર્વથા અન્ય પ્રકાર જ છે?"

પ્રત્યુત્તરમાં ઘટતો જવાબ મળવાથી મનસુરે ' નફસ-અઝ-ઝકિયા" ને ખોટી અસરો સૂચવનારો એક લાંબો કાગળ લખ્યો, તેમા તેણે ઇસ્લામ

આલમના પાયતખ્તપર અબ્બાસી વંશીઓમાટેના અધિકારના કારણનો ઉલ્લેખ કર્યો હતો. તેમણે એક વખતે મહાત્મા મહમ્મદની પાસે જે તાબે-દારીના સોગંદ લીધા હતા, તે પાછા ફેરવી નાખ્યા; પરંતુ એ સાથે એવો ઉલ્લેખ પણ કર્યો કે, હજરત પયગમ્બરને કોઈ પુત્ર ન હોવાથી તેમની કન્યાના વંશજો તેમના વારસો થઇ શકશે નહિ, પરંતુ તેમના કાકા હજરત અબ્બાસના વારસોજ તેમના રાજ્યના ખરા વારસો થઈ શકશે.

હવે "નફસ-અઝ-ઝકિયા"ને દમન કરવા માટે ખલિફા મનસુરે પોતાના ભત્રીજા ઇસાને એક મોટા લશ્કર સાથે મોકલી આપ્યો, લડાઇ શરૂ થતાં પહેલાંજ મહાત્મા મહમ્મદે તેમના અનુચરજનોને કહી દીધું કે, જેમની ઇચ્છામાં આવે, તેઓ ઘણી ખુશીની સાથે જઇ શકે તેમ છે અને જેમની સાથે આવવાની ઇચ્છા હોય, તેઓ સાથે આવી શકે તેમ છે. તેમના પક્ષમાં રહેનારા જે સઘળાં માણસો લાંબી મુદ્દત પછી પોતાના કુટુંબ કબીલાઓને મળવા માટે આતુર થઇ ગયા હતા, તેમાંનો ઘણો ખરો ભાગ આવી વાત સાંભળીને પોતપોતાના ઘર ભણી પાછો ચાલ્યો ગયો અને મનસુ-રના જબરદસ્ત લશ્કરની સ્હામે થવા માટે ફક્ત ૩૦૦ લોકો બાકી રહ્યા. જવાંમર્દના જેવો બહાદુરી ભરેલો જંગ લડયા પછી મહાત્મા મહમ્મદ મર-ણને શરણ થયા અને તેમના સઘળા સોબતીઓ માર્યા ગયા. તેમના મુડદાં-ઓના બની શકે તેટલા ઝીણામાં ઝીણા ટુકડા કરી નાખવામાં આવ્યા. હજરત મહમદ સ. અ. વ ના વંશની એક મહિલાએ એ મુડદાંના ટુકડા-ઓને દફનાવવા માટે સેનાપતિ ઇસાની પરવાનગી લઈને મદિનાની પાસેના શહીદોના × કબ્રસ્તાનમાં તેમને દફનાવ્યા. ( ૧૫ મા રમઝાન, ૧૪૫ હીજરી, ઈ. સન ૭૩૫ )

બાઇના કુવેળાના અણધાર્યા સ્થાનથી ઇબ્રાહીમની તાકાત ઘટી જવા છતાં પણ તેઓ એક મોટું લશ્કર એકઠું કરવાને શક્તિમાન થયા હતા, અને એનીજ મદદથી તેમણે ખલિફા મનસુરના મોકલેલા લશ્કરને હરાવ્યું હતું. છેવટે અબ્બાસી લોકોની હાલત એવી આફતભરેલી થઈ પડી હતી, કે, જેથી ખલિફા મનસુરે કુફા છોડીને ન્હાસી છૂટવાનો ઇરાદો પણ કર્યો હતો, આખરની વખતે તેમણે ઇસાને ઇબ્રાહીમની વિરુદ્ધમાં મોકલ્યો. યુદ્ધિક્ષિસ ન-

× ધર્મના જંગમાં મરેલા ઇસ્લામ વીર પુરુષોને શહીદ કહેવામાં આવે છે. ( અનુવાદક )

દીના કિનારાપરના એક ખુનખ્વાર જંગમાં અબ્બાસી લોકો હારી ગયા અને તેમાંનાં ઘણાં માણસો માર્યાં ગયાં. પરંતુ છેવટે હઝરતઅલી (રદી)ના વંશજોની ધર્મપરાયણતા તથા ઉદારતા તેમના પરાજયના કારણરૂપ થઈ પડી હતી; દુશ્મનો રણભૂમિમાંથી પલાયન થયા છતાં તેમણે તેમની પૂંઠ પકડી નહિ. એ જોઈને સઘળો ફરીવાર સ્હામા આવી ઉભા રહ્યા અને તેમનાં જે સઘળાં માણસો ઘાયલ થવાનો ડોળ કરીને સૂઈ રહ્યાં હતાં, તેઓ પણ કૂદી કૂદીને બેઠાં થયા. ત્યાર પછી જે યુદ્ધારંભ થયો, તેમાં ઇબ્રાહીમ હથિયારના જખ્મથી વીંધાઈને માર્યા ગયા અને તેમના સિપાહીઓનું ટોળું ખેદાન મેદાન થઈને ન્હાસી ગયું. ×

આ જંગ પત્યા પછી ખલિફા મનસુરે મદિના અને બસરા નગરના નિવાસીજનોપર જુલ્મ ગુજારીને પોતાના ક્રોધનો બદલો લેવા માંડયો. બસરાના જે સઘળા આબરૂદાર લોકોએ ઇબ્રાહીમની સાથે મળીને ભાગ લીધો હતો તેમને કેદ કર્યા અને તેમના બગીચાઓનાં ખજૂરનાં ઝાડો કાપી નાખવવામાં આવ્યાં. હજરત ઇમામ હસન (રદી.) અને ઇમામ હુસેન (ર.દી.)ની મિલકત રાજ દરબારમાં ખાલસા કરવામાં આવી, મદિનાના રહેવાસીઓને તમામ જાતની સારી સગવડોથી અલગ કરવામાં આવ્યા અને મિસરમાંથી આવતા ખોરાક તથા અનાજ વગેરેની આવકને બિલકુલ અટકાવવામાં આવી. માનવંતા ઇમામ જાફરે (રદી) તેમની પૈતૃક (પિતાની) મિલકત પાછી માગવાથી તેમનું ખૂન કરવાની તેમને સખ્ત ધમકી આપવામાં આવી. ત્યાર પછી મનસુરે ઇમામ અબુ હનિફાને કેદ કર્યા અને ઇમામ માલિકને ઘણીજ ઘાતકી રીતે ફટકા લગાવ્યા. હાએરાના કિલ્લાના કેદીઓને વિના ઇન્સાફે ઠાર કર્યા અને બીજા બધા બંદિવાનોને પ્રાણનાશક ઝેરીલી કારમી પીડા કરીને મરણને શરણ કર્યા. મનસુરે ઇબ્રાહીમનું કપાયલું મસ્તક મેળવીને તેમના પિતા અબ્દુલ્લાની પાસે મોકલી આપ્યું. જે કાસદ તેમના પ્યારા પુત્રનું કપાયલું મસ્તક લઈને આવ્યો હતો, તેને અબ્દુલ્લાએ કહ્યું કેઃ—

" તારા માલિકને જઈને કહે કે, તેના સુખના દહાડા જેવી રીતે ઉતાવળી ગતિથી વીતવા માંડ્યા છે, તેવીજ રીતે મારા દુઃખના દહાડા પણ પૂરા થવા આવ્યા છે. અમો બન્ને થોડા વખતમાંજ એ આખી આલમનો

× ઈબ્ને ખાલદુનના મશહુર ઇતિહાસના ૪ થા ભાગના ૪ થા પૃષ્ઠમાં આ વિષયને સંક્ષિપ્ત અથવા સારાંશ રૂપે વર્ણવવામાં આવ્યો છે. ઉપર જણાવેલો બનાવ ઈબ્ને ખાલદુનના સાર સમજનું સંક્ષિપ્ત વર્ણનજ છે.

ઇન્સાફ કરનાર સર્વ શક્તિમાન ખુદાતઆલાની પાસે હાજર થઇએ છીએ તે પરવરદિગાર અમારો નેક ઇન્સાફ કરશે.”

અત્યારે આખા પશ્ચિમ એશિયા અને આફ્રિકાપર ખલિફા મનસુરની હકુમત ચાલતી હતી. જો કે સ્પેન મુલ્ક તેમની જમીનની હકુમત તળે નહોતો, પરંતુ પવિત્ર નગરી મક્કા અને મદિના તેમના તાબામાં હતી, એથી કરીને એ મુલ્કમાં પણ તેમના નામે ખુતબો પઢાતો હતો.

ખલિફા મનસુરે ૧૪૬ હિજરીમાં તેમના પુત્ર જાફરને મોસુલના હાકેમનું પદ પ્રદાન કર્યું અને હર્બઇબ્નેિ અબ્દુલ્લા નામના એક પ્રખ્યાત જવાંમર્દ લડવૈયાને તેમના મદદગાર તરીકે ત્યાં મોકલ્યો. એ મોજેલ નગરીની નજીકમાંજ હર્બનો એક સુંદર મહેલ હતો÷ ત્યાં ઇમામ જાફરે (રદી.) એ નિવાસસ્થાન ઠરાવ્યું હતું અને એ સ્થળેજ તેમની કન્યા ઝુબયદા જન્મી હતી.

એ સમયે આફ્રિકાના શાસનકર્ત્તાએ એકવાર સ્પેન જીતવાની કોશિશ કરી હતી; પરંતુ સ્પેનના તે જમાનાના શાસનકર્ત્તા અથવા હુકમત ચલાવનારા ઉમૈય્યા વંશના અબ્દુર રહેમાન દ્વારા શોચનીય રીતે પરાજિત અને મરણવશ થયો હતો. એ વખતે ખલિફા મનસુરે પવિત્ર મક્કા નગરીમાં દરબાર ભર્યો હતો, એ દરબારમાં એક ગુપ્ત ચર અથવા જાસૂસે આવી અબ્બાસી સૈન્યના અધ્યક્ષનું કપાયલું મસ્તક લાવીને તેમની સમક્ષ રજૂ કર્યું હતું. પરંતુ એ મસ્તકને ત્યાં આગળ કોણ લઇ આવ્યું હતું, એ વાત કોઇ પણ માણુસના જાણવામાં આવી નહોતી. ખલીફા આવી દુઃસાહસિકતાથી એટલા બધા ડરી ગયા હતા કે, તેમણે મારી અને કુરેશ કબીલાના બાજપંખી અબ્દુર

---

÷ જે સમયે પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા ઇબ્નેઅલ–આશિરે તેનું 'અલકામિલ નામનું મશહુર પુસ્તક લખ્યું, તે સમયે આ મહેલ મૌજુદ હતો તેણે હરબના મહેલ સંબંધી જે પ્રીતિજનક વર્ણન કર્યું હતું. તે નીચે લખામાં આવે છે. તેણે લખ્યું છે કે;–" એ વખતે એ મહેલની નજીકમાં મારી પોતાની કાંઇક જમીન જાગીર હતી. મેં સુફી ફકીર પુરુષોને એ દાન કરી હતી. એ સ્થળે એક સુંદર મકાન હતું. એ મકાનમાંજ વસીને મેં " અલકામિલ, નામના પુસ્તકનો ઘણો ખરો ભાગ રચ્યો હતો.

÷ ઝુબીદા ખલિફા હારૂન-અલ-રશિદનાં મશહુર સહધર્મિણી અથવા અર્ધાંગના હતાં. તેમનું ખરૂં નામ અમ્યતુલ અલ–અઝજ હતું. ઝુબીદાનું ટુંકું નામ શુમ્આ થયું હતું. તેમના પિતામહ ( પિતાના પિતા ) ખલિફા મનસુર તેમને એ નામ લઇને બોલાવતા હતા.

રહેમાનની વચ્ચે એક વિશાળ સમુદ્ર સ્થાપન કર્યો છે. ” આવી રીતે તેમણે અબ્દુર રહેમાનને કુરેશ કુટુંબના બાજપંખીના નામથી ઓળખાવ્યા હતા.

એ વખતે જયોર્જીયા મુલ્કમાં ખાઝાર લોકો બળવાખોર થવાથી તેઓ વિતાડિત થયા હતા અને એમ બદમાશ લોકો જેથી કરીને ફરીવાર ઇસ્લામ સલ્તનતપર હુમલો ન કરી શકે, એને માટે ચાંપતા ઇલાજો લેવામાં આવ્યા હતા. કુર્દ જાતિના લોકો એક પછી એક એમ વારંવાર મુસલ્માનોની વિરુદ્ધમાં હથિયાર ઉપાડતા હોવાથી ખલિફા મનસુરે રાજ્યના ખજાનચી ખાલિદ–બિન બારમેકને મેસોપોટેમિયાના શાસનકર્તા અથવા હાકેમની પદવી પ્રદાન કરી હતી. ખાલિદે દઢતા અને ઇન્સાફભરેલી રાજનીતિનો આધાર લઇને થોડા વખતમાંજ એ મુલ્કમાં શાંતિ સ્થાપન કરીને જાલિમ કુર્દજાતિના લોકોને પોતાને તાબે કર્યા હતા.

ખલિફાઓએ મનસુરના મૃત્યુ પછી તેમનો ભત્રીજો ઇસા બગદાદના પાયતખ્ત પર બિરાજશે; એવું પહેલેથી જ નક્કી કરી રાખ્યું હતું; પરંતુ હવે ઇસા જેથી કરીને પોતાની મેળેજ એ અધિકાર પરિત્યાગ કરવાને નિરુપાય થાય, એની તેઓ ચિંતા કરવા લાગ્યા. એ હેતુને પારપાડવા માટેજ તેમણે લાચારીભરેલી નીતિનું અવલંબન કરીને ઇસા બગદાદના સિંહાસન પરથી પોતાનો ભવિષ્યનો અધિકાર છોડી દેવાને લાચાર થાય અને મનસુર તેમના પુત્ર મહમ્મદને અલ–માહદીની પદવી આપી પોતાનો ભાવી ઉત્તરાધિકારી ઠરાવે એ કાર્યમાં સર્વ સાધારણ લોકો સમ્મત થાય, એવા સર્વની પાસેથી બનતી રીતે વશ્યતા અથવા તાબેદારીના સોગંદ લેવડાવી લીધા.

## ઇમામ જાફર–અસ–સાદિકનું મૃત્યુ

( ૧૪૮ હિજરી, ઇ. સન ૭૫૬ )

૧૪૮ હિજરીમાં ઇસ્લામ ધર્મજગતના મુખ્ય ઇમામ જાફર–અસ–સાદિક પવિત્ર મદિના નગરીમાં જન્નતનશીન થયા. તેમણે જે નૈતિક વિદ્યાલય ( મદ્રેસો ) સ્થાપન કર્યું હતું×, તે સૌભાગ્યયોગે તેમના મૃત્યુની સાથેને સાથે જ વિનષ્ટ થયું નહિ. તેમના પુત્ર અને વારસ અલકાસિમની પદવી વાળા મુસાના તાબા તળે પણ તેણે ઉત્તરોત્તર ઉન્નતિ પ્રાપ્ત કરી હતી. એ સમયે હજરતઅલી (ક:)ના મુરિદોમાં અથવા શિયા સમ્પ્રદાયમાં બીજા એક ઝગડાની શરૂઆત થઇ. પહેલાં ઇમામ જાફરે તેમના વડા પુત્ર ઇસ્માઇલને તેમના ભવિષ્યના ઉત્તરાધિકારી (વારસ) ઠરાવ્યા હતા; પરંતુ તેમના મરતાં પહેલાંજ એ પુત્ર પરલોકવાસી થયા હતા. ત્યાર પછી તેમણે તેમના બીજા

પુત્ર મુસાને પોતાના વારસ ઠરાવ્યા. પરંતુ તેમના કેટલાક મુરિદોએ મુસાની આધીનતાનો અસ્વીકાર કરીને ઇસ્માઇલના પુત્ર હબિબને પોતાના ઇમામ તરીકે સ્વીકારી લીધા. એ વખતેજ ઇસમાઇલ સમ્પ્રદાયની પ્રથમ ઉત્પત્તિ થઇ. તેમણે ભવિષ્યમાં મિસર દેશમાં ફાટેમાઇદ રાજવંશની સ્થાપના કરી.

૧૫૧ હિજરીમાં ખોરાસાનના ઉસ્તાદસિસ નામના એક નામાંકિત નર-નાનેતાપણા તળે ત્યાં આગળ એક ભયંકર બળવાની સૂચના થઈ હતી, પરંતુ એ તરતજ દબાઈ ગઇ હતી અને ઉંસ્તાદશિશને તથા તેના કબીલાનાં તમામ માણસોને કેદી તરીકે બગદાદમાં લાવવામાં આવ્યાં હતાં. ત્યાં આવ્યા પછી તેઓ સારો સદ્‌વ્યવહાર પ્રાપ્ત કરી શક્યા હતા.

ખલિફા મનસુરના અમલમાં આફ્રિકાદેશ લગભગ અંધાધુંધી ભરેલોજ રહેતો હતો. તમ્મિવંશના અઘલાબ નામના એક પુરુષે ૧૪૮ હિજરીમાં આફ્રિકાના શાસનકાર્ય માટે નિમાઇને લગભગ બે વરસ સુધી દક્ષતા અથવા ડહાપણની સાથે તેની હકુમત ચલાવી હતી. પરંતુ આખરે તેઓ ટ્યુનિસ નગરની નજીકમાં બંડખોર ખારીજી લોકોની સાથેના એક જંગમાં માર્યા ગયા હતા. તેમના ઉત્તરાધિકારી ( વારસ ) હાફેજના પુત્ર ઉમર ઘણાજ ભલા અને શાણા હાકેમ હતા. તેમણે ત્રણ વરસ સુધી એ મુલકની હકુમત ચલાવી હતી. ખારાજી લોકોએ ફરીવાર થઇને રાજધાનીપર હુમલો કરવાથી ત્યાંના મુસલ્માનો ભયંકર આફતમાં આવી પડયા હતા.

હાકેમ ઉમર આ હુમલાને વખતે સ્હામા પક્ષના હાથથી માર્યા ગયા. આફ્રિકાની રાજધાની બંડખોરોના હાથમાં આવી. આ માઠા સમાચારથી ખલિફા મનસુરે અત્યંત ક્રોધાયમાન થઇને યઝિદ–મુહાલિબિ * નામના એક નવા હાકેમની દેખરેખ નીચે એકદમ ઉતાવળથી બીજા એક જંગી લસ્કરને ત્યાં આગળ મોકલી આપ્યું, એ પુરુષ અત્યંત ઉત્સાહી અને પ્રવીણ રાજનીતિને જાણનારા હતા. તેમણે આફ્રિકામાં આવીને ખારીજી લોકોને હરાવી દીધા અને તેમના ટોળાંના સરદારને મારી નાખ્યો તથા તેમના ન્હાસી છૂટેલા સિપા-હીઓની પાછળપડીને અમુક મહિનાની અંદર તો છૂટા છવાયા કરી નાખ્યા અને વ્યવસ્થા વિનાના એ ઉજ્જડ રાજ્યમાં શાંતિ તથા સુવ્યવસ્થા સ્થાપન કરી દીધી. તેમના મૃત્યુકાળ ( ૧૭૦ હિજરી ) સુધી–પંદર વરસ તેમણે એ

---

* મુહાલિબિ—એમના પિતાનું નામ હાતેમ હતું, તેમના પિતાનું નામ કબિસા હતું તેમના પિતાનું નામ અબુ શુફરા હતુ. કબિસા અરબના ઇતિહાસના પહેલા ભાગમાં ઉલ્લેખાયલા મશહુર મુહાલિબિના ભાઇ હતા, એટલા માટે તેમનો ખિતાબ મુહાલિબિ હતો.

મુલ્કની હકુમત ચલાવી હતી. ત્યાર પછી તેમના પુત્ર દાઉદ તેમના પદપર નિમાયા. ૧૫૫ હિજરીમાં ખલિફા મનસુરે રફિકા શહેર બંધાવ્યું અને કુફા તથા બસરા બન્ને શહેરોને કિલ્લા તથા ખાઇઓવડે મજબૂત કરી દીધાં. તેમના ફરમાનથી ઇસ્લામ સલ્તનતના લોકોની સંખ્યાની પણ ગણુતરી કરવામાં આવી.

રોમન બાદશાહે મુસલ્માનો સાથેની સુલેહની શર્તોનો ભંગ કરીને તેમના રાજ્યપર હુમલો કર્યો, પરંતુ તે શોચનીય રીતે પરાજિત થયો. તેણે ખલિફા મનસુરને નિયમિત રાજકર આપવાની શર્તને ફરીવાર કબૂલ કરીને તેમની સાથે નવી સુલેહ સ્થાપન કરી. ૧૫૬ હિજરીમાં જૂદા જૂદા મુલ્કોના હાકેમોનો નવીન કાર્ય–વિભાગ બંધાયો અને હજરત ઇમામ હુસેનના કબીલાના જઇદ નામના પુરુષને પવિત્ર મદિનાના હાકેમની પદવી પ્રાપ્ત થઇ.

ખલિફા મનસુરે જેવી રીતે સખ્ત મહેનતની સાથે તેમના રાજ્યની ઇમારતને મજબૂત દીવાલપર બાંધી હતી, તેથી કરીને તેમની તંદુરસ્તીમાં કાંઇક બિગાડ થયો હતો અને તેઓ તે સમયે સમજી શક્યા હતા કે, હવે થોડા વખતમાંજ આ ફના સંસારમાંથી તેમને હરહમેશને માટે રવાનગી લેવી પડશે. આથી તેમણે યુવરાજ અથવા શાહજાદાને પોતાની પાસે બોલાવીને રાજ્યના શાસન સંબંધી છેવટનો ઉપદેશ આપ્યો. એ સર્વ ઉપદેશમાં જે ઉપદેશ ખાસ ઉલ્લેખ કરવા લાયક છે, તેને અમો આ સ્થળે રજૂ કરીએ છીએ:—"જે કામ આજે કરવાનું હોય, તે તરતજ ન કરતાં આવતી કાલને માટે મુલ્તવી રાખીશ નહિ. રાજ્યની તમામ રૈયતને તથા સૈન્યને સંતુષ્ઠ રાખજે. હાલમાં જે સજાની પદ્ધતિ પ્રચલિત છે, તેની સીમાનું ઉલ્લંઘન કરીશ નહિ. રાજકીય ખજાનાને દોલતવિના ખાલી રાખીશ નહિ. તારે જે કાંઇ કરવાનું હોય, તે તું જાતેજ કરજે. જે કામકર તેમાં તું તારી સઘળી શક્તિનો વ્યય કરજે. જે સઘળા માણસો પાસેથી સારી સલાહ અને શિખામણ મળી શકે, તેમના સોબતમાં રહેજે. તારા દોસ્તો અને સગાંવહાલાંનો અનાદર કરીશ નહિ. ન્યાયપરાયણુતાની સાથે સરહદના મુલ્કોની રક્ષા કરજે. ધર્મપરાયણ થયા વિના, ધાર્મિક અને વિનયી થયા વિના લાયક રાજા થઇ શકાતું નથી, ન્યાયપરાયણુતા રાખ્યાવિના જન સાધારણની ઉન્નતિ કરી શકાતી નથી. જે માણસ પોતાનાં તાબાનાં માણસો પર જુલ્મ ગુજારે તેમને સહુની પાછળથી માફી બક્ષજે. કોઇ પણ બાબતમાં સારા નરસાંનો વિચાર કર્યા વિના એ કરવાને આગળ વધીશ નહિ, કારણકે યુનિચારજ જ્ઞાની લોકોનાં દર્પણુ સમાન છે. દર્પણુમાં જેવી રીતે તેઓ પો-

તાનો પડછાયો જોઇ શકે છે, તેવીજ રીતે વિચારરૂપ દર્પણમાં પણ તેઓ પોતાના ગુણદોષને જોઈ શકે છે. કૃતજ્ઞતા પ્રકટ કરીને તેના દ્વારા દાતાપણું અથવા દિલાવરી, ક્ષમા પ્રકટ કરીને તેના દ્વારા શક્તિ, સ્નેહદ્વારા બાધ્યતા અને ક્ષમા તથા મનુષ્યત્વ પ્રદર્શિત કરી તેના દ્વારા વિજયજનિત ફળને અહર્નિશ અક્ષુણ્ણ અથવા અખંડ રાખજે.

## ખલિફા મનસુરનો પરલોકવાસ

( ૬ ઠ્ઠી જિલ્હેજ ૧૫૮ હિજરી, અકટોમ્બર ઇ. સન. ૭૭૫ )

પિતા પુત્રના પ્રેમપૂર્વક ભેટયા પછી પિતા બાકીની જિન્દગીને પવિત્ર મક્કા શહેરમાં વીતાડવાના ઇરાદાથી બગદાદથી રવાના થયા, પરંતુ મક્કાથી ફક્ત થોડાક ગાઉ દૂર રસ્તો રહેતાંજ તેઓ બિર મયમુના નામની એક જગાએ પાક પરવર દિગારના પાક રાજ્ય ભણી આ ફાની દુનિયાને છોડીને સદાને માટે વિદાય થયા. દુશ્મન પક્ષના લોકો તેમની કબ્રનો પતો મેળવીને છેવટે તેને ખોદી નાખશે, એવી શંકાથી એકસો કબ્રો ખોદાવીને તેમાંની એક કબ્રમાં ઘણીજ છુપી રીતે તેમને દફનાવવામાં આવ્યા.

ખલિફા મનસુરે બાવીસ વરસ સુધી રાજ્ય ભોગવ્યું. તેઓ દુબળા, લાંબા અને દેખાવડા પુરુષ હતા. તેમનું જીવન અને ચરિત્ર આદર્શસ્થાનીય હતું. તેમના દરબારમાં કોઇ પણ પ્રકારની અશ્લીલતાજ દૃષ્ટિગોચર થતી નહોતી. તેઓ બપોર પહેલાંનો ઘણો ખરો ભાગ નીચે લખેલા કામો માંજ વિતાડતાઃ—" તરેહ તરેહની અનુજ્ઞાલિપિનો ફેલાવો, કર્મચારીઓને એકઠા કરવા, અને બદલવા દેશની સરહદ અને પહાડી રસ્તાઓને સાચવવાના ઉપાયો યોજવા, રસ્તાઓને સમરાવવા, રૈયતના રહેઠાણનો અને તેમની હાલતનો સુધારો કરવો, તથા હિસાબ કિતાબ અને રસદ વગેરેની તપાસ કરવી વગેરે. * બપોરે તેઓ પોતાનાં સ્ત્રી પુત્રો વગેરેને સાથે લઇને બેસવાનું પસંદ કરતા. સાંઝની નમાજ પઢયા પછી તેઓ એ દિવસના સઘળા સમાચાર અને કાગળ પત્રાદિ સાંભળતા અને વઝીરોની સાથે બેસી સલાહ કરતા. રાત્રિનો પૂરો એક બીજો ભાગ ન વીતતાં તેઓ આરામ લેવા માટે શયન કરતા નહિ. તેઓ બિલકુલ થોડો વખતજ ઉંઘ લેતા અને સવારની નમાઝને માટે મોટે મળસકે પથારીમાંથી ઉઠી જતા. તેઓ પોતેજ લશ્કરોની સ્થિતિનું તથા કિલ્લા વગેરે સઘળાં સ્થાનોનું પરિદર્શન કરતા—તપાસતા. એ

* ઇબને-અલ-અશિર ૪ થો ભાગ, પૃષ્ઠ ૧૩ મું જુઓ.



અ. ઇ. ભાગ. ૧ ટાઇગ્રીસ ઉપરથી બગદાદ.

Lakshmi Art, Bombay

લશ્કરના સઘળા સિપાહીઓ રાજ્યનાં સહુથી ઊંચામાં ઊંચા જાતનાં હથિયાર અને બખ્તર વગેરેથી સુસજ્જિત રહેતા. હિસાબ રાખનારોના હિસાબની બારીકાઈથી પરીક્ષા કરતા. તેઓ ઘણાજ મહેનતુ હતા, એટલુંજ નહિ, પણ દેરહમ અને રતિ વિષયના ભાંગેલા ભાગોની તપાસ પણ તેમની નજર બહાર રહેવા પામી નહોતી. એટલા માટે તેણે અબુદ્દાવાનિક અથવા અદ્દાવાનિકનો ઇલકાબ મેળવ્યો હતો.

ખલિફા મનસુર સ્વેચ્છાચારી હોવા છતાં હક ઇન્સાફ આપવામાં એવા દૃઢપ્રતિજ્ઞ હતા કે, કેવી રીતે ન્યાયાધીશની પાસે સૌએ બાધ્યતા જાહેર કરવી જોઈએ, એ બાબતમાં પ્રજાજનોની પાસે તેઓ ઉત્કૃષ્ટ આદર્શ સ્થાપી ગયા છે. એકવાર કેટલાક ઊંટવાળાઓની ખાસ માગણીથી મદિનાના કાજીના બોલાવવાથી ફક્ત પોતાના એક ખજાનચીને સાથે લઈને તેઓ પોતે અદાલતમાં આવીને સઘળા અપરાધીઓની પેઠે કાજીની સ્હામા ઉભા રહ્યા. એટલુંજ નહિ, કાજી ખલિફાના સત્કાર અથવા આવકાર માટે ઉઠીને ઉભો પણ ન થયો. એ મુકર્દમામાં વાદીને ફતેહ મળી. બરાબર વખત આવ્યે ખલિફાએ કાજીને ઘણી ઘણી સોના મોહોરો બક્ષિસ આપીને ન્યાયાધીશ અથવા કાજીની સાધુતા તથા સ્વાધીનતાનું સન્માન કર્યું હતું. તેઓ ઘણી દોલત પોતાની પાછળ મૂકી ગયા. એ દોલતનો હિસાબ આપતી વેળાએ તેમણે પોતાના પુત્રને કહ્યું કેઃ—“ આનાથી દર વરસનો ખર્ચ ચાલી શકશે. ”



# પ્રકરણ ૨ બીજું

## ખલિફા માહદી અને હાદિની રાજકારકિર્દી

( ૧૫૮ થી ૧૭૦ હિજરી, ૭૭૫ થી ૭૮૬ ખ્રિસ્તાબ્દ )

( ખલિફા માહદી ૧૫૮ થી ૧૬૯ હિજરી, ઈ. સન ૭૭૫ થી ૭૮૫ )



ખલિફા મનસુરના જન્નતનશીન થયા પછી તેમના પુત્ર મહમ્મદ માહદીનો ખિતાબ ધારણ કરી બગદાદના પાયતખ્તપર બિરાજ્યા. તેમની માતા * યમનવાસી પ્રાચીન હિમિયારાષ્ટ રાજવંશમાં જન્મેલાં હતાં. માહદિની રાજનીતિ તેમના પિતાથી સમ્પૂર્ણ જૂદી હતી. તેઓ સ્વાભાવિક રીતે દયાળુ અને ઉદાર સ્વભાવના હતા. તેમણે સિંહાસનપર બેસતાંની સાથેજ તેમના પિતાની કઠિન શાસનપદ્ધતિનું પરિવર્ત્તન કરવાની કોશિશ કરી હતી. મરણની સજા થયેલા ભયંકર ગુન્હેગાર અથવા ગુન્હાને માટે જેઓ કેદખાનાની કઠિન સજા ભોગવતા હતા, તેમના સિવાય બીજા બધાને તેમણે છૂટા કરીને રાજત્વની સૂચના કરી હતી. તેમણે ઇબ્રાહીમના પુત્ર હસનને કેદખાનામાંથી મુક્ત કરી તેમનું ગુજરાન ચલાવવા માટે તેમને પુષ્કળ ધન આપ્યું હતું. ખલિફા મનસુર મારફત પવિત્ર મક્કા અને મદિનાવાસીઓ જે સઘળા વારસાના હકો તથા સગવડો ગુમાવી ચૂક્યા હતા, તે તેમણે પુનઃ પાછા સોંપી દીધા અને તેમને મિસરમાંથી કર અને અનાજ વગેરે લેવાનો અધિકાર આપ્યો. ખલિફા મનસુરદ્વારા હજરત મહમદ સ. અ. વ. ની જે સઘળી મિલકત રાજદરબારમાં ખાલસા થઇ ગઇ હતી, તે પણ તેમણે પાછી સોંપી દીધી. જે સઘળા અમલદારો રૈયતપર જુલ્મ ગુજારવાના અને તહકિકાતનો ભંગ કરવાના અપરાધથી પદભ્રષ્ટ થયા હતા, તેઓને સહુ ખલિફા મનસુરના વખતમાં ભયંકર પૈસાના દંડથી દંડિત થતા હતા. એ સઘળી

---

* તેમની માતાનું ના[illegible]રૂ હતું.

દોલત બટતુલમાલ–ઇલમઝાલિમ × નામના ખજાનામાં સંચિત થઇ હતી. જેમની પાસેથી અર્થદંડ ગ્રહણ કરવામાં આવ્યો હતો, તેમનાં નામો દરેક કોથળીની ઉપર લખી રાખવામાં આવ્યાં હતાં. ખલિફા માહદિએ એ સઘળી દોલતના જે હકદારો હજી સુધી જીવતા હતા, તેમને અને જેઓ મરણ પામ્યા હતા, તેમના ઉત્તરાધિકારીઓ અથવા વારસોને તે દોલત પાછી સોંપી દીધી.§ રોમન લોકોની વિરુદ્ધના જબરા જંગને વખતે તેમણે પરલોકવાસી નામાંકિત નરવીર માસલામાના મહેલની નજીકમાં ગમન કર્યું હતું. તેમના પિતામહ મહમ્મદની તરફ એ જન્નતનશીન વીરે જેવી દયા દેખાડી હતી, તેનું સ્મરણ કરીને ખલિફાએ તેમના વંશજો અને અનુચરોને બોલાવીને તેમને બબ્બે હજાર દિનાર બક્ષિસ અને ઉંચી કીમતની જમીન જાગીર તરીકે ઇનામ આપી. ૧૬૦ હિજરીમાં તેમણે આ પહેલાં કદી ન થયેલા ભારી દબદબા અને જાહોજલાલીની સાથે હજવ્રતનું પાલન કરવા માટે પવિત્ર મક્કા શરીફમાં ગમન કર્યું. એ વખતે તેમણે હિજાજના રહેવાસીઓને લગભગ ત્રણ કરોડ દીનાર દાન અને ફક્ત મક્કાના રહેવાસીઓમાં એક લાખ પચાસ હજાર કપડાં વહેંચ્યાં. તેમના ફરમાનથી હજરત પયગમ્બર (સ.) મારફત નિમાયેલી મસ્જિદને ફરીવાર સમરાવવામાં આવી અને એની શોભામાં ઘણોજ વધારો કર્યો અને ઘણી જગાએ આવી નિશાળો ખોલવામાં આવી. તેમના પિતાના કરતાં ઘણીજ વિચક્ષણતાની સાથે તેમણે મદિનાના અનસાર લોકોમાંથી પાંચસો માણસોને તેમના અંગરક્ષકો ઠરાવ્યા. † તેમણે કોઢના રોગથી પીડાતા માણસોને માટે તથા સઘળા માણસો કરજની જવાબદારીથી કેદખાનાની સખ્ત સજા ભોગવતાં હતાં, તેમને માટે અમુક વૃત્તિ અથવા મદદ આપવાનું ઠરાવ્યું. ખલિફા સાફાના સમયમાં મક્કા જવાના રસ્તામાં કાદેશિયા અને ઝુબાલા શહેરમાં દર ત્રણસો માઇલના અંતરે મુસાફરોને માટે આરામગૃહ બંધાયાં

× બટતુલમાલ–ઇલમઝાલિમનો અર્થ પીડાયલાં માણસોનો ધન ભંડાર છે.

§ કહેવામાં આવે છે કે, જન સાધારણના સ્નેહનું આકર્ષણ કરવા માટે એ સઘળી સંપત્તિ તેમના સ્વત્વાધિકારીઓ—હકદારોને પાછી આપવાની ખલિફા મનસુરે મરતી વેળાયે માહદીને ભલામણ કરી હતી.

† આ અંગરક્ષકોનું સૈન્યદળ જો ખલિફા માહદિની પછીના વારસો દ્વારા નિમાયલું રહ્યું હોત, તો તેથી તુર્કી અંગરક્ષકોએ ભવિષ્યમાં જે નુકસાનકારક પ્રાધાન્ય પ્રાપ્ત કર્યું હતું, તે તેમને પ્રાપ્ત થાત નહિ. અરબોની પ્રખ્યાતિ ઘટાડવાનોજ ખલિફા મનસુરનો રાજનૈતિક સિદ્ધાંત હતો, અને પાછળના ખલિફાઓ પણ ઘણે ભાગે તેમનીજ રાજનીતિને વળગી રહ્યા હતા. પરંતુ અરબો હજી સુધી પોતાને ઇસ્લામ વીરોમાં અગ્રગણ્ય તરીકેજ માને છે.

હતાં. પરંતુ ખલિફા માહદિના ફરમાનથી બન્ને પવિત્ર–પાક શહેરો સુધીના સઘળા રસ્તામાં સગવડવાળાં મોટાં ઘરો અને હમામખાનાંઓ બંધાયાં, તીર્થમાં આવતા યાત્રાળુઓના સંરક્ષણ માટે પહેરેગીરોનો બંદોબસ્ત થયો. વળી રસ્તાઓ પણ પાકા અને પહોળા થયા.

ખલિફા બીજા મરવાનના એક પુત્રે સિરિયા મુલકમાં બંડ જગાડવાની કોશિશ કરી, પરંતુ તે પરાજિત અને બંદિવાન થયો. માહદિએ થોડા વખતને માટે તેને કારાગૃહમાં રાખ્યો. ત્યાર પછી પુષ્કળ દોલત આપીને છોડી મૂક્યો. ખલિફા મરવાનની વિધવા મજુનાને બાદશાહી જનાનખાનામાં રહેવા માટે ખલિફા માહદિનાં સહધર્મિણી ખયજુરાને તેમને એક અલાયદો ઓરડો આપ્યો હતો. ત્યાં તેમણે રાજકુટુંબનાં સઘળાં માણસોનો દયાભરેલો અને સન્માન આપનારો વ્યવહાર પ્રાપ્ત કર્યો હતો. કહેવામાં આવે છે કે, પોતાના સ્વામીના ઉપર બેગમ ખયજુરાનનો વિશેષ સદ્‌ભાવ જોવામાં આવતો હતો; એટલા માટે તેમનું (બેગમનું) દરબારગૃહ રાજસભાસદો, ઉંચી પદવીવાળા લોકો, નોકરી માગનારાઓ અને કૃપાની ભિક્ષા માગનારા માણસો દ્વારા ભરપૂર રહેતું, ખલિફા સાફાના ભત્રીજા કમનસીબ ઇસા બગદાદના પાયતખ્તપર તેમના જેવો અધિકાર સંપૂર્ણ રીતે પાછો લેવાને આમંત્રિત થયા હતા અને બેગમ ખયજુરાનના ગર્ભથી જન્મેલા મુસા તથા હારૂન નામના માહદિના બે પુત્રોને વારા ફરતી પાયતખ્તપર બેસાડવાનું નક્કી થયું હતું. તેમના ભવિષ્યના વારસો માટે સર્વની પાસે ઘટતા સોગંદ પણ લેવડાવવામાં આવ્યા.

## મોકાનાનો અહેવાલ—( ૧૫૮ થી ૧૬૧ હિજરી )

એતિહાસિક મૂર સાહેબે પોતાના "લાલારૂખ" નામના ગ્રંથમાં હાકિમના પુત્ર દગાબાજ હાસિમને ખોરાસાનના "અવગુંઠનાવૃત્ત" (બુરખાથી ઢંકાયલા) પયગમ્બર" તરીકે ઓળખાવ્યા છે. તેઓ ખલિફા માહદિની કારકિર્દીમાં પ્રાદુર્ભૂત થયા. ખોરાસાન મુલકમાં પહેલેથીજ હમેશાં અનેક સમ્પ્રદાયો પેદા થયા હતા અને એજ વખતે અહીં જૂદી જાતની સામ્પ્રદાયિક ઉશ્કેરણીનો પ્રભાવ ઘણોજ વધી પડયો હતો. હાસિમ ઠીંગણી આકૃતિના અને દેખાવમાં કદરૂપા હતા; તથા પોતાની એ કુત્સિત આકૃત્તિને છૂપાવવા માટે તેઓ આખો વખત સોનાનો બનાવેલો બુરખો પહેરી રાખતા હતા; એટલા માટે તેઓ "મોકાના" અથવા અવગુંઠનાવૃત્ત (બુરખાથી ઢંકાયલા) નામથી ઓળખાતા હતા. તેમણે તેમના સોબતીઓને શિખવાડી રાખ્યું હતું

કે:—" ઇશ્વરે માનવ જાતિમાં આવિર્ભૂત થવાના ઉદ્દેશથી વારંવાર અવતાર-રૂપે જન્મ ગ્રહણ કરે છે. હજરત આદમ (અ.) હજરત નૂહ (આ.) અબુ મુસ્લિમ અને તેઓ પોતે ઇશ્વરના અવતારો છે." આ મત અમલમાં ન મૂકાવા છતાં પણ સહુનો ભરોસાપાત્ર થઇ પડયો હતો. તેમના બીજા બધા મત સમ્પૂર્ણ રીતે રાષ્ટ્ર અથવા રાજ્યનો બળવો કરનારા તથા વ્યભિચાર ઉપજાવનારા હતા. ઘણાં ઘણાં માણસો તેમના મુરીદો થવાથી તેમણે થોડા વખતને માટે રાજકીય સૈન્યોની વિરૂદ્ધમાં ફતેહ મેળવી હતી; પરંતુ છેવટે તેઓ પરાજિત થઇને કિશ નામક સ્થાને માર્યા ગયા.

મોકાન્નાના મતને માનનારા ટાબોરાઇટસ્ લોકો ખ્રિસ્તીઓની × પેઠે સફેદ રંગનો પોશાક પહેરતા અને એટલા માટે તેઓ કબ્ઝે અથવા "સફેદ કપડાં પહેરેલા "ના નામથી ઓળખાતા હતા.

થોડા વખતમાંજ કાસ્પિયન સમુદ્રની પૂર્વદિશામાં જરજાન નામકસ્થાને એક નવીન સમ્પ્રદાય પ્રાદુર્ભૂત થયો હતો. તેઓ લાલ પોશાક પહેરતા એથી 'મુહમમિરે' અથવા 'લાલવસ્ત્ર પહેરેલા' એવું ઉપનામ મેળવી શકયા હતા. તેઓ પણ મુકાન્નાના મુરીદોની પેઠે બુરા વ્યભિચાર વાળી નીતિ મુજબ ચાલ-નારા હતા, એથી સમાજમાં વિલક્ષણ અશાંતિ ઉત્પન્ન થઇ હતી, પરંતુ તેઓ સહજમાંજ દબાઇ ગયા.

નિહિલિસ્ટોની પેઠે મજડાકના ફેલાવેલા પ્રાચીન સામ્યવાદી મતે* મેનિ-ચિયન ધર્મ મતની સાથે મળીને ખોરાસાનના કેટલાક લોકોને આડે રસ્તે દોર્યા હતા. ઇ. સન.ના ચોદમા સૈકામાં કેસર નૌશીરવાનના સમયમાં મજડાક પેદા થયો. તેણે અસભ્યતા ભરેલા અને સમ્પૂર્ણ અશાંતિ ઉપજાવનારા ધર્મ મતનો પ્રચાર કર્યો હતો. ઇરાનના રાજાએ તલ્વાર અને આગની મદદથી

---

× ટાબોરાઇટસ આસ્ટ્રિયામાં આવેલા 'બોહેમિયા' પ્રદેશના કેટલાક ધર્મ સં-સ્કારકોનું નામ છે. તેમણે પંદરમી સદીમાં ખાસ કરીને દેશવટાની સજા ભોગવી હતી. ટાબર નામના પહાડ અથવા કિલ્લામાં તેમણે થોડા દિવસને માટે છાવણી નાખીને પોતાનો બચાવ કર્યો હતો, એથી તેઓએ 'ટાબોરાઇટસ' આખ્યા પ્રાપ્ત કરી હતી. (અનુવાદક)

* **સામ્યવાદી**—એનું બીજું નામ પ્રકૃતવાદી થાય છે. તેમનો ધર્મમત—પૃથ્વીની સમસ્ત વસ્તુઓમાં સહુનો સરખો અધિકાર છે, કોઇને પણ કાંઇ પોતાનુ નથી, પરવાનગી વિના એક બીજાની મિલ્કત ભોગવી શકે છે અથવા બીજાનું દ્રવ્ય ગ્રહણ કરી શકે છે. કોઈ કોઇનો પણ રાજા અથવા ઉપરી નથી; સર્વની પદમર્યાદા સમાન છે." ઇત્યાદિ. (અનુવાદક)

તેના કાફલાનાં તમામ માણસોનાં મૂળ ઉખેડી નાખ્યાં હતાં. એથી સર્પ છંછેડાયો હતો ખરો, પરંતુ મર્યો નહોતો.

મજડાકની પછી મેનિક અથવા માનિ×પેદા થયા. તેઓ દાર્શનિક (દર્શનશાસ્ત્રને જાણનારા) હતા. ખલિફા માહદિની રાજકારકિર્દીમાં મજડાકનો ધર્મમત માનિના દર્શનની સાથે સાધારણ અથવા વિશેષ રૂપે મળીને ખોરાસાન પ્રદેશમાં ફેલાવા માંડયો હતો અને એ પશ્ચિમ પર્શિયા અથવા પારસ્ય-ઇરાન અને ઇરાક પ્રદેશમાં ફેલાવો પામ્યો હતો. એ ધર્મે સામાજિક બંધનને શિથિલ અને શાસકશક્તિને દુર્બળ કરીને મનુષ્યના રિપુઓને અસંભવ સ્વાધીનતા પ્રદાન કરી હતી. એ સમ્પ્રદાયનાં માણસો "ઝિન્દિક" નામથી ઓળખાતાં હતાં. તેઓ રસ્તાપરથી માણસોનાં બાળકોને ઉપાડીને લઇ જતા એવી ફરિયાદ સાંભળવામાં આવી છે. એ વાત સાચી હો કિંવા જૂઠી હો, પરંતુ ઝિન્દિક લોકોએ દગાબાજી ભરેલી તાબેદારીની વ્યાખ્યા પ્રકટ કરીને સમાજના અને સર્વ લોકોના ધર્મવિશ્વાસની ઇમારતનો પાયો ઉખેડી નાખ્યો હતો, એ વિષયમાં તો જાણે કશો પણ સંદેહ જ નથી. ખલિફા માહદિએ એ સઘળા સમાજદ્રોહી નિહિલિસ્ટોના તરફ દયા દેખાડી નહિ. તેઓ ઘાતકીપણું ગુજારનારા અને ધર્મનીતિ, સામાજિક સુશૃંખલા અને રાજ્યના શાસનના શત્રુઓ તરીકે સખ્તમાં સખ્ત સજા પામ્યા હતા.

## રોમનોનો હુમલો

રોમન લોકોએ ૧૬૩ હિજરીમાં ઇસ્લામના અધિકારમાં દાખલ થવાની તક મેળવીને, સરહદના મુલ્કોને ઘણે દૂર સુધી લૂંટયા. તેઓ મારાશજમાંનીસિઆ કબ્જે કરીને તેને બાળી નાખ્યું, ભસ્મીભૂત કરી દીધું અને ત્યાંના રહેવાસીઓને મારી નાખ્યા, તેમની સહુની કત્લ કરાવી નાખી. પરંતુ ઇસ્લામી સૈનિકો હસન-બિન્-કાહતાબના આવવાથી પોતાના દેશભણી ન્હાસી ગયા. કાહતા બે રોમનોનાં કેટલાંક શહેરોનો ધ્વંસ કરીને પોતાના વેરની બરાબર વસુલાત કરી. રોમનોએ ફરવારી ઇસ્લામ સલ્તનતપર હુમલો કરવાથી, ખલિફા માહદિ પોતે મયદાને જંગમાં આવી હાજર થયા હતા. તેમણે પોતાના પુત્ર મુસાને બગદાદનો પ્રતિનિધિ નીમીને મોસુલ તરફની રણભૂમિ ભણી કૂચ કરી-અલેપ્પો શહેરને રાજકીય લશ્કરના મુખ્ય મુકામના રૂપમાં બદલી નાખવામાં આવી. ઇસા-બિન-મુસા, અબ્દુલ મલેક-બિન-સાલેહ અને હસન-બિન્-કાહતાબ જેવા વીરાગ્રણ્ય સૈન્યાધ્યક્ષો સાથે તેમણે હારૂનને આગળ ચાલવાનું ફરમાન કર્યું. યહેયા બિન્-ખલિદ એ લશ્કરના મદદગાર હતા.

સામાલિયન અને જૂદાં જૂદાં સ્થળોને તાબે કર્યાં. અને ત્યાંના રહેવાસીઓ શરણે આવવાથી, ખલિફા માહદિએ તીર્થકાર્યને પૂરૂં કરવા માટે જેરૂસલેમ ભણી પ્રયાણ કર્યું. હારૂન આર્મિનિયા અને આઝરબૈઝાન પ્રદેશોથી બંધાયલા પશ્ચિમ પ્રદેશના પ્રતિનિધિની પદવીપર નિમાયા. સાબિત-બિન-મુસાને રાજદીવાનની અને કયાહ ઇયા-બિન-ખાલિદને મંત્રીની પદવી પ્રાપ્ત થઇ; પરંતુ રોમનોના વારંવારના હુમલાઓથી તેઓ રાજ્યમાં શાંતિ સ્થાપન કરી શક્યા નહિ. મેગાશ્વાકોમ્સ નામના એક સેનાનાયકના નેતાપણા તળે રોમન લોકોએ ફરીવાર હુમલો કરીને ઘણાં ઘણાં માણસોને મારી નાખ્યાં એ હુમલાને અટકાવવા માટે હારૂન એકદમ ઝડપથી ત્યાં જઇ પહોંચ્યા. જંગમાં રોમન લોકો બહોળા પ્રમાણમાં માર્યા ગયા અને બાકીના મેદાન-મેદાન થઇ છૂટાછવાયા પડી નાસી ગયા. ત્યાર પછી સેરેસન સૈન્યે રાજધાની કૉન્સટન્ટિનોપલ ભણી કુચ કરી તે વખતે ચોથા લિયોની વિધવા પત્ની આઇરિનના છ પુત્રો કૉનસ્ટનટાઇનના નામે રાજશાસન કરતા હતા. તેમનીજ ઉશ્કેરણીથી આ વખતે રોમન લોકોએ ઇસ્લામ અધિકારપર આક્રમણ કર્યું હતું, તેણે તેના તાબાતળેના બોસફરસપ્રણાલી(નહેર)ના કિનારાપર સેરેસનોની છાવણીઓમાં આગ સળગતી જોઇ હતી. આ પછી બીજા એક શોચનીય પરાજય પછી રાણી આઇરિને સુલેહની માગણી કરી હતી. રોમનોએ સારાસિનોને વાર્ષિક મોહોરોની મોટી સંખ્યા આપવી, અને વિજયી મુસલમાની લશ્કરોને પાછા ફરતી વેળાએ રસદ તથા સરભરા દ્વારા રસ્તો બતાવી આપવો, એવા આશયની સુલેહ મુકરર થઇ,

૧૬૮ હિજરીમાં મરૂભૂમિ ( મેદાન ) વાસી નગ્નવર લોકોએ બળવાની પતાકા ફરકાવીને મુસાફરોની સઘળી માલમિલકત લૂંટવાનો અને તીર્થ યાત્રાળુઓ તરફ ઘૃણિત વ્યવહાર ચલાવવાનો આરંભ કરી દીધો. તેમણે ઉપાસના અથવા નમાજ પઢવાનું પણ છોડી દીધું. આ બળવો થોડા વખતમાંજ શાંત થયો. પરંતુ અધિવાસીઓ જેવી સજા ભોગવવાને લાયક હતા, તેના કરતાં પણ વિશેષ દયા ભરેલો વ્યવહાર પ્રાપ્ત કરી શક્યા હોય, એમ જણાય છે.

બીજા વરસમાં ખલિફા માહદી પૂર્વ પ્રદેશમાં ભ્રમણ કરવા માટે બહાર નીકળ્યા, પરંતુ રસ્તામાં માસાનદાન નામક સ્થાને સહસા તેઓ મૃત્યુવશ થયા.

---

× મેનસપરથી મેનિચિયન શબ્દની ઉત્પત્તિ થઈ છે. માની ત્રીજા સૈકામાં પારસ્ય—ઇરાન દેશમાં પેદા થયા હતા.. (અનુવાદક)

(૨૧ મી મહોરમ, ૧૬૯ હિજરી) તેઓ શિકારના ઘણાજ શોખિન હતા; એટલા માટે એ સ્થળે શિકાર કરવાના ઇરાદાથી થોડા વખતને માટે આવી વસ્યા હતા. કેટલાક શિકારી કુતરા એકાદ મૃગલાંની પાછળ પડવાથી, તેઓ પણ તેમની પાછળ પડયા હતા. તેમનો અશ્વ ભારણ વેગે દોડવા માંડયો હતો અને એક ભાંગલા મહેલના દ્વાર સાથે વેગપૂર્વક અથડાવાથી તેમના માથા-ની ખોપરી ભાંગી ગઇ હતી અને તેઓ મરણને શરણ થયા હતા.

મરણ વખતે ખલિફા માહદિની ઉમ્મર ૪૩ વર્ષની હતી. તેમણે દશ વરસ રાજ્ય કર્યું હતું. તેઓ દીર્ઘાકૃતિ, સુદર્શન (દેખાવડા) સુગઠન (સારા બાંધાવાળા) અને રમણીય પુરુષ હતા.

ખલિફા માહદિની રાજકારકિર્દીની શરૂઆતના ભાગમાં અબુ–અબદુલ્લા વઝીરનું કામ કરતા. ત્યાર પછી ખલિફા યાકુબ–બિન–દાઉદને તેમની પદવીપર નીમવામાં આવ્યા. તેમના અમલમાં સલ્તનતના મુખ્ય મુખ્ય કામો અને દેશહિતના કામોમાં વઝીર યાકુબની સલાહ લેવામાં આવતી અને એ સલાહ મુજબજ બધાં કામો કરવામાં આવતાં. રાજત્વના છેલ્લા ભાગમાં શત્રુપક્ષે ખલિફાને મંત્રિની વિરુધ્ધમાં ઉશ્કેરી મૂકયા. ખલિફાની વિરુધ્ધમાં હઝરતઅલી–રદી–ના વંશજો સાથે મળી કારસ્થાન કર્યું છે, એવા શકપરથી મંત્રીને માતબાક * નામના રાજકીય કારાગૃહમાં કેદ કરવામાં આવ્યા. એ સ્થળે મંત્રી યાકુબ કેટલાંક વરસ સૂધી બંદિવાન રહીને ત્યાર પછી ખલિફા હારૂન માનફન છૂટા થયા.

હારૂન તેમના પિતા માહદિના મૃત્યુ સમયે હાજર હતા. અને તેમના અનુશાસનપત્ર અનુસાર તેમણે પોતાના ભાઇ મુસા–અલ–હાદીને ઇસ્લામ આલમના ખલિફા તરીકે જાહિર કરીને સર્વથી પ્રથમ તાબેદારીના સોગંદ લીધા. એ સિવાય તેમણે હાદીની પાસે રાજકીય શીલ મોહોર તથા હજરત પયગમ્બર (સ.) ની સોટી તથા જામો મોકલી આપ્યો.

ખલિફા હાદિ જે સમયે સિંહાસનપર વિરાજમાન થયા, તે સમયે તે-મની ઉમ્મર ૨૪ વરસની હતી. તેમણે બે વરસ કરતાં પણ ઘણું ઓછું રાજ્ય ભોગવ્યું. વર્ણવવામાં આવ્યું છે કે, તેઓ ઉગ્ર સ્વભાવના, એકલ શૂરા અને કઠોર હૃદયવાળા પુરુષ હોવા છતાં પણ ઉસાર્દી, ઉદાર અને સા-હિત્યશોખિન હતા.

* અબ્બાસીઓનું કારાગૃહ (બંદિખાનું)

ખલિફા હાદી તેમના ભ્રાતા હારૂનની રાજભક્તિથી સંતુષ્ઠ નહોતા. તેમણે તેમની થોડા વખતની રાજકારકિર્દીમાં તેમના પુત્ર જાફરને બગદાદનું સિંહાસન આપવાની જીવજાનથી કોશિશ કરી હતી. એજ ઇરાદાથી તેમણે હારૂનના મુખ્ય સલાહકાર ઇયાહ-બિન-ખાલિદ બારેમકી અને તેમના બીજા કેટલાક નીમેલા કારસ્થાની કર્મચારીઓને કારાગૃહમાં કેદ કર્યા હતા, તેમણે એ સઘળાં માણસોપર તેમનાં કરેલાં કારસ્થાનાનો વિરોધીઓ તરીકે સંદેહ કર્યો હતો. એ સમયે ખલિફા માહદી અને તેમની માતા ખયજુરાનની વચ્ચે ઝગડો પેદા થયો. એ મહિલાએ તેના સ્વામીપર જેવો કાબૂ મેળવી પોતાની છાપ બેસાડી હતી, અત્યારે પુત્ર પર પણ બરાબર એવોજ કાબૂ બેસાડવાની કોશિશ કરી. રાજ્યકાર્યમાં તેમની માતાનો આવો હસ્તક્ષેપ થતો જોઈને ખલિફા હાદી અત્યંત ક્રોધાન્વિત થઈ પડયા; અને જે સઘળા સભાસદો તથા આબરૂદાર માણસો તેમની માતાની સાથે મુલાકાત કરીને તેમના મનમાં અસંતોષ ઉપજાવવાને તૈયાર થયાં હતાં, તેમને સર્વને તેમણે ખૂબ ભય બતાવીને ધમકાવ્યાં. આવી રીતે રાજદરબારમાં બે મંડળની ઉત્પત્તિ થઈ, એક મંડળ ખલિફા હાદી અને તેમના પુત્રનો પક્ષ અને બીજું મંડળ હારૂન અને રાજમાતા ખયજુરાનનો પક્ષ લઈ ઉભું રહ્યું. હારૂને તેમના એકલશૂરા ભાઈના મનને રાજી રાખવા માટે બનતી કોશિશ કરી હતી, પરંતુ સફળતા ન મળી શકવાથી છેવટે ઇયાહ ઇયારની સલાહ મુજબ પોતાના બચાવની ખાતર તેમણે રાજદરબારને છોડી દીધો.

મદિનાના હાકેમ, અબુલહસનના પરિવારના કેટલાક માણસોપર શરાબ પીને દીવાના થવાનો જૂઠો શરિયાદાબરેલો આરોપ મૂકીને બુરો વ્યવહાર ચલાવવાથી, તેમણે હજરત ઇમામ હસનરદીના પ્રપૌત્ર હજરત હસનરદીના÷ નેતાપણા નીચે બળવાનો ઝુંડો ફરકાવ્યો. આ બંડના બનાવથી એ કબીલાવાળા અને બીજા કબીલાવાળા કેટલાક માણસો માર્યા ગયા. હજરત હસનના એક ભાઈ ઇદ્રિસે * મોરોક્કો દેશમાં ન્હાસીને ત્યાંના બબર લોકોનો સ્નેહ મેળવી લીધો, અને તેમની મદદથી તેમણે ત્યાં મશહુર ઇદ્રિસ વંશની સ્થાપના કરી. એ સમયથી મગરેબ અલ-અકસા ( મોરોક્કો દેશ ) અબ્બાસી સલ્તનતથી જૂદો થઈ ગયો.

---

÷ હસનના પિતા અલી રદી, તેમના પિતા બીજા હસનરદી, તેમના પિતા ૧ લા ઇમામ હસનરદી, અને તેમના પિતા ચોથા ખલિફ હજરતઅલી (ક. વ) હતા.

* ઇદ્રિસ—નફસ આજ-ઝકિયાના-ખિતાબવાળા ગણાતા મહંમદના ભાઈ.

જે વખતે ખલિફા હાદિ બગદાદથી એક દિવસની મજલપર દૂર આવેલા ઇસાબાદ નામની જગાએ મુસાફરી કરતા હતા, તેજ વખતે તેઓ નાદુરસ્તીની વેદનામાં સપડાઈ ગયા. ત્યારે પોતાની જિન્દગીનો છેલ્લો વખત જાણીને તેમણે તેમનાં માતાને પોતાની પાસે બોલાવ્યાં. માતા પુત્રનું એ મિલન દુઃખજનક અને હૃદયભેદી થયું હતું. ખલિફાએ તેમના માતાને કહ્યું હતું કેઃ—" ઘણીવાર આપની ઇચ્છા વિરૂદ્ધ કાર્ય કરવામાં મેં મારૂં કર્તવ્ય માનેલું હોવા છતાં પણ હું છેક નિમકહરામ સંતાન નથી. હું હમેશાં આપને ભક્તિ તથા શ્રદ્ધાની સાથે ચાહીશ."

ત્યાર પછી તેમણે તેમની માતાનો હાથ ઝાલીને છાતીપર મૂકયો હતો.† અને એમ પણ સૂચવ્યું હતું કે, તેમના મરણ પછી હારૂન બગદાદના પાયતખ્તપર આરોહણ કરશે. તેઓ ૧૭૦ હિજરીની રબિઅલ અવ્વલની ૧૫ મી તારીખે (ઈ. સન ૭૮૬) માં મરણ વશ થયા.

ખલિફા હાદી તેમના પિતાની પેઠે લાંબા અને ગોરા રંગના હતા. તેઓ સાત પુત્રો અને બે કન્યાઓને મૂકીને જન્નતનશીન થયા. ઉમ્મેઇસા નામની તેમની એક કન્યા પાછળથી ખલિફા હારૂનના પુત્ર મામુનની સાથે લગ્નના બંધનમાં બંધાયાં હતા.



† ઐતિહાસિક શાસ્ત્રીઓ આ પ્રમાણે વર્ણન કર્યું છે.

# પ્રકરણ ૩ જું

## ખલિફા હારૂન-અલ-રશિદ, અને ખલિફા આમિન-અલ-રશિદની રાજકારકિર્દી.

( ૧૭૦ થી ૧૯૮ હિજરી, ૮૧૪ ખ્રિસ્તાબ્દ )



ખલિફા માહદિની સૂચના મૂજબ ભાઈના મરણ પછી હારૂને બગદાદના સિંહાસનપર આરોહણ કર્યું, અને ખલિફા હાદીના ન્હાની ઉમ્મરના પુત્ર જાફરે ખલિફાતની તમામ મુખત્યારીને છોડી દીધી.

ઇતિહાસની આલોચના કરવાથી જણાઈ આવે છે કે, ખલિફા હારૂન અલ રશિદની રાજકારકિર્દી એશિયાની ઇસ્લામી રાજકારકિર્દીમાં સર્વોત્તમ અને જ્વલંત સૂર્યના પ્રકાશ સમાન ગણાય છે. એ નામાંકિત ખલિફા દ્વારા બનેલી અરેબિયન નાઇટ્સની વાર્તાઓએ તેમના નામને ખાસ કરીને સઘળા લોકોની સાથે પરિચિત કરી દીધું છે. કહેવામાં આવે છે કે, ન્યાય વિચાર માટે અને પીડાયલાં તથા બુરી હાલતમાં આવી પડેલાં માણસોનું દુઃખ દૂર કરવા માટે તેઓ બગદાદના રસ્તાઓપર રાત્રે ફરવા નીકળી પડતા, એવી રીતે ફરવાની તેમને એક પ્રકારની ટેવજ પડી ગઈ હતી. તેઓ નવલકથા અથવા વાર્તાના તરેહ તરેહવારના આલંકારોથી ભૂષિત થઇને ભવિષ્યના વંશજોના વિશેષ પ્રશંસાપાત્ર થયા હતા, અને દુનિયાના ઉંચામાં ઉંચા બાદશાહોમાં અન્યતમ ગણાતા હતા, સર્વ લોકોએ એ વાતને સમ્મતિ પણ આપી હતી. તેઓ ધર્મ સંબંધી સઘળાં કામોનું ઘણુંજ વિશ્વાસની સાથે પાલન કરતા હતા, અને એ સાથે થોડા ઘણા અભ્યાસી પણ હતા. તેઓ સાધુતા અને દાનશીલતાનો બહારનો આડંબર બિલકુલ પસંદ કરતા નહોતા; તેમ છતાં પણ તેઓ રાજકીય ગૌરવ અને આડંબરથી વિંટળાઇ રહેવાનું પસંદ કરતા હતા. તેઓ જન સાધારણનો સ્નેહ આકર્ષવાની હર

હમેશ કોશિશ કરતા અને પોતાના ચરિત્રબળના પ્રભાવે સમાજપર સારી સત્તા ચલાવવાને શક્તિમાન થયા હતા. સ્વાભાવિક જન્મેલા ગુણ અને શિક્ષણના પ્રભાવે તેમણે સિપાહીના લેબાસમાં વારંવાર રણક્ષેત્ર પાર કર્યાં હતાં. સારી હકુમત ચલાવવા માટે તેમણે આખી સલ્તનતમાં અવિરામપણે મુસાફરી કરી હતી. તેઓ પોતે સરહદના અને પહાડી રસ્તાઓની તપાસ રાખતા, દેખરેખ રાખતા, અને રાજ્યના કાર્યને પૂરૂં કરવામાં કોઈ પણ જાતની મહેનત અથવા કષ્ટ માનતા નહોતા. વેહેપારી, સોદાગર, મૌલ્વી, વિદ્યાર્થી અને મુસાફર લોકો સહીસલામતીથી તેમના વિશાળ રાજ્યમાં સર્વત્ર મુસાફરી કરી શકતા, એ પરથીજ તેમની દક્ષતા (ડહાપણ) અને શાસન-શૃંખલાનો પૂરતો પરિચય મળી શકે છે, તેમણે રાજ્યના સર્વ ભાગોમાં મસ્જિદ, મુસાફિરખાનાં, રસ્તા. અને પૂલ બંધાવ્યા હતા, નિશાળો, કૉલેજો દવાખાનાંઓ અને ચિકિત્સાલયો સ્થપાવ્યાં હતાં અને નહેરો ખોદાવરાવી હતી. આ સઘળાં-કાર્યોપરથી સમજાઈ આવે છે કે, તેઓ રૈયતના ભલાની ખાતર ઘણાજ યત્નવાન હતા. રસિદના શાસનકાલ કરતાં તેમના જેવા સમાન ગુણવાળા ગૌરવાન્વિત અને સત્તાધીશ પુત્ર મામુનના હાકેમપણાના અમલમાં સાહિત્ય અને શિલ્પ વિદ્યાની અધિક ઉન્નત્તિ થઈ શકી હતી. પરંતુ ચરિત્ર અને બુદ્ધિબળથી તેમના (હારૂનના) કરતાં બીજું કોઈ પણ આગળ વધી શક્યું નહોતું. ખલિફા મામુનના શાસનકાળની માફક જો કે તેમના શાસનકાલમાં કાંઈક માઠાં કામો બની ગયાં હતાં, તેમ છતાં પણ તેમનો અમલ રૈયતની આબાદી અને સુખસમૃદ્ધિની વૃદ્ધિ અને શિલ્પ તથા સભ્યતાની અભૂતપૂર્વ ઉન્નતિ તરફ નજર નાખવાથી તેમના અનેક સ્વેચ્છાચારવાળાં પાપો ધોવાઈ શકે તેમ છે. કોઈ એક ખાસ માણસના હાથમાં જવાબદારી વગરની એકચ્છત્ર સત્તા સોંપવાથી, ઘણીવાર એવું સ્વેચ્છાચારપણું દૃષ્ટિ ગોચર થાય છે,

## બારમેક કબીલાનો અહેવાલ

ખલિફા હારૂન-અલ-રશિદે, પોતાની રાજકારકિર્દીનાં સતર વરસોની હકુમતનો ભાર જે સઘળા માણસોના હાથમાં સોંપ્યો હતો, તેમનીજ દક્ષતા, બુદ્ધિ અને વિવેચનાના ઉપર તેમના સારા શાસનની યશોગરિમાનો મોટો ભાગ અવલંબી રહ્યો છે, ખલિફા સાફા અને મનસુરના અમલમાં ખલિફ-બિન-બારમેકે રાજદરબારમાં કેવી રીતે ઉંચી પદવી મેળવી હતી, એ આ પહેલાંજ અમો વર્ણવી ચૂક્યા છીએ. તેમના (ખલિફ-બિન-બારમેકના) પુત્ર આર્મિનીયાના હાકેમ યહેયા ખલિફા માહદી દ્વારા તેમના પુત્ર રશિદના

શિક્ષણના કામ માટે નિમાયા હતા અને જ્યારે હારૂને પુખ્ત ઉમ્મરના થઇને સિંહાસનપર આરોહણ કર્યું હતું, ત્યારે તેઓજ (યહયા) તેમના સલાહકાર અને વઝીરની પદવીપર પહોંચ્યા હતા. ખલિફા રસિદ શિક્તિના નિશાન દાખલ તેમને 'પિતા' કહીને બોલાવતા અને હમેશાં તેમની સલાહ અને શિખામણ મુજબ કાર્ય કરતા; કારણ કે, વઝીર ઇયાહ ઇયાનો સઘળો ઉપદેશ અને સલાહ જુવાન ખલિફા અને પ્રજાજનોને માટે કલ્યાણકારક થઇ હતી, એટલા માટે તેમણે પાયતખ્તપર બેસતાંની સાથેજ ઇયાહ ઇયાને વઝીરની પદવીપર નીમીને તેમને રાજ્યની સમસ્ત હકુમત ચલાવવાની સત્તા સોંપી દીધી હતી. ઇયાહ ઇયાની શાસનનીતિ જ્ઞાન ગર્ભવાળી હતી, તેમજ હિતૈષી અને કઠોર પણ હતી, તેઓ સાધારણ કામોમાં પણ બેદરકારી દેખાડતા નહોતા, અને તમામ લોકોનું ભલું કરવું એ તેમની સહુથી પહેલી ફરજ થઇ પડી હતી. ફઝલ, જાફર, મુસા અને મહમ્મદ નામના તેમના પુત્રો પણ ઉંચી જાતની શાસનનીતિ અને રાજકીય જ્ઞાનથી વિભૂષિત હતા; ફઝલે ધીમે ધીમે ખોરાસાન અને મિસર દેશની હકુમત મેળવીને ઇયાહ ઇયા બિન્ અબ્દુલ્લાને[1] પોતાના દેશમાં આણ્યો હતો. એજ પુરુષ ડિલેમ (પ્રાચીન મિડિયાનો ઉત્તર ભાગ) મુલકમાં સ્વાધીન રાજ્ય સ્થાપવાને સમર્થ થયા હતા. જાફર પણ પ્રથમ કેટલાક મુખ્ય મુખ્ય મુલકોના હાકેમની પદવીપર નીમાયા હતા, ત્યાર પછી સિરિયા દેશમાં મોધાર અને હિમિયાર લોકોની વચ્ચે સુલેહ કરાવવા માટે નિમાયા હતા, પાછળથી વૃધ્ધાવસ્થાને લીધે ઇયાહ ઇયાએ વઝીરની પદવી છોડી દીધી અને જાફરે એ પદવી મેળવીને ઘણીજ કાર્યકુશળતાની સાથે પોતાની ફરજ બજાવી હતી. સત્તર વરસ સુધી એ મશહુર અને અનન્ય સાધારણ ગુણવાળા બારેમકીએ ઘણીજ વિશ્વસ્તતાની સાથે ખલિફા રસિદનું રાજ્ય શાસન ચલાવ્યું. સ્વેચ્છાચારભરેલી હકુમત કેવાં કેવાં દુષ્પાં કારસ્થાનો પેદા કરી શકે છે, તે તેમનું આકસ્મિક અથવા અણચિંતવ્યું પતનજ ઇતિહાસના પૃષ્ઠોપર ઉપદેશ તરીકે સોનેરી અક્ષરોથી કોતરાઇ રહ્યું છે.

## આફ્રિકાની અવસ્થા. ઇ. સન ૭૮૩ થી ૮૩૪

આ પહેલાંજ વર્ણવવામાં આવ્યું છે કે, મોરક્કો દેશ અબ્બાસી-સલ્તનતથી જૂદો પડી ગયો હતો, ઇફ્રિકિયાના હાકેમોએ પશ્ચિમ આફ્રિકાને ફરી-

---

૧ એઓ પાંચમા ખલિફા ઇમામ હસનના પુત્ર હતા.

અનુવાદક

વાર પાછું મેળવવાની કેટલીકવાર કોશિશો કરી હતી; પરંતુ તેઓ તેમાં ફતેહમંદ થઈ શક્યા નહોતા; યઝિદ-બિન-હાતેમ તેમના મરણકાળ ૧૭૦ હિજરી સુધી ઇફ્રિકિયાના હાકેમ હતા, હાતેમના મરણ પછી ત્યાં ફરીવાર અંધાધુંધી મચી ગઈ; એટલા માટે ખલિફા રસિદે ૧૭૧ હિજરીમાં મરહુમ હાકેમના ભાઈ રેહને એ મુલ્કની હકુમતનો ભાર સોંપવાથી, તેમણે ત્યાં શાંતિ સ્થાપન કરી. તેઓ કેટલાંક વરસ બાહોશીની સાથે હકુમત ચલાવીને જન્નતનશીન થયા. ત્યાર પછી તેમના પુત્રની વિરુધ્ધમાં લશ્કરના સિપાહીઓએ એક મોટો બળવો જગાડયો, ખલિફા હારૂન અલ રસિદે તેને દબાવવા માટે હારસામા[1] નામના એક મશહુર સેનાપતિને મોકલ્યો. હાર સામાના આવવાથી ત્યાં શાંતિ સ્થપાઈ ગઈ અને તેણે લગભગ ત્રણ વરસ સુધી એ દેશમાં શાસન ચલાવીને પોતાની પદવી છોડી દેવાથી, રસિદે બીજા એક માણસને હાકેમીનો ભાર સોંપ્યો, પરંતુ તે એ અશાંતિ ભરેલા દેશની હકુમત ચલાવવા માટે બિલકુલ નિરૂપયોગી નિવડયો હતો. અત્યાર સુધી ઇફ્રિકિયા દેશની આવક બદલ આવતી દોલત રાજદરબારમાં એકઠી થવાને બદલે તેની હકુમત ચલાવવાના ખર્ચના ભાર પૂરો કરવા માટે મિસર દેશની આવકમાંથી વાર્ષિક એક લાખ દિનાર મોકલી આપવામાં આવતી હતી. અઘલાબના પુત્ર ઇબ્રાહિમે ખલિફા રસિદની પાસે એવો ઠરાવ રજૂ કર્યો કે, જો ઇફ્રિકિયા પ્રદેશની હકુમતનો સઘળો વહિવટ તેના વારસોને હમેશને માટે આપવામાં આવશે તો તે એ મુલ્કમાં શાંતિ અને સુશાસનનો બંદોબસ્ત કરશે અને એનો શાસન ખર્ચ ચલાવવા માટે રાજકીય મહેસુલમાંથી પૈસા લેશે નહિ, પરંતુ ઉલટો તે વાર્ષિક ૪૦૦૦૦ ચાલીસ હજાર દિનાર બગદાદના રાજદરબારમાં મોકલાવશે, માજી હાકેમ હારસામા એ મુલ્કના લોકોના સ્વભાવથી તથા તેમને કાબૂમાં રાખવા કઠિન છે, એ વાતથી સારી રીતે જાણીતા થઇ ગયા હતા; એથી તેમણે ખલિફા હારૂનઅલી રશિદને ઇબ્રાહીમના ઠરાવને મંજૂર રાખવાનો ઉપદેશ આપ્યો, અને એ ઉપદેશ અનુસાર ઇબ્રાહીમ ઇફ્રિકિયાના હાકેમની પદવીપર નિમાયા, અને હવે પછીના દરેક ખલિફા તેમના વારસોને એ મુલ્કના હાકેમ તરીકે કબૂલ રાખશે એવું નક્કી થયું. એ સમયથી ઇફ્રિકિયા શાસનાધીન પ્રદેશ રૂપે ગણાવા માંડયો.

**એશિયાની અવસ્થા** ( હિજરી, ૧૭૦ થી ૧૯૮ )

એશિયાના ઠરાવેલા કાયદા કાનૂન મુજબ નિર્વિઘ્ને શાસનકાર્ય ચાલતું

---

[1] અરબ લોકો હારસામામાં ઉચ્ચાર કરતા.

હતું. ૧૭૧ હિજરીમાં આખા કાબૂલ અને સનહાર[1] દેશે અબ્બાસી સલ્તનત સાથે જોડાઈને હિન્દુકુશ પર્વત સુધી સલ્તનતની સરહદ ફેલાવી દીધી હતી. એ વખતે ખલિફા હારૂનઅલ રશિદે સાધારણ દેશથી એશિયા માઇનોરની સરહદ સુધીના સઘળા દેશોને જૂદા કરીને આવાસિમ :ખિતાબ-વાળા લશ્કરી ખાતાના હાકેમોને સોંપી દીધા. સિલિસિયા પ્રદેશના તારસસ શહેરમાં ફરીવાર લોકોની વસતિ વસાવીને તેને મજબૂત કિલ્લાવડે સુદૃઢ કરવામાં આવ્યું.

ખલિફા હારૂન-અલ-રશિદના પાયતખ્તપર બેઠા પછી બે વરસે તેમની માતા ખયઝુરાને આ ફાની દુનિયાને છોડી દીધી (૧૭૬ હિજરી, ઈ. સન, ૭૮૫) તેમના મરણથી યહયા-બિન-ખલિદ એક મુખ્ય સહકારિણીથી વંચિત થયા; કારણ કે, જેથી કરીને નવા ખલિફાની ઉપર તેમના જ્ઞાન ગર્ભ અને સારી સત્તા અક્ષુણ્ણ રહે, એટલા માટે રાણી માતા તેમને ખાસ મદદ કરતા હતાં. રાણી ખયઝુરાન ખલિફા માહદિના અમલમાં જે સઘળી સત્તા અથવા હકુમત ભોગવતાં હતાં અને ખલિફા હાદિના અમલમાં જેનાથી વંચિત થયાં હતાં, તે સઘળી સતા ખલિફા હારૂનઅલ રશિદે સિંહાસનપર બેસતાંની સાથેજ તેમને પાછી સોંપવાથી તેમનો દરબાર ફરીવાર રાજ સભાસદો અને આબરૂદાર માણસો દ્વારા ભરપૂર થયો હતો. રાણી ખયઝુરાનના મૃત્યુ પછી થોડા વખતમાંજ ખલિફા રશિદે યહયાની પાસેથી રાજકીય સિક્કામોહોર ગ્રહણ કરીને ખજાનચી ફઝલ-બિન-રાબિને આપી, અને એ પુરૂષજ એ વખતના ઇતિહાસમાં ધીમે ધીમે પરિચિત થયા હતા.

૧૭૫ હિજરીમાં સમ્રાજ્ઞી ઝુબેદા અને તેમના ભાઇ ઈસા-બિન-જાફરની ચૂસ્ત ભલામણથી અને તમામ અબ્બાસી વંશીઓની મદદથી ખલિફા હારૂનઅલ રશિદે તેમના પાંચ વરસના પુત્ર મહમ્મદને 'અલ અમિન' ઠરાવી, વિશ્વાસુનો ખિતાબ આપીને તેમને ભાવિ ઉત્તરાધિકારી ઠરાવ્યા. એ બનાવ બન્યા પછી સાત વરસે તેમના અબ્દુલ્લા નામના બીજા એક પુત્રને એ સાથે એવું સૂચવી દીધું કે, મહમ્મદ અલઅમિનનાં મૃત્યુ પછી અલ મામુન અને તેમના મૃત્યુ પછી અલ અમિનના ત્રીજા પુત્ર કાસિમ મુતામિન ખિતાબ[2] મેળવીને સિંહાસનના અધિકારી થશે. ખલિફાની

---

1 મંજર મુલ્કનું બીજું નામ સનહાર હોય એમ જણાય છે. (અનુવાદક)

૨ કહેવામાં આવે છે કે, એ નહેરને બાંધાવવાનો એકંદર ખર્ચ પંદરલાખ દીનારથી વધારે આવ્યો હતો.

હયાતીમાં ત્રણે પુત્રોજ સામ્રાજ્યને વહેંચીને પોતપોતાના ભાગની હકુમત ચલાવતા હતા. સલ્તનતનો પશ્ચિમ વિભાગ અમિન, પૂર્વ વિભાગ મામુન અને મેસોપોટેમિયા તથા એશિયામાઇનોરની સરહદનો મુલ્ક કાસિમના ભાગમાં આવ્યો હતો. ખલિફા હારૂનઅલ રશિદ મામુનના અદલ ઇન્સાફ અને વિશ્વાસથી એટલા બધા મુગ્ધ થયા હતા કે મામુન ધારે તો કાસિમને ભવિષ્યના વારસાથી અળગ કરે તો, તેમ કરવાને પણ તે સ્વતંત્ર છે, એવી સત્તા તેણે તેને સોંપી હતી. જાફર–બિન–યહયા મામુનના અને ખલિફાના કાકાના દીકરા માલિક–બિનસાલેહ કાસિમના ભણાવવાના કામ માટે નિમાયા હતા. ૧૮૬ હિજરી ( ઇ. સન ૮૦૨ ) માં ખલિફા હારૂનઅલ રશિદ અમીન અને મામુનને સાથે લઇને હજવ્રતનું પાલન કરવા માટે પવિત્ર મક્કા તીર્થ ભણી ગયા. જેથી કરીને બન્ને ભાઇઓ તેમના સૂચવેલા અનુશાસન પત્રની શર્તો લાચારીની સાથે મંજૂર કરે, એટલા માટે અહીં તેમણે સોગંદ લેવડાવીને તેમની એક બીજાની પાસેથી દલિલો ગ્રહણ કરીને પવિત્ર કારાગૃહમાં મૂકાવી રાખી. ખલિફા, પુત્ર અમિનના દુર્બળ અને અનિશ્ચિત ચરિત્રને સુસ્પષ્ટ રીતે સમજી ગયા હતા અને જેથી કરીને અમીન તેમના ભાઇની સાથે પ્રતિજ્ઞાપત્રની શર્તોનો ભંગ ન કરે, તેટલા માટે ખાસ કરીને કાબૂમાં રાખવાના ઇરાદાથી, તેમણે એ પવિત્ર તીર્થમાં ફરીવાર તેમને સોગંદ લેવડાવવાની તથા તેમની પાસેથી દલિલો લેવાની ઉત્સુકતા પ્રકટ કરી હતી.

એ સાલમાં મહારાણી ઝુબય્દાએ હિજાજ મુલ્લકમાં શુભાગમન કર્યું. તે વખતના તેમના આગમનની સ્મૃતિનાં ચિન્હો હજી સુધી જગત્ સમક્ષ દેદીપ્યમાન રહ્યાં છે. મક્કાના રહેવાસીઓને જળનું અત્યંત કષ્ટ ભોગવતા જોઇને તેમણે પોતાના ખરચે એક મોટી ખાઇ ખોદાવી; એ હજી સુધી 'નહરે જુએદા' ( ઝુબેદાની જળપ્રણાલી )ના નામથી વિખ્યાત થઈને તેને માટે શહેરવાસીઓના અસંખ્ય આશીર્વાદ ગ્રહણ કરે છે.

૧૮૩ હિજરી ( ઇ. સન ૭૫૫ )માં જંગલી અને અસભ્ય ખાઝર લોકો ગ્રીકોની ઉશ્કેરણીથી ઉશ્કેરાઈને ઉત્તર વિભાગમાંથી વેગસહિત આર્મિનિયાપર ધસી આવ્યા. તેમની સાથે ગ્રીક લોકો મિત્રતાના બંધનમાં બંધાયલા હતા.[1] વર્ણવવામાં આવ્યું છે કે, તેઓ નગર નગરી અને જનસમૂહનો ધ્વંસ કરીને જે પ્રકારના ઘોર ઘાતકીપણાનો પરિચય કરાવ્યો હતો, તે જગતના ઇતિહાસમાં અશ્રુતપૂર્વ અને અતુલનીય છે. એ અસભ્ય લોકોને

1 કોઇ કોઇ કહે છે કે, વિષપ્રયોગથી તેમનું મૃત્યુ થયું હતું.

સજા કરવાના ઇરાદાથી ખલિફા હારૂનઅલ રશિદે બે સર્વોત્કૃષ્ટ સેનાનાયકોને મોકલી આપ્યા. તેમણે ખાઝાર લોકોને ઘણીજ કઠોર અને ભયાનક સજા કરી ( હિજરી ૧૯૮ )

આ સાલમાં ઇસ્લામ ધર્મ જગતના ઇમામ મુસા અલકાસિમાં જન્નતનશીન થયા. ઇબ્ને અલ અસિરે લખ્યું છે કે, તેઓ નમ્ર અને ધીરજવાળા પુરુષ હતા અને કોઇ તેમનું બુરૂં કરે તો તેને બદલે તેનું ભલું કરવાનો તેમનામાં મોટામાં મોટો સદ્‌ગુણ હતો, તથા કોઈ પણ વ્યક્તિનું કલ્યાણ કરવાની કામના તેમના મનમાં નિશદિન જાગ્રત રહેતી; એ બદલ તેમણે સારામાં સારી ઉચ્ચ પદવી પણ મેળવી હતી.

તેમના મનમાં એવી ધાસ્તી પેદા થઈ હતી કે, એ સાધુ પુરૂષ તેમના વિરુદ્ધમાં બળવાની પતાકા ફરકાવી શકે તેમ છે, એટલા માટે તેમણે ઇમામ મુસાને હિજાજથી બગદાદ બોલાવી લીધા. એક ઇતિહાસકારે લખ્યું છે કે, અહીં તેઓને કારાગૃહના અધ્યક્ષ સિન્દિઇબ્ને શાહિકની ધર્મપરાયણતા ભગિનીની દેખરેખ તળે રાખવામાં આવ્યા હતા એ ધાર્મિક રમણી તેના તાબેદાર બંદિવાન તરફ ઘણીજ માન અને ભક્તિની લાગણીથી જોતી હતી. વિવેકબુધ્ધિના ભ્રમને વશીભૂત થઈને ખલિફા હારૂનઅલ રશિદ એ નિર્દોષ સાધુ પુરૂષને બે વાર મદિના પાછા ચાલ્યા જવાના હુકમ કર્યો હતો, એથી એ સંદિગ્ધતાએજ તેમની સતતાને વિનષ્ટ કરી હતી. આવી રીતે આવજાવ કરવાથી ભક્તિવાળા ઇમામની તંદુરસ્તી બગડવાથી તેમણે એ કેદખાનાની રક્ષા કરનારી રમણીના ગૃહમાં પોતાના દેહનો પરિત્યાગ કર્યો હતો.[1] તેમના મરણ પછી તેમના પુત્ર અલીઅર રેઝા ( મનોરમ ) ઉપાધિ ધારણ કરીને ઇમામની પદવીપર અધિષ્ઠિત થયા, તેઓ તે વખતના જમાનાના ઊંચામાં ઊંચા વિદ્વાન અને જ્ઞાનીપુરૂષ હતા.

## બારમેકીઓનું પતન

ખલિફા હારૂનઅલ રશિદની કારકિર્દીના ૧૮૭ હિજરી સાલમાં એવો એક બનાવ બન્યો કે, જેને લીધે તેમની કીર્તિ તથા ગૌરવ ઝાંખાં પડયાં હતાં અને અકૃતજ્ઞતારૂપ અનુતાપાનલથી દગ્ધ થવાની તેમનું ભવિષ્યનું જીવન શોકરૂપ અંધકારથી આચ્છાદિત થઈ ગયું હતું. સત્તર વરસ સુધી બારમેકી કબીલાએ ગંભીર વિશ્વાસતા અને દક્ષતાની સાથે રાજ્યનું

---

૧ આ વિષયનું વિશેષ વર્ણન હવે પછી લખવામાં આવ્યું છે.

કાર્ય ચલાવ્યું હતું. એ સમયે જનસાધારણનું સુખ અને સમૃદ્ધિ, રાજ્યનું ધન અને શક્તિ તથા જાતીય ઉન્નતિ વર્ધિત થઈ હતી હતી; પ્રત્યેક સ્થળે સભ્યતાનો પ્રકાશ પ્રકાશિત થયો હતો; પરંતુ તેમણે જે આડંબર, ઐશ્વર્ય પરોપકારિતા તથા અપરિમિત દાનશીલતાને માટે સર્વ લોકોના સ્નેહને સંપાદન કર્યો હતો, તેનાજ પરિણામે તેમની વિરૂધ્ધમાં એવું એક શત્રુમંડળ ઉભું થયું હતું, કે જે ગમે તે હિસાબે તેમનું કાસળ કાઢવાના દૃઢ નિશ્ચયપર આવી ગયું હતું. શા કારણથી તેમનું પતન થયું હતું. એ સંબંધમાં અનેક માણસોએ તેનાં અનેક કારણો નિર્ધારિત કર્યાં હતાં. મશહુર ઈતિહાસકાર ઇબ્ને ખાલદુને તે વખતની ચાલતી લોકવાયકા અને વાતોપરથી ખરાં તથ્યનો નિર્ધાર કર્યો હતો. અનેક ઐતિહાસિકોએ લોકવાયકા અને વાતોના ઉપર આધાર રાખી બારમેક કબીલા તરફ ખલિફા હારૂનઅલ રશિદના, દુર્વ્યવહારનું કારણ ખુલ્લું કરવાની કોશિશ કરી હતી. ખલિફા હારૂનઅલ રશિદની ભગિની અબ્બાસાની સાથે જાફર બિન યહયાના વિવાહવાળી વાતને ઇબ્ને ખાલદુને નાપાયદાર કલ્પના ઠરાવીને હસી કાઢી છે. તેણે બારમેક કબીલાની પડતીનું ખરૂં કારણ જે કાંઈ લખ્યું છે, તે અમો નીચે લખીએ છીએ:—

" એ સમયે બારમેક પરિવારે રાજ્યની તમામ સત્તાને હાથ કરી હતી, તેમણે સલ્તનતની સત્તાને એક રીતે પોતાને કબ્જે કરી લીધી હતી, એટલુંજ નહિ, પણ ખુદ ખલિફા હારૂનઅલ રશિદને નાણાંની જરૂર પડે તો તેમને તેમની પાસેથી તે લેવાની લાચારી ભોગવવી પડતી, અને તેમની પરવાનગી સિવાય તેઓ ખજાનચી પાસેથી એક કોડી પણ મેળવી શકતા નહિ. તેમની અખંડ સત્તા અને યશોગૌરવ દશેદિશામાં ફેલાઈ ગયાં હતાં. ફોજદારી અને દીવાની વિભાગવાળા રાજ્યની તમામ ઉંચી પદવીઓ તેમનાં કુટુંબનાં માણસોને મળતી અથવા પોતાના પક્ષવાળા માણસો દ્વારા તે પદવીઓ પૂરવામાં આવતી. સર્વ લોકો તેમની 'હા' એ 'હા' ભણનારા અને તેમની પાસે મસ્તક નમાવી ઉભા રહેનારા થઈ પડયા હતા. તેમના સિવાય દરખાસ્ત કરનારાઓ અને નોકરીના ઉમેદવારોની આશા પૂરી થતી નહોતી. સલ્તનતની દરેક દિશામાં, દરેક પ્રદેશમાં, દરેક શહેરમાં અને દરેક ગામમાં તેમની હકુમત ફેલાઇ ગઇ હતી. સઘળા લોકો તેમનાં ગુણગાન ગાતા અને એ સાથે તેઓ તેમના માલિક ખલિફાના કરતાં પણ વિશેષ સ્નેહપાત્ર થઇ પડયા હતા.

આ સમસ્ત કારણોથી રાજસભાસદો અને સલ્તનતના ઉંચી પદવી-

વાળા ધર્મનેતાઓનો ઇર્ષાગ્નિ પ્રજળી ઉઠયો હતો. તેઓ રાજસિંહાસનની સુશીતલ છાયામાં નિવાસ કરે છે એમ ધારવાથી અપવાદરૂપ વૃશ્ચિકો તેમને તેમની વિશ્રામ શય્યામાં દર્શન આપવાને ઉલટા અધિક સુવિધા મેળવી શકયા હતા. તેમના સર્વથી મુખ્ય પુરાણા શત્રુ ખજાનચી ફજલ બિન રાબિને તેમની વિરૂધ્ધમાં ખલિફાના મનને કલુષિત કરવા માટે નાના પ્રકારના સુયોગ પ્રાપ્ત થયા હતા અને તે જે પદવીપર કાર્ય કરતો હતો, તેથી તેણે એ સઘળા સુયોગ મેળવવાની સુવિધા પણ મેળવી હતી. ઇબ્ને ખાલદુને વર્ણન કર્યું છે કે, તેને ( ફજલબિન રાબિને ) એવા કેટલાક સોબતીઓ આવી મળ્યા હતા કે, બારમેક પરિવાર બનુ અબ્બાસીઓના પતનને માટે કારસ્થાન કરી રહ્યો છે. બિલ્કુલ જૂઠા હડહડતા ખબર સાંભળી ઉશ્કેરાઇને સ્વેચ્છાચારવાળા ક્રોધ અને સંદિગ્ધતાવાળી અંધ પ્રચંડતાને વશ થઇ તેઓ વંશપરંપરાથી ચાલી આવતી વિશ્વાસી રાજસેવાને ભૂલી ગયા હતા.

વઝીર જાફરનું ખૂન, વૃધ્ધ યહયા અને તેમના બીજા પુત્ર ફજલ ( ખલિફા હારૂનઅલ રશિદનો ધાત્રીપુત્ર ) મુસા તથા મહમ્મદને બંદિવાન કરવા માટે અકસ્માત્ એક રાત્રે હુકમ બહાર પાડવામાં આવ્યો, છુપાવેશમાં બગદાદ શહેરમાં રાત્રે ફરતી વેળાએ જે મસરૂર ખલિફા હારૂનઅલ રશિદ અને તેમના વઝીરની સાથે ફરવા આવતો, આજે તેના દ્વારાજ મંત્રી જાફરની હત્યાનું કામ ખતમ થયું, અને બીજા લોકોને રાક્કા નામની એક જગાએ કેદ કરવામાં આવ્યા તથા તેમની સઘળી મિલ્કતને રાજ સરકારમાં ખાલસા કરવામાં આવી. શરૂઆતમાં બંદિખાનામાં એ લોકોને દુઃખ દેવામાં આવ્યું નહોતું. તેમની સેવા ચાકરીને માટે ત્યાં આગળ તેમણે પોતાના નોકરોને રાખવાની પરવાનગી મેળવી હતી અને તેમના સુખ સ્વાચ્છંધને માટે નજર રાખવામાં આવી હતી. આ બનાવ બન્યા પછી એક વરસે અબ્દુલ્લ મલિકબિન સાલેહ[1] ખલિફાની વિરૂધ્ધ કારસ્થાન કરે છે, એવું ઠરાવીને તેના સેક્રેટરી તથા પુત્ર દ્વારાને તહોમ્મતદાર કર્યા અને આખરે બંદિવાન બનાવ્યા. બારમેક કબીલાવાળાઓએ આ કારસ્થાનમાં કશી મદદ ન કરવા છતાં પણ, તેઓ એ વિષયથી જાણીતા છે એવી ખલિફાના મનમાં ધારણા ઉત્પન્ન થઇ અને એટલા માટે તેમણે બંદિવાનો તરફ કઠોર વ્યવહાર ચલાવવાની શરૂઆત કરી અને એ પહેલાં તેમના પર જે દયા દેખાડવામાં આવી હતી,

---

(૧) તેઓ અલિબિન અબ્દુલ્લા બિન અબ્બાસના પૌત્ર હતા, એથી તેઓ ખલિફા માહદિના કાકાના દીકરા ભાઇ પણ થાય.

તેનાથી તેઓ વંચિત થયા. વિશ્વાસુ વૃધ્ધ યહયાએ (૧૯૦ હિજરીમાં, ઇ. સન ૮૦૬ માં) કેદખાનામાં પોતાના દેહનો ત્યાગ કર્યો અને તેમના સર્વગુણસંપન્ન પુત્ર ફજલે ત્રણ વરસ પછી તેમની પાછળ પોતાના દેહનો પણ પરિત્યાગ કર્યો. મુસા અને મહમ્મદ તેમના પિતાના મરણ પછી મુક્તિ પ્રાપ્ત કરી શકે એવી અનુમતિ મેળવી શક્યા, પરંતુ અબ્દુલ માલેક ખલિફા અમિનના પાયતખ્તપર આવતાં સુધી બંદિ અવસ્થામાં રહી તેના દ્વારા મુક્તિ મેળવી શક્યો અને એ સાથે તે સિરિયા દેશના શાસનકર્ત્તાના પદપર નિયુક્ત થયો. ખલિફા મામુને બગદાદના પાયતખ્તપર આવ્યા પછી, બારમેક કબીલાની સમ્પતિ અને સન્માનને પુનઃ પાછું સોંપ્યું. ખલિફા હારૂનઅલ રશિદની રાજકારકિર્દીમાં પણ ખારજી લોકો તેમના હમેશના મહાવરા મૂજબ કેટલીક વાર બળવાખોર થયા હતા; પરંતુ તેઓ કાંઇપણ ટંટો ફિસાદ કર્યા વિના આપોઆપજ વશીભૂત થયા. એ સઘળા બળવાઓમાંના કોઇ એક બળવામાં લયલા[1] નામની એક નાની ઉમ્મરની બાલિકાએ ઉશ્કેરાયલા ખારેજી લોકોની પરિચાલિકાનો ભાર ગ્રહણ કરીને સારી નામના મેળવી શકી હતી. એ બળવો પ્રથમ પડેલાં તારિફના પુત્ર અને લયલાના ભાઇ વાજિદદ્વારા સૂચિત થયો અને તેમના પતન પછી લયલાએજ સૈન્ય ચલાવવાનો ભાર ગ્રહણ કરીને રાજકીય સૈન્યની સાથે વારંવાર લડાઇઓ કરી. છેવટે તેનો એક કુટુંબી[2] ખલિફાના સૈન્યનિકના પદપર દાખલ થવાથી તેણે તેને (લયલાને) હથિયાર છોડીને એના કરતાં પણ વિશેષ વિશુધ્ધ કુમારી જીવન ગુજારવાનો ઉપદેશ આપ્યો અને લયલાએ પણ તેના કહેવા મૂજબ કાર્ય કર્યું. એ અરબ વીરકુમારીએ ઘણીજ ખૂબસૂરત કન્યા અને કવિ તરીકે સારી ખ્યાતિ મેળવી હતી. મોસુલવાસીઓની બળવાને સૂચવનારી હીલચાલથી વિરક્ત થઇને ખલિફા હારૂનઅલ રશિદે તેમના દંડદાખલ તે શહેરને બાળીને ભસ્મીભૂત કરાવી નાખ્યું. મોધાર અને હિમિયાર લોકોના પરસ્પરના અંદરખાનાના કલહથી દમિશ્ક શહેરમાં અશાંતિ વિરાજતી હતી. ખલિફા હારૂન અલ રશિદ પ્રથમથીજ જાણતા હતા કે, સિરિયાવાસીઓ અબ્બાસી વંશ તરફ બિલકુલ નાખુશ નથી. બન્ને પક્ષ જેથી કરીને પરસ્પર વિવાદ કરીને દુર્બળ થઇ જાય, એટલા માટે થોડા દિવસ તેમણે તેમના ધર્મના ઝગડા-

---

૧ ઇબને અલ આસિરે એ નામનો ઉલ્લેખ કર્યો છે, ઈબને ખાલિકાને તેમનું નામ અલફરિયા રાખ્યું છે.

૨ યજિદ બિન માઝ્યદ.

એઓમાં હાથ નાખ્યો નહોતો, પણ છેવટે તેમણે ચાંપતા ઇલાજે દમિશ્ક શહેરમાં શાંતિ સ્થાપન કરી હતી.

## ગ્રીકો સાથેનું યુદ્ધ

ખલિફા હારૂન-અલ-રશિદનું ગ્રીક લોકોની સાથેનું યુધ્ધજ તેમની રાજકારકિર્દીમાં એક સહુથી મોટામાં મોટો ઉલ્લેખ કરવાલાયક બનાવ ગણાય છે. ખલિફા માહદિની સાથે રાણી આઈરિનની જે સંધિ થઇ હતી, તે સંધિની શર્તોનો હિજરી સન ૧૮૧ માં ભંગ કરીને ઇસ્લામ રાજ્યપર હુમલો કર્યો, પરંતુ એ લોકોના લશ્કરનો મોટો ભાગ મરણને શરણ થવાથી એઓ હારી ગયા અને તેમના માતારા અને અનસાઇશ નામનાં બે શહેરો મુસલમાનોનાં હાથમાં આવ્યાં. ઉમેય્યા અને અબ્બાસીઓના માંહોમાંહેના વેરને વખતે સાઇપ્રેસ દ્વીપે સ્વાધીનતા પ્રાપ્ત કરી હતી, પરંતુ અત્યારે એ પાછી ખેંચી લેવામાં આવી અને ક્રીટવાસી લોકોએ તાબેદારી કબૂલ કરી. આ બધા બનાવો બન્યા પછી ફરીવાર ગ્રીક અને અરબ લોકોની વચ્ચે નવી સંધિ સ્થાપિત થઇ અને ગ્રીક લોકો પ્રથમની સંધિ મુજબ વર્તીને મુસલમાનોને કર આપવાને લાચાર થયા તથા બન્ને પક્ષે એક બીજાના બંદિવાનોને મુક્ત કરી દીધા. સર્વેએ ધાર્યું હતું કે, એ સંધિ થોડા દિવસને માટેજ કાયમ રહેશે. ૧૮૨ હિજરીમાં વિરુધ્ધનૈતિક નિષ્ઠુર રાણી આઇરિને તેના નાની ઉમ્મરના પુત્ર છઠ્ઠા કૉન્સ્ટનટાઇનને આંધળો કરી અગષ્ટા (અરબી ભાષામાં આતાસા કહેવાય છે)નો ઇલ્કાબ ધારણ કરી રાજસિંહાસનપર ઉપવેશન કર્યું. અને તેના વહાલા ખોજા ઇચ્યિસની સહાયતાથી પાંચ વરસ સુધી રાજ્યની હકુમત ચલાવી. ત્યાર પછી ચંચળ ચિત્તવાળા ગ્રીકલોકોએ તેની વિરુદ્ધમાં ઊભા થઇને તેને સિંહાસનપરથી પદભ્રષ્ટ અને બંદિની કરી કરી તથા તેના ખજાનચી નાઈસે ફોરાસને[1] સિંહાસન સોંપ્યું. સ્વાભાવિક ભરોસાના અભાવે રાણી આઈરિન અને મુસલ્માનો વચેની સંધિની શર્તોનો ભંગ કરવાનો ઇરાદો કરી[2] નાઇસે ફોરાસે ખલિફા હારૂનઅલ રશિદની પાસે નીચે લખેલી મર્મ અને અપમાન સૂચક લિપિ મોકલી આપીઃ-

" રોમન બાદશાહ નાઇસે ફોરાસા તરફથી અરબોના રાજા હારૂન તરફ—અમારી પહેલાંની મહારાણીએ તમોને દાંડકાક આસન આપ્યું છે અને

---

૧ અરબ લોકો તેને નિકફૂર કહેતા.

૨ ઇબ્ને ખાલદુનનું વર્ણન.

પોતાને પાઉનના સામાન્ય આસનપર[1] રાખી છે, અને તેનું ઘણું ખરૂં ઐશ્વર્ય તમારી પાસે મોકલી આપ્યું છે, એ તેની સ્ત્રીજાતિની સ્વાભાવિક દુર્બળતા અને નિર્બુદ્ધિતાને લીધેજ બન્યું છે, વળી તમો મારી આ ચિઠ્ઠી મળતાંની સાથેજ રાણી આઈરિનની પાસેથી મેળવેલી સમ્પિત પાછી મોકલી આપશો, નહિ તો તલ્વાર તમારો અને મારો બરાબર ઇન્સાફ કરશે. "

એક ઇતિહાસિકે વર્ણન કર્યું છે કે, ખલિફા હારૂનઅલ રશિદ એ પત્ર વાંચીને ગુસ્સાના માર્યા એટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા કે, કોઇપણ મનુષ્ય તે સમયે તેમના મુખ બણી જોવાનું સાહસ કરી શકયો નહોતો; કોઇનાથી તેમની સાથે કાંઈ વાતચીત પણ કરી શકાઇ નહોતી. તેમના સભાસદો ભયના માર્યા દરબાર ગૃહમાંથી ચાલ્યા ગયા હતા અને તેમનો મંત્રિવર્ગ ગુપચૂપ થઇને સલાહ આપતાં અટકી પડયો હતો.

ત્યાર પછી તેમણે આ પૃષ્ટમાં નીચે લખ્યા પ્રમાણે કેટલીક વાતો લખી હતીઃ—

" વિશ્વાસુજનોના નેતા હારૂનના તરફથી રોમનોના કૂતરા નાઇસે ફોરાસ તરફઃ—" તું પત્રનો ઉત્તર જોઈ શકીશ, સાંભળી શકીશ નહિ. "

ખલિફા હારૂનઅલ રશિદે તેમના બોલવા પ્રમાણે કાર્ય કર્યું હતું. તેઓ તેજ દિવસે સૈન્યસહિત રવાના થઇને જયાં સૂધી હિરાકિલયાના[2] દુર્ગ પાસે પહોંચી શકયા નહોતા, ત્યાં સૂધી રસ્તામાં કયાંય પણ વિશ્રામ કર્યો નહોતો. અભિમાની નાઇસે ફોરાસ એજ સ્થળે ખલિફાની સ્હામો થઇને શોચનીય રીતે પરિજિત થયો.[3] કેવળ તેના અનુતાપના યોગે અને દગા

---

૧ અહીં શેતરંજ ખેલવાની હાંડકાક અને પાઉન, વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અંગ્રેજીમાં હલકામાં હલકી શેતરંજ ખેલવાના અક્ષને પાઉન અને ઉંચામાં ઉંચા અક્ષને રૂક (હાંડકાક) કહેવામાં આવે છે. (અનુવાદક)

ખલિફા હારૂન-અલરશિદે હાલમાં એ રમતને પશ્ચિમ એશિયામાં ચાલુ કરી હતી.

૨ જે સ્થળે એ યુદ્ધ શરૂ થયું હતું, તેને અરબ લોકો હિરકિલયા કહેતા હતા પરંતુ આધુનિક લેખકે કહે છે કે એ યુધ્ધ થાઈમથિસ નદીના કિનારાપર આવેલા ડોરિલિયમમાં થયું હતું હતું.

૩ મશહુર ઇતિહાસકાર સ્યુલિએ એનો પ્રસિધ્ધ યુધ્ધ તરીકે ઉલ્લેખ કર્યો છે, અને એમાં મુસલમાન લોકોએ ફતેહ મેળવી હતી.

અનુવાદક

બાજીની કુશળતાએ અરબોના કોઈ પણ રીતે ન અટકાવી શકાય એવા પ્રબળ યુદ્ધના વેગને અટકાવ્યો હતો. નાઇસે ફોરાસ પહેલાંના કરતાં વિશેષ વારસિક નિયમિત કર આપવાને સમ્મત તથા પ્રતિજ્ઞાબધ્ધ થયો. એ સંધિને મંજૂર રાખી વિજયથી ખલિફ રાક્કા ભણી પાછા ફર્યા. ખલિફના રાક્કા પહોંચવાની સાથેજ નાઈસે ફોરાસે ફરીવાર સંધિની શર્તોનો ભંગ કર્યો. તેણે ધાર્યું હતું કે, ખલિફા રાક્કાથી પાછા ફરીને આ પ્રચંડશીતઋતુમાં ફરીવાર અહીં આવવાનું કોઇ પણ રીતે પસંદ કરશે નહિ અથવા તેમનું આગમન બિલકુલ અસંભવ થઈ પડશે; પરંતુ એમ ધારવામાં તેણે તેના પ્રતિદ્વંદીનો એક પ્રકારનો ખોટો ભ્રમજ કર્યો હતો; તેની એ ધારણા બિલકુલ નાપાયાદાર હતી. કારણ કે, સંધિની શર્તોનો ભંગ થવાની વાત સાંભળતાંની સાથેજ તેમણે તે ભયંકર ઠંડી ઋતુમાં પણ બરફથી ઢંકાયલા તારસ પર્વતને ફરીવાર ઓળંગીને યુદ્ધક્ષેત્રમાં ગમન કર્યું. " નાઇસે ફોરાસ વિશ્વાસુ જનોના નેતાને આવી રીતે એકદમ વીરોચિત તૈયારી કરી આવી પહોંચેલા જોઈને ઘણોજ અજાયબ થયો અને એ સાથે તેની રાજનૈતિક યુદ્ધ કુશળતા પણ નિષ્ફળ નિવડી. એ વિશ્વાસઘાતક ગ્રીક ત્રણ જગાએ સખ્તમાં સખ્ત ફટકા લાગવાથી લડાઇના મેદાનમાં પોતાના ચાળીસ હજાર સૈનિકોનાં મુડદાં પડતાં મૂકીને ન્હાસી ગયો. "[1]

નાઇસે ફોરાસે ફરીવાર સુલેહની માગણી કરવાથી તેની માગણીને મંજૂર રાખવામાં આવી ( ૧૮૮ હિજરી ). ગ્રીક લોકોની વર્તણુકથી સારી રીતે માહિતગાર થઇને ખલિફાએ ફ્રિજિયાને છોડતાં પહેલાં સરહદના મુલ્કમાં લસ્કર રાખવાનો એવો તો સરસ બંદોબસ્ત કર્યો કે જેથી ફરીવાર જાણે સંધિના શર્તોનો તેમનાથી કોઇ પણ પ્રકારે ભંગજ ન કરી શકાય. પરંતુ ખલિફા હારૂન બીજા કામોમાં ગુંથાવાથી નાઇસે ફોરાસ ફરીવાર સંધિનો ભંગ કરી હારી ગયો હતો. "[2]

૧૮૯ હિજરીમાં રાઇ ( પ્રાચીન રેઘસ ) ના શાસનકર્તાએ અબાધ્યતા જાહિર કરવાથી તેને પોતાના તાબામાં લાવવા માટે ખલિફા હારૂનઅલ રશિદ ત્યાં આગળ ગયા. નાઇસે ફોરાસે આ સુયોગનો પરિત્યાગ ન કરી શકવાથી ફરીવાર મુસલ્માન સલ્તનતપર હુમલો કરવાની કોશિશ કરી; પરંતુ ખલિફાના પુત્ર કાસિમ દ્વારા તે હારી ગયો. ખલિફાએ એ પુત્રને સરહદના મુલ્કોની

---

૧ આ ઇતિહાસવેત્તા ગિબન સાહેબનું વર્ણન છે.

૨ આ ઇતિહાસકાર મૂર સાહેબનું વર્ણન છે.

હકૂમત ચલાવવાનો ભાર સોંપીને ધર્મયુધ્ધને માટે ખુદાના નામે ઉત્સર્ગ આપ્યો હતો. સંધિની શર્તોનો ભંગ કરવા છતાં આ વખતે પણ નાઇસે ફેરાસને માફી આપવામાં આવી હતી.

## નાઇસે ફેરાસની વિશ્વાસઘાતકતા

ખલિફા હારૂનઅલ્ રશિદે રાકીનગરમાં વસતી વંશાગે ડિલેમ અને તબ્રીસ્તાનના કુર્દ રાજાઓની સાથે મુલાકાત કરી તેમના તરફ ઉદારતા અને સદ્વ્યવહાર દર્શાવ્યો, એથી તેમની રાજભક્તિ દ્દઢીભુત થઇ અને આસક્તિ વર્દ્ધિત થઇ.

ત્યાર પછી ખલિફા રાક્કાને રસ્તે બગદાદ ભણી પાછા ફર્યા. રાક્કા નગરીને તેમના હમેશના નિવાસસ્થાન તરીકે ગણવામાં આવી હતી. એ સ્થળેથી તેઓ ગ્રીક લોકોની, ઉત્તર પ્રદેશમાં ભટકતી જાતિઓની અને અર્ધ્ધ રાજભક્તિવાળા સિરિયાવાસીઓની હીલચાલો જોતા અને અત્યંત પરિશ્રમ તથા કલાન્તિ પછી થોડીવાર વિશ્રામસુખનો અનુભવ કરતા.

ટ્રાન્સોક્ષિયન પ્રદેશમાં બળવો જાગવાથી નાઇસ ફેરસને સલ્તનતપર હુમલો કરવાની સારી તક મળી: પહેલેથીજ તે એવી તક મેળવવાની વાટ જોઇ રહ્યો હતો: તેણે ખલિફાના રાજ્યમાં દાખલ થઇ સરહદના મુલકોને નાબૂદ કરી નાખ્યા અને એ સાથે ત્યાંના ઘણા ઘણા રહેવાસીઓની કત્લ કરાવી નાખી. ખલિફા આવી વિશ્વાસઘાતકતાને હવે સહન કરી શક્યા નહિ. મામુનને સઘળી રાજસતા સોંપી તેમને રાક્કાના રાજપ્રતિનિધિ તરીકે રાખીને તેઓ ઉત્તર દિશા ભણી રવાના થયા. ગ્રીકલોકોએ આનંદપૂર્વક જે સંધિ પત્રપર સહી કરી હતી, એની રક્ષા માટે અને રાજ્યમાં શાંતિ સ્થાપવા માટે આ વખતે તેમના વિરુદ્ધમાં જિહાદ (ધર્મ યુદ્ધ)ની ઘોષણા કરવામાં આવી. એક લાખ પાંત્રીસ હજાર પગારદાર લશ્કર[1] રાજ્યના ઝુંડા તળે એકઠું થયું, એ સિવાય પોતાની ઇચ્છાથી આવેલા અનેક સૈનિકોએ પણ ભાગ લીધો હતો. એ જબરદસ્ત લશ્કરે આખા એશિયા માઇનર, એટલુંજ નહિ, પણ ઉત્તર બિથિનિયા અને પશ્ચિમમાં માઇસિયા અને કેરિયા સુધી અધિકાર કરી લીધો.

સેનાપતિ યઝિદ બિન માખલાદ મારફત લિડિયા મુલ્કના કુનિયા

---

૧ આ લોકોને મુરતાઝકા કહેતા, એ લોકોજ નિયમિત પગારદાર લશ્કરી હતા.

(૨) અને ઇફિસિસ કબ્જે થયાં. મિઆન બિન્ ઝયદાના પુત્ર શુરાબિલ સાકાલિયા, થેબાસા મૈલિકોપિયા, સિદરોપોલિસ, અન્દ્રાસસ અને નિકિયા નગરને પોતાના તાબામાં આણવામાં આવ્યાં. ત્યાર પછી વિજયી સૈનિકોએ કાળા સમુદ્રના કિનારાપર આવેલા હિરાક્લિયા પોનટિકા નગરીપર છાપો માર્યો. એ નગરીનો ઉદ્ધાર કરવા માટે નાઇસે ફોરાસની મોકલેલી સૈન્યની એક ટુકડી શોચનીય રીતે પરાજિત થયા પછી એ અરબોના અધિકારમાં આવી. એ પછી ગ્રીકલોકોએ માફી માગી અને ખલિફાએ પોતાના દયાળુ સ્વભાવના પ્રભાવે તેમની એ માગણીને મંજૂર રાખી. જો એ સમયે કોન્સટન્ટિનોપલ મુસલ્માનોના તાબામાં આવીને બાઇઝિનટાઇન સલ્તનતની હકુમતનો ભાર તેમના હાથમાં આવી પડયો હોત, તો તેથી આખી આલમમાં શાંતિ સ્થાપવાનું તથા સભ્યતાનો ઉત્કર્ષ કરવાનું ઘણુંજ શુભજનક પરિણામ આવત. નાઇસે ફોરસે તેના કબીલાના કુમારો અને રાજ્યના આબરૂદાર આદમીઓની સાથે એકત્ર મળીને સોગંદપૂર્વક ફરીવાર એક નવીન સંધિત્રપત્રપર સહી કરી. એ સંધિ દ્વારા એવો ઠરાવ થયો કે, નાઇસે ફોરાસ અને તેના કબીલાના દરેક માણસને માણસ દીઠ કર આપ્યા સિવાય પહેલાના કરતાં અધિક કર ખલિફા હારૂનઅલ રશિદને મોકલવાને ગ્રીક બાદશાહ બંધાયેલો રહેશે. પરંતુ ૧૯૨ હિજરી (ઈ. સન ૮૦૮) માં ગ્રીક લોકોએ ફરીવાર તેમના સોગંદનો ભંગ કરીને મુસલમાની સલ્તનતમાં પ્રવેશ કરવાનો લાભ મેળવ્યો. ઈતિહાસકાર મૂર સાહેબે લખ્યું છે કેઃ—"વારંવાર આવા પ્રકારનાં યુધ્ધોના પરિણામે છેવટે પ્રબળ ધર્મવિદ્વેષની ઉત્પત્તિ થઇ હતી."

બરાબર એજ વખતે ખોરાસાન મુલ્કમાં બળવા ઉભો થવાથી, ખલિફા તે તરફ લક્ષ આપવાને બાધ્ય થયા અને તેટલા માટે થોડા દિવસને માટે ગ્રીક લોકો ધટતી સજા ભોગવતા બચી ગયા. ખુઝેમા બિન્ ખાઝિમ નામના એક લાયક સેનાપતિને સહકારી તરીકે સોંપીને ત્રીજા પુત્ર કાસિમને રાક્કામાં અને પહેલા પુત્ર અમિનને બગદાદમાં રાખીને થાકયા પાકયા બાદશાહે પૂર્વ દેશ ભણી પ્રયાણ કર્યું; અને બીજા પુત્ર મામુન પિતાની પાછળ ગયા, પરંતુ પર્વતની હારો ઓળંગીને પર્શિયામાં પ્રવેશ કર્યા પછી તેઓને લશ્કરની એક ટુકડી સાથે આગળ વધીને મર્વ તરફ રવાના થવાનો હુકમ મળ્યો. અને ખુદ ખલિફા ગુરૂ લશ્કર લઈને માગે ધીમે આગળ વધવા લાગ્યા.

---

(૨) ઈબ્ને ખાલદુને આ નામ લખ્યાં છે બીજા કેટલાક ઇતિહાસકારોએ એને માલાકુનિયેહ તરીકે ઉલ્લેખ કર્યો છે.

ખલિફા રાક્કા છોડયા પછીજ પીડા ભોગવતા હતા, અત્યારે તુશ શહેર [1] ના તાબાના સાનાબાદ નામના ગામમાં આવવાથી તેમની પીડા ઘણીજ વધી પડી. તેમનો અંતિમકાલ આવેલો જોઇને લસ્કરમાં જોડાયલા પોતાના કબીલાના (હાસમ વંશના) તમામ માણસોને બોલાવીને તેમણે નીચે લખ્યા પ્રમાણે ઉપદેશ આપ્યોઃ—

" જેઓ અત્યારે જુવાન છે તેઓ ઘરડા થશે, જેઓ આ આલમમાં આવ્યા છે, તેમને સર્વને મરવું પડશે. હું તમોને ત્રણ શિખામણ આપું છું; પોતાના કર્તવ્યનું વિશ્વસ્તાની સાથે પાલન કરજો. તમારા ઇમામો (ખલિફાઓ) પર વિશ્વાસ રાખીને સઘળા એકઠા મળી રહેજો અને મહમ્મદ તથા અબ્દુલ્લા (અમિન અને મામુન)ને માટે ખાસ કાળજી રાખી યત્ન કરતા રહેજો. જો એક જણ બીજા એક જણના તરફ બળવાનો ઝુંડો ફરકાવે, તો તે બળવો જગાડનારને દબાવી દેજો અને રાજભક્તિની હીનતાને માટે તેના નામને કલંકિત કરજો. "

ત્યાર પછી તેમણે પોતાના અનુચરોને તથા સૈનિકોને ઘણાં ઘણાં ધનરત્નો બક્ષિસ આપ્યાં. આ પછી બે દિવસે તેમના મૃત્યુનો સમય આવી લાગ્યો. ખલિફા હારૂન–અલ–રશિદ ૨૩ વરસ ૬ માસ જાહોજલાલી અને ગૌરવની સાથે રાજ્ય ભોગવ્યા પછી જિન્દગીના ઉંચામાં ઉંચા ભાગમાં ચોથી જમાદિઉલ આખર ને શનિવારને દિવસે (૧૯૩ હિજરી, ઈ. સન ૮૦૯ માં) જન્નતનશીન થયા. એ સમયે તેમની ઉમ્મર ૪૫ વરસને છ માસની હતી,

## ખલિફા હારૂન–અલ–રશિદની ચાલચલગત

ગમે તે કોઇ મનુષ્ય ઇતિહાસકારની દૃષ્ટિએ ઘણીજ સુક્ષ્મતાની સાથે ઇચ્છાનુસાર તેમની ચાલચલગતની સમાલોચના ભલે ને કરે, પરંતુ ખલિફા હારૂન–અલ–રશિદ દુનિયાના ઉંચામાં ઉંચા નૃપતિ અને રાજ્યનું શાસન ચલાવનારાઓમાં સર્વથી ઉચ્ચ પુરૂપ હતા. ચાલૂ જમાનાની સાથે જૂના જમાનાની સરખામણી કરવી એ કેવળ એક પ્રકારનો ભ્રમજ ગણાય. વીસમી સદીનો મનુષ્યસ્વભાવ, ઉત્કર્ષતા, તેની કેન્દ્રીભૂત સભ્યતા, અને કાલના પરિવર્તન તથા ઉન્નતિની સાથે સાથે તેમજ તેના નાના પ્રકારના જ્ઞાન વિજ્ઞાનની સાથે એક હજાર વર્ષ પહેલાંના જ્ઞાન વિજ્ઞાન અને સભ્યતાની તુલના કરી

(૧) ગુસનગર કવિ ફિરદોસીનું જન્મસ્થાન હતું.

શકાય તેમ નથી. શંકાશીલતાના પ્રબળ ઉચ્છ્વાસને વશીભૂત થવાથી તેમણે કોઇ કોઇવાર મંદ કાર્યો કરવા છતાં પણ તે સ્વેચ્છાચારિતાના સ્વાભાવિક ફળ રૂપજ હતાં. તેમની અસાધારણ શક્તિના બળથી એટલા બધા આત્મસંયમી થઇ શક્યા હતા, જન સાધારણના સુખની વૃદ્ધિ માટે તેમણે ઘણા ઘણા પ્રયાસો કર્યા હતા અને પ્રજાના હિતને માટે એટલા બધા યત્નો કર્યા હતા કે, જેથી તેમની પ્રતિભાને અમો ઉચ્ચ આસન અાપવાને બંધાયલા છીએ. તેઓ તેમનાં કર્ત્તવ્યકાર્ય કરતી વેળાયે લેશમાત્ર પણ આરામ લેતા નહિ શાસનશૃંખલા, ન્યાય વિચાર અને નજરેનજર રૈયતની હાલત નિહાળવા માટે તેમણે વારંવાર તેમની સલ્તનતના પૂર્વથી પશ્ચિમ વિભાગ સુધી પ્રદક્ષિણા કરી હતી. તેઓ પોતે ઇસ્લામી જાત્રાળુઓના સત્સંગમાં નવ વખત પવિત્ર મક્કા તીર્થ ભણી ગયા હતા અને તે દ્વારા તેમણે પોતાના મઝહબના અનુયાયીઓને ઇસ્લામની તાબેદારીવાળી એકતા અને ધર્મને માટે પોતાની વ્યક્તિગત ઉશ્કેરણી દેખાડીને તેમને હકુમતતળે આણ્યા હતા. તે વખતના સઘળા રાજાઓના રાજદરબારોના કરતાં તેમના રાજ દરબારે શીર્ષસ્થાન પ્રાપ્ત કર્યું હતું. પૃથ્વીના પ્રત્યેક સ્થાનના પંડિત અને જ્ઞાનીજનો એ દરબારમાં એકઠા થયા હતા, તેઓ હમેશાં ઘણીજ ઉદારતાની સાથે સારો સત્કાર સંપાદન કરી શકતા હતા. શિલ્પ વિદ્યા, વિજ્ઞાન અને મનોવૃત્તિના વિકાસ માટે તથા દરેક જાતની વિદ્યા ચર્ચાને માટે તેમણે બનતી કોશિશ કરી હતી. મુસલમાન સમાજમાં તેઓએજ પ્રથમ સંગીત વિદ્યાને ઉચ્ચાસન આપ્યું હતું અને સાહિત્ય તથા વૈજ્ઞાનિકોમાં અનુક્રમવાર શ્રેણીઓના વિભાગની સૃષ્ટિ કરી હતી.

## ઇસ્લામ ધર્મ વિધિનું હનફી વિદ્યાલય

જો કે અબુહનિફા રહેના નામાનુસાર આ વિદ્યાલયનું નામ પડયું હતું તો પણ ખરૂં કહેવામાં આવે તો એ ખલિફા હારૂન-અલ-રશિદના મુખ્ય કાજી (કાજી-ઉલ-કઝઝાત) અબુયુસુફના પરિશ્રમ અને જ્ઞાનના પરિણામરૂપજ હતું એમ કહેવું પડશે; કારણ કે ખલિફા હારૂન અલ રશિદની રાજકારકિર્દી વખતે તેમની સલ્તનતના મુખ્ય કાજી ઉક્ત અબુ-યુસફના નેતાપણાતળે વ્યવહાર શાસ્ત્રને જાણનારા માણસોના હાથથી હનફી વિદ્યાલયે સારી વ્યવસ્થાવાળો આકાર ધારણ કર્યો હતો. અબુ-યુસફના ચરિત્રમાં કેનમેરની ઉદારતા અને બેકનની જ્ઞાનલિપ્સા મળેલી હતી [૧] શકિત અને સજીવતાના સંબંધમાં આ

---

૧ 'કેનમેર' એનું પુરૂં નામ થૉમસ ક્રેંન હતું. તે ઇંગ્લંડના રાજા આઠમા

વિદ્યાલયની બાલ્યાવસ્થા હોવી સ્વાભાવિક છે, અથવા વિરૂદ્ધ મતની અવિદ્યમાનતા ઉપયુક્ત જ છે. અબ-યુસુફદ્વારા સ્થપાયલી ધર્મનૈતિક પ્રણાલી અત્યાર સુધી ભવિષ્યકાળની કઠોરતાને પ્રાપ્ત થઇ નહોતી. જે પરિમાણથી વિરુદ્ધ મતની સાથે ઝગડા પેદા થાય તેજ પરિમાણથી પ્રત્યેક ધર્મશાસન યંત્ર પોતાના મતની રક્ષા માટે કઠોરતાનું અવલંબન કરે છે, જો કે એ સમયે પોત પોતાના મતની રક્ષા માટે કઠોરતાનું અવલંબન કરવા માટે તમામ લોકોનાં મન ઉત્તરોત્તર વધી પડયાં હતાં, તથાપિ અબુ-હનિ રહેનાં ધર્મ વિધાના ઉદારતાથી વિખૂટાં પડયાં નહોતાં, પરંતુ ઉલટા એની ઉન્નત્તિનાં નિસ્સંદેહ લક્ષણો પ્રકટ થયેલાં જોવામાં આવતાં હતાં, પણ ખલિફા હારૂનઅલરશિદે તેમના સમસામયિક નૈતિક ધોરણો બાંધનારાઓ તરફ સન્માન દેખાડવાથી અને તેમની ધર્મ વ્યાખ્યાને મજબૂત ટેકો આપવાથી ધર્મ શાસકોનું એક મંડળ એકઠું થવાનો માર્ગ મોકળો થઇ પડયો હતો, એટલા માટે દુર્બળ ખલિફાઓના સમયમાં ફક્ત ધર્મ શાસક અથવા ધર્મ ચલાવનારાઓની ખ્યાતિ ઉપરા સાપરી વધતી જવાથી તમામ અબુ-હનિફા રહેના ધર્મ ધોરણોની ઉન્નત્તિ અને પુષ્ટિનો માર્ગ સંપૂર્ણ રીતે બંધ થઈ ગયો હતો. જે સુન્ની વિદ્યાલયની દીવાલ ખલિફા મનસુરના અમલમાં સ્થાપિત થઇ હતી, અત્યારે એવીજ રીતે ક્રમોન્નતિ વાદ્ધત થઈ, અને જ્યારે પાછળી અબ્બાસી વંશના ખલિફાઓ પાર્થિવ શાન્તિથી શૂન્ય થઈને ધર્મ સંબંધી માલિકી સાચવવા માટે લક્ષ આપવાને લાચાર થયા હતા, તેજ સમયે એ વિદ્યાલય પૂરી જાહોજલાલી મેળવી હતી. ખલિફા ઠરાવવા સંબંધમાં સર્વ લોકોનો મત લેવો એવો શાસ્ત્ર ટેકો આપે છે અને એવી રીતે ઠરાવેલી

---

હેનરી છઠા એડવર્ડ અને રાણી મેરીના રાજ્યકાલમાં ઇંગ્લંડવાસીઓનો સર્વથી મોટો ધર્મ ગુરૂ હતો. તેના સમયમાં બાઇબલનો વહેલા પહેલો અંગ્રેજીમાં અનુવાદ થયો. તેણે રોમન કેથોલિક ધર્મનો સંસ્કાર કરી પ્રૉટેસ્ટન્ટ મત ચલાવ્યો, પરંતુ રાણી મેરીએ તેને કેથોલિક મત ગ્રહણ કરવા માટે ત્રણ વરસ સુધી કારાગૃહમાં કેદ રાખ્યો; એથી પણ તેનો મત ન ફેરવાયાથી, તેને જીવતા જીવે બાળી નાખવામાં આવ્યો. તેનો ધર્મ મત ઉદાર ભાવવાળો હતો. અહીં તેના ઉદાર મતની સાથે અબુ-યુસફના ઉદાર મતની તુલના કરવામાં આવી છે. (અનુવાદક)

બેકન ફ્રાન્સિસ લોર્ડબેક—રાણી ઇલિઝાબેથના જમાનાનો મુખ્ય દાર્શનિક, જ્ઞાની અને રાજનીતિજ્ઞ પુરૂષ હતો. નાના પ્રકારનાં રાજકાર્ય કર્યા પછી તેણે છેવટે એટ બ્રિટનના સર્વથી મુખ્ય ન્યાયાધિશનું પદ પ્રાપ્ત કર્યું હતું તેણે દર્શન શાસ્ત્રના સંબંધમાં એક ગ્રંથ રચ્યો છે, કે જે હજી સુધી યુરોપના બુધ્ધિમાન જનો એના સર્વ ભાગો મુજબ વર્તે છે. અહીં એની જ્ઞાનલિપ્સાની સાથે કાજી અબુ-યુસુફની જ્ઞાનલિપ્સાની તુલના કરવામાં આવી છે. (અનુવાદક)

વ્યક્તિને ધર્મનેતા અથવા તમામ લોકોના ઇમામ ગણી શકાય છે, આ મતવાળો મનુષ્યવર્ગ હાલમાં " આહલેઅસ સુન્નતવલ જનાઅત " અથવા હદિસ અને સર્વવાદિ સમ્મત મત મૂજબ ચાલનારાના નામથી ઓળખાયછે.

## ખલિફા હારૂન-અલ-રશિદના અમલમાં વિજ્ઞાન અને સાહિત્યની સ્થિતિ.

ખલિફા મનસુરે બીજી ભાષામાં લખાયલા વિજ્ઞાનનાં પુસ્તકોનો અરબ્બી ભાષામાં તરજુમો કરવા માટે એક અનુવાદવિભાગની રચના કરી હતી. ખલિફા હારૂનઅલ રશિદે એ વિભાગની ઉન્નતિ કરી અને અનુવાદકોની સંખ્યામાં વધારો કર્યો, પરંતુ ખલિફા મામૂનના સમયમા એની આ પહેલાં કદાપિ ન થયેલી એવી અત્યંત ઉન્નતિ સાધિત થઈ. તેમના આખા અથવા અમુક રાજત્વકાળમાં જે સઘળા મશહુર પંડિતોની મંડળીનો પ્રાદુર્ભાવ થયો હતો, તેઓમાં વ્યાકરણવિદ્દસારી, અબ્દુલ્લા બિન ઇદ્રિસ, ઇસાબિન યુનસ, સુફિયાન બિન સુરી, સંગીતવિદ્યા વિશારદ ઇબ્રાહીમ મોસુલી અને વૈદ્ય બખતિ આસુનો પુત્ર ગેબ્રાઇલ, આદિ મુખ્ય મુખ્ય પુરુષોનાં નામોનો ઉલ્લેખ કરી શકાય છે. ઇબ્ને ખાલદુને લખ્યું છે કે, ખલિફા હારૂન અલ રશિદે એક કૃપણતા સિવાય બીજા દરેક વિષયમાં તેમના પિતામહ ખલિફા મનસુરનું આદર્શ અનુકરણ કર્યું હતું; કારણ કે, જાહોજલાલી અને દાનશીલતામાં કોઈ પણ ખલિફા તેમની સાથે ટક્કર ઝીલવાને સમર્થ થઇ શક્યા નહોતા. તેઓ પોતે કવિ [1] હતા, એથી કવિતાઓના પ્રત્યે ઉદાર વ્યવહાર દર્શાવતા. પાશ્ચાત્ય અને અતિ દૂરના પૂર્વ રાજ્યોના રાજાઓની સાથે તેમની સાથે સારી ઓળખાણ સાથે સંબંધ સ્થાપિત થયો હતો. તેમણેજ પ્રથમ પહેલાં ચીનના રાજા ફગદુર અને શાલીમેન નામક એ જુદા જુદા દેશોના રાજકર્તાઓએ તેમના દરબારમાં મોકલેલા [2] દૂતોનો આદર સત્કાર કર્યો હતો. તેમણે છેવટે જણાવેલા રાજ્યોના બાદશાહોને એવી કેટલીક અજાયબ બક્ષિસો આપી હતી કે, તેનું વર્ણન હજી સૂધી લખાઈ રહ્યું છે અને એનાં કારીગીરીનાં કાર્યો અબ્બાસી ખલિફાઓની રાજકારકિર્દીના અમલની શિલ્પ વિદ્યાની ઉન્નતિનાં જ્વલન્ત પ્રમાણરૂપ છે. એ બક્ષિસોમાં એક ઘડિયાળ આપવામાં આવ્યું હતું, જે ઘણીજ અજાયબી ભરેલી શિલ્પ

---

૧ એઓ ખલિફા રશિદના પુત્રોના શિક્ષણકાર્ય માટે નિમાયા હતા.

૨ પહેલાં ફ્રાન્સના ડ્યુકના શાસનાધીન રાજાને ચારલિ મેગેનિ કહેવાગાં આવતો. (અનુવાદક)

વિધાના નમુના રૂપ ગણાયું હતું. [1] ખલિફા હારૂનઅલ રશિદના જે કેટલાક પુત્રો જીવતા હતા, તેમાંના નીચે લખેલા ચાર જણાનાં નામ ઈતિહાસ પ્રસિદ્ધ છે; મહમ્મદ અલ અમિન, અબ્દુલ્લા અલ મામુન, કાસિમ અલ મુતામિન અને અબુઇશાક મહમ્મદ અલ–મુતામિન.

## ખલિફા મહમ્મદ અલ–અમિનની રાજકારકિર્દી

( ૧૯૩ થી ૧૯૮ હિજરી, ઈ. સન ૮૦૯ થી ૮૧૩ )

જે સમયે ખલિફા હારૂન–અલ રશિદ જન્નતનશીન થયા, તેજ સમયે અમિન રાજધાનીમાં, મામુન મર્વ નગરમાં, કાસિમ કિન્નીસરિન અને રાણી ઝુબય્યા રાકકા નગરમાં વસતી હતી. ખલિફાના મરણના સમાચાર પોસ્ટ માસ્તર જનરલ ( સાહિબ–ઉલ–બારિદ ) હમાવિયેહ મારફત બગદાદ પહોંચ્યા હતા, અને ત્યાર પછી રાજ્યની શીલ મોહોર, તલ્વાર અને હજરત મહમદ સ. અ. વ. નો જામો મોકલવામાં આવ્યો હતો અને ખલિફા હારૂન-અલ રશિદની રચેલી કેટલીક કવિતાઓ હેલન નામની કોઈ એક અનુપમ સુંદરી મહિલા પ્રત્યે ઉદ્દેશીને લખવામાં આવી હતી. હેલન સુંદરી સત્ય હો વા કાલ્પનિક હો, એ વિષયનો વિચાર ન કરવા છતાં પણ ખલિફા રશિદ હિરાકિલયાના કોઇ રોમન આબરૂદાર માણસની કન્યાના પ્યારમાં ઘણાજ મશગુલ થઇને તેને ત્યાંથી લઇ આવ્યા હતા, એ વિષયમાં બીજો કાંઈ શકજ નથી. રકિકા નગરથી કેટલાક માઇલ દૂર આવેલી યુફ્રિટિસ નદીને કિનારે તેમણે તેને માટે એક મહેલ તૈયાર કરાવીને પહેલાના મહેલની યાદગીરી સારૂ તે મહેલનું નામ હિરાકિલિયા રાખ્યું. ત્યાં તરેહવારની એશઆરામની વસ્તુઓનો બરાબર બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ઇતિહાસકાર મસુદિના સમયે એ મહેલ વિદ્યમાન હતો.

અમીનના ભાઇ સાલેહદ્વારા તેમની પાસે મોકલવામાં આવ્યો. એ સાલેહ ખલિફા હારૂન અલ રશિદના મૃત્યુ સમયે તેમની પાસે હાજર હતો. અમિન આજ સુધી કસરૂલ ખુલ્દે ( સ્વર્ગીય પ્રાસાદ ) માં વસતા હતા. અત્યારે

---

૧ એક પિતળના બનાવેલા ચોકડાંની ઉપર કેટલીક કળો અનુક્રમવાર ગોઠવીને આ ઘડિયાર તૈયાર કરવામાં આવ્યું હતું. એને એક દ્વાર હતું. જ્યારે ફક્ત ઘંટા વાગતા કે તરતજ એ દરવાજો એકદમ ખુલી જતો અને ઘડિયાળમાંથી જેટલા વાગ્યા હોય તેટલા ટંકારનો અવાજ બહાર નીકળતો તથા તે સાથે તેમાંથી અશ્વારોહી સૈન્ય બહાર નીકળતું અને ઘંટ બંધ થતાંની સાથેજ તેઓ પાછા અંદર દાખલ થતા અને દરવાજો પણ પોતાની મેળે બંધ થઇ જતો.

તેઓએ ત્યાંથી કસરૂલ ખિલાયકતેમાં ( રાજકીય પ્રાસાદ અથવા મહાલયમાં) પોતાના નિવાસસ્થાનનું પરિવર્તન કર્યું. બીજે દિવસે તેમણે સર્વસાધારણ લોકોની મળેલી ઉપાસના બંદગીને વખતે આચાર્ય (ઈમામ)નું કાર્ય કરી આવશ્યકઉપદેશાદિ આપી સૈન્યવર્ગ, અનુચરવર્ગ અને નગર નિવાસીઓનો ની પાસેથી વશ્યતાના શપથ ગ્રહણ કર્યા. મામુને પણ પોતાના ભાઈના સિંહાસનપર બેસવા નિમિતે ખુશાલી જાહિર કરીને તેમની પાસે ભેટ મોકલી આપી. આ તરફ ખલિફા હારૂનઅલ રશિદના મૃત્યુસંવાદ સાંભળતાંની સાથેજ સમ્રાજ્ઞી ઝુબયદા રાકકાનો પરિત્યાગ કરી બગદાદ ભણી રવાના થઈ અને રસ્તામાં આનબાર નામની એક જગાએ તેના પુત્ર અમિન દ્વારા ઘણાજ દબદબાની સાથે સત્કારિત થઈને રાજમહાલયમાં આવી. એ સ્થળે તેણે અમિનના શોચનીય મૃત્યુકાળપર્યન્ત નિવાસ કર્યો હતો.

## અમિન અને મામુનનું ચરિત્ર

જે બન્ને ભાઈઓ એક બીજાના પ્રતિસ્પર્ધી અથવા હરિફ થઈને ઉભા હતા, તેમની બન્નેની વર્તણુકની સરખામણી કરીને તેમાં શો તફાવત હતો, એ જણાવવાની ખાસ જરૂર છે, અને એટલા માટે અમો આ સ્થળે એનું યથાર્થ વર્ણન કરવાનું ઉચિત ધારીએ છીએ. એ બન્ને ભાઈઓ તે વખતના શ્રેષ્ઠતમ વિદ્વાન માણસો દ્વારા કેળવાયા હતા. અમિન તેમની માતા અને મામા ઈસાની દેખરેખ તળે રહેતા હતા. એક ઈરાની મહિલા મામુનની ગર્ભધારિણી માતા હતી. મામુનની બાલ્યાવસ્થામાં તેનું મૃત્યુ થવાથી તેઓ ફઝલબીન વઝીર જાફરની દેખરેખ તળે મોટા થયા હતા. બન્નેએ આવી રીતે શિક્ષણ મેળવ્યું હતું. તેમણે બન્નેએ તે વખતના ચાલતા કાયદાઓનો ઘણોજ મેહનતની સાથે અભ્યાસ કર્યો હતો, તથા હદિસ અને અલંકાર શાસ્ત્ર વગેરેનુ પણ સારૂં શિક્ષણ મેળવ્યું હતું. પરંતુ મામુને ખાસ કાળજી પૂર્વક શિક્ષકોની સઘળી શિક્ષા સંપાદન કરી હતી. બીજા પક્ષમાં અમિનનું ચંચળ અને વિલાસપ્રિય અંતઃકરણ તેને બિલ્કુલ ગ્રહણ કરી શક્યું નહોતું. સંભાષણ કરવાની શકિત એ એક આવશ્યકીય ગુણ તરીકે સઘળા આવરબ કુમ.રો સ્વીકારતા હતા અને એમાંજ પોતાની ખરી શોભા સમાયલી છે, એવું માનતા હતા; બન્ને ભાઈઓ એ વિષયમાં સત્તાસંપન્ન થયા હતા; પરંતુ મામુને વ્યવહાર અને દર્શનશાસ્ત્રમાં પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેમણે પવિત્ર કુરાન-શરીફ કંઠ કર્યું હતું અને એ સાથે તેઓ તે સંબંધે સારૂં વ્યાખ્યાન પણ આપી શકતા હતા. ખલિફા હારૂનઅલ રશિદ પહેલે-

થીજ તેમના બન્નેના ચરિત્રના તફાવતને જાણી ગયા હતા અને તેમના ભવિષ્યના વિરોધને અટકાવવા માટે ઘણાજ યત્નની સાથે બંદોબસ્ત પણ કર્યો હતો અને ઘણું કરીને તેઓ તેમના મરણ પહેલાં તેનું ભાવિ ફળ પણ જોઇ શક્યા હતા. ખોરાસાનમાં ખલિફા જે લસ્કર તથા ધન વગેરે સાથે લઇ ગયા હતા, તે સર્વ મામુનના અધિકારમાં સોંપવાની તેમની ઇચ્છા હતી. કારણ કે, પૂર્વ દેશના પ્રદેશોની રક્ષા કરવા માટે એમ કરવાની જરૂર પડી હતી. આ તરફ અમિન પણ બગદાદમાં મોટી સંખ્યાવાળા એક લસ્કરનો અધિકારી થયા હતા- ઘણું કરીને અમિન તેમના પિતાના અનુશાસન-પત્રની શર્તોનું પાલન કરવાને સમ્મત થયા નહોતા, તેટલા માટે તેમણે ખલિફાની ઇચ્છા વિરુધ્ધ ખોરાસાના સૈનિકોને છૂપી રીતે હાથ કરવા માટે ગુપ્તચર અથવા જાસૂસને મોકલી આપ્યા. ખજાનચી ફજલબિન રાબિ ખલિફા હારૂનઅલ રશિદના મૃત્યુ સમયે તેમની સાથે હતા અને જાફર બારમેકીનું ખૂન થયા પછી તે કામચલાઉ વઝીરનું કામ કરતો હતો. તે આ વખતે અમિનના પક્ષમાં આવી મળ્યો. તે તેની સ્વાભાવિક દુર્બળતાથી ઘણી સારી રીતે જાણીતો હતો; એથી તેણે પોતાના મનમાં ચોકક્સ નિશ્ચય કરી લીધો હતો કે, કાર્ય કરતાં કરતાં તે પોતેજ રાજ્યના કર્તા કારવતા થઇ પડશે. ખલિફા હારૂનઅલ રશિદ ખોરાસાનના સૈનિકોને મામુનની તાબેદારી કબૂલવાના સોગંદ લેવડાવ્યા હતા. ફજલ બિન રાબિએ અત્યારે તેમને એ સોગંદ છોડી દેવાને સમ્મત કરીને રાજધાનીમાં પાછા ચાલ્યા આવવાની સલાહ આપી. તેને ખોરાસનના લસ્કર તથા ધન વગેરેને સાથે લઇ આવેલો જોઇને તેણે તરતજ તેને મુખ્ય વઝીરની પદવી સોંપી દીધી તથા લસ્કરના સઘળા સિપાહીઓને એ વરસનો પગાર અગાઉથી આપ્યો.

ફઝલબિન રાબિએ મામુનને સૈન્ય તથા દ્રવ્યથી વંચિત કરવાથી તાબાના કુઇ રાજાઓએ બળવો જાહેર કરવાનાં લક્ષણો જાહિર કરવાનો આરંભ કરવાથી, તે ભયાનક આપત્તિમાં આવી પડ્યો. પરંતુ તે કેટલાક શાણા સલાહકારો દ્વારા સહાયતા મેળવીને તેજસ્વિતાની સાથે એ પ્રદેશના રાજાઓ અને રહેવાસીઓને દબાવી દેવાના યત્નમાં ગુંથાયો. તેની આ આપત્તિની વેળાયે પારસ્ય વંશમાં જન્મેલા ફજલ બિન સહલ નામનો એક ઘણોજ ડાહ્યો માણસ તેમના સહુથી મુખ્ય સલાહકાર રૂપ થઇ ઉભો હતો; પરંતુ તે જુવાન મામુનના ઉપર પોતાના કાબૂ મેળવવાનો ખાસ પ્રયાસી હતો. મશહુર હાસમા અને તાહેરબિન હુસેન અલ મુસેઇ નામના એક ઉચ્ચરના

સિપાહી જવાને તેમનો પક્ષ લીધો હતો. મામુને રાજ્યના આબરૂદાર માણસોની સાથે ઉદાર અને સ્નેહભરેલો વ્યવહાર રાખીને તેમના સાધારણ કરોનું પ્રમાણ કાંઇક ઓછું કરી નાખ્યું, એ કારણથી તેમજ બીજાં કેટલાંક દેશનું હિત કરનારાં કાર્યોને માટે તેમના તરફ તમામ લોકોના ભક્તિ આકર્ષિત થવાથી તેઓ સઘળા "પોતાની ભગિનીના સંતાન સમાન" તેમને ગણવા લાગ્યા તથા તેમના પક્ષમાં આવી મળ્યા; પરંતુ તેઓ અત્યાર સૂધી તેમના ભાઈ ખલિફા અમિનના તરફ કર્તવ્યપરાયણ, રાજભક્ત અને તેમના શુભેચ્છક હતા. જે વખતે મામુન તેમના તાબાના મુલ્કોની શાસનશૃંખલા સંપાદન કરતા હતા, તેજ વખતે ખલિફા અમિન તેમના શાસિત સામ્રાજ્યનો સત્વર ધ્વંસ કરવાના આરંભ કરવા માંડયા હતા. અર્થ લોલુપ, અનિયમિત પગારની ઇચ્છાવાળા સિપાહીઓનાં મનને રાજી રાખવા માટે તેણે રાજકીય ખજાનાને લગભગ ખાલી કરી દીધો હતો. એ સિપાહીઓને જેમ જેમ દ્રવ્ય આપવામાં આવતું, તેમ તેમ તેઓ જળોની લોહી ચૂસવાની પ્રકૃતિની પેઠે વિશેષ દ્રવ્યને માટે ખલિફાને અકળાવી મૂકતા હતા. જાદૂગરો, બાજીગરો, અને દૈવજ્ઞ લોકોને રાજ્યના તમામ વિભાગોમાંથી બોલાવી મંગાવવામાં આવ્યા હતા. અનુપમા સુંદરી નાચનારીઓનાં ટોળાંઓ, મશહુર ગાનારીઓ અને ખુશામદીઆ ભોજનીઓને મેળવવામાં તેના પુષ્કળ પૈસા પાણી થઈ જતા હતા. એ વખતે બાઇઝેનટાઇન સામ્રાજ્યમાં ખોજા અથવા અનુચરોનું ચલણ બહુ ચાલતું હતું અને ત્યાંના અનુચરો પાસે પ્રહરીનું કાર્ય ન કરાવતાં રાજકીય કાર્ય ચલાવવા માટે નિમવામાં આવ્યા હતા. ઇતિહાસના વાંચનથી જાણી શકાય છે કે, એ સમયે ખલિફા અમિનના વ્યક્તિગત આ દેશથી ખરા યાત્રા સંગીતના મંડળની ઉત્પત્તિ થઇ હતી. એક સુંદરી બાલિકાઓ સુંદર મૂલ્યવાન ચકચકતા પોશાક પહેરીને મુકતા અને હીરાઓથી અલંકૃત તથા ઉજ્જવલ થઇને સુસ્વર સંગીતલહરીના તાળલયવાળા એકતાન છંદથી નૃત્ય કરતી હતી. તેઓ ખજૂરીનાં પાંદડાં ડોલાવી નાચતી નાચતી એકવાર આગળ આવતી અને પછી પાછી વળી જતી. ત્યાર પછી સઘળી એકઠી થઇને ગોળાકાર વ્યુહનો આકાર ધારણ કરી સુંદરી ઉજ્જવલ પરીદળની પેઠે શરીર નમાવીને આમ તેમ નૃત્ય કરતી તથા ગોળાકારમાં ફરતી, ટાઇગ્રિસ (દજલા) નદીમાં આનંદોત્સવ કરવાના ઉદ્દેશથી ખલિફા અમિને સિંહ, હાથી, સર્પ અને અશ્વ મૂર્તિવાળી પાંચ નૌકાઓ નિર્માણ કરાવીને એ સર્વને મૂલ્યવાન ધાતુવડે મંડિત કરાવી હતી અને ભોજનોત્સવ તથા આમોદ પ્રમોદ કરવાના ઉદ્દેશથી બાઇઝેનટાઇન રીતિનું

અનુકરણ કરી સર્વદા નાચનારીઓ; ગાનારીઓ અને બાંદિઓ દ્વારા વિંટ-ળાઇ રહી તેમણે રાજ્ય સંબંધી સઘળાં કાર્યો ઉચ્ચાભિલાષી અને અયોગ્ય વઝીર ફઝલ બિન રાબિના હાથમાં સોંપી દેવાથી ઇસ્લામના શત્રુઓનાં ટોળાં ચારે બાજૂએ બળવાન થઇ પડયાં હતાં. રોમન બાદશાહ નાઇસે ફોરાસ બલ્ગેરિયાના લોકોની સાથેના યુદ્ધમાં માર્યો જવાથી ઇસ્ટિઆક તેના સિંહા-સનનો અધિકારી થયો. થોડી મુદત રાજ્ય ભોગવ્યા પછી તેનું મરણ નિપ-જવાથી રોમન લોકોએ જ્યોર્જ ઉર્ફે જરજિસનાં પુત્ર મિકાઇલને બાદશાહના પદ પર સ્થાપિત કર્યો એ પુરુષજ ઇસ્ટિઆકની કન્યાની સાથે વિવાહના બંધ-નમાં બંધાયો હતો. ગમે તેમ હો, પરંતુ કોઇપણ કારણવશાત્ તેને તેના લિયો નામના એક સૈનિકને રાજ સિંહાસન સોંપવાને લાચાર થઇને સંન્યસ્તવ્રત સ્વીકારવું પડયું. લિઓએ સિંહાસનપર બેસતાંની સાથેજ મુસલમાનો સાથેની સંધિની શર્તોનો ભંગ કરીને તેમનાં રાજ્યને લૂંટવાની શરૂઆત કરી દીધી. બીજી બાજૂએ પ્રજાના કષ્ટ તરફ ખલિફા અમિનનું બિલકુલ લક્ષ નહોતું. સામ્રાજ્યની રક્ષાને માટે શક્તિનો સંચય કરવાને બદલે તેઓ તેમના ભાઇની સાથે લડાઇઓ કરવામાં રોકાયા હતા. કદાચિત્ મામુન સિંહાસનપર આવશે તો તેથી તે ફજલ બિન રાબિની વિશ્વાસઘાતકતા પ્રકટ કરીને તેને ઘટતી સજા કરવામાં કશી પણ કસર રાખશે નહિ; આવા ભયથી ભીત થઇને તે મામુનને ભવિષ્યના સિંહાસનના લાભથી વંચિત કરવાના ઉદ્દેશથી ખલિફા અમિનને ઉત્તેજિત કરતો હતો. પહેલ વહેલાં ખલિફાએ તેના આ પ્રસ્તાવને કાને ધર્યો નહોતો, પરંતુ ફઝલબિન રાબિએ તેના સમોવડિયા અલિબિન ઇસાબિન માહાન નામના એક બુદ્ધિમાન સોબતીના બુરી સલાહને તાબે થઇ વારંવાર ખલિફાને અનુરોધ કરી છેવટે તેમને પોતાના મતમાં આણ્યા. મા-મુનને ખોરાસાનથી બગદાદ બોલાવી મંગાવવામાં આવ્યો; પરંતુ તેના તાબાના રાજ્યની જવાબદારી રાખીને તેનાથી આવી શકાશે નહિ, એવું કહીને તેણે આવવામાં એક જાતનો વાંધો ઉઠાવ્યો; એથી ખલિફાએ તેને તે પ્રદેશની હકુમતના કાર્યથી પદચ્યુત કર્યા અને સમાહિક ઉપાસનાની વેળાએ તેનું નામ ઉચ્ચારવાના નિષેધાજ્ઞા જાહિર કરી. કાસિમ જે સઘળા મુલ્કોની હકુમતનો ભાર મેળવી શક્યો હતો, તેનાથી વંચિત થયો.

મામુનને દબાવી દેવાના ઇરાદાથી ખલિફા અમિને તેમના બાળક પુત્રને નાતિક બિલ હક્ના[1] ઇલ્કાબથી ભૂષિત કરીને ભવિષ્યનો વારસ ઠરાવ્યો

(૧) સત્ય જાહેર કરનાર.

અને ત્યાર પછી થોડાક દિવસે તેમના બીજા પુત્રને. કાસિર બિલ હકની[2] પદવી પ્રદાન કરીને તેના પછીનો વારસ ઠરાવ્યો ( હિજરી ૧૯૫, ઈ. સન ૮૧૧ ) મામુને આ કાર્યને સોગંદનો ભંગ કરનારૂં ઠરાવીને તેના તાબાની પશ્ચિમ સરહદ સુધી કેટલીક લશ્કરી છાવણીઓ સ્થાપી. બગદાદથી ગુપ્તચરો જઈને છાની રીતે તેની રૈયતને કબ્જે કરી શકે તેમ છે, એમ ધારીને તે તપાસ કર્યા વિના કોઈ પણ માણસને ખોરાસાન મુલકમાં દાખલ થવા દેવાની મનાનો હુકમ ફરમાવ્યો. આ પ્રમાણે બન્ને ભાઈઓની વચ્ચે વિવાદનો અગ્નિ સળગી ઉઠયો. ખલિફા હારૂન અલ રસિદ પવિત્ર કારાગૃહમાં બન્ને ભાઈઓના પ્રતિજ્ઞાપત્ર તરીકે જે બે દલીલો રાખી હતી, તેને અમિને મંગાવીને ફાડી નાખી. હવે અલિ-બિન ઈસાબિન્ માહાનની દેખરેખતળે પચાસ હજાર સિપાહીઓનું એકસૈન્ય રાઈ નગર ભણી મોકલવામાં આવ્યું. અહીં તેઓ મામુનના મોકલેલા તાહિરબિન્ હુસેની દ્વારા શોચનીય રીતે પરાજિત થયા અને તેમનો સેનાપતિ અલિબિન ઈસા માર્યો ગયો તથા તેના સૈન્યનાં ઘણાં ખરાં માણસો ન્હાસી ગયાં અને કેટલાંક માણસો તાહિરની સાથે આવી મળ્યાં. જુલિયસ સિઝરે જેવી રીતે પોતાના વિજયના સમાચાર બહુજ સંક્ષેપમાં રોમન સેનેટની પાસે મોકલ્યા હતા, તાહિરબિન હુસેને પણ તેવીજ રીતે પોતાના વિજયના સમાચાર સંક્ષેપમાં ખલિફા અમિનની પાસે મોકલી આપ્યા તેણે લખ્યું હતું કેઃ—" અલિ બિન ઈસાનું મસ્તક મારી સ્હામે પડયું છે, તેની અંગુઠી ( અથવા વિજય ચિન્હ રૂપ વીંટી ) અને લશ્કર મારા તાબામાં છે. " ૨૫૦ ફરસાંગ ( ૭૫૦ માઈલ )નો મજલ ત્રણ દિવસમાં કરીને આ સમાચાર ખલિફા અમિનની પાસે મોકલવામાં આવ્યા હતા.

ખલિફા હારૂન અલ રશિદે મામુનને ખાનગી રીતે એક લાખ દીનાર આપ્યા હતા. મામુનના નાની ઉમ્મરના એ બાળકોની સંભાળ રાખનાર નોફલની દેખરેખ તળે એ દ્રવ્ય અને તેની સઘળી છુપી મિલ્કત રાખવામાં આવી હતી; અત્યારે ફઝલબિન રાબિએ એ સર્વને રાજદરબારમાં ખાલસા કરી નાખી. આ અનધિકારવાળાં કાર્યથી દુર્બળ ખલિફા અમિને અને તેના અર્થલોલુપ વઝીરની વિરુદ્ધમાં તરેહ તરેહવારના ધિક્કારના શબ્દો ઉચ્ચાર્યા હતા. ખલિફા અમિનના ખુશામદીઆઓ તેને એવી એક જાતની બુરી સલાહ આપી હતી કે, મામુનના બન્ને પુત્રોને તેના પ્રતિભુરૂપ રાખવા જોઈએ; તેમાં જો કદાચ મામુન સમ્મત ન થાય તો તે બન્ને પુત્રોની હત્યા કરાવી નાખવી;

---

( ૨ ) ખુદાનો ખરો આસ્વાદન.

પરંતુ ખલિફા અમિન આ સલાહને ફક્ત નિંદાત્મકજ ગણીને શાંત થયા નહોતા; પણ ઉલટા સઘળા લોકોએ તેમને આવી શરમ ભરેલી સલાહ આપવાને સાહસી થયા હતા, તેમને કારાગૃહમાં કેદ કરાવ્યા.

બગદાદથી બીજાં કેટલાંક લશ્કરનાં ટોળાંઓ મામુનની વિરુદ્ધમાં મોકલવામાં આવ્યાં હતાં, પરંતુ તેઓ પણ પહેલાંની પેઠે સેનાપતિ તાહિરના હાથથી પરાજિત થયાં. હવે મામુનના સેનાપતિ તાહિર પહાડી પ્રદેશને શત્રુશૂન્ય કરીને કાઝવીન કબ્જે કરી હોલવાનમાં દાખલ થયો અને ત્યાં સહુથી મોટી છાવણી નાખી તેને મુખ્ય સેનાનિવાસના રૂપમાં બદલાવી નાંખ્યું, બીજા સેનાપતિ હારસામાને ઉત્તર પ્રદેશમાં રાખીને તે એ સ્થળેથી અહવાઝ બણી રવાના થયો. ; મામુન અત્યારે અમીર ઉલ મોમિનિ ( વિશ્વાસુઓનો નેતા )ની પદવીથી વિભૂષિત થઇને આખા પારસ્યના લોકો દ્વારા ખલિફાના પદપર નિમાયા. ટિબેટમાંથી હમદાન અને ભારત મહાસાગરમાંથી કાસ્પિયન સરોવર સુધીનાં સમગ્ર સામ્રાજ્યોના શાસનનો ભાર ફઝલ-બિન સહલના ઉપર સોંપવામાં આવ્યો. ખલિફા મામુને લડાયક ખાતાંના વઝીર ( અમિન ઉલ હરબ ) અને રાજ્યના ખજાનચી ( અમીરૂલ ખીરાજ )નું કાર્ય એકઠું જોડી દીધું. અલીબિન્ હિશામ લડાયક ખાતાંના વઝીરની પદવીપર, નુઆઇમબિન ખાઝિમ રાજ્યના વઝીરની પદવીપર અને હસનબિન ફઝલ એ રાજ્યના વઝીરના સેક્રેટરીના પદપર નિયુક્ત થયા.

જે વખતે ખોરાસાન મુલ્કમાં આવા બનાવો બનતા હતા, તે વખતે મુઆદિઆના એક કુટુંબી[1] દ્વારા બળવો જાગ્રત થઇને સિરિયા દેશમાં અંધાધુંધી ઉભી થઇ હતી. એ પુરુષે પોતાને ખલિફા તરીકે કબૂલ કરાવવા માટે તમામ માણસોને બોલાવ્યાં હતાં; બરાબર એજ વખતે વીરવર મસલામાનો પૌત્ર તેના પ્રતિસ્પર્દ્ધી ખલિફા તરીકે ઉભો થયો; પરંતુ બન્નેના સોબતીઓએ થોડા વખતમાંજ તેમનો પક્ષ છોડી દેવાથી તેઓ તેમની પહેલાંની હાલતમાં પાછા આવી પડયા.

આ દરમ્યાન મામુનના સેનાપતિએ અહવાઝ, યમામા, બહેરિન અને ઓમાન મુલ્કને પોતાને કબ્જે કરી ઉત્તર દિશામાં આડી રીતે રવાના થઇ વાસિતનગરીપર પોતાનો કબ્જો કરી લીધો. તેના ઘણીજ ઝડપથી જઇ પહોંચવાથી અને અરબી સમુદ્રના કિનારાઓપર કાબૂ મેળવી લેવાથી બીજાં બધાં સ્થાનોના રહેવાસીઓના ઉપર તેની સારી છાપ પડી ગઇ હતી.

---

૧. એ દુર્ગને હિસનુલ મન્સુર કહેતા. ( આ પુસ્તકનું ૨૨ મું પ્રકરણ જુઓ)

ખલિફા અમિનના નિમેલા કુફાની હકુમત ચલાવનારા હાદીના પુત્ર અબ્બાસે મામુનની તાબેદારી સ્વીકારી. બસરાના શાસનકર્તા માહદિના પુત્ર મનસુર અને પવિત્ર મક્કા તથા મદિનાના શાસન કર્તા ઇસાના પુત્ર દાઉદે તેનું અનુકરણ કર્યું. તે તે જમાનાના મશહુર માદાઇન શહેરને કબ્જે કરી બગદાદ શહેરમાં આવી પહોંચ્યો. બીજી તરફ બીજા સેનાપતિ હારસામાએ પણ અને ઉત્તર વિભાગમાંથી રાજધાનીમાં આગમન કર્યું. મોસેરનો પુત્ર જાહેર નામના બીજો એક સેનાપતિ બરાબર એજ વખતે તેમની સાથે આવી મળ્યો. અને એ ત્રણે સેનાપતિઓએ એકત્ર થઇને બગદાદ શહેર જીતી લીધું. ( ૧૯૭ હિજરી; ઈ. સન ૮૧૩ ) સેનાપતિ તાહિર અનવર ગેટની સ્હામેના બગીચામાં જવાના અને હારસામાએ તુરબિન ગેટની સ્હામેની નદીમાં ઉતરવાના માર્ગે લશ્કર ઉભાં રાખી દીધાં.એ અટકાવનું કામ કેટલાક માસ સુધી ચાલ્યું હતું. જે સઘળા લોકો ખલિફા અમિનને મદદ કરવા માટે આવ્યા હતા, તેમને અને હમેશના પગારદાર સિપાહીઓને ધન વહેંચવા જતાં તેણે રાજ્યના આખા ખજાનાને ખાલી કરી દીધો. છેવટે સોનાં અને રૂપાનાં વાસણોને એકઠાં ગળાવીને તેમના પક્ષવાળાઓમાં વહેંચાવી દાન આપવાનું બંધ કર્યું. અટકાવ વખતે બગદાદ શહેરને મોટું નુકસાન વેઠવું પડયું હતું. જે સઘળી ઇમારતોએ બન્ને પક્ષના આક્રમણ અને આત્મરક્ષાના માર્ગમાં વ્યાઘાત કર્યો હતો, તેને જમીનદોસ્ત કરવામાં આવી હતી. અમુક શહેર નાશ પામવાથી અધિવાસિઓના આર્ત્તનાદ અથવા પોકારથી હૃદય પીગળી જતું હતું. આબરૂદાર માણસો અને સેનાપતિઓએ ખલિફા અમિનને છોડી દેવાની શરૂઆત કરી હતી; પરંતુ હલકા વર્ગના તમામ માણસો ઘણીજ દૃઢ પ્રતિજ્ઞાની સાથે લડાઇનું કામ ચલાવતા હતા. છેવટે અમીન તેમની સાથે ટાઇગ્રિસ નદીના પશ્ચિમ કિનારાપર ખલિફા મનસુરના બનાવેલા એક કિલ્લામાં આશ્રય લેવાને લાચાર થયા. અહીં આગળ પણ તેઓ આફત ભરેલી હાલતમાં આવી પડવાથી, અત્યાર સુધી જે કેટલાક સલાહકારો તેમની સાથે હતા, તેઓ તેમને સિરિયાભણી ન્હાસી જવાનું કહેવા લાગ્યા, પરંતુ તેમને મામુનની પાસે મોકલી આપવા પડશે, એવી શર્ત્તથી તેમણે આત્મસમર્પણ કરવાનુંજ ઉચિત ધાર્યું. કારણ કે, મામુનની ભ્રાતૃભક્તિપર તે ખાસ કરીને આસ્થાવાન હતો; તદનુસાર બન્ને પક્ષમાં સંધિ સ્થાપવાની વાતો ચાલવા લાગી; પરંતુ સેનાપતિ તાહિર વારંવાર કહેતો હતો કે, ખલિફા અમિનને તેના હાથમાં સોંપવો પડશે. આ તરફ કમનસીબ ખલિફાએ પણ એક આંખવાળા[1] તાહિરની

---

૧. ઇતિહાસકારો કહે છે કે:—" તાહિર કાણો હોવા છતાં પણ તેના બાહુની શક્તિ અપાર હતી એથી એનીએ ખોટ જણાતી નહોતી.

પાસે આત્મસમર્પણ-કરવાનું અયોગ્ય ધારીને નાખુશી બતાવી હતી, કારણ કે, તેઓ તાહિરનો વિશ્વાસ કરતા નહોતા, તેનાપર તેમને બિલકુલ શ્રદ્ધા નહોતી અને એ સાથે તેઓ તેને પોતાના છુપો દુશ્મન પણ ધારતા હતા.

તેમણે તેમના પિતાના વિશ્વાસુ સેનાપતિ હારસામાની પાસે આત્મસમર્પણ કરવાનું કબૂલ કર્યું. છેવટે એ બાબતમાં નીચે પ્રમાણે ફેંસલો થયો:—

" ખલિફા અમિન હારસામાની પાસે કેવળ આત્માસમર્પણ કરશે અને તાહિરને હજરત મહમદ સ. અ. વ. ની મોહરવાળી અંગુઠી, અંગરખું અને તલવાર આપશે, એથી કરીને બન્ને સેનાપતિઓ તેમના આત્મસમર્પણથી ગૌરવ મેળવી શકશે."

૧૯૮ હિજરીની સુમી મોહરમને રવિવારની રાત્રે ખલિફા અમિને તેમના કુટુંબની પાસેથી દિલગીરીની સાથે રવાનગી લઇને સેનાપતિ હારસામાની નૌકામાં ગમન કર્યું અને ત્યાં તેઓ મામુનના સેનાપતિઓ દ્વારા ઘણાજ સન્માનની સાથે સત્કાર પામ્યા. માછી લોકોને એકદમ નૌકા ચલાવવાની આજ્ઞા આપીને હારસામાની છાવણી બણી હાંકી જવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. કેટલાક નિષ્ઠુર મનુષ્યત્વહીન ઇરાની સૈનિક પુરુષો એ વખતે પહેરેગીરનું કાર્ય કરતા હતા, તેઓ ખલિફાને નૌકામાં જતા જોઇને તેમની નૌકામાં પથ્થરા નાખવા માંડયા. તેઓમાંના એક જણે ટાઇગ્રિસ નદીની એ નાની નૌકા પર એક મોટો પત્થર ફેંકવાથી તેમાં પાણી ભરાઇ ગયું અને એ સાથે તે તરતજ ઊંધી વળી ગઇ. એક ખારવાની મદદથી સેનાપતિ હારસામાએ મહા મેહનતે પોતાના પ્રાણ બચાવ્યા, તેમના સોબતી ખલિફા અમિન અને નગરાધ્યક્ષ તરતા તરતા છેવટે નદીના કિનારાપર જઇ પહોંચ્યાં પરંતુ ત્યાં તેઓ કેટલાક ઇરાની સૈનિકોદ્વારા બંદિવાન બનીને નજીકના એક લાકડાના બનાવેલા ઘરમાં કેદ થયા. ખલિફા અમિનને ટાઢથી કંપતા જોઇને નગરાધ્યક્ષે–કોટવાલે પોતાના શરીરપરનો જામો ઓઢાડીને થોડીવાર સુખી આરામ લેવાનો બંદોબસ્ત કરી આપ્યો; સહજ આરામ મળવાથી તેઓ બન્ને ઉંઘી ગયા. ગંભીર રાત્રે કેટલાક ઇરાનું સૈનિકો એ લાકડાંના ઘરનાં દ્વારની બાંગીને વેગ પૂર્વક ખલિફા અમિનના ઉપર ધસી આવ્યા. તેમણે પોતાના ઓશિકાદ્વારા પોતાનો બચાવ કરવા છતાં પણ ખૂની હીચકારા શયતાનોએ તેમના દેહના ટુકડા કરી નાખ્યા. ( ૨૩ મી મોહરમ, હિજરી ૧૯૮ ) બીજે દિવસે પ્રભાતમાં ખૂનીઓએ હતભાગ્ય અમિનના મસ્તકને બગદાદની દીવાલપર તમામ લોકોને જોવા માટે લાવીને હાજર કર્યું.

મામુન તેમના ભાઇના આવા શોચનીય મૃત્યુ સંવાદ સાંભળીને દુઃખમાં ડૂબી ગયા. તેમણે કદાપિ સ્વપ્નમાં પણ વિચાર્યું નહોતું કે, તેમના બન્નેની વર્તણુકના તફાવતનું પરિણામ આટલું બધું ભયાનક આવશે. તેમણે ખલિફા અમિનનું ખૂન કરનારાઓને ઘટતી સજા કરવાના બનતા ઇલાજો કર્યા અને તેમના મૃત્યુની અમુક ખામીને દૂર કરવાના ઇરાદાથી તેમના પુત્રોને પોતાના પૂત્રો તરીકે ગ્રહણ કરી તેમને રાજમાતા ઝુબય્દાની દેખરેખ તળે રાખ્યા અને તેઓ પુખ્ત ઉમ્મરના થવાથી તેમને પોતાની કન્યાઓની સાથે પરણાવ્યા. એ પુત્રોમાંનો એક પુત્ર નાની ઉમ્મરમાંજ મરણ પામ્યો. એ સિવાય મામુને ખલિફા અમિનના પરિવાર તથા અનુચરોને તેમના બાળાની મિલ્કત ભોગવવાનો હુકમ ફરમાવ્યો.

આ પ્રમાણે ખલિફા અમિને અઠ્ઠાવીસ વરસની ઉમ્મરે ચાર વરસ અને આઠમાસ દુઃખી રીતે રાજ્ય ભોગવ્યા પછી આ લોકનો પરિત્યાગ કર્યો.



# પ્રકરણ ૪ ચોથું

## મહાન ખલિફા મામુન, ખલિફા મુતાસિમ અને ખલિફા વાસિકની રાજકારકિર્દી

( ૧૯૮ થી ૨૩૨ હિજરી, ઈ. સન ૮૧૩ થી ૮૪ )



ખલિફા અમિનના મૃત્યુ પછી જો મામુન થોડા વખતમાંજ બગદાદ ભણી રવાના થયા હોત, તો પાછળનાં કેટલાંક વરસોમાં શાસનના સંબંધમાં જરા પણ અડચણ આવત નહિ. પરંતુ તેઓ મર્વ શહેરમાં નિવાસ કરી ફઝલબિન સહલના ઉપર સંપૂર્ણ શાસનભાર સોંપી પોતાના દરબાર સહિત પંડિતો અને વિદ્વાનોની મંડળી સાથે દર્શનશાસ્ત્રના ચર્ચામાં વખત ગુજારીને સંતોષ માનવા લાગ્યા. વઝીર ફઝલ તેમને મર્વમાં રાખવાને ઇંતેજાર હતા; કારણ કે, તેઓ ત્યાં તેમના સંપૂર્ણ તાબામાં હતા. રાજ્યના પશ્ચિમ વિભાગની ખરી હાલત ખલિફાને કાને સંભળાવવામાં આવતી નહોતી; એવીજ રીતે સિરિયા અને ઇરાકમાં બનતા બધા બનાવોથી તેઓ બિલકુલ અજ્ઞાન રહેતા. ખલિફા અમિનના મરણ પછી થોડા વખતમાં ઉમૈયાઓના પક્ષવાળા નસર[1] નામના એક પુરુષે મેસોપોટેમિયા મુલકમાં ખલિફા મામુનની વિરુદ્ધ બળવાની પતાકા ફરકાવીને પાંચ વરસથી પણ વધારે મુદત સુધી રાજસેનાસાથે હરિફાઇ કરી. ફઝલ બિન સહલદ્વારા નિમાયલા ઇરાકના શાસનકર્તા હસનબિન સહલની વિરુદ્ધમાં ત્યાંના બેદુઇન અરબોએ તેમના ખરાબ સ્વભાવવાળા પાડોશીઓની સાથે મળીને બળવો જાહિર કર્યો. હજરત અલી (ક.)ના કુટુંબીઓ પોતાની ઉચ્ચ અભિલાષાને પારપાડવાના ઇરાદાથી સલ્તનતની પશ્ચિમ દિશામાં આવેલા મુલ્કોમાં બળવાનો ઝુંડો ફરકાવીને એકવાર નિષ્ફળ પણ નિવડયા હતા,

---

૧ નસર ઓકાઇલ સંપ્રદાયમાં જોડાયલા શાબાશનો પુત્ર હતો.

તેઓ અને તત્યાર પદવીધારક તેમના ભાઇ હઝન જાફર રદીના વંશજો આજ સુધી છુપી રીતે રહેવા છતાં પણ, તેમણે પોતાના મનમાં ધાર્યું હતું કે, કદાચ યત્ન કરવામાં આવે તો તેમનાથી અત્યારે રાજ્યનો અધિકાર ગ્રહણ કરી શકાય તેમ છે. સાધારણ રીતે ઇબ્ન તબાતબા નામના જાણીતા હજરત અલી (ક.વ.) ના એક કુટુંબીએ એ સમયે (જમાદિ ઉસસાની ૧૯૯ હિજરી, ઈ.સન ૮૧૪) કુફા શહેરમાં બહાર પડી હજરત મહમદ્દસ—અ—વ—ના વંશજોના નામે તાબેદારીના સોગંદ લેવડાવવા માટે તમામ લોકોને બોલાવ્યા હતા. તેણે અબુસરાયા નામના એક ઘણા જૂના લૂટારાદ્વારા સહાયતા મેળવી હતી. તેમની બન્નેની એકત્ર થયેલી શક્તિ હસન બિન્ સહલને પરાજિત કરી આખા દક્ષિણ ઇરાકને પોતાના હાથતળે લેવાને સમર્થ થઈ હતી. ત્યાર પછી ઘણી થોડી મુદતમાંજ ઇબ્ને તબાતબા તેના સોબતી અબુસારાયા દ્વારા વિષપ્રયોગથી મરણને શરણ થયો અને તેની જગાએ હઝરતઅલી રદીના વંશમાં જન્મેલા એક બાળકને અધિષ્ઠિત કરવામાં આવ્યો.

જ્યારે તિગ્રીસ નદીના કિનારાપર આ બધા બનાવો બનતા હતા, ત્યારે ઇમામ જાફર અસસિદ્દિકના એક પુત્ર હિઝાઝ મુલ્કમાં ખલિફા ઠર્યા હતા. આવી રીતે પર્શિયાની પૂર્વસીમાથી લઇને યમન દેશ સુધીનાં તમામ રાજ્યો ભયાવહ કલહ, લૂંટફાટ અને ખૂનરેજીથી પ્લાવિત થઇ ગયા હતા, પરંતુ એ સઘળા સમાચારોમાંનો એક પણ સમાચાર ખલિફા મામુનને કાને જવા દેવામાં આવતો નહોતો. છેવટે ઇરાકના બળવાએ એવી ભયંકર મૂર્તિ ધારણ કરી લીધી કે, મંત્રી ફઝલ સેનાપતિ હારસામાના તરફ અદેખાઈ રાખતો હોવા છતાં પણ તેને અબુસાયરની વિરુદ્ધમાં મોકલવાની ફરજ પડી. એથી એ બળવાખોર સરદાર પરાજિત થયો અને એ સાથે માર્યો ગયો; તથા જે નાવારસ પુત્રને તેણે ખલિફા ઠરાવ્યો હતો, તેને મર્વ નગરીમાં મોકલીને ખલિફા મામુનની પાસે આશ્રિતરૂપે રહે, એવો ઠરાવ થયો. આવી રીતે ઇરાકનો બળવો દબાવ્યા પછી, સેનાપતિ હારસામાએ મિસરમાં જવાનો હુકમ મેળવ્યો; પરંતુ ખલિફા ચારે તરફથી જે આફતમાં આવી પડયા છે, તે આફતને જ્યાંસુધી તે પોતે તેમની પાસે જણાવી શકશે નહિ, ત્યાંસુધી તેનાથી ક્યાંય પણ જઈ શકાશે નહિ, એમ ધારીને તે વીર લડવૈયા વઝીરે એ હુકમ બજાવવાનું ના કબૂલ કર્યું. તે એકદમ મર્વ નગરમાં જઇને અચાનક ખલિફા પાસે આવી હાજર થયો. પહેલ વહેલ એક બીજાની વચ્ચે ગરમાગરમ વાતો ચાલ્યા પછી શીરીતે ઇસ્લામ સલ્તનત પાયમાલ થવા બેઠી છે, એ સબંધમાં સઘળી હકીકત હારસામાએ પોતાના વીર સ્વભાવ મુજબ રૂક્ષ સ્વરથી ખલિફા

મામુનની પાસે કહી સંભળાવી. તે ખલિફાની સાથે મુલાકાત કરી, જ્યારે પોતાના નિવાસસ્થાન તરફ પાછો ફરતો હતો, એવામાં એકાએક વઝીર ફઝલના નિમેલા દુષ્ટ માણસોદ્વારા ઘેરાઇને સખ્ત રીતે ઘાયલ થઇને થોડા દિવસમાં જ મરણને શરણ થયો. ખલિફા મામુન એ બાબતમાં બાતમી મેળવતાં જાણી શક્યા કે, તે બિમારી હાલતમાં પોતાને ઘેર રહે છે; પરંતુ ત્યાર પછી થોડી મુદ્દતમાં જ તેઓ પાછા જાણી શક્યા કે, તેમણે પોતે રાજ્યના એક મૂલ્યવાન કર્મચારીને ગુમાવી દીધો છે. બગદાદના લશ્કરી સિપાહીઓ સેનાપતિ હારસામાને ખૂબ ચહાતા હતા, એથી તેમના મરણના સમાચારે તેઓમાં ભયંકર બળવો જગાડી મૂક્યો અને એ બળવાના અગ્નિની ચિનગારીઓ ચારે તરફ ફેલાઇ ગઇ. સઘળા લોકોએ હસનબિન સહલ અથવા તેમના ભાઇ ફજલને મેજિયન ધર્માનુયાયી લોકોના પુત્ર તરીકે ઓળખાવીને તેમનો હુકમ બજાવવાનું નાકબૂલ કર્યું અને હસનને બદલે તેની પદવીપર મનસુરબિન્–માહદિને ઇરાકનો શાસનકર્ત્તા ઠરાવ્યો. તેની સાથે એવી શર્ત્ત નક્કી કરવામાં આવી કે, જ્યાં સુધી ખલિફા મામુન પોતે આવશે નહિ અથવા કોઇ પણ પ્રતિનિધિને નહિ મોકલે, ત્યાંસુધી તે શાસનનું કાર્ય ચલાવી શકશે.

૨૦૦ હિજરીમાં ( ઇ. સન ૮૧૫ ) ખલિફા મામુને ઇસ્લામ–પાયતખ્ત હજરત મહમ્મદ ( સ. અ. વ. )ના વંશજના હાથમાં સોંપી તેમની ઘણા લાંબા વખતની વાસનાને અમલમાં મૂકવાનો ઇરાદો કર્યો. એ હેતુને પાર પાડવા માટે તેમણે બીબી ફાતમા રદી અનહાના વંશજ ઇમામ મુસા અલ કાઝિમના પુત્ર ત્રીજા ઇમામ અલીરદાને[1] મદિનાથી બોલાવી મંગાવ્યા. તેમણે ખુલ્લી રીતે જણાવ્યું કે, ઇસ્લામ પાયતખ્તના ભવિષ્યના વારસ માટે તેઓએ પોતાના વંશ[2] અને હજરત અલી ( ક. વ. )ના વંશજોમાં ઘણાં માણસોની તપાસ કરી હતી; પરંતુ ઇમામ મુસારદાના પુત્ર કરતાં હું બીજા કોઇને પણ એ પદવીને લાયક જોઇ શક્યો નથી. આ વચનો મૂજબ ૨૦૧ હિજરીના રમજાન માસની બીજી તારીખે એ ઇમામ મુસારદાના પુત્ર અર–રઝાબિન અલમહમ્મદ ( હજરત પયગમ્બરના સંતાન સંતતિઓમાં પ્રાજ્ઞ ) સંક્ષેપમાં અર–રઝા ( પ્રાજ્ઞ )ની પદવીથી ભૂષિત કરીને ઇસ્લામ સલ્તનતના ભવિષ્યના

---

૧ મૂળ અંગ્રેજી પુસ્તકનું ૨૪૩ મું પૃષ્ઠ જુઓ.

૨ એ સમયે અબ્બાસીવંશીઓની લોક સંખ્યાની ગણતરી કરવામાં આવી, તેમાં સ્ત્રી પુરુષ અને બાળક બાલિકાઓ મળીને કુલ એકંદર ૩૩૦૦ હજાર માણસ થયાં હતા.

ઉત્તરાધિકારી અથવા વારસ તરીકે સહુએ તેમની પાસે વશ્યતા અથવા તાબે-દારીના શપથ ગ્રહણ કર્યા. એ વખતથીજ તેઓ ઇતિહાસમાં અર–રઝાના નામથી ઓળખાવા લાગ્યા.[1]

ખલિફા મામુને એ સમયથીજ ફરમાન જાહેર કર્યું કે, અબ્બાસીવંશી ઓનો કાળો પોષાક બદલાઇને બીબી ફાતમા રહી. અલ્લા અનહાના વંશજોનો લાલ પોશાક રાજ્યના પોશાક તરીકે ગણાશે. હઝરત અલી અરરઝાના ઇસ્લામ પાયતખ્તના ભવિષ્યના વારસ ઠરવાના સમાચારથી બગદાદવાસી અબ્બાસી વંશવાળાઓ ગુસ્સાના માર્યા દીવાના જેવા થઈ પડયા. તેઓએ ઇબ્રાહીમ બિન માહદિને રાજસિંહાસનપર બેસાડી હસનના કર્મચારીઓને રાજધાની-માંથી ન્હસાડી મૂક્યા. બગદાદ અને તેની પાસેનાં નગર નગરીઓની શાસન-શૃંખલાએ ભયંકર મૂર્તિ ધારણ કરી લીધી. દેશમાં કોઇ પ્રકારની શાસકશક્તિ ન રહેવાથી, લૂટારા અને હલકા સ્વભાવનાં માણસો જાહિર રીતે ધોળે દિવસે ધાડપાડી લૂટફાટ અને જોર જુલ્મ કરવા મંડયાં હતા. અંધાધુંધીએ એવી ભયાનક અવસ્થા ધારણ કરી લીધી હતી કે, અનુચર લોકો પોતાની નિરાપદતાને માટે બનતા ઇલાજો લેવાને લાચાર થયા હતા. શાંતિ સ્થાપવાના અને ચાલૂ કાયદાઓને અમલમાં મૂકવાના ઇરાદાથી તેમણે એક તપાસ કરનારી મંડળીની સ્થાપના કરી અને જે કોઇ મનુષ્ય ગુન્હેગાર ઠરે તેને તરતજ સજા કરવાનો નિશ્ચય પણ કર્યો. ખલિફા મામુનના બગદાદ આવતાં સુધી એ મંડળીએ શાંતિ સ્થાપવાનું કાર્ય ચલાવ્યું હતું. દક્ષિણ ઇરાક અને હિજાજ મુલ્કની હાલત પણ એવીજ અંધાધુંધીભરેલી થઈ પડી હતી. ઇબ્રાહીમ અથવા હસનબિન સહલ બેમાંથી કોઇની પણ શક્તિ કામમાં આવી નહોતી અને હત્યા, ગૃહ-દાહ તથા બળવા, તૂફાન અને મારા મારીને લીધે પ્રત્યેક નગરીમાં પૂર્ણ અ-શાંતિ વિરાજતી હતી અને એ સાથે એમપણ જણાઇ આવતું હતું કે, જાણે સ્વાર્થની કુટિલ ભાવનાવાળા ફઝલની વઝીરની ગેર રાજવ્યવસ્થાથી ખલિફા મામુનનું રાજ્ય પાયમાલ થઈ જશે. આ સંકટ સમયે ઇમામ અલીઅર રઝાએ ખલિફા મામુનની પાસે જઇને તેમને રાજ્યની ખરી હાલતથી વાકેફ કર્યા. વઝીર ફઝલની સત્યને છુપાવવાની કોશિશ, ઇબ્રાહીમ બિન માહદિને સિંહાસન સોંપાવું, અને ખલિફા મામુનના ભાવિ વારસ તરીકે તેમના પોતાના દેશવટાના સમાચારથી તમામ લોકોનો વિરાગ થવો ઇત્યાદિ કમનસીબ અમિનના મરણથી લઇને અત્યાર સુધી બનેલા તમામ બનાવો તેમની પાસે કહી સંભ-

---

[1] તેમના વંશજો રઝવી નામથી મશહુર છે.

જાવવામાં આવ્યા. ખલિફા આ સઘળી વાતો સાંભળીને સ્તંભિત થયા અને એ સાથે તેમણે આતુરતાની સાથે એમ પણ પૂછ્યું કે, તેમણે જે સઘળા બનાવોની હકીકત કહી સંભળાવી, એ સઘળા બનાવોના સંબંધમાં તેઓ બીજું કાંઈ પણ વિશેષ જાણે છે ખરા કે ? જવાબમાં ઇમામઅલી રઝાએ કેટલાક મુખ્ય સૈનિક પુરુષોનાં નામ આપવાથી તેમણે તેમને બોલાવી મંગાવ્યા. તેમને વઝીરના ક્રોધાગ્નિમાંથી બચાવી લેવામાં આવશે; એવાં આશ્વાસનનાં વચનો કહેવાથી તેઓએ ઇમામ રઝાની વર્ણવેલી હકીકતને પૂરતો ટેકો આપ્યો. તેમણે એમ પણ જાહિર કર્યું કે, શી રીતે મંત્રી ફઝલની ઇર્ષાના પરિણામે તેમણે હારસામાના જેવા એક વિશ્વાસુ અનુચરને ગુમાવ્યો હતો અને ઇબ્રાહિમ બિન માહદિ મામુનનો પ્રતિનિધિ ન હોવા છતાં પણ કેવી રીતે વઝીરના સૂચવ્યા મુજબ ખલિફાની વિપરીનતામાં બનુ અબ્બાસલોકો દ્વારા તે સુન્નિ ખલિફા તરીકે દેશવટો પામ્યો હતો; કારણ કે, ખલિફા મામુનને તેઓ પોતાના ધર્મના વિરોધી માનતા હતા. આ સઘળા બનાવો સાંભળી ખલિફાએ રાજ્યની અંદરખાનાની હાલતથી વાકેફ થઈ ઘણીજ ટુંકી મુદ્દતમાં રાજ્યની પશ્ચિમ વિભાગમાં રવાના થવાનો હુકમ ફરમાવ્યો અને બીજે દિવસે તેમણે પોતાના દળબળ સહિત મર્વનગરથી બગદાદ ભણી પ્રયાણ કર્યું. એથી વઝીર ફઝલ તેની બદદાનતમાં નિષ્ફળ નિવડયો અને સુરક્ષિત ઇમામ તથા અર રેઝાનું ગમે તે રીતે અહિત કરવાને અસમર્થ થઇને, જે સઘળી શક્તિ તેના કોઇને કોઇ પ્રકારે તાબામાં હતી, તેના ઉપર જુલ્મ ગુજારી તેણે પોતાની વિરુદ્ધના એ કાર્યના બરાબર બદલો લીધો. તેમાંના કેટલાક માણસોને સોટીનો માર માર્યો, કેટલાકોને કારાગૃહમાં કેદ કર્યાં અને કેટલાકના મૂછો તથા દાઢીઓ ખેંચાવી લીધી. જુલ્મની વાત જાહિર કરતાં તેના જવાબમાં તે જણાવતો કે, વઝીર ફઝલને સત્વર સત્તા શૂન્ય કરી શકશે નહિ; પરંતુ ધીમે ધીમે તે એ કાર્યને પૂર્ણ કરશે. ત્યાર પછી ખલિફા મામુને મંત્રી ફઝલને પદભ્રષ્ટ કરવાનો ઇરાદો કર્યો; પરંતુ એ અમલમાં મૂકાતાં પહેલાં જ તેના ( મંત્રીના ) પોતાના કરેલા કેટલાક હમેશના દુશ્મનો દ્વારા તે મર્વથી એક દિવસની મજલપર આવેલા સારાક નામક સ્થાનના સ્નાનાગાર (હમામખાના)માં માર્યો ગયો. પરંતુ એને મારનાર ઘાતકોને બંદિવાન બનાવવામાં આવ્યા અને એની હત્યાના કામમાં ઉશ્કેરણી કરનારાઓની કત્લ કરવાનો હુકમ બહાર પાડવામાં આવ્યો.

બગદાદ આવતી વેળાએ ખલિફા મામુને તુસ નગરમાં તેમના પિતાના કબ્રસ્તાન પાસે થોડી વારને માટે વિલંબ કર્યો. જે ઇમામ રઝાએ ખરી રીતે

ઇસ્લામ સલ્તનતની રક્ષા કરી હતી, તેમના તે વિશ્વાસુ મિત્ર અને સલાહકાર એકાએક એ સ્થળે પરલોકવાસી થયા. (સફર ૨૦૩ હિજરી, ઓગષ્ટ, ઇ. સન (૮૧૮) ૧ અને તેમના પુત્ર મહમ્મદે જવાદ (ઉદાર) અને તકી (ધાર્મિક) ઉપાધિ ધારણ કરી ઇસ્લામ ધર્મ જગતના પાયતખ્તપર આરોહણ કર્યું. ખલિફા મામુને ઇમામ અરરેઝા માટે ઘણાજ દુઃખમાં ડૂબી ક્રંદન કરી તેમની કબ્રપર એક સ્મૃતિસ્તંભ નિર્માણ કરાવ્યો. એ એ વખતથીજ આખી દુનિયાના સમસ્ત સ્થાનોના શિયા તીર્થયાત્રીઓના તીર્થ સ્થાનરૂપે ગણાવા લાગ્યું છે. એજ સ્થળ અત્યારે મશહદ અથવા મશહદ મુકદ્દસ અથવા પવિત્ર સમાધિ સ્થાન નામથી મશહુર છે. ઇમામ અરઝાને દફનાવ્યા પછી ખલિફા દરેક મશહુર સ્થળે પડાવ નાખતા નાખતા પુનઃ રાજધાની ભણી રવાના થયા; જમ્યાની મોટાઇ મૂજબ રોકવાનું થવાથી કાંઇક વિલંબ પણ થયો હતો. તેઓ નાહરવાન નામકસ્થાને આઠ દિવસ સુધી રોકાયા એ સ્થળે તેમને મુખ્ય મુખ્ય સૈનિકો, બગદાદનો અનુચર વર્ગ અને તેમના પોતાના વંશનાં માણસો (બનુ અબ્બાસ) ની સાથે મુલાકાત થઇ. સેનાપતિ તાહિર ખલિફા મામુનના સત્કાર માટે આવ્યો હતો. તેના અને બીજા કેટલાક મુખ્ય માણસોના આગ્રહને લીધે એ વખતે તમામ માણસોએ લીલા રંગનો પોશાક પહેર્યો હતો અને ત્યારથી અબ્બાસી વંશવાળાઓએ ફરીવાર લીલો પોશાક પહેરવાની શરૂઆત કરી.

બગદાદ શહેરમાં ખલિફા મામુન ઘણીજ ધામધુમની સાથે સત્કાર પામ્યા. (૨૦૪ હિજરી, ઇ. સન ૮૧૯) રસ્તાઓને શણગારવામાં આવ્યા હતા, અને તમામ લોકો ઉત્સવવખતના પોશાકથી વિભૂષિત થયા હતા અને ખલિફાના સુભાગમનથી રાજધાનીની દરેક દિશામાંથી આનંદના અવાજો ગાજી ઉઠયા હતા. તેમના આગમનથી તમામ જાતની અંધાધુંધી શમી ગઇ અને શાંતિ સ્થાપવા માટે જે મંડળી નિમવામાં આવી હતી, એનો કાર્યકાળ સમાપ્ત થયો. ખલિફા મામુને ઘણીજ તેજસ્વિતાની સાથે શાસનપદ્ધતિનો સંસ્કાર કર્યો, અને બગદાદપર ઘેરો ઘાલતી વેળાએ તેનો જે ધ્વંસ થવા પામ્યો હતો, તેનો પુનરોદ્ધાર કરવાને તેઓએ બરાબર લક્ષ આપ્યું. એક

---

૧ ખલિફા મામુને વઝીર ફઝલની હત્યાનું કાર્ય કર્યું હતું અથવા ઇમામ અર-રેઝાને વિષપ્રયોગમાં હરકરણી કરી હતી, એ સમ્પૂર્ણ દ્વેષ ભરેલી વાત છે અને બારીક તપાસ કરતાં એની સત્યતાનો નિર્ણય થયો નથી અથવા કોઈ ઇતિહાસકારે એની સમાલોચના પણ કરી નથી.

વાર ખલિફાના રાત્રે ફરવા જવાના વખતે તેમના ખજાનચી અબુ ખાલિદના પુત્ર અહમદે [1] નગરીની અંધાધુંધીના વખતનું બરાબર વર્ણન કર્યું. તેના જવાબમાં ખલિફાએ કહ્યું કે, બગદાદ શહેરમાં ત્રણ પ્રકારના લોકો છે. પ્રપીડિત ( મઝલૂમ ) પ્રપીડક ( ઝાલિમ ) અને ત્રીજા વર્ગના લોકો નિરપેક્ષ ભાવે વસે છે અને એ છેવટનો વર્ગજ સઘળી ગરબડોનું મૂળ કારણ છે અને ઇતિહાસકારોએ એનોજ ખરા સત્ય તરીકે ઉલ્લેખ કર્યો છે. [2] પવિત્ર નગરી મક્કા અને મદિનાના શાસનનો ભાર હજરતઅલી ( ક. વ. ) ના એક વંશજના હાથમાં અને કુફા તથા બસરાના શાસનનો ભાર ખલિફાના બન્ને ભાઈઓના હાથમાં સોંપવામાં આવ્યો. સેનાપતિ તાહિરે ખલિફાના અંગરક્ષક સિપાહીઓના કપ્તાનની પદવી મેળવી. બીજે વરસે ( ૨૦૫ હિજરી, ઈ. સન, ૮૨૦ ) પૂર્વ પ્રદેશનો શાસનભાર ગ્રહણ કરવાનું નિવેદન કરવાથી તેઓ તે પદવી પર નિમાયા અને ત્યાર પછી બે વરસ બાદ ( ૨૦૭ હિજરી ઇ. સન ૮૨૨ ) તેમના મરણકાળ સુધી તેમણે એ દેશની હકુમત ચલાવી. તેમના મરણ પછી તેમના પુત્ર તલહાએ તે પદવી મેળવીને સાત વરસ સુધી એનું કાર્ય ચલાવ્યું.

સેનાપતિ તાહિરનો અબ્દુલ્લા નામનો પુત્ર તેના જેવો વીર પુરુષ હતો અથવા તેના કરતાં પણ વિશેષ દયાળુ હતો. તેમણે સિરિયા અને મિસરનું શાસનપદ મેળવ્યું અને સર ઓકેલીને વશીભૂત કરવાનો ભાર ગ્રહણ કર્યો. કેટલીક ખૂનખ્વાર લડાઇઓ લડયા પછી એ બળવાખોરોનો સરદાર આશ્રયની યાચના કરવાને લાચાર થયો. ત્યાર પછી તેના કેઇસાન દુર્ગનો ધ્વંસ કરીને તેને ખલિફાની પાસે મોકલી આપવામાં આવ્યો; પરંતુ ખલિફાએ તેમની સ્વાભાવિક ક્ષમાશીલતાના ગુણને વશ થઈ તેને મુક્તિ આપી. મેસોપોટેમિયામાં સુલેહ અથવા શાંતિ સ્થાપ્યા પછી અબ્દુલ્લા બિનતાહિર મિસરમાં બીજો એક બળવો શાંત કરવા માટે આગળ ધસ્યો, પહેલી લડાઇમાંજ તેણે બળવાખોરોને ખેદાન મેદાન કરી નાખ્યા; અનેક સિપાહી મુસલમાનો

---

૧ લોકો તેને આહવાલ " ત્રાંસી નજરવાળો " કહીને મશ્કરી કરતા. તેણે પાછળથી ખલિફા મામુનના વઝીરની પદવી મેળવી હતી.

૨ પ્રત્યેક સુશાસિત શહેરનો પ્રત્યેક નગરવાસી ત્યાંની શાંતિ સ્થાપવા માટે જવાબદાર છે. જે સઘળાં માણસો આ શાંતિ સ્થાપવાના કાર્યને પડતું મૂકી કપટતાની સાથે દુર જઈ વસે છે, તેઓજ દુષ્ટ લોકોને સ્વાધીન રીતે શાંતિ ભંગ કરવાનો સુયોગ આપે છે.

અન્દુલસિયાના ઉમૈય્યા ખલિફાઓ દ્વારા હેરાન પરેશાન થઈને કુટુંબ કબીલા સહિત મિસરમાં આવી પહોંચવાથી, તેમના ઉદ્ધત વ્યવહારથી અલેક્ઝાન્ડ્રિયાની શાંતિનો ભંગ થયો હતો. સેનાપતિ અબ્દુલ્લાએ તેમને હથિયાર છોડવાનો અથવા એ દેશને છોડી જવાનો હુકમ કર્યો, તદનુસાર તેઓએ ક્રીટદ્વીપ તરફ ચાલ્યા જવાની માગણી કરવાથી તેમની તે માગણીને મંજૂર રાખવામાં આવી. એ વગર બોલાવેલા પાછા મિજબાનો તેમના ફરતી વેળાયે ક્રીટદ્વીપને તાબે કરવા માટે ઉપયોગી થઇ પડે તેવાં હથિયારો તથા બીજી કેટલીક મદદો પણ મેળવી શક્યા. બીજાં કેટલાંક માણસો સ્વેચ્છાથી તેમના આ સાહસિક કાર્યમાં આવી મળ્યાં હતાં. તેઓ તેમની સાથે તે દ્વીપમાં જઈને સહજમાંજ ત્યાં ઉતરી શક્યા. સાધારણ લડાઇઓ થયા પછી દ્વીપવાસીઓના મોટા ભાગે તાબેદારી કબૂલ કરવાથી મુસલ્માન લોકોએ ત્યાં વસતિ સ્થાપન કરી. ( ૨૧૦ હિજરી; ઈ. સન ૮૫૨ ) અને એ સમયથી લઈને અત્યાર સુધી તેઓ અને તેમના વંશજો ત્યાં વસતા આવે છે. ઇંગ્લંડના સેક્સન ઉપનિવેશિકો (રહીશો)એ આવી રીતે પદવી મેળવી. અહીં તેઓ પણ તેવુંજ નામ મેળવી શક્યા.

ક્રીટને કબ્જે કરતાં પહેલાં બે વરસ અગાઉ ( ૨૦૮ હિ. ઇ. સન, ૮૨૩ ) ઝિયાદ તુલ્લા અગલાબે સિસિલી દ્વીપને ખલિફા મામુનના શાસન તળે આણ્યો.

યમન અને ખુરાસાન વાસીઓ બળવાખોર થવાથી અતિ સહજમાંજ તેમણે તાબેદારી સ્વીકારી અને બન્ને સ્થળે બળવાખોરો ઘણો સારો સદ્વ્યવહાર પ્રાપ્ત કરી શક્યા.

એ વખતે કેટલાક મુખ્ય મુખ્ય અબ્બાસી વંશવાળાઓના તાબા તળે ખલિફાનું ખૂન કરવાનું કારસ્થાન ખુલ્લું થઇ જવાથી, તેઓ એક એકથી ભયભીત બની ગયા. મુખ્ય કારસ્થાન કરનારાઓને ઘટતી સજા કરવામાં આવી અને બીજા બધા સોબતીઓને બિલકુલ છોડી મૂકવામાં આવ્યા.

## ખલિફા મામુનનાં લગ્ન.

આ વરસના રમજાન માસમાં ( રમજાન ૨૧૦ હિજરી; ઇ. સન ૮૨૫-૨૬ ) ખલિફા મામુને તેમના વઝીર હસનબિન્ સહલની અનુપમ સુંદરી કન્યા બુરાન પહલવીવાળી ખદિજા સાથે લગ્ન કર્યાં. માર્વમાં વસતી વેળાયે તેમણે તેમની સાથે વિવાહનો સંબંધ સ્થિર કર્યો હતો. એ ધામધુમવાળા

વિવાહનું કાંઇક વર્ણન તે વખતના બગદાદના રાજદરબારનાં ઐશ્વર્ય રાશિનો ઘટતો પરિચય પ્રદાન કરશે.

મંત્રી હસનના તે વખતના ફેમઉસ–શિલ્હ[1] નામના મકાનમાં એ વિવાહજનિત આનંદ અને ભોજનોત્સવ સંપાદિત થયો. એ સ્થળે તેમણે સઘળા વરપક્ષવાળાઓને સત્તર દિવસ સુધી[2] પૂરતા ખર્ચ અને પૂરતી ધામ ધુમની સાથે સત્કારિત કર્યા. ખલિફા હારૂન–અલ–રશિદની વિધવા રાણી ઝુબય્યદા, તેમની કન્યા અને રાજકુટુંબમાંની બીજી કેટલીક મહિલાઓ સાથે આ વિવાહના ઉત્સવમાં હાજર થયાં હતાં. તેમના અનુપમ સૌન્દર્ય અને મૂલ્યવાન પોશાકનું વર્ણન એ ઉત્સવમાં નિમંત્રેલા ચારણ લોકો દ્વારા વર્ણવાયું હતું; પરંતુ સ્વયં વધૂનું સૌન્દર્ય સર્વના કરતાં શ્રેષ્ઠતમ હતું. એ ઉત્સવને વખતે ખલિફાની માતામહીએ એક સોનાના બનાવેલા બારકોષમાંથી એક હજાર સંપૂર્ણ નવીન પ્રકારના બહુ મૂલ્યવાળા મણિઓ તેમના અને તેમની નવી પરણેલી પત્નીના મસ્તકપર વરસાવ્યા અને એ સર્વ ખલિફાની આજ્ઞાથી એકઠા કરી તેની માળા બનાવી તે માળા નવીન રાણીને આપવામાં આવી–એ ઉત્સવમાં વપરાયલો ઓરડો સ્વર્ણદંડની સાથે જોડાયલા એંશી પાંઉંડ વજનના સુગંધી દ્રવ્યના પ્રદીપ દ્વારા આલોકિત કરવામાં આવ્યો હતો. જાનવાળાઓની વિદાયગિરિ વખતે વઝીરે મુખ્ય મુખ્ય કર્મચારીઓને સન્માન સૂચક પોશાકો ભેટ આપ્યા અને ખલિફાની સાથે આવેલા કુમારો તથા કુલીન વર્ગમાં મૃગનાભિ ( કસ્તુરી ) વહેંચવામાં આવી. એ કસ્તુરીની દરેક ડબ્બીની સાથે એક એક ટિકિટ મૂકવામાં આવી હતી અને એ ટિકિટમાં કોઇ સંપત્તિનું નામ અથવા કોઈ દાસનું નામ અથવા અશ્વની એકાદ જોડીનું નામ, અથવા એવાંજ બીજાં કોઈ દાનનું નામ લખવામાં આવ્યું હતું. ડબ્બી મેળવનારાઓ એ ટિકિટ લઈને મુકરર કરેલા કર્મચારીની પાસે જઈ હાજર થવાથી તે તેના ભાગ્યમાં આવેલું દાન તેમને પ્રદાન કરતો હતો. સાધારણ લોકોમાં સોના અને રૂપાની મુદ્રાઓ, કસ્તુરીની ડબ્બીઓ અને ઇંડાકાર તૈલસ્ફટિક ફેંકવામાં આવ્યા હતા. એ લગ્ન કાર્યનું ખર્ચ નિભાવવા માટે ખલિફા મામુને મંત્રી હસનને ફારસ અને અહવાઝ ( પ્રાચીન સુસિયાના )

---

1 ફેમ–ઉસ–સિલ્હનો અર્થ:—સિલ્હનું મુખ થાય છે. ઉસ સિલ્હ એક મોટું સરોવર છે; એ વાસિત શહેરથી કેટલાક માઇલ ઉત્તર તરફ ટાઈગ્રીસ નદીની સાથે મળેલું છે અને એ બન્નેના સંગમ સ્થાનમાં ફેમ–અસ–સિલ્હ શહેર આવેલું છે

2 આ લગ્નમાં મંત્રીને પાંચ કરોડ મુદ્રાઓનો વ્યય થયો હતો.

મુલ્કોની એક વરસની આવક આપી હતી. ઇસ્લામ જગતમાં રાણી બુરાને અન્યતમ શ્રેષ્ઠ રમણી તરીકે ખ્યાતિ મેળવી હતી. તેના રસિકતાવાળા સૌન્દર્યની સાથે શિષ્ટતા અને બીજી કેટલીક સદ્‌ગુણાવલીનો સમાવેશ થવાથી તે તેના સ્વામીના ઉપર સારો કાબૂ મેળવી શકી હતી અને એ કાબૂના બળથી તે જે કાંઈ કરતી, તે જનસાધારણનું માટે મંગળમય થતું. તેણે પુષ્કળ દાન કર્યું હતું અને બગદાદ નગરીમાં બીમાર લોકોને માટે ખુદાબક્ષ દવાખાનું અને ગરીબ લોકોને માટે વિદ્યાલય સ્થાપ્યું હતું. ખલિફા મામુનના મરણ પછી તેણે બીજા લગભગ ૫૦ વરસ વધારે જીવીને ઇસ્લામ સામ્રાજ્યની શાશ્વત ઉન્નતિ કરી હતી અને એ સાથે પાછળથી ને તેના પતનના પ્રારંભને પણ જોઇ શકી હતી. [૧]

ખલિફા મામુનના અમલની શરૂઆતમાં જે વખતે ઇસ્લામ-સલ્તનતમાં માંહોમાંહેની ફાટફૂટ, બળવા અને ઘણી લડાઈઓ ચાલી રહી હતી, તે વખતે બાબેક નામના એક લૂટારાએ માઝન્દ્રાનના અભેદ્ય પર્વતની નજીકમાં આવેલા એક કિલ્લાને હસ્તક કર્યો. ( ૨૦૧ હિજરી; ઈ. સન ૮૧૬ ) તે ખુરામિયાના માગિયન સંપ્રદાયમાં આવેલો હતો, પુનર્જન્મનો વિશ્વાસ કરતો નહોતો. તે તેના પહાડી કિલ્લામાંથી બહાર નીકળીને ચારે બાજૂએ આવેલા સઘળા મુલ્કોમાં લૂટફાટ કરી ઘાતકીપણાની સાથે ઇસ્લામ અને ક્રિશ્ચિયન ધર્મવાળા પુરુષો તથા સ્ત્રીઓને પકડીને નફરતભરેલી ગુલામગીરીમાં સપડાવતો. તેની વિરુદ્ધમાં વારંવાર લસ્કર મોકલવામાં આવ્યાં, પરંતુ તે તેના દુર્ભેદ્ય નિવાસસ્થાનમાંથી તેમને જીતવાની સઘળી શક્તિનો ઉપહાસ કરતો હતો, એક વખતે રાજકીય સૈન્યદ્વારા બરાબર રીતે ઘેરાઈ જવાથી તે ગ્રીક લોકોની સાથે સંધિના સૂત્રમાં બંધાયો અને તેની સહકારિતાને માટે તેમને મુસલ્માન રાજ્યપર આક્રમણ કરવાને ઉત્તેજિત કર્યા. એ સમયે મિકા-

---

**૧ ઇતિહાસકાર ઇબ્ને અલ-અસિરે એ મિકાઈલને જરજિસના પુત્ર તરીકે ઓળખાવ્યો છે અને તેના પાંચ વરસ રાજ્ય કર્યાનો ઉલ્લેખ કર્યો છે. ૨૦૯ હિજરીમાં તેમનું મૃત્યુ થવાથી તેમના પુત્ર થિયોફિલસ ( તફિલ ) સિંહાસનપર બેઠો. બાઇઝેનટાઇનના ઇતિહાસમાંથી આપણે જાણી શકીએ છીએ કે, કેવી રીતે મિકાઇલ સ્ટેમિરર ( થિયોફિલસનો પિતા ) સિંહાસનપર બેઠો હતો. તે આર્મેનિયાવાસી બાદશાહ લિયોનો સેનાપતિ હતો. કોઈ પણ કારણવશાત બાદશાહે તેને હમામખાનાના સળગતા અગ્નિમાં જીવતી અવસ્થામાં દગ્ધ કરવાનો હુકમ ફરમાવ્યો હતો પરંતુ એ સજાની આજ્ઞાને થોડા વખતને માટે મુલ્તવી રાખવાથી, મિકાઇલના પક્ષવાળાઓએ બાદશાહનું ખૂન કરીને તેને રાજસિંહાસન સોંપ્યું.**

ઇલિ સ્ટેમિરરનો પુત્ર [1] થયોફિલસે બાઇઝેનટાઇનના સિંહાસનપર અધિષ્ઠિત હતો. તેણે તે બળવાખોર લુટારાની સાથે મળીને ઇસ્લામ સામ્રાજ્યપર આક્રમણ કરી ઘણા ઘણા મુસલ્માનોની હત્યા કરી. એ સ્વેચ્છાથી ઉપજેલા અને વિશ્વાસઘાતકપણાના આક્રમણને અટકાવવાના ઇરાદાથી ખલિફાએ પોતે રણભૂમિમાં જઇને વારા ફરતી ત્રણ લડાઇઓ કરી, શત્રુઓને એવી શોચનીય રીતે હરાવ્યા કે, જેથી બાએક સંધિની માગણી કરવાને લાચાર:થયો. આ સઘળી લડાઇઓએ અરબ અને ગ્રીક લોકોની વચ્ચે ભયંકર શત્રુતા ઉત્પન્ન કરી હતી; અને એ શત્રુતા તથા ઘૃણાનો ભાવ હજી સુધી પાશ્ચાત્ય રાજ્યમાં વિદ્યમાન જોવામાં આવે છે. ગ્રીકલોકોને ન્હસાડયા પછી ખલિફા મિસર ભણી રવાના થયા. એ વખતે આફશિન નામના એક તુર્ક સેનાપતિએ ધીમે ધીમે પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. તેણે ઉપલા મિસરના સીમાડાના ભાગમાં આવેલા અલ-ફરમા નામક સ્થાનને જીતી લીધું, એ સ્થળે બળવાખોરોનાં ટોળાંએ નીચલા મિસરમાંથી આવીને આશ્રય ગ્રહણ કર્યો હતો. ગ્રીક લોકોના વારંવાર થતા હુમલાઓને અટકાવવાના અને તેમને દબાવવાના ઇરાદાથી ખલિફા મામુને તારસની ૭૦ માઇલ ઉત્તરમાં તાયાના નામની જગાએ એક મજબૂત અને સુરક્ષિત કિલ્લો બંધાવવાની શરૂઆત કરી; પરંતુ એ બંધાવવાનું કામ પૂરૂં થતાં ન થતાંમાં તો તેઓ મરણને શરણ થયા. (૧૮ મી રજબ ૨૧૮ હિજરી; ૮ મી આગસ્ટ, ઇ. સન ૮૩૩ ) ખલિફાએ તારસની છેક નજીકમાં બિદાનદુન નામના સ્થાન પાસે છાવણી સ્થાપન કરી હતી. એક દિવસ શરત્ ઋતુના તાપને દિવસે તેઓ અને તેમના ભાઇ એ શહેરની નીચેના ભાગમાં વહેતી એકજ નામવાળી નદીના કિનારાપર બેસીને તેમના પગને એના બરફવાળા ઠંડા જળથી ધોઇ રહ્યા હતા. એજ રાત્રે તેઓ બન્ને ભયંકર તાવમા સપડાઇ ગયા. ખલિફા એજ હાલતમાં તારસમાં આવીને એજ સ્થળે થોડીવાર પછી મૃત્યુવશ થયા અને તેમના પિતાના એક વિશ્વાસુ નોકરના બગીચામાં તેમને દફનાવવામાં આવ્યા. મુતાસિમ તંદુરસ્તી મેળવીને તેમના ભાઇના મૃત્યુ સમયના ઉપદેશ સાંભળવાને સમર્થ થયા હતા. તેમના વારસોના તરફ તેમના મરણ વખતના છેવટના ઉપદેશ ફક્ત આ પ્રમાણે જ હતો કે, સાવચેતીની સાથે પ્રજાના સ્વાર્થને સાચવજો અને તેને અત્યાચારમાંથી બચાવજો, ન્યાયવિચાર કરજો અને ગુન્હેગારોને સજા કરવામાં ચાલતા કાયદાનું ઉલ્લંઘન કરશો નહિ." મામુને ખલિફા-હારૂન-અલ-રશિદના સિંહાસનપર બેસવાના દિવસે ૧૭૦ હિજરીમાં જન્મ ગ્રહણ કરીને વીસ વરસ છ માસ કર્યું; પરંતુ ખલિફા અમિન્, બગદાદમાં અટકાયતમાં

રથા તે વખતે પવિત્ર મક્કા અને મદિનામાં ખલિફા મામુનના નામે ખુતબો પઢવામાં આવ્યો હતો, એ રાજત્વકાલને આની સાથે જોડાવામાં આવ્યો નથી. તેઓ ઘણાજ ભલા અને દેખાવડા આદમી હતા અને મર્યાદાવાન મનુષ્ય તરીકે ઓળખાતા હતા. એક વાર્તાના લેખકે લખ્યું છે કે, તેઓ તેમની બુદ્ધિમત્તા, સ્થિરપ્રતિજ્ઞા, ક્ષમાશીલતા, વિચારશક્તિ, તીક્ષ્ણબુદ્ધિ બાતિશન્ય સ્વભાવ, સાહસિકતા, મહત્વ અને ઉદારતાને માટે અબ્બાસી વંશમાં એક વિખ્યાત નરપતિ તરીકે ગણાતા હતા. એ સિવાય તેમનામાં અનેક પ્રકારના સદ્‌ગુણો હતા અને તેમને માટે અનેક સ્મરણ યોગ્ય ઘટનાઓ લખવામાં આવી છે. અબ્બાસી વંશના ખલિફાઓમાંનો કોઇ પણ મનુષ્ય તેમના જેવો જ્ઞાની નહોતો.

ખલિફ મામુનની રાજકીય કારકિર્દીનો અમલ સેરેસન ઇતિહાસનો એક ઉજળામાં ઉજળો રાજપ્રસંગ મનાય છે અને તેને ઇસ્લામી શાસન કામના વિશુદ્ધ યુગ તરીકે કહેવામાં આવે છે. તેઓ તેમની ૨૦ વરસની હકુમતના અમલમાં મુસલમાનોની સર્વ પ્રકારની વિદ્યોન્નતિનાં સ્થાયી સ્મરણ ચિન્હ રાખી જવાનો સમર્થ થયા હતા. તેમની કૃતકાર્યતા કોઇ અમુક ઠરાવેલા વિજ્ઞાનશાસ્ત્ર અથવા સાહિત્યમાં સીમાબદ્ધ નહોતી, પણ સર્વ પ્રકારનાં શાસ્ત્રોપર તેમણે આધિપત્ય મેળવ્યું હતું. ખરા વિજ્ઞાનશાસ્ત્ર વિના તેઓ બીજી કેટલીક કાલ્પનિક અને અલંકારાદિ વિદ્યા પણ આગ્રહની સાથે શિખ્યા હતા. સભ્ય એશિયા મહાદેશના, આ ગૌરવજનક રાજત્વકાલમાં તેઓ અંક જ્યોતિષ અને ચિકિત્સા શાસ્ત્રઆદી વિષયોમાં પણ અસાધારણ ઉન્નતિ મેળવી શક્યા હતા. સ્પેનના સેરેસિન લોકોએ અને કૉનસ્ટન્ટીનોપલના ક્રિશ્ચિયન લોકોએ અબ્બાસી વંશવાળાઓની પાસેથી માનસિક ઉત્કર્ષતા મેળવી હતી; ત્યારથી હજી સુધી યુરોપવાસીઓ તેમની પાસેથી શિક્ષણ મેળવે છે, ખલિફા મામુને ધાર્યું હતું કે, જનસમાજની શિક્ષાની ઉન્નતિમાં તથા તેના અનુશીલનમાંજ તેમના સામ્રાજ્યના અધિવાસી લોકોનું ખરૂં સુખ સમાયલું છે. કોઇ સામયિક ખલિફ અથવા આબરૂદાર રાજકર્મચારીની ખાનગી ઉદારતાપર જ્ઞાનોન્નતિની ઉત્કર્ષતા આધાર રાખે, એ તેમને માટે ઇચ્છવાયોગ્ય નહોતું, પરંતુ જનસાધારણની શિક્ષોન્નતિ વર્દ્ધિત અને સ્થાયી કરવા માટે, તેમણે હમેશની સ્થાયી વૃત્તિ અને સહાયતાનો બંદોબસ્ત કરીને તેની ઉન્નતિને સદાની સ્વાધીનતા આપી હતી. સામ્રાજ્યની દરેક દિશામાં સ્કૂલો અને કોલેજો સ્થાપીને એને ચલાવવા માટે મોટી રકમ મુકરર કરી હતી. મશહુર ઇતિહાસકાર ઑકેલસનર સાહેબે લખ્યું

છે કેઃ—"ધર્મપરાયણ અને સ્વેચ્છાચારી શાસનયંત્રને દાર્શનિક યુક્તિની સાથે મેળવીને સુશૃંખલાની સાથે શાસનકાર્ય અને દેશની ઉન્નતિ કરવાને સમર્થ હોય એવો કોઈ પણ પુરુષ હોય, તો જગતના ઇતિહાસમાં અમો આ પ્રથમજ જોઈ શકીએ છીએ."

ખલિફા મામુને વિચિક્ષણતા અને સહિષ્ણુતાના ગુણથી જાતિ અથવા સમ્પ્રદાય વાળી જૂદાઇને વર્જિજત કરી હતી. સામ્રાજ્યની સમસ્ત પ્રજાજ રાજકાર્યમાં પ્રવેશ કરી શકશે, એવું એક જાહેનામું બહાર પાડવામાં આવ્યું અને ધર્મગત જૂદાઈ દૂરીભૂત થઈ. સાધારણ તંત્રના પતન પછી સ્વેચ્છાતંત્રની પ્રતિષ્ઠા થવાથી મંત્રીઓજ ખલિફાના એક માત્ર સલાહકારો હતા, પરંતુ ખલિફા મામુને એક મંત્રણાસભાની સ્થાપના કરી રાજ્યના સમસ્ત સમ્પ્રદાયોમાંથી પ્રતિનિધિ ગ્રહણ કર્યા, આ પ્રમાણે ઇસ્લામ્, યાહુદી, ખ્રિસ્તી, સાબિયાન[1] અને ઝોરોયસ્ટ્રિયન ધર્મવાળાઓ એના પ્રતિધિમાં નિમાયા હતા. ઇસ્લામ્ શસનકાલના પ્રત્યેક સમયે જૂદા ધર્મવાળાઓ પોતપોતાની વિવેકબુદ્ધિની અને ઉપાસના પદ્ધતિની સ્વાધીનતા મેળવતા આવ્યા હતા; તોપણ કોઇ કોઇ પ્રાદેશિક શાસનકર્ત્તાની વિશેપ પ્રકૃતિ અનુસાર એ નિયમનું પરિવર્તન થયેલું જોવામાં આવતું હતું, પરંતુ ખલિફા મામુનના શાસનકાળમાં ભિન્ન ધર્મની સ્વાધીનતાનો લાભ અત્યંત ઉદાર પ્રકૃતિસંપન્ન અને આદર્શસ્થાનીય હતો. તેમના રાજત્વકાળમાં અગિયાર હજાર ક્રિશ્ચિયન લોકોનાં દેવળો અને એકસો યાહુદી તથા અગ્નિના ઉપાસકોનાં મંદિરો વિદ્યમાન હતાં. જેરુસલેમ અને અન્તાકીઆના ધર્માધ્યક્ષ લોકો ક્રિશ્ચયન જગતના નેતાના સ્થાનરૂપ હતા, તેમના પછી જેસાલિક, ત્યાર પછી મેટસ ત્યાર પછી ઇસિકાપ અને સર્વથી છેવટે ક્રિસિસ પદવીવાળા ધર્માધ્યક્ષો ક્રિશ્ચયનોના મુખ્ય આચાર્ય તરીકે મનાતા હતા. તેઓ પોતાના ધર્મના અનુયાયી રાજાઓના તાબામાં જેવી રીતે સત્તા સ્વાધીનતા પ્રાપ્ત કરતા, તેવી સત્તા મુસલમાન ખલિફાઓના તાબામાં પણ પ્રાપ્ત થઈ હતી.

## ખલિફા મામુનના શાસનકાળમાં ધર્મસંસ્કાર

ખલિફા મામુન પોતાની ભવિષ્યદર્શી પ્રતિભાના ગુણથી જોઈ શક્યા હતા કે તેઓ જે ધર્મશાસન યંત્રના નેતા હતા, તેમાં ધીમે ધીમે હેતુવાદ મતની અંધકતા પ્રવેશ કરતી હતી, કાળના વહનની સાથે એમાં કંડારતા

---

[1] શાબિયાન ધર્મના અનુયાયીઓ ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર વગેરે સૌરજગતની પૂજા કરતા.

( બદમાશી ) પ્રવેશવાથી એનું આ આધિપત્યદળ, સમાજ અને રાજનીતિની ઉપર વિસ્તાર કરતું હતું. આવા મતો તમામ રાજનૈતિક અને સામાજિક ઉન્નતિના માર્ગને અટકાવનારા અને સાધારણતંત્રનો ઉચ્છેદ કરનારા હતા, એટલા માટે તેમના ઇન્સાફમાં એવા મતના પક્ષપાતી લોકો રાજદ્રોહીઓના કરતાં પણ વધારે ગુન્હેગાર ઠર્યા હતા. એ સઘળા મતોના પ્રચારદ્વારા જન સાધારણનો મત ફેરવાઈ જવાથી ભવિષ્યનું ફળ તેઓ પ્રથમથી જ જાણી શક્યા હતા, અને એટલા માટે પંડિતમંડળી અને ધર્મશાસ્ત્રની વ્યવસ્થા કરનારાઓએ એ મતના ફેલાવા મારફત તમામ લોકોનાં અંતઃકરણોને જેવી રીતે કલુષિત કરવા માંડયાં હતાં, તેમને તે શૃંખલામાંથી મુક્ત કરવા અને રાજનીતિમાંથી એ મતના પ્રાબલ્યને દૂરીભૂત કરવા તેમના રાજત્વના છેવટનાં વરસ સુધી તેમણે ઘણીજ તેજસ્વિતાની સાથે લક્ષ આપ્યું હતું. આ મહાન સંસ્કારકાર્યમાં તેમના કરતાં બીજું કોઈ પણ વિશેષ ઉપયોગી થયું નહોતું. તેમના વખતની પંડિતમંડળીના લગભગ મોટા ભાગ કરતાં હદિસ અને કાયદાના સંબંધમાં તેઓ વધારે ફાવી શક્યા હતા. તેમણે ઘણીજ કાળજી રાખીને, બરાબર લક્ષ આપીને પવિત્ર કુરાનનું અધ્યયન કર્યું હતું; તેઓ નામજાદા ઇમામ અસ્સરઝાના શિષ્ય હતા, હજરત મહમદ સ. અ. વ. ના વંશજોએ દર્શનશાસ્ત્રનું શિક્ષણ મેળવી જે સ્વાધીનતાને માટે નામના મેળવી હતી, તેમની પાસેથી તે સ્વાધીનતા, વિજ્ઞાન અને દર્શનશાસ્ત્રપરની પ્રીતિદ્વારા તેમણે પણ તેવું શિક્ષણ મેળવ્યું હતું. બીજા સૈકાની શરૂઆતની વચ્ચમાં વાસિલ બિનઅતા[1] ઉત્પન્ન થયા. તેઓ પ્રથમ ઇમામ જાફર અસ સિદ્દિકના શિષ્ય હતા. ત્યાર પછી તેમણે થોડા દિવસ હસન અલબસતનું[2] શિષ્યત્વ ગ્રહણ કર્યું અને તેમની સાથે ધર્મ સંબંધી કોઈ પણ પ્રશ્નમાં મતભેદ થવાથી જૂદા મતના અનુયાયી થયા. તેમને બીજા મતમાં દાખલ થવાથી તેમના અનુયાયીઓએ મુતાજલસ[3] અથવા ચાલૂ મતના વિરોધી નામથી તેમનેઓળખાવ્યા હતા અને તેમણે જે ધર્મવિધાન કર્યું તેને મઝહબ અસ્સઈતિજાલ અથવા અલગ મતના ધર્મ શાસનવિધિનું નામ પ્રાપ્ત થયું છે. વાસિલબિન અતાએ તે વખતના ચાલતા કેટલાક ધર્મના નિયમોને કેવળ માનનીય યુક્તિઓનો બહારના ગણી કાઢવાનું ધાર્યું નહોતું, પણ ઉલટા એ નિયમોને પવિત્ર કુરાન અને હદિસની

---

૧ વાસિલ બિન અતાનુ વિવરણ અરબજાતિના ઇતિહાસમાં અપાયું છે.

૨ „ „ „ „

૩ ઇતિહાસકાર વાયલ સાહેબે મુતાજલાઇટરોને ઈસ્લામના પ્રોટેસ્ટન્ટ અને હેતુવાદ મતના અનુયાયી તરીકે ઉલ્લેખ કર્યો છે.

શિક્ષાના ખરા વિરોધીઓ ઠરાવ્યા હતા. તેમના મતનો અમુક અંશ આ સ્થળે દાખલા તરીકે મોજૂદ કરી શકાય તેમ છેઃ—

"દરેક માણસને કરવાનાં કાર્યો પ્રથમથીજ મુકરર થઇ રહ્યાં છે, અર્થાત્ મનુષ્ય કોઈ પણ કાર્ય પોતાની ઇચ્છાનુસાર કરતું નથી; છેવટના ઇન્સાફના દિવસે દૈહિક પુનરુત્થાન થશે અને એ મહાન પરવરદિગાર લોકોની આંખો આગળ ગોચરીભૂત થશે (દેખાશે.) ખુદાના ગુણ તેના પોતાનાથી અલગ છે અને પવિત્ર કુરાન આદિકાળથી ખુદા સાથે રહ્યું છે અને એ તેમની સાથે અનંતકાળ રહેશે;" વાલિસના ઉપર જણાવેલા મતપરથી એવો ઠરાવ ઘડી શકાય છે કે, આદમ અને પરિવર્તનશીલ સમાજના અભાવ તરફ ધ્યાન આપીને ક્ષણવાર ટકનારી એવી પ્રત્યેક ધર્મ વ્યાખ્યાને સ્થાયી અને અપરિવર્તનીય (બદલી ન શકે તેવા) નિયમમાં મૂકવાની આવશ્યક્તા છે.

બીજી રીતે મુતાઝલ લોકો ઇસ્લામ જગતના ઇમામોના મત મૂજબ ચાલનારા હતા. તેઓ કહેતા કેઃ—"સારા નરસા વિચારો કરવા માટે દરેક માણસ સ્વાધીન શક્તિસંપન્ન છે અથવા મનુષ્ય પોતાની ઇચ્છાથીજ સારૂં નરસું કામ કરી શકે છે; કયામતને દિવસે કોઇપણ પ્રકારનું દૈહિક પુનરૂત્થાન થશે નહિ; અથવા તે મહાન ઇશ્વર આ ચર્મચક્ષુથી દૃષ્ટિગોચર થશે નહિ; કારણ કે, એના દ્વારા તે પોતે દેહધારી તરીકે સાબીત થાય છે. ઇશ્વરના ગુણ તેના પોતાનાથી અલગ નથી અને પવિત્ર કુરાન હજરત મહમ્મદ (સ. વ.) ના સમયમાં ખુદાતાલા તરફથી નાઝીલ છે, તેઓ એમ પણ જણાવતા કેઃ—"મનુષ્યના કામોના સંબંધમાં કોઈ ચિરસ્થાયી વિધિ—રિવાજ નથી. જે સઘળા સ્વર્ગીય આદેશો—ફરમાનો મનુષ્યના ચારિત્ર્યને ચલાવે છે, એ આદેશો જ તેને પરિપુષ્ટ અને ઉન્નત કરે છે [1] અને ઇશ્વરે પોતે સમગ્ર જગતને જે પરિવર્તનશીલ નિયમને આધીન કર્યું છે, તેના તે સ્વર્ગીય વિધિઓ પણ તેવાજ પરિવર્તનશીલ છે." ખલિફા મામુન એ મુતાઝાલા મતના અનુયાયી હતા અને તેમણે તેમના સામ્રાજ્યમાં એ મત ચલાવવાની કોશિશ કરી હતી; કારણ કે, તેમણે ધાર્યું હતું કે, ઇસ્લામની નિરાપદતા સહીસલામતી અને ઉન્નતિ એ મતના ઝાઝા ફેલાવાપર જ અવલંબી રહી છે. તેમણે ૨૧૭ હિજરીમાં બગદાદના હાકેમ પાસે એવું એક ફરમાન[2] લખી મોકલ્યું કે, તેઓ મુખ્ય મુખ્ય

---

૧ મુતાઝલા સંપ્રદાયના અનુયાયીઓનું વિવરણ Spirit of Islam નામના પુસ્તકના ૯૦૯ થી ૧૨૦ પૃષ્ઠોપર જૂઓ.

૨ તેમણે જે ફરમાન બહાર પાડયું હતું તે વિખ્યાત હકિકતવાળું અને ખાસ વાંચવા લાયક હતું.

પંડિતોને બોલાવીને એ મુતાઝાલાસ ધર્મવિદ્વાન સંબંધી તેમનો મત પૂછી તે તેમની પાસે લખી મોકલે. બગદાદના ઘણાખરા વિચારક કાજી અને પંડિતોએ દંડ આજ્ઞા અથવા રાજનીતિના અનુરોધથી ખલિફાના મતની સાથે સમ્મતિ પ્રકટ કરી, ફક્ત અમુક માણસોજ નાસમ્મતિ જાહેર કરીને તેમની વિરૂદ્ધમાં પડયા. તેઓમાં ઇમામ અહમદબિન હંબલ સહુથી અગ્રેસર હતા. જો ખલિફા મામુન હજી થોડો વખત જીવતા રહ્યા હોત, તો કેટલાંક માણસો અર્વાચીન પ્રતિબંધકનાને વશ થઇ સર્વ પ્રકારની ઉન્નતિનાં ચિન્હને બહુમૂલ વિદ્રુપની—અદેખાઇની અથવા ધાસ્તીની નજરે જોત, તેમને તેઓ પોતાના ખાનગી ચરિત્ર, પ્રતિભા અને વિદ્યાના બળથી પરાજિત કરી શકત. તેમની બરાબર પાછળના બન્ને વારસોને તેમને પગલે ચાલ્યા હતા અને તેમણે તેમના (મામુનનાં) આરંભેલાં કામોને પૂરાં કરવાની કોશિશ કરી હતી; પરંતુ તેમના જેવી તેઓની દક્ષતા તથા બુદ્ધિશક્તિની ગંભીરતા નહોતી. એ બન્ને ખલિફાઓના હેતુવાદધર્મે એટલો બધો વિસ્તાર મેળવ્યો હતો કે, ચાલુ સમયના યુરોપ મહાદેશ પણ એવો વિસ્તાર મેળવી શક્યો નથી. હેતુવાદી લોકો મસ્જિદોમાં અને કૉલેજોમાં ભાષણો આપતા. જુવાનીઓનાં ચરિત્રો તેમના હાથમાં જ ગઠિત થતાં, તેઓ જ ખલિફાઓના મુખ્ય સલાહકારો હતા અને એ પણ નાકબૂલ કરી શકાતું નથી કે, તેમણે તેમની સત્તાનો ઘણો જ વિચારની સાથે પ્રયોગ કર્યો હતો. શિક્ષક, ધર્મોપદેશક, વૈજ્ઞાનિક, ચિકિત્સક, મંત્રી, અને મુખ્ય હાકેમ તરીકે તેમણે સેરેસન જાતિની પરિપુષ્ટિ અને ઉન્નતિને માટે મદદ કરી હતી.

## ખલિફા મામુનના શાસન સમયમાં વિજ્ઞાન અને સાહિત્યની સ્થિતિ.

એટલું તો નિઃસંદેહ કહી શકાય છે કે, ઇસ્લામના ઇતિહાસમાં ખલિફા મામુનનો શાસનકાળ અતિશય શ્રેષ્ઠતમ અને અત્યંત ગૌરવાન્વિત હતો. તેમના શાસનકાળનાં મનુષ્યનું હિત કરનારા વિજ્ઞાનની આલોચના અને ક્રિયાશીલતા થતી એજ ત્યાંય ઉન્નતિની ચેષ્ટાના ખરાં પ્રમાણરૂપ છે. દુનિયાના દરેક સ્થાનમાંથી જૂદા જૂદા સમ્પ્રદાયોના અને જૂદી જૂદી જાતિઓના કવિઓ, ચિકિ-

---

૩ ઇમામ અહમદ-બિન હંબલ સુન્નિવિધિ વિષયક ૪ થા વિદ્યાલયના સ્થાપનાર છે. ઉપર જણાવેલા ખલિફાઓના અમલમાં વારંવાર અંધાધુધી અને બળવાખોરી અને ખુનરેજી થયા કરતી એથી ઇમામ ઇબ્ને હંબલના મતના અનુયાયીઓએ ધર્મની ઉન્મત્તતા પ્રકટ કરી હતી.

ત્સકો–હકીમો, દાર્શનિકો, વૈજ્ઞાનિકો અને પંડિતોની મંડળીઓ દ્વારા તેમનું દરબારગૃહ પૂર્ણ રહેતું. જાતિય જુદાઇ ન કરતાં પ્રત્યેક આગંતુક (આવનાર)ને પુષ્કળ મદદ કરવામાં આવતી અને એ રાજધાનીમાં આવેલા ઇતિહાસકારો, ભાષાતત્વ જાણનારાઓ, વૈયાકરણિકો–વ્યાકરણ જાણનારાઓ અને હદિસ સંગ્રહ કરનારાઓમાં સરખા ભાગે વહેંચવામાં આવતી. એક ફ્રેન્ચ ઇતિહાસકારે આરબોની સભ્યતા અને માનસિક ઉન્નતિને માટે અંતઃકરણપૂર્વક નિષ્કપટપણે પ્રસંસા કરી છે અને તેમના પ્રતિભાવાળા પુરુષોના પ્રત્યે સહાનુભૂતિ પ્રદર્શિત કરી છે, એ ઇતિહાસકારનાં વચનોપરથી એમ પણ કહી શકાય છે કે, ખલિફા મામુન જે સદીમાં પ્રાદુર્ભૂત થયા હતા, એજ સદીમાં તેમની મારફત ઇસ્લામી સાહિત્ય જગતની ઉન્નતિની પરાકાષ્ઠાને પામ્યું હતું; એથી કરીને એ સદીએ સાહિત્યની ઉન્નતિને માટે ઇતિહાસમાં પ્રખ્યાતિ મેળવી હતી. પિતામહ મનસુરે જેની શરૂઆત કરી હતી, તેને પૂરૂં કરવાનું માન તેમણે મેળવ્યું હતું. ખલિફા મામુને તે વખતના ઉંચામાં ઉંચા પંડિતો અને શિલ્પીઓદ્વારા બિંટ-ળાર્ડ રહીને અલેક્ઝાન્ડ્રિયા ( સિકંદરીઆ )ના વિદ્યાલયની પ્રાચીન હસ્તલિપિઓનો સંગ્રહ કર્યો હતો અને તેને નવીન રીતે ફરીવાર લખાવી લીધી હતી તથા કૉન્સ્ટન્ટિનોપલના બાદશાહની સાથે સંબંધ સ્થપાવાથી એથેન્સ શહેરમાંથી પ્રાચીન ગ્રીસના દાર્શનિક ગ્રંથોનો સંગ્રહ કર્યો હતો. એ ગ્રંથો બગદાદમાં લાવતાંની સાથેજ યોગ્ય પંડિતમંડળીની દ્વારા અનુવાદિત કરાવીને જન સાધારણમાં પ્રકાશિત કરવામાં આવ્યા હતા. ગ્રીક, સિરિય, કેલડિય આદિ ભાષામાંથી તરજુમો કરવાનું કાર્ય હારૂનના પુત્ર ઇયાહઇયાની અને સંસ્કૃતમાંથી તરજુમો કરવાનું કાર્ય બ્રાહ્મણ દૂબાનની દેખરેખ તળે સોંપવામાં આવ્યું હતું અથવા સંપાદિત થયું હતું. વિશેષ અધ્યયનની શાખ સ્થાપવામાં આવી હતી. અને એની ઉન્નતિને માટે યોગ્ય અધ્યાપકોના હાથમાં જુદા જુદા વિભાગો સ્થાપિત કરીને પ્રાચીન ગવેષણા અને આલોચનાને માટે પૂરતી મદદ કરવામાં આવી હતી અને પ્રચુર વૃત્તિનો બંદોબસ્ત કરીને ગ્રંથકારોને ઉત્સાહિત કરવામાં આવ્યા હતા.

ખલિફા મામુનના અમલમાં ખગોળવિજ્ઞાનની ગવેષણા–શોધખોળ શરૂ થઇ, તેમાં વિષુવરેખા અને અયનમંડળના સંયોગસ્થળ, સૂર્ય અને ચંદ્રગ્રહણ, ધુમકેતુની છાયાનો નિર્ણય અને સૌરજગત્ સંબંધી બીજાં કેટલાંક તત્વોનો નિર્ણય આદિ સર્ગ, સર્ગથી મુખ્ય ચર્ચાનાં સંગીભૂત હતાં. રાતા સમુદ્રના કિનારાપરથી ડિગ્રીનું પરિમાણ પકડીને પૃથ્વીનો આકાર નિર્દેશ કરવામાં–બતાવવામાં આવ્યો હતો; એ સમયે ખ્રિસ્ત યુરોપે પૃથ્વીને ચતુષ્કોણ તરીકે ધારી લીધી



અ. ઈ. ભાગ ૧. પાયતખ્ત દમસ્કસની જુમામસ્જિદ.

Lakshmi Art, Bombay.

હતી. મશહુર અબુલ હસને દુરબીન યંત્રનો આવિષ્કાર કર્યો અને એ સાથે એમ પણ જણાવ્યું કે, એ અનુવીક્ષણ યંત્ર (દુરબીન) એક નળીનું ખાસ કરીને બનેલું છે અને એની બન્ને બાજૂએ પ્રકાશનું વિષમ ગતિવિધાયક યંત્ર જોડાયલું રહે છે. ભવિષ્યકાળમાં એ સઘળી નળીઓની ઉત્કર્ષના સાધિત થવાથી મરઘા અને કાઇરાના માનમંદિરમાં એ ઘણીજ સફળતાની સાથે ઉપયોગમાં આવી હતી. અંકશાસ્ત્ર, ભૂમિતિ, દર્શન, જ્યોતિષ, વાયુવિજ્ઞાન, આલોકવિજ્ઞાન બળવિજ્ઞાન અને વૈદકવિદ્યાના સંબંધમાં અસંખ્ય ગ્રંથ રચાઇને લોકોમાં પ્રકાશિત થયા. વૈદક વિદ્યાની આલોચના માટે ખાસ લક્ષ આપવાંમાં આવ્યું હતું અને જે સઘળા મશહુર હકીમો ખલિફા મામુનના સોબતીઓ સરખા હતા, તેમણે પણ તેમના કામમાં મદદ આપી હતી. મુસલમાની શાસન સમયમાં તેમનો અમલ તાદમોરના મેદાનમાં આવેલા શામાસિયા નામક સ્થાને પ્રથમ માનમંદિર ( વેધશાળા ) સ્થાપિત થઇ; ત્યાર પછી વાસિત્ અપમિયા આદિ સઘળાં શહેરોમાં પણ માનમંદિરો સ્થપાયાં હતાં.

## ફારસી સાહિત્યની આલોચના

કોઇ એક વિદેશી શક્તિ કોઇપણ દેશપર અધિકાર મેળવે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ તે દેશની ભાષા અને સાહિત્યની જેવી અવનતિ થાય છે, તેવી જ અવનતિ અરબોએ જ્યારે ઇરાન દેશપર વિજય મેળવ્યો, ત્યારે પ્રાચીન પારસ્ય (ઇરાન)ની ભાષા અને સાહિત્યની પણ થઇ હતી. ઇરાનમાં રહેનારા લોકોએ અરબી ભાષાનું અનુસરણ કરવાથી તેઓ પોતાની માતૃભાષા પ્રત્યે નફરત દેખાડતા હતા. ખલિફા મામુનની ખાસ કાળજીથી પ્રાચીન પારસ્ય ભાષાનો પુનરુદ્ધાર સાધિત થયો અને તેમણે ફારસીભાષાનો ઉત્કર્ષ કરવા માટે લક્ષ આપવાથી એ હજારો અરબીશબ્દોથી મિશ્રિત થઇને પહેલાના કરતાં ઉન્નત અવસ્થામાં આવી પડી હતી. હાલની ફારસી કવિતાના આવિષ્કર્તા કવિ અબ્બાસ મર્વાઝી[1] તેમના રાજત્વકાળમાં ઉત્પન્ન થયા હતા.

સાહિત્ય, દર્શન વિજ્ઞાનવિષયક આલોચનાને માટે દર અઠવાડિયાનો મંગળવાર જૂદી જૂદી રીતે મુકરર કરવામાં આવ્યો હતો. વિદ્વાનો અને પંડિતો તે દિવસે સવારના પહોરમાં જ રાજમહેલમાં આવી હાજર થતા અને ત્યાં આગળ તેઓ રાજગૃહના અધ્યક્ષ મારફત પ્રભાતનાં ખાણું

---

૧ તેમણે મરૈમાં જન્મ ધારણ કર્યો હતો, એટલા માટે તેઓ મારેજીનામથી ઓળખાતા.

દ્વારા સાદરે અભ્યર્થિત થતા. ખાણું ખાધા પછી પંડિત મંડળીને પાછી મળવામાટે તેમને એક અલાયદા ઓરડામાં લાવવામાં આવતી અને ખલિફા પોતે સભાપતિનું કાર્ય કરતા. સાંઝની બંદગી કર્યા પછી ફરીવાર ભોજન કરી તેઓ ખલિફાની પાસેથી વિદાયગીરી માગતા. અઠવાડિયાંના બીજા દિવસો ખાસ કરીને રાજ્યનાં બીજાં કામ કાજોને માટે મુકરર કરવામાં આવ્યા હતા, સાધારણમાં સાધારણ કામ પણ ભૂલને લીધે પડયું રહેવા પામતું નહિ. કોઈ પણ હિસાબ તપાસ્યાવિના બાકી પડયો રહેતો નહિ. તેમની અજાયબીભરેલી દયા અને ધીરજપણાના ગુણને લીધે રાજ્યના કામકાજની ફરજ દાખલ લાચાર થયા વિના તેઓ કદીપણ કોઇને કાંઈ પણ સજા કરતા નહિ. એક દિવસ એક ધર્મોન્મત્ત ખારિજી મના કરવા છતાં પણ તેમની પાસે આવી હાજર થયો હતો, તેમણે તે ખારિજીને બાહોશાથી ચૂપ કરી દીધો હતો; એપરથી તેમની રાજ્યનું શાસન ચલાવવાની શક્તિની અજાયબ પ્રતિભાનો બરાબર ખ્યાલ આવી શકે તેમ છે. ખારિજી નિર્ભયતાથી ખલિફાની પાસે આવ્યો હતો, પરંતુ દરબારગૃહમાં બિછાવેલી શતરંજીના કિનારાપર રહીને તેને રિવાજ મૂજબ સલામ કર્યા હતા અને ત્યાર પછી તેના તરફથી ખલિફાને એમ પૂછવામાં આવ્યું હતું કે;—“ આપ અત્યારે જે આસનપર બિરાજયા છો, એ શું આપે તમામ લોકોની અનુમતિ મૂજબ મેળવ્યું છે કે બળાત્કારે કબ્જે કર્યું છે ?”

ખલિફાએ તરતને તરતજ જવાબ આપ્યો કે:—“ તમામ લોકોની અનુમતિ મૂજબ મેળવ્યું નથી, અથવા બળાત્કારે પણ પ્રાપ્ત કર્યું નથી, પરંતુ પહેલાં જે વ્યક્તિએ આ ઇસ્લામરાજ્યના શાસનદંડની પરિચાલના કરી હતી, તેઓ મને અને મારા ભાઇને વારસ તરીકે આપી ગયા છે. જ્યારે એ મેં મેળવ્યું છે, ત્યારે એનાપર અધિકાર કરવા માટે સર્વ લોકોના સમ્મતિસૂચક મતની આવશ્યકતા પણ છે, પરંતુ એટલા માટે જો હું આ શાસનદંડનો પરિત્યાગ કરીશ, તો તેથી ઇસ્લામની નિરાપદતામાં વિઘ્નો ઉત્પન્ન થશે, લૂટારાઓના જોર જુલમથી રસ્તાઓની આવજાવ બંધ થઇ જશે, અને એથી રૈયતના કામોમાં અનેક અડચણો આવી નડશે. આખી સલ્તનતમાં જ્યાં ત્યાં મારામારી, તૂફાન, ઝગડા અને અંધાધુંધી મચી જશે એ સાથે એ બદમાશો મુસલમાનોની તીર્થયાત્રાઓ અને કર્ત્તવ્યકાર્યને બંધ કરી દેશે, એટલામાટે જ્યાં સૂધી સઘળા લોકો એકમત થઇને કોઈ એક વ્યક્તિને યોગ્ય ઠરાવશે નહિ, ત્યાં સૂધી હું તેમની રક્ષાર્થે આ હકુમત ચલાવીશ. હું તેમની ઠરાવેલી

વ્યક્તિને આ સિંહાસન સોંપી દેવાને તૈયાર છું, હમણાંજ જો એ લોકો કોઇને લાયક ઠરાવશે, તો તેથી હું આ પળેને આ પળેજ તેની પાસે મારી માલિકી છોડી દઇશ. ”

ખલિફાનો જવાબ પૂરો થતાં “ ખુદાની મેહરબાની અને આશીર્વાદ આપના ઉપર વરસો અને આપનું કલ્યાણ થાઓ. ” ખારિજી તેમને આવી વાત કહીને ચાલ્યો ગયો.

ખલિફાએ એ ખારિજીની પાછળ જવા એક અનુચરને આજ્ઞા કરવાથી એ વ્યક્તિની પાસેથી જાણી શકાયું હતું કે, એ ખારિજી એક બળવાખોર અને ધર્મોન્મત ખારિજીઓના મંડળનો મુખ્ય સરદાર હતો; પરંતુ ખલિફાના દલીલભરેલા જવાબથી અંતુષ્ટ થઇને તે લોકો બળવાની પતાકા ફરકાવતા અટકી ગયા હતા.

## ખલિફા અબુઇશાક મહમ્મદ મુતાસિમ બિલ્લાની રાજકારકિર્દી.

( ૨૧૮ થી ૨૨૭ હિજરી; ઈ. સન. ૮૩૩ થી ૮૪૨ )

ખલિફા મામુનના મરણ પહેલાં થોડીવારે તેમણે પોતાનાભાઇ અલમુતાસિમ બિલ્લાહ ( સંક્ષેપમાં મુતાસિમ ) પદવીવાળા[1] અબુઇસાક મહમ્મદને-ભવિષ્યના વારસ ઠરાવીને એક જાહેરનામું બહાર પાડ્યું. આટલી લાંબી મુદ્દત વીત્યા પછી એ નિર્ણય કરવો દુઃસાધ્ય થઇ પડ્યો કે, તેમના પુત્ર અબ્બાસી અરબ સિપાહીઓના પ્રિયપાત્ર હોવા છતાં પણ તેમને સિંહાસન ન સોંપતાં તેમના ભાઇને તે શાકારણથી સોંપવામાં આવ્યું હતું ? ઘણું કરીને તેઓએ એ પુત્રને અયોગ્ય ધાર્યો હતો અને તેમના આપેલા ઉપદેશ મુજબ તે કામ ચલાવી શકશે નહિ, એવો તેમનો વિશ્વાસ હતો. કદાચ તેમણે મુતાસિમના દૃઢતમ અને પરિપકવ ચરિત્રના ઉપર વિશ્વાસ રાખીને તેમના સૂચવેલા કાર્યના સમ્પાદક તરીકે અધિક વિશ્વાસ કર્યો હોય, તો તેપણ સંપૂર્ણ સંભવિત છે.

સિપાહીઓએ પહેલવહેલાં હઝરત અબ્બાસીને ખલિફા કરવા માટે ગરબડ મચાવી મૂકી હતી, પરંતુ હઝરત અબ્બાસે તેમના પિતાની મરણ વખતની શિખામણ સંભારીને તેમના કાકાની પાસે તાબેદારીના કસમ ખાધા અને ત્યાર પછી સૈનિકોની અને તેમની માગણીને પાછી ફેરવીને તેમના આદ

---

૧ મુતાસિમ બિલ્લાહનો અર્થ એ છે કે, જે મનુષ્ય ઇશ્વરમાં દૃઢ મન રાખનારા હોય, એ સમયથી ખલિફાઓએ આવી પદવી ધારણ કરવાનો આરંભ કર્યો.

ર્યનું અનુકરણ કર્યું, એને અનુસરીને મુતાસિમ તારસસ શહેરમાં ખલિફા તરીકે જાહિર થયા (૧૯ મી રજબ, ૨૧૮ હિજરી; ૧૦ મી ઓગસ્ટ, ઈ. સન. ૮૩૩) [1] તેમણે પોતાની અલ્પ દૃષ્ટિ અનુસાર ટાયનાનો કિલ્લો બંધાવવાનું કામ બંધ કરીને તે સ્થળેથી ત્યાંના સઘળાં સાધનો, લશ્કર અને તેમના રસદ વગેરેને તારસસમાં પાછા મંગાવી લીધાં. એ કાર્ય સિવાય બીજાં દરેક કાર્યમાં તેમણે તેમના ભાઈના પગલે ચાલવાની કોશિશ કરી હતી; પરંતુ તેઓ તુર્કી [2] અને બીજા કેટલાક પરદેશી માણસો દ્વારા રક્ષક સૈન્યમંડળ એકઠું કરીને એક મોટા ભ્રમમાં પડયા હતા. ભવિષ્ય કાળમાં એ સૈન્ય મંડળીએ અબ્બાસી ખલિફા વંશનું પતન પણ સાબિત કર્યું હતું. મધ્ય એશિયા, યમન અને મિસરની ઉપલી જમીનમાંથી પૈસાના લાલચુ માણસો અને તુર્કી મામેલ્યુક લોકો (દાસ લોકો) દ્વારા એ સૈન્ય મંડળ સ્થપાયું હતું. જેઓ ટાન્સોક્ષિયાના મુલ્કમાંથી આવ્યા હતા, તેઓ ફ્રાશધિના [3] અને આફ્રિકા તથા યમનવાસી મગ્રેબિયા અથવા પશ્ચિમ દેશના એવી આખ્યા મેળવી શકયા હતા. તેઓ તેમના પોતાના સમ્પ્રદાયોના સેનાપતિઓ દ્વારા પરિચાલિત થતા અને સૈન્યના અધ્યક્ષો ખુલ્લી રીતે ખલિફાના તાબાતળે રહેતા, આવી રીતે તેઓ અરબ અને ઇરાની લશ્કરમાંથી બિલ્કુલ અલગ થઈને વિખૂટા પડી ગયા હતા. અને એ અજાયબીનો વિષય નથી કે, રોમ સામ્રાજ્યના રક્ષક સૈન્યો જેવી રીતે મરજી મુજબ રોમન બાદશાહોને સિંહાસન પરથી પદભ્રષ્ટ કરતાં અને સિંહાસનપર સ્થાપિત કરતા, તેવીજ રીતે ખલિફા મુતાસિમના રક્ષક સૈનિકો પણ થોડા દહાડા વીતતાં ન વીતતામાં તો પોતાની ઇચ્છાનુસાર ચાલનાર થઈ પડયા હતા. જાંકાલ પોછાકથી વિભૂષિત થઈને તેઓ બગદાદને રસ્તે અવિવેકીની પેઠે ઝુપી ગતિથી આવજાવ કરતા અને તેમની સ્હામે આવનાર દરેક મનુષ્યને ધક્કા મારી દૂંકી દેતા. તેમની આવી વર્તણુકથી રાજધાનીમાં રહેતા લોકોમાં ભયંકર ક્રોધાગ્નિ સળગી ઉઠયો હતો. બન્ને પક્ષની વચ્ચે એકદમ ઝગડો થવાની ધાસ્તીથી ખલિફા તેમના પ્રિય સૈન્યમંડળ સાથે બગદાદથી ફેરેર પશ્ચિમ

---

૧ ઇતિહાસકાર મસુદિએ મુતાસિમના પાયતખ્તપર બેસવાનો દિવસ ૧૭ મી રજબનો દર્શાવ્યો છે.

૨ વાંચકોએ એ વખતના અને આ વખતના ઓટોમન તુર્કીઓને એક સરખા ધારવા નહિ. અઢારમી સદીના સેક્ષનોની સાથે હાલના અંગ્રેજોની સમાનતા છે, તેવીજ સમાનતા પ્રાચીન તુર્કી અને આધુનિક તુર્કીઓની વચ્ચે પણ રહેલી છે.

૩ ફરગાના રહેવાસીઓ ફરધિના તરીકે ઓળખાયા હતા.

દિશામાં આવેલી મુસાફરીના માર્ગ સમારરા નામની જગાએ કેટલાક દિવસને માટે પોતાનો મુકામ બદલાવી નાખ્યો હતો. અત્યારે એ સમારાં અથવા સુરામાનરા [૧] નામથી ઓળખાય છે. એ ખલિફા મુતાસિમના અલ્દરશોટમાં બદલાઇ ગયું હતું. ત્યાં તેમણે તેમના પોતાના રહેઠાણ માટે એક મહેલ, એ લાખ પચાસ હજાર સિપાહીઓને રહેવાલાયક એક સેનાનિવાસ અથવા છાવણી અને એક લાખ સાઠ હજાર અશ્વોને માટે એક અશ્વશાળા નિર્માણ કરાવી હતી. શહેરનો એક ભાગ તુર્કી સેનાપતિઓને રહેવા માટે આપવામાં આવ્યો હતો. તેમના મહેલોનો દોરદમામ ખલિફાના મહેલની સાથે હરિફાઈ કરતો હતો.

## ઇરાકમાં જાટ લોકોનો પ્રવેશ.

ખલિફા મુતાસિમની રાજકીય કારકિર્દીમાં ટાઇગ્રિસ નદીના કિનારાપર હિંદુસ્તાનની જાટ જાતિના પ્રવેશનો બનાવ ખાસ કરીને ઉલ્લેખ યોગ્ય છે. અરબ ઇતિહાસકારોએ એમને જદ્દ તરીકે ઓળખાવ્યા છે. તેઓ ત્યાં શી રીતે આવ્યા હતા, એ વાત અમો કહી શકતા નથી. તો પણ કહેવામાં આવે છે કે, તેમની સંખ્યા સત્તર હજારની હતી, તેમની લૂટફાટના ધંધાથી અકળાઇને ખલિફા મુતાસિમે તેમની વિરુદ્ધમાં એક લશ્કરની એક નાની ટુકડી મોકલી આપી અને ખલિફાને તેમની સ્ત્રીઓના પોશાક પહેરવાની રીતભાત બતાવવાના ઇરાદાથી, તેમને બંદિવાન બનાવીને બગદાદ લાવવામાં આવ્યા; ત્યાર પછી તેઓ સિલિસિયાના મેદાનમાં રહેવાનો મુકામ કરવાનો પરવાનો મેળવી શક્યા. ત્યાં આગળ વિનાકારણ ગ્રીકલોકોએ તેમનાપર હુમલો કરીને તેમાંના ઘણા ખરાને મારી નાખ્યા અને મરતા બચેલા માણસોને કેદીની હાલતમાં ગ્રેસ દેશ [૨] માં લાવવામાં આવ્યા તથા છેવટે તેમને સર્વને ન્હસાડી મૂક્યા. ઈ. સન ૮૩૬ માં ઇસ્લામી મઝહબી દુનિયાના ઇમામ મહમ્મદ અત તકિ બગદાદ શહેરમાં પરલોકવાસી થયા. એ વખતે તેમણે ખલિફા મામુનની કન્યા તેમની સહધર્મિણીએ ઉમ્મલ ફજલ સહિત ખલિફા મુતાસિમની સાથે મુલાકાત કરવા માટે આગમન કર્યું હતું. ત્યાર પછી તેમના પુત્ર અલી તેમની પદવી પર આવ્યા.

---

૧ સુરામાન રાયાનો અર્થ:—" જેણે આ જોયું હતું તેજ આનંદિત થયો હતો " એવો થાય છે.

૨ એવું અનુમાન થઈ શકે છે કે, બોહેમિયા જિંગારી અને જિપ્સિસિ આદિ સઘળી જાતિઓ મરતાં બચેલા ગરીબ જટ બંદિવાનોના વંશની છે.

બાબેક નામના એક લૂટારાની લૂટફાટ દરેક જગાએ એક સરખી ચાલી રહી હતી, એટલા માટે તેને એકદમ દબાવી દેવાની ખાસ જરૂર થઈ પડી હતી. ખલિફા મુતાસિમે મુખ્ય તુર્કી સેનાપતિઓમાંના અફસિન નામના એક સેનાપતિને લૂટારાની વિરુદ્ધમાં મોકલી આપ્યો. કેટલીક ખાસ સાવચેતીભરેલી લડાઇઓ કર્યા પછી સેનાપતિ અફશિને લૂટારા બાબેકના આશ્રયની જગાને જીતી લીધી. તેના પુત્ર તથા બીજાં સગાંવહાલા અને મિત્રોએ તાબેદારી કબૂલ કરવાથી તેમને બગદાદ મોકલવામાં આવ્યાં અને ત્યાં રાજ તરફથી માફી મેળવીને તેઓ દયાભરેલો વ્યવહાર પ્રાપ્ત કરી શક્યા. બાબેક અને તેનો ભાઈ આર્મિનિયામાં ન્હાસી ગયા; પરંતુ ત્યાં આગળ તેઓ એક આર્મિનિયન સરદાર દ્વારા કેદ થઇને અફશિનના હાથમાં સોંપાયા. તેઓને કેદીની અવસ્થામાં બગદાદ લાવવામાં આવ્યા હતા, પરંતુ તેમણે રૈયતની શાંતિ તથા આબાદીનો ભંગ કર્યો છે, એવું સાબીત થવાથી એ મહાપાપ બદલ તેમને માફી મળી શકી નહોતી. પહેલવહેલાં તેમને હાથીપર બેસાડીને બગદાદના રસ્તાપર તમામ રૈયતને દેખાડવા માટે ફેરવવામાં આવ્યા હતા, અને ત્યાર પછી તેમની કત્લ કરવામાં આવી હતી.[1] લૂટારા બાબેકને કેદ કરતી વેળાએ ખ્રિસ્તી અને મુસલમાન જાતિની સાત હજાર સ્ત્રીઓ સેનાપતિ અફશિન મારફત કેદખાનામાંથી મુક્ત થઈ શકી હતી અને સેનાપતિ તરફથી તેમને પોતપોતાને ઘેર પહોંચાડવામાં આવી હતી. ખલિફાના ફરમાનથી ફતેહમંદ સેનાપતિનો આદર સાથે સત્કાર કરવામાં આવ્યો અને એ સાથે તે ઘણું સન્માન અને ભેટો વગેરે મેળવી શક્યો, પરંતુ તેની છેવટની જીન્દગી દુઃખમય થઈ હતી.

જે વખતે અફશિન માઝેન્દાન જાતિની સાથે યુદ્ધમાં રોકાયો હતો, એ વખતે આ તરફ બાઇઝેનટાઇનનો બાદશાહ અને લૂટારો બાબેક સુલેહના સૂત્રમાં બંધાવાથી તે તે લૂટારાની સહાયતાથી ઇસ્લામ રાજ્યપર હુલ્લો કરવાની કોશિશ કરી. તેણે ઝેપાડોસિયા પર આક્રમણ કરીને મુસલમાનોના અધિકારનો ધ્વંસ કરવા માંડ્યો અને તેમનાં શહેરોને લૂટીને ભસ્મીભૂત કરી નાખ્યાં, તેમજ વળી, ઉમ્મરમાં આવેલા તમામ પુરુષોને તલ્વારના મ્હોમાં નાંખી સ્ત્રીઓ અને બાળકોને કેદ કરી તેમને ગુલામગીરીના પંજામાં સપ-

---

૧ પાછલા જમાના તરફ નજર કરવાથી જોઇ શકાય છે કે, બાઇઝેનટાઇન રાજ્યની પ્રજાનું અનુકરણ કરવાથી મુસલમાનોમાં પણ અંગચ્છેદ અને આંખ ફોડવાની સજાઓ ચાલુ થઇ હતી.

બાળી દીધાં. ખલિફા મુતાસિમના જન્મસ્થાન ઝિબાટ્સ શહેરને ભસ્મીભૂત કરી નાખ્યું અને ત્યાંના પુરુષોની કત્લ કરવામાં આવી અથવા કિંના ધગધગતા લોઢાના સળિયાવડે આંધળા કરવામાં આવ્યા અને બીજાઓના શરીરોને કાપી નાખવામાં આવ્યા. બાઇઝેનટાઇનના બાદશાહની આવી નીચતાના સમાચાર સાંભળીને ખલિફા મુતાસિમ ક્રોધાંધ થઇને ભયંકર બદલો લેવા માટે પ્રતિજ્ઞાબદ્ધ થયા. તેઓ એકદમ લશ્કર એકઠું કરી વિશ્વાસઘાતક–દગાબાજ અને પાખંડી ગ્રીકોની વિરુદ્ધમાં રવાના થયા. તેમના અગાઉથી ગયેલા લશ્કરો અનસાયરાની નજીકમાં ગ્રીક બાદશાહ થિયોફિલસની જન્મભૂમિ આમોરિયમ ભણી રવાના થયાં. પચાસ દિવસની અટકાયત પછી એ તેમના હાથમાં આવવાથી તેમણે એને જમીનદોસ્ત કરી નાખ્યું. એના ત્રીસ હજાર પુરુષોને તલવારના મુખમાં નાખી બાકીના બીજા સઘળાને બાતિસ નામના ગ્રીક સેનાપતિ સાથે બંદિવાન કરીને બગદાદમાં લાવવામાં આવ્યા, ગ્રીકશક્તિને બિલકુલ લુપ્ત કરવાના ઇરાદાથી ખલિફા મુતાસિમે પ્રોપનટિસ અને બોસ્ફરસ ભણી પ્રયાણ કર્યું; પરંતુ તેમની છાવણીમાં એક ભયંકર કારસ્થાન ઉભું થવાથી તેઓ પાછા ફરવાને લાચાર થયા. કેટલાક અરબ સેનાપતિઓ તુર્કીઓની ખ્યાતિ જોઇને ઇર્ષાન્વિત થવા લાગ્યા અને ખલિફાએ તેમના તરફ જેવો વ્યવહાર ચલાવ્યો, એથી નાખુશ થઇને તેઓ ખલિફા મુતાસિમનું ખૂન કરવા માટે અવળે માર્ગે દોરાયાથી જુવાન અબ્બાસની સાથે છૂપા કારસ્થાનમાં જોડાયા હતા. દૈવયોગે એ કારસ્થાન ખુલ્લું થઇ ગયું અને એણે એટલું મોટું સ્વરૂપ ધારણ કર્યું હતું કે, જેથી ખલિફા બાઇઝેનટાઇન સલ્તનતની રાજધાનીપર હુમલો કરવાના ઇરાદાને છોડી દેવાને લાચાર થયા હતા. અબ્બાસ અને તેમના સોબતીઓ પ્રાણદંડથી દંડિત થયા અને ખલિફા મુતાસિમ બાદશાહ થિઓફિલસની સાથે સંધિ કરીને સમારા ભણી પાછા ફર્યાં. મુસલમાનોએ આમોરિયમને કબ્જે કરવાથી ગ્રીકબાદશાહ સંપૂર્ણ રીતે ઉત્સાહભંગ થઇ પડયો હતો.

૨૨૪ હિજરીમાં તબ્રિસ્તાનના મેઝિયર નામના માઝીયન રાજકુમારે બળવાની પતાકા ફરકાવી. અબ્દુલ્લાબિન તાહિર માઝીયરનો બળવો દબાવવાને અસમર્થ થવાથી ખલિફા લાચાર થઇને અફશિનને પૂર્વ પ્રદેશના હાકેમનું પદ પ્રદાન કરશે, એવી ધારણાને વશીભૂત થઇને તેણે માઝિયન સેનાપતિને છેવટ સુધી યુદ્ધ કરવાને છૂપી રીતે ઉત્તેજિત કર્યો, પરંતુ માઝિયર અબ્દુલ્લા દ્વારા કેદ થયો અને એ સાથે તેને બગદાદમાં મોકલી આપવામાં આવ્યો અને

તેણે ખલિફાની પાસે અફશિનની દગાબાજી જાહિર કરીને તેમને તેના લખેલા કાગળો બતાવ્યા. મેઝિયરને મરણની સજા કરવાનો હુકમ થયો અને અફશિને પોતાના ઘરમાં બંદીવાન બનીને ભૂખ્યા તરસ્યાં પ્રાણત્યાગ કર્યો. એ તુર્કી સેનાપતિ ઘણો વિદ્વાન હતો, કહેવામાં આવે છે કે, તેની પાસે અજબ પ્રકારનાં અનેક પુસ્તકો હતાં અને તેનું ઘર છબિઓથી ભરેલું રહેતું, આ સર્વ જોતાં જણાઇ આવે છે કે, તે સમયોપયોગી સભ્યતા તરફ આગળ વધ્યો હતો. અનેક દેશોમાંથી મેળવેલા દુષ્પ્રાપ્ય પદાર્થો તથા સાહિત્યનાં વિષયનાં પુસ્તકો દ્વારા પરિવેષ્ટિત રહેવાનું પસંદ કરતો. ખલિફા મુતાસિમ આ બનાવ બન્યા પછી થોડા વખતમાં જ ભયંકર પીડાથી પીડાઇને આ ફાની દુનિયાને છોડી પરવરદિગારના પાક દરબારભણી રવાના થયા. ( ૧૮ મા રબિઉલ અવ્વલ, ૨૨૧ હિજરી; ૬ ઠ્ઠી જાન્યુઆરી ઇ. સન ૮૪૨ )

કહેવાય છે કે, ખલિફા મુતાસિમ દ્વારાકૃષિ અથવા ખેતી વિભાગની ઉન્નતિ સાધિત થઇ હતી. અને તેમણે રાજ્યની ખરી ઉન્નતિ માટે બનતા ઇલાજો લઇને તેની લક્ષ્મીની વૃદ્ધિ માટે ખાસ કોશિશ કરી હતી. જો કે, તેઓ કાંઇક ક્રોધી અને અમુક અંશે નિષ્ઠુર સ્વભાવવાળા હતા. તો પણ રાજ્યના મુખ્ય વિચારક અથવા કાજી અબુ દાઉદના પુત્ર અહમદના ઉપદેશથી અનેક નિષ્ઠુર કાર્યો કરતાં તેઓ અટકી ગયા હતા. કાજીની સારી સલાહ ઘણે ભાગે તેમના મંત્રીની બુરી સલાહને વ્યર્થ કરતી. મશહુર ઇતિહાસકાર મસુદિએ લખ્યું છે કે, " ખુદા જે સર્વ મનુષ્યોને તેની અનુકંપા વહેંચે છે, અને જેમને તે સારા માર્ગ તથા સત્યની દિશામાં દોરાવે છે, તથા ધર્મના કાર્યમાં ઉત્તેજના પ્રદાન કરે છે, તેઓ સર્વમાં કાજી અહમ્મદ અન્યતમ છે." અબુ દાઉદના પુત્ર અહમદ મુતાઝલા સમ્પ્રદાયના નેતા અથવા અગ્રેસર હતા.[1]

ખલિફા મુતાસિમની પછી અબુજાફર હારૂન વાસિક બિલ્લાહ[2] બગદાદપાયતખ્તપર બિરાજ્યા. તેમનું ચરિત્ર કેટલાક બદમાશ લોકોદ્વારા હીનભાવે ચિતરવામાં આવ્યું છે. પણ ખરી રીતે તેઓ એક ઉત્તમ અને સદાશય ખલિફા હતા અને ઘણીજ રીસમાં પણ ધીરજ ધારણ કરી શકતા. તેમનો રાજકીય અમલ બરાબર બંદોબસ્તવાળો અને ગૌરવભરેલો હતો. જો કે

---

૧ ઇતિહાસકાર મસુદીએ પોતાની ઘેલછાઇને વશ થઇ કાજી અહમદની સ્મૃતિ અથવા યાદગીરીને ખોટી રીતે પ્રદાન કરી છે.

૨ વાસિક બિલ્લાહનો અર્થ " જે વ્યક્તિ ખુદાની મદદમાં વિશ્વાસ રાખનાર હોય તે " છે.

તેઓ ઉચ્ચ પ્રશંસાને પસંદ કરતા, તોપણ તેમનું ખાનગી ચરિત્ર તિરસ્કારની બહારનું હતું. તેમણે સાહિત્ય અને વિજ્ઞાનની ઉત્કર્ષતા સાધિત કરવા માટે સારી મદદ આપી હતી અને દેશના શિલ્પ તથા વહેપાર રોજગારની ઉન્નત્તિ માટે ઉત્સાહ આપ્યો હતો. તેમનો સાહિત્યસેવી સ્વભાવ હોવાથી તેમણે સંગીતવિદ્યામાં ઘણીજ કુશળતા મેળવી હતી અને કહેવાય છે કે તેમણે એક સો પ્રકારના સુર અને સંગીતની સૃષ્ટિ અથવા રચના કરી હતી. તેમની દાનશીલતા અમાપ હતી, અને તેમના શાસનસમયમાં ગ્રીક અને સેરેસિન લોકોના બંદિવાનોને મોટા જથ્થામાં અદલબદલ કરવાનું કાર્ય સમ્પાદિત થયું હતું.

ખલિફા વાસિક તેમના પિતાનું અનુકરણ કરી અથવા તેમના પગલે ચાલી અરબ અને ઇરાની સિપાઇઓને બદલે તુર્કીઓને આધિપત્ય આપવાથી વિષમ ભ્રમમાં આવી પડયા હતા. તેઓએ આશનસ્ નામના એક તુર્કીને સુલ્તાન અથવા રાજ્યશાસનના મદદગાર તરીકે નીમીને તેને મણિ-મુક્તા જડેલો એક કમરબંધ તથા એક તલ્વાર આપી, ખલિફા વાસિકે હેતુ-વાદ ધર્મવિધિ ફેલાવવા માટે બનતી કોશિશ કરી, પરંતુ તેમની કોશિશ તેમના વિરુદ્ધવાળાઓ અને ગુપ્તરીતે કાર્ય કરનારા વ્યવહારશાસ્ત્રને જાણનારા પુરુષો દ્વારા અટકી પડી હતી. તેમના અકાળ મૃત્યુની સાથે સાથે અબ્બાસી ખલિફાઓનું ગૌરવ આથમી ગયું. પાછળથી બસો વરસ સુધી ખલિફાઓએ શક્તિહીન અવસ્થામાં સિંહાસનપર આરોહણ કરતા અને તેમનું મૃત્યુ થવાથી કોઇપણ શોક અથવા ખેદ જાહિર કરતું નહિ. વાસિક ૨૩૨ હિજરીની ૨૪ મી જિલ્હેજ્જ તારીખે ( ૧૧ મી ઑગસ્ટ, ઇ. સન ૮૭૪) સુરામાનઅરરામાં મરણવશ થયા.

# પ્રકરણ ૫ મું

## ખલિફ઼ા મુતવક્કિલથી ખલિફ઼ા કાયમની રાજકારકિર્દી

( ૨૩૨ થી ૪૫૪ હિજરી; ઈ. સન, ૮૪૭ થી ૧૦૬૩ )

## ખલિફ઼ા અબુલ ફ઼ઝલજાફ઼ર મુતવક્કિલઅલ્લા ઇલ્લાહ

( ૨૩૨ થી ૨૭૪ હિજરી; ઈ. સન:૮૭૪ થી ૯૧૬ )



ખલિફ઼ા વાસિકના મૃત્યુ પછી રાજ્યના મુખ્ય કાજી, વઝીર અને લગભગ ઘણા ખરા અમલદારોએ તેમના નાની ઉમ્મરના પુત્રને રાજસિંહાસન સોંપવાનો ઇરાદો કર્યો હતો, પરંતુ વાસિફ નામના એક મુખ્ય તુર્કીએ એવો વાંધો ઊઠાવ્યો કે, રાજમુકુટ, રાજપોશાક અને રાજ્યનો શાસનદંડ બાળકને ઉપયોગી નથી; એને અનુસરીને તેમણે ખલિફા વાસિકના ભાઇ જાફ઼રને અલમુતવક્કિલઅલ્લા ઇલ્લાહના[1] ઇલ્કાબથી વિભૂષિત કરી બગદાદનું પાયતખ્ત સોંપ્યું. એ "અરબોના નીરો" [2] એ પંદર વરસ રાજ્યની હકુમત ચલાવી અને તેમના અમલમાં ઇસ્લામી સલ્તનતની પડતીની શરૂઆત થઇ. વ્યભિચારમાં રચ્યા પચ્યા રહીને અને સુરાપાનના અભ્યાસી થઇને તેમણે રાજ્યનો ધ્વંસ સાધિત કર્યો હતો.

---

૧ એ વ્યક્તિ કે જે ઈશ્વરમાં વિશ્વાસ સ્થાપે તે."

૨ નીરો—એક રોમન બાદશાહનું નામ છે. તે ઇસ્વી સન ૩૭ માં જન્મ્યો હતો. ઇ. સન ૫૦ માં રોમન બાદશાહ ક્લાઉડિયસે તેને પાલકપુત્ર તરીકે દત્તક લીધો અને ત્યાર પછી ચાર વરસે તેણે રોમરાજ્યના સિંહાસનપર આરોહણ કર્યું. તેની રાજકીય કારકિર્દીની શરૂઆતમાં તેણે પૂરેપૂરો સદ્‌વ્યવહાર ચલાવ્યો હતો, પરંતુ છેવટે ઘણુંજ ઘાતકીપણું ગુજારવાથી ઇ. સન ૬૮ માં માર્યો ગયો.

અનુવાદક

એ ઉપરાંત તેઓ બદમાશીભરેલા મઝહબનો ફરીવાર ફેલાવો કરવાના ખાસ હિમાયતી હતા. ત્યાર પછી "હેતુવાદ" ધર્મનો ફેલાવો કરનારાઓ સજાને પાત્ર થશે અને પૂરતી કાળજીથી જૂના ધર્મવિધિની પણ ફરીવાર સ્થાપના કરવી પડશે," આવા આશયનું તેમણે એક ફરમાનપત્ર બહાર પાડ્યું. હેતુવાદ મતને માનનારાઓને રાજ્યકાર્યપરથી ખસેડવામાં આવ્યા અને વિજ્ઞાન તથા દર્શનશાસ્ત્ર સંબંધી ઉપદેશ આપવાની મના કરવાનો હુકમ ફરમાવવામાં આવ્યો હતો. મુતાજીલા મઝહબના નેતાઓને કેદ કરવામાં આવ્યાં અને તેમની મિલકત રાજદરબારમાં ખાલસા થઇ. પરંતુ ખલિફા મુત્તવક્કિલનો અત્યાચાર અથવા જુલમ ફક્ત હેતુવાદીઓના ઉપરજ આવીને અટકી જતો હતો, એમ નહોતું; પણ પરધર્મીઓ પણ તેમના ધર્મોન્માદ-પણાથી પીડાયા હતા, તેઓ પણ રાજકાર્યપરથી બરતરફ થયા હતા અને એ સાથે બીજા કેટલાક અદેખાઇભરેલા વ્યવહારને પ્રાપ્ત થયા હતા.

ચોથા ખલિફા હજરતઅલી (ક. વ.) અને તેમના વારસોના તરફ ખલિફા મુત્તવક્કિલનો ક્રોધ માપ બહાર વધી પડયો હતો, તેણે શહીદ પ્રવર મહાત્મા હજરત ઇમામ હુસેનના સ્મૃતિસ્તંભ અથવા રોજાને જમીનદોસ્ત કરી તેના ઉપર જળપ્રણાલી (નહેર) પ્રવાહિત કરી. તીર્થયાત્રાળુઓ પવિત્રસ્થળે દર્શન કરવા જશે તો સજાને પાત્ર થશે એવું ફરમાન જાહિર કર્યું અને હઝરત મહમદ સ. અ. વ. ની ફદાક નામની મિલ્કતને ફરીવાર રાજસર-કારમાં જપ્ત કરી.

પહેલાંના ખલિફા વાસિકના વઝીર ઇબ્ને ઝય્યાતે [1] ખલિફા મુત્તવ-ક્કિલના પાયતખ્તપર બેઠા પહેલાં તેને ઘટતું સન્માન પ્રદર્શિત ન કરવાથી, તેનું ખૂન કરવામાં આવ્યું. ગ્રીક લોકોએ ખલિફાના શાસનમાં વિશૃંખલા આવી પડેલી જોઇને ફરીવાર ઇસ્લામ રાજ્યપર આક્રમણ કર્યું, તેમણે મિસ-રના ડામિયેટા શહેરને બાળીને ભસ્મીભુત કર્યું. અને સિતિસિયા મુલ્કને લૂંટી

1 ઇબ્ને જયતાત નિષ્ઠુર સ્વભાવના માણસ હતા, પરંતુ ખલિફા વાસિકના અમલમાં કાજી અબુદાઉદને માટે તેમની નિષ્ઠુરતા દબાણમાં રહી હતી. ગુન્હેગાર અને દુશ્મનોને સજા કરવા માટે તેણે એક યંત્રણાદાયક યંત્ર શોધી કાઢયું હતું. છેવટે ખલિફા મુતવક્કિલના ફરમાનથી તેઓ પોતાના કરેલા યંત્રની મદદથીજ માર્યા ગયા હતા. પાંચમી સદીમાં સર ડબલ્યુ સ્કેવિંગ્ટન સ્કેવન જરસ ડૉટર નામનું (એમાંના એક દ્વારા ભસ્મીભૂત અને બીજા દ્વારા પિસાતા હતા) યંત્ર આવિષ્કાર કર્યું. તેના અને જયતાતના યંત્રનો એકજ ઉદ્દેશ હતો.

લીધો અને એ બન્ને જગાએથી વીસ હજાર લોકોને બંદિવાન કરીને લઈ ગયા, તેમાંના બાર હજાર માણસો મહારાણી થિયોડોરાના હુકમથી ઘણીજ કઠોર અથવા ઘાતકી યંત્રણાની સાથે માર્યા ગયાં, અને જેમણે ક્રિશ્ચિયન ધર્મને ગ્રહણ કર્યો હતો, તેઓજ ફક્ત રક્ષા મેળવી શક્યાં હતાં. ખલિફા મુત્તવક્કિલનો દુર્વ્યહાર છેવટે એટલો બધો અસહનીય થઈ પડ્યો હતો કે, તેમના તુર્કી અંગરક્ષકો પણ તેમની કત્લ કરવાનાં કારસ્થાન કરતા હતા. કહેવામાં આવે છે કે, તેમનો પુત્ર મુનનસિર તેમના પિતાના ઘાતકીપણાને નફરતની નજરથી જોતો હતો, એટલા માટે તેણે પણ એ કારસ્થાનને અનુમોદન આપ્યું અને એને અનુસરીને એક દિવસ રાત્રે એ અરબનીરો સુરાપાનથી બેભાન અવસ્થામાં હતો, તે સમયે કારસ્થાન કરનારાઓએ તેના ઓરડામાં દાખલ થઈને તેનું ખૂન કર્યું. (૨૪૭ હિજરી, ઈ. સન ૮૬૧)

## ખલિફા મુતાસિર બિલ્લાનો શાસનકાલ

(૨૪૭ થી ૨૪૮ હિજરી, ઈ. સ. ૮૬૧ થી ૮૬૨)

ખલિફા મુત્તવક્કિલના મરણ પછી તેમના પુત્ર અબુ જાફર અહમદ મુનતસિર બિલ્લાહની[2] પદવી ધારણ કરી રાજ્યના પદપર અભિષિક્ત થયા. તેમના સંબંધમાં એવું વર્ણવેલું છે કે, તેઓ ધાર્મિક, ન્યાયપરાયણ, સહનશીલ, ઉદારચેતા અને તીક્ષ્ણ બુદ્ધિવાળા હતા અને સારી ઇચ્છાને આધીન થઈને પ્રજાના કલ્યાણની કામના કરતા. તેઓએ હજરતઅલી (ક. વ.) અને મહાત્મા ઇમામ હુસેનના પવિત્ર સ્મૃતિસ્તંભો અથવા રોઝાઓને ફરીવાર નિર્માણ કરાવ્યા અને ખલિફા મુતવક્કિલ દ્વારા તેમની જે મિલકત રાજસરકારમાં ખાલસા થઇ હતી, તે તેમણે તેમના વંશ વારસોને પાછી સોંપી. તેમના પિતાના અમલમાં વિધર્મી લોકો રાજકાર્યપરથી દૂર થયા હતા અને કઠોર વ્યવહારને પ્રાપ્ત થયા હતા, તેમણે તેમને પહેલાંની સત્તા સોંપીને તેમના તરફ દયાભરેલો વ્યવહાર ચલાવ્યો; પરંતુ દુર્ભાગ્યયોગે તેઓ ૭ માસથી પણ થોડો વખત રાજ્ય ભોગવ્યા પછી ૨૪૮ હિજરીના રબિઉસ્સાની માસમાં મૃત્યુવશ થયા.[3]

---

૨ ઇશ્વરની સહાયતાથી વિજયી થયેલ.

૩ અબ્બાસી ખલિફાઓમાં ખલિફા મુનતસિરની કબરપર પહેલો સમાધિસ્તંભ (રોઝો) નિર્મિત થયો હતો.

## ખલિફા અબુલ અબ્બાસ અહમદ મુસતઈન બિલ્લાહનો શાસનકાળ.

એ સમયે તુર્કી સેનાનાયકો અબ્બાસી ખલિફાઓને સિંહાસનપર સ્થાપિત કરવાના એકમાત્ર કર્તા હતા, તેઓએ માજી ખલિફા મુત્તસિમના અન્ય એક પુત્ર અબુલ અબ્બાસ અહમદને મુસતઈનન બિલ્લાહ[1] ઉપાધિ આપીને સિંહાસન સોંપ્યું, પરંતુ તેમને કાંઈ પણ રાજસત્તા સોંપવામાં આવી નહોતી. ખલિફા મુનતસિરના મરણ પછી સલ્તનતમાં જે ગેરવ્યવસ્થા ઉભી થઇ હતી, એ દરમ્યાન પ્રાદેશિક હાકેમો કરદ મિત્ર રાજ્યમાં ગણાયા અને ખલિફાનો અધિકાર નામમાત્રનો રાજ્યમાં પરિણત થયો.[2]

અબ્દુલ્લાબિન તાહિર ખલિફા મુત્તસિમના અમલમાં મરણવશ થવાથી તેના પુત્ર તાહિરને તેમની હકુમતના મુલ્કોનો શાસનભાર પ્રાપ્ત થયો. તેમનો શાસનકાલ તેમના પિતાના જેવો ગૌરવજનક, ન્યાયવાન અને ઉદાર હતો. તાહિર વંશવાળાઓએ ખોરાસાનના મુખ્યનગર નિશાપૂરમાં રાજધાની સ્થાપન કરી હતી. ઈ. સન ૮૬૨ ( ૨૩૨ હિજરી )માં તાહિરનું મરણ થવાથી તેમના પુત્ર મહમ્મદે ઈ. સન ૮૭૩ સુધી એ પ્રદેશની હકુમત ચલાવી. તાહિર વંશીઓની પ્રખ્યાતિ અને સત્તા જોઈ ઉત્સાહિત થઇ બીજાં કેટલાક માણસોએ પણ નાનાં નાનાં સ્વાધીન રાજ્યો સ્થાપન કર્યાં. તેથી આખો પૂર્વદેશ અબ્બાસી ખલિફાઓની હકુમત તળેથી અલગ થયો.

તુર્કી અંગરક્ષકોના અત્યાચાર અસહ્ય થઇ પડવાથી ખલિફા મુસતઈન બિલ્લાહે અરબ અને ઈરાની સૈનિકોની સહાયતા મેળવવાની આશાથી બગદાદ ભણી પલાયન કર્યું. તુર્કી લોકોએ તેમને પાછા વાળવાની લાલચમાં સપડાવવાને અસમર્થ થઇને માજી ખલિફા મુત્તવક્કિલના બીજા પુત્ર અબુ અબ્દુલ્લા મહમ્મદને અલમુતાઝ બિલ્લાહ[3]ની પદવી પ્રદાન કરી રાજપદર અભિષક્ત કર્યો અને ત્યાર પછી તેઓ બગદાદપર હલ્લો કરવા માટે આગળ વધ્યા. ખલિફા મુસતઈનને શાંતિની સાથે મદિનામાં રહેવા દેવામાં આવશે, એવી

---

૧ એ વ્યકિત કે જે ઇશ્વરની સહાયતાની પ્રાર્થના કરે તે.

૨ ખલિફા વાસિકના મરણ પછી ઈ. સ ૧૦૫૫ સુધી ઈસ્લામીસલ્તનતના રાજવંશનો ઈતિહાસ ફ્રાન્સ દેશની અંદર આવેલા નોર્માન્ડી, બર્ગન્ડી અને ગિનિ મુલ્કના શક્તિશાળી ડયુકવંશના ઇતિહાસની સાથે સરખાવી શકાય તેમ છે.

૩ એ વ્યકિત કે જે ઇશ્વરની આશીર્વાદભાજન થઇ હોય તે.

ફખૂલાત થવાથી તેમણે પાયતખ્તનો પરિત્યાગ કર્યો, પરંતુ એ સિંહાસન પરથી પદચ્યુત થયેલા ખલિફા હિજાજ્જતી વેળાયે વાસિત શહેરમાં દગાબાજીની સાથે મુતાઝના ગુપ્તચર અથવા જાસૂસદ્વારા માર્યા ગયા.

એ સમયે તુર્કી સેનાપતિઓમાં ગૃહવિવાદ ઉભો થયો. વાસિફ અને બુધા નામના બે મુખ્ય તુર્કીઓ તેમના હરીફો મારફત માર્યા ગયા અને બાબિકિયલ નામના બીજા એક તુર્કીએ વઝીરનું પદ ગ્રહણ કર્યું. લાયક ખલિફા તરફથી મિસરના પ્રતિનિધિનું પદ ગ્રહણ કરીને મશહૂર નામજાદ અહમદ બિન તુલુનને ત્યાં આગળ તેમના પ્રતિનિધિ નીમ્યા. આ પછી થોડા વખતમાંજ બાબેકિયલનું ખૂન થવાથી અહમદ બિન તુલુને ખરી રીતે સ્વતંત્ર રીતે મિસરદેશમાં હકુમત ચલાવવા માંડી. તેઓ દક્ષ-ડાહ્યા, સત્-સારા અને ન્યાયવાન હાકેમ હતા.[1] ઈ. સન ૮૬૮માં ઇમામ અલી ( અન-નકી )એ માનવલીલાને સમાપ્ત કરી અને તેમના પુત્ર અલ અસ્કરી[2] પદવીવાળા હસન તેમના પદપર આવ્યા.

લગભગ ત્રણ વરસ સુધી ખલિફા મુતાઝે રાજ્યની હકુમત ચલાવી. ૨૨૫ હિજરી ( જૂન, ઈ. સન ૮૬૫ )માં સૈન્યદળે તેમના પગાર માટે ઉશ્કેરણી જાહિર કરવા માંડી, પરંતુ ખલિફા તેમની માગણી મંજૂર કરવાને અસમર્થ થવાથી તેમણે તેમને રાજમહાલયમાંથી ખેંચીને બહાર કાઢ્યા અને નાના પ્રકારે તેમને અપમાનિત કરીને તેમને સિંહાસન છોડવાને લાચાર કર્યા. ત્યાર પછી તેઓ કારાગૃહમાં કેદ થયા અને એજ સ્થળે તેમની હત્યાનું કામ ખતમ થયું. હાય! ખલિફા મનસુર અને રશિદના વંશજો આવી શોચનીય અવસ્થામાં આવી પડયા હતા !

ખલિફા મુતાઝને પાયતખ્તપરથી ઉઠાડી મૂક્યા પછી તુર્કી સેનાપતિઓએ મહમદઅબુઇસાક નામના ખલિફા મુત્તસિમના બીજા એક પુત્રને મુહતાદિ બિલ્લાહ[3]ની પદવીથી ભૂષિત કરી રાજસિંહાસન પ્રદાન કર્યું ( ૨૯ મી રજબ, ૨૨૫ હિજરી ) તેઓ ધાર્મિક, ન્યાયવાન, કર્તવ્યપરાયણ અને

---

૧ તેઓએ સ્થાપત્યવિદ્યાના ચિન્હ દાખલ કેટલાક સારા દેખાવડા કીર્તિસ્તંભો બંધાવ્યા હતા, અને એના ભાગેલા ભાગો હજી સુધી મોજુદ રહ્યા છે.

૨ તેઓ સમર્રશાની છાવણીમાં જન્મ્યા હતા અને મરણવશ થયા હતા એથી તેમને આવી પદવી આપી હતી. અસ્ક્રરનો અર્થ છાવણી થાય છે.

૩ પ્રભુનું ફરમાન પામેલો.

દઢચરિત્રના પુરુષ હતા સારા વખતમાં તેઓ દક્ષ હાકેમ થઈ શકત, તેમણે રાજદરબારમાંથી ગાનારાઓ, સંગીત જાણનારાઓ, નાચનારીઓ અને બીજા કેટલાક ખુશામદીઆઓને દૂર કરી ધર્મના વિધિ અથવા રિવાજ મૂજબ રાજ્યશાસન કરવાની કોશિશ કરી, એથી તુર્કીઓની સાથે તેમને ટંટો ઉભો થયો. તેઓ મુઠ્ઠીભર લશ્કર લઇને સાહસની સાથે તેમની સ્હામા થયા, પરંતુ છેવટે તેમના સોબતીઓ દ્વારા પરિત્યક્ત થવાથી (તજાવાથી) તુર્કી લોકો દ્વારા બંદિવાન થયા અને અનેક દુર્વ્યવહાર પ્રાપ્ત થયા પછીસિંહાસનનો પરિત્યાગ કરવાની તેમને ફરજ પડી, ત્યાર પછી તેમને કારાગૃહમાં કેદ કરવામાં આવ્યા અને ત્યાં આગળ તેઓ થોડો વખતજ રહ્યા પછી મરણવશ થયા.

## ખલિફા અબુલ અબ્બાસ અહમદ મુત્તમિદઅલ્લાહ.

ખલિફા અલ મુહતાદિબિલ્લાના મરણ પછી ખલિફા મુત્તવક્કિલના જીવતા પુત્રોમાંના સર્વથી વડા પુત્ર સમર્રામાં વસતા હતા. તેઓ મુતમિદ અલ્લાહ[1]ની પદવી ધારણ કરી દમસ્કસના પાયતખ્તપર બિરાજ્યા (૨૫૬ હિજરી; ઈ. સન ૮૭૦) તેઓ દુર્બળ મનવાળા, ચંચળ અને અયશઆરામના શોકિન પુરુષ હતા, પરંતુ તેમનાભાઈ મુવાફિક પદવીવાળા અબુઅહમદ દક્ષ હાકેમ અને યુદ્ધનીતિમાં વિશારદ પુરુષ હતા. તેઓ બરાબર રાજ્યની સત્તાને ચલાવતા અને મરણકાળસૂધી ખલિફાના મુખ્ય આધારરૂપ હતા. તેઓએ ખલિફા મુત્તમિમના મરણ અગાઉ થોડા વખત પહેલાં પોતાની માનવલીલાને સમાપ્ત કરી. મુઆફિકના[2] શાસન કૌશલથી અને સમાર્રાથી ફરીવાર બગદાદમાં રાજધાની લાવવાથી ખલિફા મુત્તમિદ અને તેમની પછીના ખલિફાઓના અમલમા તુર્કી અંગરક્ષકોની સત્તા સંકુચિત થઈ હતી અને ખલિફા મામુનના મરણ પહેલાં જે રાજ્યમાં ગેરવ્યવસ્થા ઉભી થઇ હતી, ત્યાં ફરીવાર સુશાસન અને સમૃદ્ધિના પાછા ફરવાનો પૂર્વ આભાસ પરિદષ્ટ થયો હતો—જોવામાં આવ્યો હતો. ઈ. સન ૮૬૪ માં તબ્રિસ્તાન રાજવંશનો ધ્વંસ થવાથી હસન બિન ઝઇદ નામના હજરત અલી (ક. વ.) ના એક વંશજે ત્યાંના રહેવાસીઓને ઇસ્લામ મઝહબથી દીક્ષિત કરીને એ પ્રદેશની હકુમત ચલાવવાનો સઘળો ભાર પોતાના શિરપર વ્હોરી લીધો હતો. ઈ. સન ૮૭૦ માં તામ્રપાત્ર (તાંબાનાં વાસણ) બનાવનાર[3]મશહુર લટસના પુત્ર પ્રખ્યાત

---

૧ ઇશ્વરના ઉપર વિશ્વાસરાખનારો.

૨ જેણે ખુદાના નામે કૃતકાર્યતા અથવા સફળતા મેળવી છે તે ૩ સુફ્ફાર.

યાકુબે સુફ્ફરા વંશની સ્થાપના કરી હતી. તેમણે સાધારણ સૈનિકના જીવનમાંથી ધીમે ધીમે ઉન્નતિ કરીને તાહિરવંશની પાસેથી સિજિસ્તાન મુલકજીતી લઇને ધીરે ધીરે હાલના ઈરાન ઉપર પોતાની સત્તા જમાવી હતી. તેમણે ઈ. સન ૮૭૩માં તાહિરના પૌત્ર મહમ્મદને ખોરાસાનમાંથી ન્હસાડી મૂક્યા પછી થોડા વખતમાંજ તબ્રિસ્તાન તેણે પોતાના તાબે કરી લીધું. તેનીસફળતાથી તે એટલો બધા ગર્વ તથા મદનો માર્યો ઉન્મત થઈ ગયો હતો કે તેણે એકદમ ઈરાકપર આક્રમણ કર્યું; પરંતુ વાસિત નગરીની નજીકમાં મુઆફ્ફિકદ્વારા તે શોચનીય રીતે હારી ગયો. યાકુબ ત્યાર પછી પોતાના રાજ્ય બણી પાછો ફર્યો. બીજે વરસે જોઇતું બળ એકઠું કરીને તેણે ફરીવાર ખલિફાના રાજ્યપર હુમલો કરવાની ધમકી આપી, પરંતુ તે એકાએક જુનદિસાપૂરમાં મરણ વશ થયો. તેના ભાઇ અને વારેસ અમબિન લટશ ખલિફાની સાથે સંધિ સૂત્રમાં બંધાયો અને ખુલ્લી રાજાના દ્વારા પોતાના અધિકારના મુલ્કોનો સ્વાધીન શાસનભાર મેળવી શક્યો. ( ઈ. સન. ૮૭૯ )

## શામાની રાજવંશ

ટ્રાન્સૅક્ષિયન મુલ્ક સુફ્ફરા વંશના રાજાઓની સહાયતાથી અબ્બાસી ખલિફાઓના તાબેદારીના પાશમાંથી મુક્ત થઈને ત્યાંના હાકેમ ઇસ્માઇલ શામાનીના તાબા નીચે ખરી રીતે સ્વાધીનતા મેળવી શક્યો હતો. શામાન નામનો એક માણસ પહેલવહેલાં ઉંટોનો રખવાળ અને મુસાફરોનાં ટોળાંનો સરદાર હતો; તેના વંશજો ખલિફા મામુનની મેહરબાનીથી ઉંચી અવસ્થામાં આવી શક્યા હતા. તેમણે ઈ. સન ૮૧૯ માં શામાનના પૌત્ર અહમદને ફારગના મુલ્કની હકુમત ચલાવવાનો ભાર સુપ્રત કર્યો હતો. ઈ. સન ૮૯૨ માં નસરનું મરણ થવાથી તેના ભાઈ ઇસ્માઈલે એ મુલ્કના શાસનનો ભાર ગ્રહણ કર્યો. ઇસ્માઇલ ઘણોજ ડાહ્યો અને કઠોર ચરિત્રનો માણસ હતો. પોતાના રાજ્યને મજબૂત દીવાલ ઉપર સ્થાપવા માટે તેણે કાંઈ પણ કોશિશ કરવાની ખામી રાખી નહોતી. તુર્કી લોકોએ ટ્રાન્સૅક્ષિયન પ્રદેશમાં પેસવાની કોશિશ કરવાથી તેણે તેમને જેહુન નદીની પેલે પાર નસાડી મૂક્યા. આવી રીતે તેના વંશનું રાજ્ય મજબૂત પાયાપર પ્રતિષ્ઠિત થયું. આમર બિન લૅયેસની પેઠે ફક્ત નામનોજ કર લઇને[1] ખલિફાએ તેને પણ (ઇસમાઈલને) તે પ્રદેશનો શાસનભાર સોંપી દીધો. તેના વારસો એ શાસનસત્તાને વંશપરંપરાથી ભોગવતા આવ્યા હતા.

---

૧ શામાનિ રાજાઓની વંશાવલિ આ પુસ્તકના છેવટના ભાગમાં આપવામાં આવી છે.

## તુલુન રાજવંશ

અહમદ બિન તુલુને મિસર અને સિરિયા દેશ જીતી લીધા હતા. ઇ. સન ૮૮૪ માં અહમદનું મૃત્યુ થવાથી તેનો પુત્ર ખુમારવિયહ તેની જગાએ અભિષિક્ત થઇને દમસ્કસમાં રાજધાની સ્થાપન કરી.

## નિગ્રોજાતિનો બળવો.

ખલિફા મુતાજના શાસન સમયમાં કેલડિયા મુલકમાં નિગ્રોજાતિના બળવાએ ભયાનક સ્વરૂપ ધારણ કરી લીધું હતું. એક ઇરાનવાસીએ એની સરદારી સ્વીકારીને પોતાના અનુચરોને હદ બહાર સ્વેચ્છાચાર ચલાવવાની છૂટ આપી, એટલા માટે તમામ લોકોના તરફથી તે ખવિસ (પાપાત્મા) તરીકે ઓળખાયો હતો. નિગ્રો ગુલામો સઘળી જગાએથી આવીને તેની પતાકા અથવા ઝુંડા તળે એકઠા થવાથી તેણે કેલડિયા અને અહવાઝ મુલકને જીતી લીધા અને કેટલાં વરસો સુધી તેને પર્યુદસ્ત કરવાથી સમસ્ત સત્તાને વ્યર્થ કરવાને તે સમર્થ થયો. ઇ. સન ૮૮૨ માં તે મુઆફિક મારફત આક્રાંત થઇને વિનાશ પામ્યો, તેનું આશ્રય સ્થાન ધ્વંસને પ્રાપ્ત થયું અને તે પોતે માર્યો ગયો તથા તેના સોબતીઓ છૂટાછવાયા થઇને ન્હાસી ગયા. ઇ. સન ૮૮૨ માં માત્ર અરબસ્તાન, મેસોપોટેમિયા, બાબિલોનિયા, કાલડિયા (ઇરાકે અરબ), અજમ, આઝર બૈજાન, આર્મિનિયા અને હીંદી મહાસાગરના કિનારાપર આવેલા તમામ મુલકો બગદાદના ખલિફાઓના તાબામાં હોવા છતાં પણ એ એકજ વિશાળ સામ્રાજ્ય હતું. એનુંજ સારૂં શાસન અને સંસ્કરણ કરી શકવાથી પ્રશંસાનું કાર્ય થઇ શકત.

ગ્રીક લોકોએ અભ્યાસી ખલિફાઓના ઉપર આવી પડેલી આફતની સારી તક મેળવીને કેટલીકવાર ઇસ્લામી રાજ્યપર આક્રમણ કર્યાં. પહેલવહેલાં તેઓ તમામ અડચણોને અગ્રાહ્ય કરવાને સમર્થ થયા હતા, પરંતુ છેવટે સિરિયા દેશ અહમદ બિન તુલુનના હાથમાં આવવાથી તેઓ તાસસના તુલુનવંશીય હાકેમોદ્વારા મુશીબતમાં આવી પડીને અનેક યુદ્ધોમાં પરાજિત થયા.

## શિયા સમ્પ્રદાયના છેલ્લા ઇમામ.

ઇસ્લામ મઝહબી આલમના ઇમામ હસન અલ-અસકરી ખલિફા મુત્તમિદના અમલમાં ૨૫૦ હિજરી (ઇ. સન ૮૭૪ )માં જન્નતનશીન થયા. તેમના મરણ પછી તેમના પુત્ર શિયાઓના છેલ્લા ઇમામ અલમાહદિ (ચરિત્રવાન) ઉપાધિધારી મહમદ ઇમામના પદ પર પ્રતિષ્ઠિત થયા. હજરત મહમદ સ. અ. વ. ના વંશના ઇમામોનું વિવરણ ઘણુંજ ગમગીની પેદા

કરનારૂં છે. ઇમામ હસનના પિતા અત્યાચારી–જુલ્મી ખલિફા મુતવક્કિલ દ્વારા મદિનાથી સમર્રામાં દેશાંતરિત થઇને તેમના મરણ કાળ સુધી ત્યાં આગળ કેદ રહ્યા, એવીજ રીતે ઇમામ હસન પણ મુતવક્કિલના વારસ ખલિફાઓના દ્વેષને લીધે બંદિવાન થયા. તેમના પાંચ વરસની ઉમ્મરના બાળક પુત્રે પિતાના શોકમાં ડૂબીને તેની તપાસ કરવા માટે પોતાના અભ્યાસ સ્થળની નજીકની એક મોટી ગુહામાં પ્રવેશ કર્યો. એ ગિરિની ગુહામાંથી બાળક ઇમામ પાછા ફરી આવ્યા નહિ. આવી આકસ્મિક કરુણા ઉપજાવનારી આફતથી ઇમામ હસન અલઅસકરીના અનુયાયીઓ એવી આશા અને પ્રતીક્ષામાં રહ્યા હતા કે બાળક ઇમામ આ દુઃખ અને પાપપૂર્ણ પૃથ્વીના દુઃખ તથા પાપના ભારને હળવો કરવા માટે ફરીવાર પાછા આવશે. જે સમયે ક્રાઇસ્ટની ચૌદમી સદીમાં ઇબ્નિ ખાલદુને પોતાનો પ્રસિદ્ધ ઇતિહાસ લખ્યો હતો, તે સમય સુધી શિયા મતવાળાઓ એ ગુપ્ત ગુહાના દ્વારપર સાંઝ સમય સુધી એકઠા થઇને ખોવાયલા ઇમામ બાળકને મેળવવા માટે પ્રાર્થના કરતા, કેટલાક વખત સુધી રાહ જોયા પછી તેઓ નિરાશા અને દુઃખ લઇને ઘરભણી પાછા ફરતા. ઇબ્ને ખાલદુને લખ્યું છે કે, એ તેમની હમેશની ઘટના હતી. જો કદાચ તેમને કહેવામાં આવતું કે, અત્યાર સુધી ઇમામના જીવતા રહેવાની વાત અસંભવિત છે, તો તેના જવાબમાં તેઓ કહેતા કે, જ્યારે હઝરત ખિજિર અલયહિસ્સલામ (૧) અત્યાર સુધી જીવતા રહ્યા છે ત્યારે તેમના ઇમામ શા માટે જીવતા નહિ રહ્યા હોય? આ ઘટનાના સંબંધમાં ઇબ્ને ખાલદુને એવો અભિપ્રાય પ્રકટ કર્યો છે કે, પયગંબર ખિઝરના અત્યાર સુધી જીવતા રહેવાની વાત અયૌક્તિક છે. બાળક ઇમામ ફરીવાર આવશે એથી તેણે "મુનતઝિર ( આશાન્વિત વ્યક્તિ ) "હુજ્જ" અથવા ( સત્યનું પ્રમાણ ) અને "કાયમ" ( જીવિત ) એવી પદવી પ્રાપ્ત કરી હતી.

મુવાફ્ફિક ૨૭૮ હિજરી ( ઇ. સન ૮૯૧ ) માં પરલોકવાસી થયા અને તેમના મરણ પછી થોડા વખતમાંજ તેમના ભાઇ ખલિફા મુત્તમિદ જન્નતનશીન થયા. ત્યાર પછી ખલિફા મુત્તવક્કિલના પૌત્ર અહમદે મુત્તજિદબિલ્લા[2]

---

૧ ઇસ્લામ ધર્મના અનુયાયીઓમાંનાં કેટલાંક માણસો એવો વિશ્વાસ કરે છે કે ખિજિર અલાયહેઇસ્સલામ નામના એક પયગંબર સમુદ્રમાં નિવાસ કરી રહે છે. અને તેઓ પ્રલયકાળ ( કયામત ) સુધી જીવતા રહેશે. ( અનુવાદક )

૨ જે મનુષ્ય ખુદાની મદદ મેળવવાની આશાથી ફરીવાર પેદા થાય તે.

ઉપાધિ ધારણ કરી દમસ્કસના સિંહાસનપર આરોહણ કર્યું. ( સપ્ટેમ્બર, ઈ. સન ૮૯૨; રજબ ૨૭૯ હિજરી ) તેમની અને પાછળના ખલિફાની રાજ કારકિર્દીમાં અબ્બાસી સામ્રાજ્યનો ફરી નવો અંગચ્છેદ થયો નહતો પણ ઉલટા અનુકૂળ બનાવોના એકત્ર સમાવેશથી અબ્બાસી ખલિફાઓની શક્તિમાં વૃદ્ધિ થઇ હતી; જેના પરિણામે તેઓ કેટલાંક અંગચ્યુત રાજ્યોને પણ પોતાની સલ્તનત સાથે જોડવાને સમર્થ થયા હતા. આ પહેલાં બગદાદના ખલિફાઓની શક્તિ દુર્બળ અને જીર્ણ જેવી થઇ ગઇ હતી, ખલિફા મુત્તજિદ અમુક અંશે એની પૂર્વ શક્તિને પાછી લાવવાને શક્તિમાન થયા હતા, એટલા માટે તેઓ બીજા સફાની આખ્યા પ્રાપ્ત કરી શક્યા હતા. વર્ણવવામાં આવ્યું છે કે, તેઓ સાહસી, દક્ષ, કઠોર અને જ્ઞાની શાસનકર્ત્તા અને આદર્શ વીર પુરૂષ હતા. તે ખલિફા પહેલવહેલાં સફાના જેવા નિર્દય હતા, એથી, રૈયતની અંધાધુંધીવાળી પ્રવૃત્તિને દબાવવાને શક્તિમાન થયા હતા. તેમણે જે ભીતિજનક અને ભયાનક પ્રકૃતિ પ્રદર્શિત કરી હતી, તેના પરિણામે સર્વ પ્રકારના વિષાદવિસંવાદ દબાઇ ગયા હતા.

ખલિફા મુત્તજિદે બાઇઝેનટાઇન લોકોની સાથેના યુદ્ધમાં ફતેહ મેળવીને કેટલાંક શહેરોનો પુનરુદ્ધાર કરી તેના પર પોતાનો અધિકાર કર્યો હતો. તેમણે કુર્દિ લોકોને મેસોપોટેમિયામાંથી નહસાડી મુક્યા હતા અને મોઝેલના અમીર હમદા અને સ્વતંત્રતા મેળવવાની કોશિશ કરીને બળવાનો ઝુંડો ફરકાવવાથી તેમણે તેને દઢતાની સાથે દબાવી દીધો હતો; પરંતુ તેમના રાજકીય અમલમાં ઉલ્લેખ કરવા યોગ્ય બનાવ એ છે કે, મિસર દેશ ખરી રીતે કોઇ પણ જાતના ઝગડા વિના તેમના રાજ્યના તાબામાં આવ્યો હતો. મિસર દેશના કર તરીકે વાર્ષિક દશ લાખ સોનામહોરો આપવાની કબૂલાતથી અહમ્મદ બિન તુલુનના પુત્ર અને ઉત્તરાધિકારી ખુમારવિયેહે પોતાની મરજી મૂજબ એતું પ્રતિનિધિપણું ગ્રહણ કરવા માટે ખલિફાની પાસે પ્રાર્થના કરી. કાતરન્નદા ( શિશિર બિન્દુ ) નામની તેની કન્યા સાથે ખલિફા મુતાજિદની શાદીનું કામ સમ્પન્ન થવાથી એ સ્વેચ્છાકૃત તાબેદારીનું બંધન ઉલટું અધિક મજબૂત થયું હતું.

ખલિફા મુતાજિદનો શાસનકાળ તેજસ્વી અને કઠોર પ્રકૃતિનો હતો, અને તેમનાં કેટલાંક કામો બેશક તમામ રૈયતને માટે હિત કરનારાં હતાં. રાજધાનીમાંના કેટલાક રખડતા દુષ્ટ સ્વભાવના બદમાશ લોકો ધોળે દિવસે

---

૧ સુન્ની મુસલમાનો હઝરત ખિઝર અલયહિસ્સલામને ચિરંજીવ એટલે અમર માને છે. પ્રકાશક.

રસ્તાની આજૂબાજૂમાં છૂપાઇને રસ્તે ચાલનાર માણુસોને વાર્તાઓ સંભળાવતા અને ભીખ માગવાનો ધંધો ચલાવતા, તથા રાત્રિની વેળાયે લૂટફાટ કરતા. એ સઘળા લોકોને તેમણે રાજધાનીમાંથી ન્હસાડી મૂક્યા. એ ઉપરાંત તેમણે વારસા સંબંધી કાયદામાં ફેરફાર કરી સુધારો કર્યો; એટલા માટે તમામ પ્રજાજનોના તેઓ આશીર્વાદ પાત્ર થયા હતા. જો કોઇપણ માણસનું મરણ થતું તો તેથી તેના વંશની સ્ત્રીઓથી ઉપજેલી જાતિઓ અથવા તેની કન્યા અને ભગિનીના સંતાન અને સંતતિઓ પ્રાચીન અરબસ્તાનો રિવાજ મૂજબ તે મરેલા માણુસની મિલ્કતનો કાંઇપણ ભાગ મેળવી શકતી નહિ અને એ રિવાજ પહેલવહેલાં સુન્નત જમાતમાં જોડાયલો હતો; તેને અનુસરીને કોઈ મૃતમનુષ્યની પુરૂષોદ્ભુત જ્ઞાતિ અર્થાત્ પુત્ર, ભત્રીજા અથવા તેના સંતાન, સંતતિઓ ન હોવાથી, તેની મૂકેલી મિલ્કત રાજસરકારમાં ખાલસા થતી. ખલિફા મુતાજિદે આવી રીતે મિલ્કત જમ કરવાના કાર્ય વિભાગને ઉઠાવી લીધો અને એવો નિયમ કર્યો કે, કોઇ મૃત વ્યક્તિની પુરુષોદ્ભુત જ્ઞાતિ ન હોવા છતાં પણ તેની સ્ત્રી—ઉદ્ભુત જ્ઞાતિઓ તેની મિલ્કતની વારસ થશે. અત્યાર સૂધી પ્રાચીન ઇરાનીઓના ઉત્સવનું અનુકરણ કરી ચાંદ વરસનો પહેલવહેલો ઉત્સવ કરવામાં આવતો હતો, ચાંદ વરસના પહેલા દિવસને નવરોઝા બાસા[1] કહેવામાં આવતો. એ દિવસે ખલિફા એક સભા બોલાવીને હાજર થયેલાં માણુસોની આપેલી ભેટો ગ્રહણ કરીને પોતે પણ તરેહ તરેહવારની ભેટો આપતા. તમામ લોકો એક બીજાની સાથે મુલાકાત કરતા અને એક બીજાને ઘેર રંગીન ઇંડાં, [2]સ્વાદિષ્ટ રોટી અને મીઠાઈ મોકલી આપતા અને દારૂખાનું છોડીને તથા એકબીજાના તરફ રંગ અથવા સુગંધી મેળવેલું જળ[3] છાંટતા. ઘણીવાર એવી રીતે જળ છાંટવાનું કામ શરમ ભરેલા બનાવમાં ગણાતું અને દારૂખાનું ફોડવાથી અનેક આફતો ઉભી થતી; એટલા માટે ખલિફાએ એ બન્ને ઉત્સવના રિવાજોને બાદ કર્યા. તેમણે પુસ્તક વેચનારાઓને દર્શનશાસ્ત્ર સંબંધી ગ્રંથો વેચવાની મના

---

૧ ફારસી ભાષામાં એને નવરોઝ કહે છે.

૨ એ ઇંડાં માટી દ્વારા બનાવીને એવી રીતે એમાં સૂર્યનાં કિરણોનો પછડાયો પાડવામાં આવતો કે, એ ઉદ્ભાવન શક્તિના નમુનારૂપ હતું. આ રિવાજના અનુકરણથી શું પાશ્ચાત્ય ઈસ્ટર એગ્ અને ઇસ્ટર ઓફરિંગનો રિવાજ ચાલુ થયો નહોતો?

૩ એ હિન્દુઓની વાસન્તી અને હોલપૂજાની ઉત્સવક્રિયાના જેવો હતો.

કરવાથી એનાવડે અનિશ્ચિત ઉપકાર સાધિત થયો હતો. એ સિવાય તેમણે વરસના પહેલા દિવસનો ઉત્સવ માર્ચ માસથી સિરિયા દેશના હુઝેરાન (જુન) માસમાં મુકરર કર્યો, એ સમયથી એને મુતાજિદના નવા વરસનો દિવસ કહેવામાં આવે છે.[૧]

## કાર્મેથિયન સમ્પ્રદાયનો પ્રાદુર્ભાવ.

(૨૭૮ હિજરી; ઇ. સન ૮૯૧ થી ૮૯૨)

ખલિફા મુતાજિદના શાસન સમયમાં હજરત બીબી ફાતમા રદી. અન્હાના વંશજોએ આફ્રિકામાં રાજ્ય સ્થાપન કર્યું અને તેમના અમલમાં કાર્મેથિયા[૨] સમ્પ્રદાયે પેદા થઇને તેણે આખા અરબસ્તાન, સિરિયા, ઇરાક પ્રદેશને લૂંટયા અને ત્યાંના નિવાસીઓની કત્લ કરીને છેવટે મુસલમાની રાજ્યને ધ્વંસ અને વિપત્તિના મુખમાં લાવી મૂકયું. કાર્મેથિયન લોકો શરૂઆતમાં કુફા નગરીની આસપાસનાં સ્થાનોમાં દેખાયા હતા, છેવટે તેમનો ધર્મમત બદમાશ સૈનિકો અને ઇસ્લામના વિરોધી બળવાખોરોના આશ્રય સ્થળ અલબહરિન મુલ્કમાં વિસ્તાર પામી શકયો. એ સ્થળે તેઓએ દુષ્ટ સ્વભાવના પ્રસિદ્ધ અબુસઇદ અલ જન્નાબિના નેતાપણા નીચે એટલી બધી શક્તિ મેળવી હતી કે, જેથી ૨૭૮ હિજરીમાં તેઓએ કેલેડિયાપર હુમલો કરી ખલિફાના મોકલેલા લશ્કરને શોચનીય રીતે પરાજિત કર્યું. ત્યાર પછી બે વરસે તેમણે સિરિયા દેશ લૂંટી લીધો. ૩૦૧ હિજરીમાં અબુસઇદની હત્યા થયા પછી તેમના પુત્ર તાહિરે કામેથિયન સમ્પ્રદાયના પરિચાલકનો બાર ગ્રહણ કર્યો, તેની સરદારીથી તેઓએ બસરા શહેર પર હુમલો કરીને અગ્નિ તથા તલ્વારની મદદથી એની ચારે બાજૂની તમામ જગાઓને પાયમાલ કરી હતી. વારંવાર રાજકીય લશ્કરને પરાજિત કરવાથી તેઓ તેમનાં બુરાં કામોમાંથી પાછા પડતા નહોતા; છેવટે ૩૧૭ હિજરીમાં (ખલિફા મુક્તાદિરના અમલમાં) પવિત્રહજને દિવસે તેઓ અકસ્માત્ મક્કાનગર ઉપર આવી તૂટી પડયા, અને તીર્થયાત્રીઓનાં તેમણે ખૂન કર્યાં,

---

૧ એને અલ-નવરોઝ-અલ-મુતાજિદિ કહેતા. એ નવરોઝનો વખત બદલાવવાનું કારણ શું છે, એ આ ગ્રંથના છેવટના ભાગમાં આપવામાં આવ્યું છે.

૨ કરમતના અનુયાયીઓ કાર્મેથિયા કહેવાતા. એ વિષયમાં સ્પીરીટ ઓફ ઇસ્લામના ૪૯૫ માં પૃષ્ટપર જુઓ.

કારાગૃહને અપવિત્ર કર્યું અને એના કાળાપત્થર[2]ને તેઓ પોતાની સાથે લઇ ગયા. આ વખતે તેમના પાપનો ઘડો પૂરો ભરાઇ રહેવા આવ્યો હતો. ઉપર જણાવેલા બનાવથી ચારે બાજૂના મુસલમાન લોકોએ માનવશત્રુઓનો ધ્વંસ કરવા માટે એકતામાં આબદ્ધ થયા અને પંદર વરસ સૂધી જાલિમ અને લોકોના ક્ષય કરનારાં યુદ્ધો કર્યાં પછી એ પાપી સમ્પ્રદાયનાં મૂળને ઉખેડી નાખ્યાં; પરંતુ એ સમ્પ્રદાયનાં દુષ્કાર્યનાં પરિણામમાંથી મુસલમાની સલ્તનત રક્ષા મેળવી શકી નહોતી; અરબ, સિરિયા અને કેલડિયાનો ઘણો ખરો ભાગ જનમાનવશૂન્ય મેદાનના રૂપમાં બદલાઇ ગયો. જે સમયે બગદાદના ખલિફાઓએ તેમની પહેલાંની શક્તિનો પુનરુદ્ધાર કર્યો હતો, તેજ સમયે આ ઘટનાદ્વારા એની ઉન્નત્તિનાં દ્વાર બંધ થઈ ગયાં હતાં અને ઇસ્લામ રાજ્યના ચિરશત્રુ રોમન લોકો આવી સારી તક મેળવીને નિર્વિઘ્ને તેને લૂંટી શકતા હતા.

૨૮૯ હિજરીમાં ખલિફા મુતાજિદ જન્નતનશીન થવાથી તેમના પુત્ર અબુમહમ્મદ અલીએ મુક્તફિબિલ્લાહની[3] પદવી ધારણ કરી બગદાદના પાયતખ્તપર આરોહણ કર્યું. ( ૨૨ મી રબિઉસ્સાનિ ૨૮૯ હિજરી; ૫ મી એપ્રિલ, ઈ. સન ૯૦૨ ) ખલિફા મુક્તફિ જ્ઞાની, ન્યાયવાન અને સદાશય પુરુષ હતા. તેમના પિતાના મરણ વખતે તેઓ રાક્કામાં હતા અને તેમના સારા અને શાણા વઝીર કાસિમ બિન્ અબદુલ્લાએ સહુની પાસેથી તેમને માટે તાબેદારીના સોગંદ લેવડાવ્યા હતા. ખલિફા મુક્તફિ તમામ રૈયતના આનંદ અને ધામધુમની સાથે ટાઇગ્રિસ નદીમાંથી નૌકા દ્વારા આરોહણ કરીને બગદાદ નગરીના કિનારાપર આવી પહોંચ્યા. તેમણે ત્યાં આગળ આવતાંની સાથેજ તેમના પિતાના તે વખતના સાધારણ ભોંય તળીયે આવેલા કેદખા-

---

૨ એ પત્થરના ટુકડાનું બીજું નામ હજરલ—અસવદ હતું. પહેલાંના જમાનામાં એ એટલો બધો ઉજ્જવલ હતો કે, એનીજ અપૂર્વ જ્યોતિથી કાબાની ચારે દિશાઓ પ્રકાશિત થતી; પરંતુ ધીમે ધીમે આવેલા તરેહ તરેહના પાપીઓની સ્પર્શવાળી અપવિત્રતાથી તે મલિન શાહીના જેવો રંગ ધારણ કરી રહયો છે; એટલા માટે એનું બીજું નામ કાળો પત્થર છે. એ કાબા મંદિરની દક્ષિણ અને પૂર્વ દિશામાં આવેલી બન્ને દીવાલોના સંમિશ્રન ખૂણામાં આવેલો છે. અંહીથી પ્રથમ પ્રદક્ષિણા શરૂ થાય છે અને પ્રત્યેક પ્રદક્ષિણા પૂરી થયા પછી જાત્રાળુઓ એ પત્થરને પવિત્ર જાણીને ચુમે છે. એની ઉંચાઈનું પ્રમાણ ૨ાા ગજ છે. હજી સૂધી એની લંબાઈ લગભગ એક ફૂટના પ્રમાણમાં રહી છે. ( અનુવાદક. )

૨ ખુદાદ્વારા દબાયલો.

નાનો ધ્વંસ કરીને તેને ઉપાસનાગૃહ અથવા મસ્જિદના રૂપમાં બદલી નાંખ્યું. ખલિફા મુતાઝિદનો મહેલ બંધાવવા માટે બીજા લોકોની જે સઘળી જમીન અને બગીચાઓ વાપરવામાં આવ્યાં હતાં, તે સર્વ તેમણે તેમને પાછાં સોંપ્યા. જે સઘળો પ્રજાવર્ગ તેમના પિતાના ભયથી ડરી ગયો હતો, તેના સ્નેહને તેઓ આ કાર્યદ્વારા પાછો પ્રાપ્ત કરવાને સમર્થ થયા હતા.

કાર્મેથિયન સમ્પ્રદાયના બળવાથી ફક્ત ઇરાક, હિજાજ અને દક્ષિણ સિરિયા મુસલમાની સલ્તનત તાબેદારી તળે ગણાતાં હોવા છતાં પણ ખલિફા મુક્તફિ મિસર દેશને પોતાની હકુમતતળે લાવવામાં અને રોમન લોકોને પોતાના રાજ્યમાંથી ન્હસાડીને તેમને ઘટતી સજા કરવામાં સમર્થ થયા હતા. તેઓએ અન્તાલિઆ[1] નામના રોમન લોકોના એક સર્વથી શ્રેષ્ઠ નગરને જીતી લીધું અને થેસાલોનિકાને લૂંટી લીધું.

દુર્ભાગ્ય યોગે ખલિફા મુકતફિ પાંચ વરસ રાજ્ય ભોગવ્યા પછી જન્નત નશીન થવાથી, તેર વરસની ઉમ્મરના તેમના ભાઇ જાફર મુકતદિર બિલ્લાહ[2] ઉપાધિ ધારણ કરીને પાયતખ્ત પર બિરાજ્યા. તેમણે લગભગ ૨૫ વરસ સુધી રાજ્ય ભોગવ્યું હતું. તેમના રાજકીય અમલની શરૂઆતમાં તેમના વઝીરની[3] ધાર્મિકતા તથા દક્ષતાના ગુણથી બરાબર બંદોબસ્તની સાથે રાજ્યનું શાસન ચાલ્યું હતું. ફાટેમાઇડ ખલિફા અબ્દુલ્લા અલમહદિએ આખા ઉત્તર આફ્રિકાને જીતી લઇને ઇફ્રિકિયાના છેલ્લા અઘલાબ વંશના હાકેમ ઝિયાદતુલ્લા અઘલાબને ન્હસાડી મૂક્યો. તે પહેલાં મિસરમાં અને ત્યાર પછી ઇરાકમાં ન્હાસી ગયો.

ડિલેમિટ્સ લોકો પુરાતન મિડિયાના સહુથી ઉત્તર ભાગમાં વસતા હતા. આ વખતે તેઓ હઝરત અલી રદીના વંશના હસન (તેઓ અલ-ઉત્રુશ-બધિરના નામથી પણ ઓળખાતા) નામના એક મહાત્મા દ્વારા ઇસ્લામ ધર્મમાં દીક્ષિત થયા. તેણે સામાનવંશીઓની પાસેથી તબ્રિસ્તાન અને ગિલાન મુલ્કો જીતી લીધા હતા. ૩૦૫ હિજરીમાં બાઇજનટાઇનના બાદશાહ પાસેથી એક દૂત (કાસદ) બગદાદના રાજદરબારમાં આવવાથી તે ઘણી ધામધુમ સાથે સત્કાર પામ્યો. ત્યાર પછી બીજે વરસે મોટી મુકતદિરયેહ દાનવ્ય ચિકિત્સાલય સ્થાપિત થયું અને એને ચલાવવા માટે વાર્ષિક સાત હજાર દિનાર મંજૂર કરવામાં આવ્યા.

---

૧ એ અડાલિયા નામના ઉપસાગરના કિનારા પર આવેલ છે.

૨ "મુકતદિર બિલ્લાહ"નો અર્થ ઈશ્વર નામે શક્તિમાન એવો થાય છે.

૩ ઇબને ફુરાત અને બીજા કેટલાક વઝીરો તેમની પેઠે સદ્ગુણશાળી હતા.

ખલિફા મુકતદિરના અમલના છેવટના ભાગમાં ખરી રીતે તેમની માતાના હાથમાં રાજ્યના શાસનનો ભાર હતો. તે વિશુદ્ધ ચરિત્રવાળી અને કાર્યદક્ષ મહિલા હતી. તેણે પોતાના રાજ્યની આજ્ઞાઓ અને નિયમોનો ફેલાવો કર્યો હતો અને દર શુક્રવારે કાજી તથા આબરૂદાર માણસોદ્વારા વિંટળાઇને તે નિવેદન તથા ફરીયાદ વગેરે સાંભળતી. ખલિફા મુકતદિરના શાસનકાળમાં હઝરત ઇમામ હંબલ રહેના મતાનુયાયીઓએ ઘણી સારી નામના મેળવી હતી. તેમની જંગલીપણાવાળી ધર્મની ઉન્મત્તતાથી બગદાદ શહેરમાં તેઓ ઘણે ભાગે હમેશાં અશાંતિ ઉત્પન્ન કર્યા કરતા.[1] તેઓ રાજ શક્તિની દુર્બળતાથી બરાબર ઉત્સાહિત થઇને જન સાધારણના કાર્યવિધિના દોષ દેખાડનારા સમાલોચક તરીકે પોતાનો પરિચય કરાવતા હતા. તેઓ અવરોધ પ્રથા (બુરખાના રિવાજ) ના સખ્ત વિરોધી હતા અને અંદર મહેલમાં વસતા કબીલાઓની મુલાકાત વખતે તેમની અભિરુચિની વિરુદ્ધ જે કાંઇ જોવામાં આવતું તે સર્વનો તેઓ ધ્વંસ કરતા અને બળાત્કારે પોતાની સાથે લઇ જતા. દર્શન અને વિજ્ઞાન વિષયનાં પુસ્તકો તરફ તેમને સખ્ત નફરત હતી. તેઓ પુસ્તક વેચનારાઓની દૂકાનપર હુમલો કરી જાહિર રીતે એવા ગ્રંથોને બાળીને ભસ્મીભૂત કરી નાખતા.

૩૨૦ હિજરીમાં ખલિફા મુકતદિર તેમના એક બંડખોર પારિષદ અથવા સોબતીની મારફત માર્યા જવાથી ( ૩૧ મી ઑકટોમ્બર, ઈ. સન, ૯૩૨ ) ખલિફા મુતાજિદના અબુમન્સુર મહમ્મદ નામના બીજા એક પુત્ર અલકાહિર બિલ્લાહ[2]ની પદવીથી વિભૂષિત થઇને સિંહાસનપર અધિષ્ઠિત થયા ( ૬ ઠ્ઠી જમાદિઉલ અવ્વલ ૩૨૨ હિજરી, ઇ. સન, ૭૩૪ ) તેઓ નિષ્ઠુર અને ચરિત્રહીન પુરુષ હતા અને જે સઘળાં માણસોએ તેમને સિંહાસન સોંપ્યું હતું, તેમણેજ છેવટે તેમને સિંહાસનભ્રષ્ટ અને અંધ કર્યા હતા. તેમના શાસનકાળમાં મિસર દેશે ત્યાંના મશહુર હાકેમ ઇકસિદે તુર્કીના[3] તાબાતળે ફરીવાર સ્વાધીનતા મેળવી હતી.

---

૧ હજરત ઇમામ હંબલ રહેના મતાનુયાયીઓની બદમાશી એટલી બધી વધી પડી હતી કે, ઇતિહાસકાર તબ્રીએ તેના મોટા ઇતિહાસમાં હજરત અહમદ બિન હંબલની પ્રશંસા કરી નહોતી, એથી તેમણે તેમના શબને કબ્રમાં દફનાવતી વેળાયે મોટી ઇજા કરી હતી; એટલા માટે તબ્રીના મિત્રોએ છૂપી રીતે તેના શબને દફનાવ્યું હતું.

૨ અલ-કાહિર-બિલ્લાહનો અર્થ ખુદા મારફત જીતેલો નેતા, એવો થાય છે.

૩ એઓ ઇકશિદ વંશના સ્થાપનારા હતા.

ત્યાર પછી તુર્કી અમલદારોએ ખલિફા મુકતદિરના અબ્દુલ અબ્બાસ મહમ્મદ નામના એક પુત્રને સિંહાસન સોંપીને તેમને અલરાઝિબિલ્લાહનો[1] ખિતાબ આપ્યો. તેમના રાજત્વની સાથે સાથે બગદાદમાંના ખલિફાઓની રાજશક્તિનાં છેવટનાં સન્માન સૂચવનારાં ચિન્હો પણ અદ્રશ્ય થયાં. તેમના પાયતખ્તપર બેઠા પછી થોડા વખતમાંજ વાસિત અને બસરાની હકુમત ચલાવનાર–હાકેમ મહમ્મદ બિન રૈકે રાજ્યની સમસ્ત સત્તા હસ્તક કરવાથી શક્તિશૂન્ય ખલિફા રાઝિએ તેમને અમીર–ઉલ્–ઉમરાનો[2] ખિતાબ આપ્યો. એ સન્માન સૂચક ખિતાબ ફક્ત તેમને માટેજ ખાસ કરીને બનાવવામાં આવ્યો હતો. બગદાદ અને તેના તાબાના વિભાગ સિવાય બીજે ક્યાંય પણ એ શક્તિહીન ખલિફાનો અધિકાર નહોતો; દરેક મુલ્કના હાકેમોએ સ્વાધીનતા જાહિર કરી દીધી હતી. અત્યાર સુધી સ્પેનના ઉમૈય્યા વંશના રાજાઓ મઝહબી ભયને વશીભૂત થઇને ખલિફા તથા અમીર ઉલ–મોમિનિન (વિશ્વાસુઓના નેતા) નો ખિતાબ ગ્રહણ કર્યો નહોતો; પરંતુ એ વખતે અબ્બાસી ખલિફાઓની અવનતિ અને શક્તિહીનતા જોઇને સ્પેનના ત્રીજા અબદુરરહેમાન પોતાને ઇસ્લામી આલમના ખલિફા તરીકે ઓળખાવવાને લાચાર થયા.

મહમ્મદ બિન રૈકના તુર્કી સેનાપતિ બાજકામે તેને પદભ્રષ્ટ કરવાથી તેને અમારૂલ ઉમરાનો ખિતાબ અને રાજસત્તા પ્રાપ્ત થઇ.

૩૨૫ હિજરીમાં ખલિફા રાઝિનું મરણ થવાથી ખલિફા મુકતદિરના અબુ ઇસાક નામવાળા અન્ય એક પુત્ર અલ–મુક્તફી–બીલ્લાહ[3]નો ખિતાબ ધારણ કરીને રાજસિંહાસનપર બેઠા (૩૨૯ હિજરી; ઇ. સન ૯૮૦) તે બાજકામના સેક્રેટરીના હાથથી પૂતળીની પેઠે પરિચાલિત થયા. ઘણાં થોડા વખતમાંજ બાજકામની હત્યાનું કામ ખતમ થવાથી બીજો એક તુર્કી તેની જગાએ અભિષિક્ત થયો. પરંતુ ઇબ્ને રૈકે તેને પરાજિત કરીને ફરીવાર અમીર–ઉલ–ઉમરાનો ખિતાબ ધારણ કર્યો. ફરીવાર બીજા એક તુર્કી સેનાની દ્વારા આક્રાંત થઇને ઇબ્ને રૈક મોસુલ ન્હાસી જતી વેળાએ તેમની સાથે અકર્મણ્ય ખલિફાને સાથે લઈ ગયો. મોસુલ અને ટિક્રિટના આભિજાત સ્થાનીય

---

૧ અર–રાઝિબિલ્લાહનો અર્થ ખુદાના કાર્યથી સંતુષ્ટ એવો થાય છે.

૨ અમીર–ઉલ–ઉમરાનો અર્થ અમીરનો અમીર થાય છે. ખરી રીતે અમીર–ઉલ–ઉમરા રાજમહેલના અધ્યક્ષના કાર્યમાં અને ખલિફાતના નામપર સંપૂર્ણ રાજ્યશક્તિ ચલાવતા હતા.

૩ અલ મુકતાફીબિલ્લાહનો અર્થ, ઇશ્વરનો મનોતીત સાચુ પુરુષ થાય છે.

અમીર હમદાનના પૌત્રો એ સ્થળે ગ્રીક લોકોને મુશીબતમાં નાખી તેમની લૂટફાટને માટે તેમને પોતાની સત્તાનુસાર સજા કરતા હતા. ત્યાર પછી ઇબ્ને રૈક મા ર્યો જવાથી હમદાનકબીલાના હસન અને અલી નામના બન્ને કુમારો અનુક્રમવાર નસિર–ઉદ્–દૌલ્લા અને સઇફ–ઉદ્–દૌલ્લાનો ઇલ્કાબ ધારણ કરી ખલિફાના રક્ષક થયા. તેઓએ ખલિફા મુત્તકીને સાથે લઇને ધામધુમની સાથે બગદાદમાં પ્રવેશ કરી ફરીવાર તેને સિંહાસનપર સ્થાપિત કર્યા. ત્યાર પછી તુઝુન નામના એક તુર્કી સેનાનીના ઉપજાવેલા બંડથી તેઓ બન્ને બગદાદ છોડવાને લાચાર થયા. ખલિફા મુત્તકી હવે તુઝુનના હાથમાં આવી પડયા. તેમણે એક વાર રાક્કા કભણી પલાયન કર્યું, પરંતુ વિશ્વાસઘાત–દગાબાજ પ્રતિજ્ઞાથી પ્રલુબ્ધ થઇને બગદાદમાં પાછા આવવાથી ત્યાં આગળ તેમને સિંહાસનભ્રષ્ટ અને અંધ કરવામાં આવ્યા. તેમના રાજત્વ કામમાં ગ્રીક લોકોએ ઇદિસા ( રોહા ) સુધી હુમલા કરીને ચારે બાજૂમાં વસ્તા મુસલમાનોની હત્યા કરી. મહાત્મા ઇસુ ખ્રિસ્તનો રૂમાલ ગ્રીક લોકોના હાથમાં સોંપવાથી એ નગરીનો ધ્વંસ થતો બચી ગયો. એ રૂમાલ એ શહેરના દેવળમાં રાખવામાં આવ્યો હતો. તુઝુને ત્યાર પછી અબુલ-કાસિમ અબ્દુલ્લા નામના ખલિફા મુત્તકીના એક કાકાના દીકરાને અલમુસ્તકફિ બિલ્લાહ[1]નો ઇલ્કાબ આપી પાયતખ્તપર બેસાડયા. ( સફર ૩૩૩ હિજરી; અક-ટોબર ઇ. સન ૯૪૩) મુસતકફિના પાયતખ્તપર બેઠા પછી ઘણીજ ટુંકી મુદતમાં તુઝુન મરણવશ થવાથી, તેનો સેક્રેટરી જાબર–બિન–શિરઝાદ અમીર–ઉલ–ઉમરાના ખિતાબથી તેની જગાએ અભિષિક્ત થયો. આ તરફ ડિલિમિ કુમારોએ ઇરાકપર હુમલા કરવાની શરૂઆત કરવાથી તેમની મહેરબાની અને મદદ મેળવવા માટે ખલિફા મુસતકફિએ પ્રધાનને, તેમના ભાઇ અલીને. ઇમાદુદ્દૌલા અને હસનને રુનુદ્દૌલાના ઇલ્કાબ આપ્યા. મુઇઝુદ્દૌલ્લાએ તરતજ પોતાને બગદાદ અને ઇસ્લામ મઝહબી આલમના કર્ત્તા તરીકે જાહિર કરીને સુલ્તાનનો ખિતાબ ધારણ કર્યો અને તેના નામને ખલિફાના નામની સાથે રાજકીય મુદ્રાઓપર કોતરવામાં આવ્યું તથા શુક્રવારની અઠવાડિક બંદગીની વેળાયે મસ્જિદમાં તેમનું નામ સાથે પઢવામાં આવતું. ફ્રાન્સિસ મેરોવિનજિયન રાજાઓના શાસનકાળમાં ચાર્લસ મારટિલની જેવી પદમર્યાદા હતી, તેની ( મુઇઝુદ્દૌલાની ) પણ એવીજ મર્યાદા હતી. કારણ કે, તેજ ખરી રાજશક્તિ ચલાવતો અને ખલિફા તેના તાબામાં રહીને સાધારણ ખજાનામાંથી તેને રોજના ૫૦૦૦ પાંચ હજાર દીનાર વેતન આપતો. મુઇઝુદ્દૌલા જો કે શિલ્પ અને સાહિત્યનો

---

૧ મુસતાકફિ બિલ્લાહનો અર્થ, જે વ્યક્તિ ઇશ્વરના કાર્યથી સંતુષ્ઠ છે તે, એવો થાય છે.

ઉત્સાહદાતા હતા, પરંતુ તેમનો સ્વભાવ નિષ્ઠુર હતો. તેઓ શિયા ધર્મના અનુયાયી હતા અને તેમણેજ કરબલાના પહેલા જબરદસ્ત જંગની કહેરની યાદગીરી માટે ખેદ જાહિર કરવા માટે દરેક વરસની મોહરમ માસની ૧૦ મી તારીખને ઉત્સવ દિવસ તરીકે પ્રતિષ્ઠિત કર્યો. ( ૩૪૧ હિજરી; ઈ. સન ૯૫૨ ) એક લોકો મુસલમાની સલ્તનતની દરેક જગાએ તેમની તલવાર ચલાવતા અને એકતા તથા શકિત વગરના ખલિફાઓ તેમના આક્રમણ અને લૂંટફાટને અટકાવવાને અસમર્થ થયા હતા.

ખલિફા મુસ્તકફિ મુઇઝુદ્દૌલાની વિરુદ્ધમાં કારસ્થાન કરી રહ્યા છે, એવી ધારણાને વશ થઇને તેણે ખલિફાને સિંહાસનભ્રષ્ટ અને આંધળા કર્યા. ( જાન્યુઆરી, ઇ. સન ૯૪૬ ) અને અબુલકાસિમ અલફજલ નામના ખલિફા મુક્તદિરના બીજા એક પુત્રને અલમુતિ–બિલ્લાહ[1]ની ઉપાધિથી વિભૂષિત કરીને સિંહાસન સોંપ્યું. ( ૩૩૪ હિજરી; ઇ. સન ૯૪૬ ) બુઇદ વંશવાળાઓ તેમની પદવીના હરિફ વગરના થઇને લગભગ એકસો વરસ સૂધી તેમની સત્તા ચલાવવાને સમર્થ થયા. ખલિફાનું તુર્કી લશ્કર ધ્વંસ પ્રાપ્ત થયું હતું અને હમદાન વંશવાળાઓ મોસુલમાં વિતાડિત થયા હતા અને આખો મેસોપોટેમિયા, ઇરાકેઅરબ અને પશ્ચિમ ઇરાન બુઇદ લોકોના તાબામાં આવ્યું હતું. તેમાંના કેટલાંક માણસો ખરેખર જાલિમ હતાં, પરંતુ તેમ હોવા છતાં પણ તેમની હકુમતના અમલમાં દેશની સમૃદ્ધિની વૃદ્ધિ થઈ હતી તથા સાહિત્ય અને વિજ્ઞાનનો ઉત્કર્ષ પણ સાધિત થયો હતો.

મુઇઝુદ્દૌલાએ ૩૫૬ હિજરીમાં આ ફાની દુનિયાનો પરિત્યાગ કરવાથી તેમના પુત્ર બખ્તિયારે અમીર–ઉલ–ઉમરાના પદપર અધિષ્ઠિત થઇને ઇઝ્ઝુદ્દૌલાનો ઇલકાબ ગ્રહણ કર્યો. ત્યાર પછી સાત વરસે ખલિફા મુત્તિ પક્ષઘાતના રોગથી બીમાર થવાથી, બુઇદકુમાર બખ્તિયારની ભલામણ મૂજબ તેણે તેના પુત્ર અબુબકર અબ્દુલકરીમને ખલિફાની ગાદી સોંપી અને તેઓ અતતાઇ બિલ્લાહ[2]ના ઇલ્કાબથી વિભૂષિત થઇ પાયતખ્તપર બિરાજ્યા. ( ૧૩ મી જિલકદ ૩૬૩ હિજરી ૫ મી ઓગસ્ટ ઈ. સન, ૯૭૪ ) હમદાન અને બુઇદ કુમારોના રાજકીય અમલમાં તેમની પૃષ્ટપોષકતાથી દેશના ઐશ્વર્ય, શિલ્પ અને સાહિત્યની કેવી રીતે ઉન્નતિ સાધિત થઇ હતી, તે

---

૧ અલમુત્તિ બિલ્લાહનો અર્થ, ઇશ્વરાધીન થાય છે.

૨ ઈશ્વરને આધીન.

તેમના વખતમાં ઉપજેલા પ્રખ્યાત પંડિતોના ઉલ્લેખ પરથી સહજમાં જ સમજી શકાશે. ઇતિહાસકાર મસુદિ, દાર્શનિક અબુનસર ફારાબિ, કવિમુતનબ્બિ, કિતાબુલ અગનિના રચનાર અબુલફરાજ, પંડિત અબુલ કાસિમ અતતનકી, અલંકારશાસ્ત્ર વિદ્ અદદિનાવારિ–એ ઉપરાંત બીજા પણ અનેક વૈજ્ઞાનિકો, કવિઓ અને વ્યવસ્થાશાસ્ત્ર જાણનારાઓ ખલિફા મુત્તિઊલ્લાહના અમલમાં ઉત્પન્ન થયા હતા.

ખલિફા તઇ બિલ્લાહના સિંહાસનપર બેસતી વેળાયે અલમુઇઝલિદિન ઇલ્લાહ નામના આફ્રિકાના ફાતેમાઇડ ખલિફાએ સિરિયા અને હિજાજ પ્રદેશને કબજે કર્યો. ( ૩૬૩ હિજરી; ઇ. સન ૯૭૪ ) અને એ વખતે તેમનાજ નામે તે બન્ને પવિત્ર શહેરે ખુતબો પઢતાં હતાં.

થોડા દિવસ પછીજ ઇઝઝુદૌલાના કાકા અઝદુદૌલાએ તેને પદભ્રષ્ટ કરવાથી શક્તિહીન ખલિફા તેને તે પદપર નીમવાને, અરે એટલુંજ નહિ પરંતુ તેને તાજ–ઉલ–મિલ્લત ( વિશ્વાસના મુકુટ )નો ખિતાબ આપી રાજકીય સન્માનથી[1] વિભૂષિત કરવાને લાચાર થયા. અઝઝુદૌલા ૩૭૨ હિજરીમાં મરણ વશ થવાથી તેના પુત્ર શમશુદૌલા[2] એ તેમની પદવી પર અધિષ્ઠિત થઇને શમશુલ મિલ્લત ( વિશ્વાસના સૂર્ય ) નો ખિતાબ ગ્રહણ કર્યો. ત્યાર પછી શમશુદૌલાના ભાઇ શરફુદૌલાએ તેમને પદભ્રષ્ટ કરીને ચાર વરસ સૂધી તે પદવીપર કાર્ય કર્યું.[3] અને તે ૩૭૬ હિજરીમાં જન્નતનશીન થવાથી તેમના પુત્ર અબુનસરે તેમના પદપર પ્રતિષ્ઠિત થઇને બહાઉદૌલા અને ઝિઆઉલમિલ્લત ( રાજ્યનું ગૌરવ અને વિશ્વાસની જ્યોતિ )નો ખિતાબ ગ્રહણ કર્યો.

અઝદુદૌલા અને શરદુદૌલા ( ૯૪૫ થી ૯૪૬ ઇ. સન ) બન્નેએ વિદ્યાની ચર્ચામાં ઉત્સાહ આપીને બગદાદ શહેરના વિદ્યાલયને નવજીવન આપ્યું. ખલિફાઓના ઉપરાસાપરી પદભ્રષ્ટ થવાના અને બળવા જાગવાના વખતે એ વિદ્યાલય શોચનીય હાલતમાં આવી પડયું હતું. તેમણે જે સઘળી પંડિત મંડળીની પૃષ્ટ પોષકતા કરી હતી, તેઓમાં વૈજ્ઞાનિક ઇબ્ને અસ્સલામ, અ-

---

૧ તેમનું સન્માન સાચવવા માટે ખલિફાએ પોતાના રાજમહેલની સ્હામેના દરવાજાપર સવાર, સાંઝ અને રાત્રે વિજયના શબ્દ કરવાની આજ્ઞા આપી હતી.

૨ શામશામદ્દૌલાનો અર્થ:–"સલ્તનતની તલવાર" થાય છે.

૩ શરફુદ્દૌલાએ પોતાને માટે શહેનશાહ ( રાજાના રાજા ) નો ઈલ્કાબ આપવાને ખલિફાને સમ્મત કર્યા હતા.

અબ્દુર્રહમાન સુફી, જ્યોતિર્વિદ અને ભૂમિતિ શાસ્ત્રવેત્તા અબુલવફાનાં નામો ઉલ્લેખ કરવા યોગ્ય છે. કવિ અને પંડિત મંડળીને મદદ કરવા ઉપરાંત તમામ રૈયતના ભલા માટે કેટલાંક કામો પણ કર્યાં હતાં. તેમણે બેનડિમિર[1] નદીની ખાઇને ઊંડી ખોદાવીને તથા એની અંદરથી શિરાઝ શહેર સુધી વહાણોની આવજાવની સગવડ કરવા માટે પ્રતિભાશાલી એન્જિનિયરોને નીમ્યા હતા. પહેલાં વરસાદની મોસમમાં પાણીની રેલો વહેવાથી શિરાઝ શહેરની ચારે બાજૂમાં આવેલી તમામ જગાઓને ઘણું નુકશાન અને અહિત થતું હતું, પરંતુ આ ખાઇ અથવા નહેર ખોદાવ્યા પછી વરસાદના પાણીની રેલો બીજું કાંઇપણ નુકશાન કરી શકતી નહોતી. તેમના ફરમાનથી બગદાદમાં એક મોટી હસ્પિતાલ અને અનેક મદ્રેસાઓ બંધાયા હતા.

ખલિફા તાઇઅબહાઉદ્દૌલા દ્વારા સિંહાસન ભ્રષ્ટ થવાથી તેઓ તેમના ભાઇ અબુલઅબ્બાસ મહમ્મદને રાજમુકુટ સોંપવાને લાચાર થયા અને તેમને અલકાદિરબિલ્લાહ[2] નો ખિતાબ આપી ખલિફાની ગાદીપર બેસાડવામાં આવ્યા. (૧૯ મી શાબાન, ૩૮૧ હિજરી; ૧ લી નવેંબર, ઈ. સન ૯૯૧) આ પછી તાઇ તેમના ભાઇના રાજમહેલમાં વસતા હતા, અને ત્યાં તેઓ તેમને ( તાઇને ) સન્માન અને શ્રદ્ધા પ્રદર્શિત કરતા, એ જમાનામાં એવી જાતનો ભ્રાતૃસ્નેહ બિલકુલ દુર્લભજ ગણાતો હતો. તાઇ ૩૯૨ હિજરી ( ઇ. સન ૧૦૦૨ ) માં જન્નતવાસી થયા. કહેવાય છે કે, કાદિરબિલ્લાહ ધાર્મિક અને સાધુ પુરુષ હતા. તેઓ રાત્રિનો ઘણોખરો ભાગ બંદગીમાંજ ગુજારતા અને પોતાની આવકનો મોટો ભાગ ધર્માદા કરતા, પરંતુ એટલું તો ના કબૂલ કરી શકાય તેમ નથી કે, તેઓ સહાનુભૂતિ દર્શાવવામાં સાંકડા મનના અને કુટિલ હતા અને આ સમયોપયોગી બનાવના પ્રવાહને તાબે થઇ તેમને તમામ જાતની ઉન્નત્તિની પ્રતિક્રિયા સૂચવનારા ઉપાયોનું અવલંબન કરવાની ફરજ પડી હતી. એ સમયે ફાતેમાઇડ લોકોએ સર્વત્ર પોતાની સત્તા જમાવી દીધી હતી. ફાતેમાઇડ ખલિફા અલમુઇઝના વારસ અઝિઝ એમેસા, હામાહ અને અલેપ્પો જીતીને આખા મેસોપોટેમિયા મુલ્કને પોતાને કબ્જે કર્યો હતો, પોતાના રાજ્યમાં જોડી દીધો હતો. મુતાઝાલા મઝહબના અનુયાયીઓ પણ આ વખતે ખાસ કરીને તેમના ટોળાંને પુષ્ટિ આપતા હતા. ખલિફા

---

૧ આ નદી શિરાજ શહેરની નજીકમાં આવેલી છે.

૨ અલકાદિર બિલ્લાહનો અર્થ;—" ખુદાના નામે શક્તિશાળી. " એવો થાય છે.

કાદિર પોતે વ્યવસ્થા શાસ્ત્રના જાણનારા હતા, અને રાજશક્તિ દુર્બળ થવાથી તેમણે હમણાં અબ્બાસી ખલિફાઓના ધર્માચાર્ય ( ઇમામ )નું પદ મજબૂત કરવા તરફ બરાબર ધ્યાન આપ્યું હતું. પંડિત મંડળીની સભા બોલાવીને તેમણે સભાપતિનું કામ કર્યું હતું, અને હાજર થયેલા ધર્મના યાજકોએ એકી સાથે ફાતેમાઇડ ખલિફાઓને શાપ આપી તેમની ઘણીજ નિંદા કરી હતી; હેતુવાદ ધર્મ તરફ નફરત દેખાડી હલકો ધર્મમત ફેલાવવા માટે સઘળાએ પ્રતિજ્ઞા કરી. ખલિફાએ પોતે મુતાજાલા મજહબની વિરુદ્ધમાં પુસ્તકો ફેલાવ્યાં અને હેતુવાદ ધર્મના અનુયાયીઓનો પ્રચલિત ધર્મના વિરુદ્ધવાદી તરીકે ઉલ્લેખ કર્યો. એ સમસ્ત કાર્યદ્વારા સામ્પ્રદાયિક વિદ્વેષ ફેલાયો હતો અને ચાલૂ ધર્મ વ્યવસ્થાઓને સખ્ત નિયમને આધીન કરવાથી ભવિષ્યકાળમાં સુધારવાનું કાર્ય દુઃસાધ્ય કાર્યરૂપ ભાસવા માંડયું હતું.

## ગિઝનવી રાજવંશ.

( ઇ. સન. ૧૦૦૦ )

જે સામાનાઇદ રાજાઓએ અત્યાર સુધી ગૌરવ સાથે ટ્રાન્સસેક્ષિયાના ખુરાસાનપર હકુમત ચલાવી હતી, તેમનું આ સમયે પતન થવાથી ગિઝનવી રાજવંશે તેના સ્થાનનો અધિકાર કર્યો. સામાનાઇદ લોકોએ ઈ. સન ૮૭૪ થી ૯૯૯ સુધી રાજ્ય ભોગવ્યું હતું. અલપ્તગિન નામનો એક મેમુલક (૧) તુર્કી પોતાની પ્રતિભાના બળે તેના માલિકના અસંતોષપાત્ર થવાથી તેણે બુખારામાંથી ન્હાસીને અફગાનિસ્તાનના પહાડી પ્રદેશમાં રાજ્ય સ્થાપન કર્યું. ગિઝની નગરી તેની રાજધાની તરીકે મુકરર થઇ. એ સ્થળે તે સોળ વરસ રાજ્ય ભોગવીને, તેને પરાસ્ત કરવાની સહુથી મુખ્ય કોશિશને નાબુદ કરવાને સમર્થ થયો હતો. ઇ. સ. ૯૯૫ માં તે મરણ વશ થવાથી તેનો જમાઇ સબક્તગીન તેની ગાદીએ આવી બેઠો. તે જ્ઞાનવાળી અને કઠોર રાજનીતિને લીધે રૈયતનો પ્યાર મેળવવાને તથા પડોસીનું સન્માન મેળવવાને શક્તિમાન થયો હતો. બગદાદના ખલિફાએ તેની રાજસત્તાને કબૂલ રાખવાથી, તેનું ધારેલું કામ ફતેહમંદ નિવડયું હતું. ખલિફાએ તેને નાસિર ઉદ્દૌલાના ઇલ્કાબથી વિભૂષિત કરીને ધ્વજા તથા તે જમાનાને છાજતો સન્માન-સૂચવનારો પોશાક આપ્યો અને એ સમયથીજ સબક્તગીન ગજનવી વંશના

---

૧ મામેલ્યુક-એઓ સેલ્યુકિયન ગુલામોદ્વારા બંધાયલા લશ્કરમાં જોડાયલા હતા. ઈ. સન ૧૭૧૧ માં તેમની કતલનું કામ ખતમ થયું. અનુવાદક.

ખરા સ્થાપનાર તરીકે ગણાવા લાગ્યો. તેણે હિન્દુકુશ પર્વત ઓળંગીને પંજાબ સુધી અધિકાર મેળવ્યો અને બોસ્ટ તથા કુસદાર નામનાં બે શહેરો વસાવ્યાં. તેના (સબક્તગીનના) દિલોજાન દોસ્ત સામાનાઇદ શાહજાદા નુહ મદદથી તે તુર્કીઓના હુમલામાંથી ટ્રાનસોક્ષિયની રક્ષા કરવાને સમર્થ થયો હતો. તેના મરણ પછી મહમ્મુદ અને ઇસ્માઇલ નામના તેના બે પુત્રો ની વચ્ચે પાયતખ્તને માટે તકરાર ઉભી થઇ. મહમ્મુદ તેના ભાઇની સાથે રાજ્યના ભાગ કરી લેવાને સમ્મત હતો; પરંતુ તેણે (તેના ભાઇએ) એકલા રાજ્ય ભોગવવાનો ઇરાદો કર્યો; એથી બન્નેની વચ્ચે ઝગડો પેદા થયો. મહમ્મુદે લડાઇમાં ફતેહમંદ થવા છતાં પણ તેના ભાઇના તરફ ઉદાર અને માયાળુ વ્યવહાર બતાવ્યો હતો. એ વખતે સામાનાઇદ રાજશક્તિનો લગભગ ધ્વંસ થવા આવવાથી ઇ. સન ૧૦૦૦ એક હજારમાં ગજનીપતિ ખોરાસાનનો માલિક થયો. ખલિફાએ મહમ્મુદ ગજનવીને ઇમિન-અદૌલા (સલ્તનતનો ડાબો હાથ) અને અમીન-ઉલ-મિલ્લત (વિશ્વાસનો રખવાળ) ના ખિતાબ આપીને તેની પાસે એ અભિષેકના ઇલ્કાબવાળા પત્રો મોકલી આપ્યા. સુલ્તાન મહમ્મુદના શાસનકાળનો એશિયાના ઉંચામાં ઉંચા રાજાઓના શાસનકાલમાં સમાવેશ કરી શકાય તેમ છે. તેણે ગજની શહેરને તરેહ તરેહની શોભાઓથી સુસજ્જિત કરી અને રોમના પહેલા બાદશાહ રોમ્યુલસે જેવી રીતે કહ્યું હતું કેઃ-"મેં પાયતખ્ત પર બેસતી વેળાયે રોમન નગરીને કેટલાંક ઝુંપડાઓના સમૂહવાળી જોઇ હતી, પરંતુ મૃત્યુ સમયે એને માર્બલ પત્થરના મહેલોના રૂપમાં બદલાયલી જોઇ છે." રોમનગરીના સંબંધમાં કહેવાતી આ કહેવત ગિઝની શહેરના સંબંધમાં બરાબર લાગુ પાડી શકાય તેમ છે. તે (મહમ્મુદ) વિદ્યા અને શિલ્પની ઉન્નત્તિમાં ઉત્સાહ આપનાર હતો. જો કે કોઈ કોઇ વાર તેની ઉદારતા મનના સંકડાપણા અને કુવેળાની કંજુસાઇના દોષથી કલુષિત થઇ હતી, તોપણ તેના રાજદરબારમાં હમેશાં મશહુર જ્ઞાનીઓ અને મોલ્વીઓનો સમાવેશ થતો હતો. તેની હકુમતના અમલમાં અલબરૂની, ફિરદૌસી[1] દકિકિ અને બીજા કેટલાક દાર્શનિકો તથા કવિઓ પેદા થયા હતા.

સુલતાન મહમ્મુદે કેટલીકવાર હિન્દુસ્તાન પર ચઢાઇઓ કરી હતી; પરંતુ તેણે પંજાબની બીજી બાજૂએ રાજ્ય સ્થાપ્યું નહોતું. જે વખતે મહમ્મુદ હિંદુસ્તાન તરફ લડાઇના કામમાં ગુંથાયો હતો, તે વખતે મોટી

૧ આતિશ કદહ નામના પુસ્તકમાં તેનો વિષય વર્ણવેલો છે.

સંખ્યાવાળા તુર્કી ખિરજિઓએ અતુબ્બાં મુલ્કમાંથી આવી જેહુન નદી ઓળંગીને ટ્રાન્સોક્ષિયાનામાં વસતિ સ્થાપન કરી. ગિઝનવી સુલ્તાને તેમની તાબેદારી કબૂલવાની કબૂલાતથી અને વારસિક સાધારણ કર મળવાથી સંતુષ્ટ થઇને તેમને એ સ્થળે વસવાની પરવાનગી આપવાથી તે એક પ્રકારના મોટામાં મોટા ભ્રમમાં આવી પડયો હતો. તેણે તેમને દુર્બળ કરવાના ઇરાદાથી તેમાંના એક સમ્પ્રદાય અથવા કાફલાને તેમના નેતા—સરદાર સેલજુકના તાબાતળે ખોરાસાનમાં મોકલી આપ્યો. જ્યાં સૂધી સેલજુકો તેમના જુના માલિકની સાથે હથિયાર ચલાવા સ્હામા થયાં નહોતા, ત્યાં સુધી તેણે એજ સ્થળે શક્તિ અને જન સંખ્યાનો વધારો કરતા હતા.

સુલ્તાન મહમ્મુદે ઈ. સન ૧૦૩૦ માં આ ફના દુનિયાને છોડી દીધી અને તેનો પુત્ર તથા વારસ મસુદ તેના જબરદસ્ત રાજનો માલિક થયો. સુલ્તાન મહમ્મુદે જે ભૂલને વશીભૂત થઇને સેલજુક લોકોને પોતાના રાજ્યની અંદર આશ્રય આપ્યો હતો, અત્યારે તેના પુત્ર મસુદે એ નિર્ભય પ્રજાજનોને ખુરાસાનમાંથી ન્હસાડી મૂકવાની કોશિશ કરી એથી હિરાતની નજીકના મશહુર જંગમાં મસુદ હારી ગયો અને સેલજુદ લોકો ધીમે ધીમે શક્તિશાળી થઇ પડયા. ત્યાર પછી સુલ્તાન મસુદનું રાજ્ય ફક્ત અફગાનિસ્તાન અને પૂર્વ દિશામાં પંજાબમાં સીમાબદ્ધ થઇ પડયું. મસુદના મરણ પછી વારાફરતી કેટલાક સુલ્તાનોએ પાયતખ્તપર બેસીને થોડી થોડી મુદત રાજ્ય ભોગવ્યું. સુલ્તાન ઇબ્રાહીમના શાસનકાળની શરૂઆત સૂધી ગિઝનવી રાજવંશનું રાજકાર્ય બરાબર બંદોબસ્તવાળી હાલતમાં હતું. સુલ્તાન ઇબ્રાહીમ કવિ અને દાર્શનિક હાકિમ સનાઇનો[1] દોસ્ત હતો. તેણે ખુરાશાનના સેલુજક રાજાઓની સાથે સંધિ કરીને હિન્દુસ્તાનમાં મેળવેલા રાજ્યને મજબૂત દીવાલ પર સ્થાપવા માટે દરેક રીતે કોશિશ કરી હતી.

સેલજુક લોકોએ સુલતાન મસુદને પરાજિત કર્યા પછી, તેમના પહેલાના સરદારના પૌત્ર તુગરલ બેગને પોતાના કુટુંબનો સરદાર ઠરાવ્યો. ઇતિહાસકાર ઇબ્ને અલઅસિરે વર્ણન કર્યું છે કે, તુગરલબેગ એક જ્ઞાની, ક્ષમાશીલ, ઉદાર, ધાર્મિક, સરલ સ્વભાવવાળો અને વિદ્યાનો ઉત્સાહી પુરૂષ હતો. તુગરલબેગે ઘણી થોડી મુદ્દતમાં પશ્ચિમમાં જોરજાન, ઇરાનમાં આવેલું ઇરાક, ખવારિઝમ અને બીજા કેટલાક મુલ્કો કબ્જે કર્યા. તેણે તરતજ ઉત્તર ઇરાનમાં આવેલા બુરિદ રાજાઓના અધિકાર પર હુમલો કરવાથી, તેઓ પોતાના અધિકારથી

---

૧ આતિશ કદહ નામના પુસ્તકમાં તેનો વિષય વર્ણવેલો છે.

વિતાડિત થયા હતા, અથવા સેલજુક રાજાઓની તાબેદારી કબૂલવાને લાચાર થયા હતા. જ્યારે તુગરલે ઇરાનના બુઇદ લોકોના ઉપર સત્તા જમાવી હતી, ત્યારે વૃદ્ધ-ઝઇફ ખલિફા કાદિરબિલ્લાહે આ દુનિયામાંથી રવાનગી લીધી. તેમણે ૪૧ વરસથી વધારે રાજ્ય ભોગવ્યા પછી ૮૭ વરસની ઉમ્મરે જન્નત નશીન થયા. (૧૧ મી જિલહજ્જ ૪૨૨ હિજરી; ૨૯ મા નવેંબર, ઇ. સન ૧૦૩૧) જે સઘળા મશહુર મૌલ્વી લોકો ઇસ્લામી તવારિખમાં ચિરસ્મરણીય થઇ ગયા છે, તેમાંના ઘણાખરા ખલિફા કાદિરબિલ્લાહના વખતમાંજ પેદા થયા હતા. મુતાઝ્ઝલા પંડિત કાજી અબ્દુલ્લ જબ્બાર; તેનો હરિફ આસિરિયાવાસી અબુ ઇસાક અલ ઇસફરાની, શિયા સમ્પ્રદાયના ઉમદા કાયદાબાજ અલ્લામા શેખ મુફિદ અને કવિ અબુ ઉમર બિન દરીજ, વ્યવહાર શાસ્ત્રને જાણનારા દારકુતનિ અને ઇબ્ને શાહિન તથા બીજા કેટલાંકનાં નામો ખાસ ઉલ્લેખ કરવા લાયક છે.

ખલિફા કાદિર બિલ્લાહના મરણ પછી તેનો પુત્ર અબુજાફર અબ્દુલ્લા અલકાઇમબિ અમરઇલ્લાહ[1]નો ખિતાબ ધારણ કરી પાયતખ્તપર બિરાજ્યો. કહેવાય છે કે, તે ધાર્મિક, ચરિત્રવાન્, ખુદાના ભક્ત, જ્ઞાની, વિશ્વાસુ, ઉદાર અને ધીરજવાળા હતા. આખ્યાયિકા લખનારાઓએ કહ્યું છે કે, તેણે પ્રજાજનોને વિદ્યા તથા શિક્ષણ આપવામાં ખાસ લક્ષ આપ્યું હતું અને એ સાથે તે ઉમદા લેખક નેક ઇન્સાફ અને પારકાનું કલ્યાણ કરનાર હતો. શકિતહીન રાજાની પેઠે તેણે લગભગ ચોવીસ વરસ રાજ્ય કર્યું. એ સમયે બુઇદ વંશના વઝીરો તેના સલાહકારોનું કામ કરતા હતા. ૪૬૬ હિજરીમાં અરસ્લાન અલ બસસિરિ નામના એક તુર્કી સેનાપતિએ રાજકીય મુખ્ય સત્તાને હસ્તક કરી મલિકરહિમ બુઇદને અમીર-ઉલ-ઉમરા અથવા રાજમહેલના અધ્યક્ષના પદ પરથી દૂર કર્યો. એ આફતને વખતે ખલિફા કાઇમે, સેલજુક રાજાની મદદ માગી. એ બનાવથી તુગરલ એકદમ બગદાદ આવી પહોંચવાથી બાસસિરિ મોસુલ ભણી રવાના થયો. ઇરાકનો બળવો દબાવવા માટે તુગરલ બગદાદથી ચાલ્યો ગયો; એટલે બસસિરિએ ફરીવાર રાજધાનીમાં પાછા આવી અબ્બાસી ખલિફાને સિંહાસનપરથી દૂર કરી આફ્રિકાના ફાતેમાઇદ ખલિફા અલ મુસતનસિર બિલ્લાહને ઇસ્લામી આલમના ખલિફા તરીકે જાહિર કર્યા અને હજરત પયગમ્બરનો જામો, લાકડી અને વેદી મિસરમાં મોકલવામાં આવ્યાં અને ઇરાકની દરેક મસ્જિદમાં મુસતનસિરના નામે ખુતબા પઢાવા લાગ્યા. આવી

૧ અલકાયમબિઆમર-ઇલ્લાહનો અર્થ એ છે કે, જે મનુષ્ય ઈશ્વરની આજ્ઞામાં ઉભા રહે તે.

ખબર મળવાથી તુગરલે ઘણીજ ઝડપથી બગદાદ પાછા આવીને બસસિરિને પરાજિત અને મરણુવશ કરી અબ્બાસી ખલિફા કાઇમને સિંહાસનપર ફરી વાર પ્રતિષ્ઠિત કર્યા. આ કાર્યથી તુગરલને ઇસ્લામ જગતનું સર્વથી મુખ્ય સન્માન પ્રકટ કરીને પોતાની કૃતજ્ઞતા જાહિર કરી; તે નિમિત્તે બગદાદ શહેરમાં ઘણીજ ધામધુમથી એક મોટો ઉત્સવ ઉજવવામાં આવ્યો. ઉત્સવને દિવસે એક અરબોની સરદારી અને બીજી ઇરાનીઓની સરદારી તરીકે ખલિફાએ પોતે પોતાના હાથે તુગરલના મસ્તક પર બે મુકુટ અથવા તાજ પહેરાવી દીધા હતા અને મુસલમાની સલ્તનતના સાત મુલ્કોની નિશાની દાખલ સાત સન્માનસૂચક પોશાક આપ્યા હતા. ત્યાર પછી રાજ્યની જાહિરાત બહાર પાડનારા લોકોએ તુગરલને પૂર્વ અને પશ્ચિમ દેશના સુલ્તાન તરીકે જાહેર કર્યો.



## પ્રકરણ ૬ ઠું

---

# ખલિફા કાઇમના અમલથી ખલિફા મુસતફિર સૂધીની રાજકારકીર્દી

( ૪૫૫ થી ૫૦૩ હિજરી; ઇ. સન ૧૦૬૩ થી ૧૧૧૦ )

### જિહાદ( ક્રુઝેડ યુદ્ધ )ની શરૂઆત.



ગરલના તાબા તળે સેલજુક લોકો એશિયામાં એક શક્તિશાલી જાતિમાં પરિણત થયા હતા. એ સમ્પ્રદાય સુમ્હત્ તુર્કી અથવા સિથિયન જાતિની શાખા રૂપે પરિગણિત થયો હતો અને તેઓએ સેનાપતિના તાબાતળે પહેલવહેલાં ટ્રાન્સોક્ષિયાના અને પાછળથી ખુરાસાનમાં પ્રવેશ કર્યો હતો, અને તેના નામાનુસારજ તેમનાં નામ રાખવામાં આવ્યાં. તુર્કી અને મુગલ લોકો એકજ કાફલામાંથી પેદા થયેલા હોવા છતાં પણ તેમનામાં ખાસ જૂદાઇ જોવામાં આવતી હતી. મુગલ લોકો હજીસૂધી એશિયાના પૂર્વ વિભાગમાં વસીને અર્ધ સભ્યાવસ્થામાં હલકાઇને પરિચય કરાવતા હતા. બીજી તરફ તુર્કીઓ સભ્ય અરબોના સહવાસમાં રહીને ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરી શક્યા હતા. સેલજુક લોકો ઉપર જણાવેલા બન્ને કાફલાઓના કરતાં વધારે સભ્ય હતા અને તેઓ ઉત્સાહ અને ઉંડા વિશ્વાસની સાથે ઇસ્લામ ધર્મ ગ્રહણ કરીને એના આદર્શવીર તરીકે ઓળખાયા હતા. જે વખતે અરબ લોકો માનસિક ઉન્નત્તિની કોશીશ કરતા હતા, તે વખતે તેઓ ઇસ્લામી શૂરવીરતા તથા બહાદુરીનો પરિચય કરાવતા હતા. અગિયારમી સદીનો છેવટનો અરધો ભાગ મુસલમાની ઇતિહાસમાં તેમની જાહોજલાલી ભરેલા હકુમતના અમલ તરીકે પરિચિત રહ્યો છે. એ સમયે તેઓ સઘળા એકજ માલિકની હકુમત તળે–તાબેદારી તળે હતા અને જાગીર મળેલા તાબાના માણસો એકબીજાની સાથે એકતામાં બંધાઇને તેમના ભૂસ્વામીની વિશ્વાસુ રૈયત રૂપે ગણાતા હતા.

ગ્રીક લોકોએ બગદાદના ખલિફાઓની નબળાઇ અથવા કમજોરી જોઇને

એશિયામાં તેમનો અધિકાર ફેલાવવાની સારી ઉમદા તક મેળવી હતી. પહેલાના વખતના વિશ્વાસઘાતક–દગાબાજ હુમલા કરનારાઓ સત્તાવાન બાદશાહો દ્વારા ઉશ્કેરાઇને કેટલાક દેશો જીતવાને સમર્થ થતા હતા. ઇસ્વીસનના દસમા સૈકાની છેવટના ભાગમાં બાઇઝેનટાઇન રાજ્ય દક્ષિણમાં અન્ટિયોક નગર અને પૂર્વમાં આર્મિનીયાના સરહદના ભાગ સુધી ફેલાઇ પડયું હતું.

## મલાઝ કર્દનો જંગ

ઇ. સન ૧૦૬૭ માં તુગરલે ગ્રીક લોકોની વિરુદ્ધમાં જંગનો પયગામ બહાર પાડી તેમને કેપાડોસીયા અને ફ્રિજિયામાંથી બહાર કાઢ્યા, પરંતુ તેના લાયક ભત્રીજા અને વારસ અલ્પ અરસ્લાન[1] ( સાહસિકસિંહ ) ના શાસન-કાળમાં ઉપર જણાવેલા બન્ને મુલ્કોનું સ્થાયી શાસન બંધાયું હતું. ઇ. સન ૧૦૬૪ ( હીજરી ૪૫૫ ) માં તુગરલ જન્નતનશીન થવાથી, અને તેમને કાંઇ પણ પુત્ર સંતાન ન હોવાથી તેમના ભત્રીજા અલ્પ અરસ્લાને સેલજુક જાતિના માલિકની પદવીપર અધિષ્ઠિત થઇને ખલિફની પાસેથી ખિતાબ[2] અને સુલતાની પદવી લાયક સત્તા મેળવી હતી. ઇતિહાસ વેત્તાઇબ્નલ અશિરે લખ્યું છે કે; અલ્પ અરસ્લાન સદાશય, પરોપકારી, ન્યાય પરાયણ, જ્ઞાની, ચરિત્રવાન, દયાળુ, દાનશીલ અને ગરીઓના બેલી હતા. તેઓ કોઇ પણ જાતનું નિંદવા કે વખોડવા લાયક કામ કરતા નહિ, વળી તેઓ હીમ્મતવાન અને આદર્શ જવાંમર્દ અથવા વીર પુરુષ હતા જ્યોર્જિયા અને આર્મિનીયા પર ફતેહ મેળવ્યા પછી તેઓ આઝેરબિજાનમાં આવેલા ખોઇ શહેરમાં પાછા ફર્યા એ સ્થળે તેમને માલૂમ પડયું કે, ગ્રીક બાદશાહ ડાઇઓ જિનિસ રોમેનસ[3] બે લાખ સિપાહીઓનું લશ્કર સાથે લઇ બગદાદ શહેરનો ધ્વંસ કરવાની તથા આખા પશ્ચિમ એશિયાને પોતાના તાબામાં લેવાની પ્રતિજ્ઞા કરી એશિયા માઇનારમાં દાખલ થયો છે. એ પુરુષ મહારાણી યુડોસીયાના અનુગ્રહથી ફાંસીનાં લાકડાંપરથી મુક્તિ મેળવીને કૉન્સ્ટાંન્ટિનોપલના પાયતખ્ત પર બિરાજમાન થયો હતો. ગ્રીક લોકો ઉપરાસાપરી આગળ વધવા મંડવાથી મુસલમાન લોકો પાછા હઠીને મલાઝકર્દમાં આવી પહોંચ્યા. [4] એ હાલમાં આર્ઝરૂમ અને વાન નામનાં બન્ને શહેરોની વચ્ચે આવેલી જગાએ એક

---

૧ અલ્પ અરસ્લાનના પિતાનું નામ જિગ્રિબેગ દાઉદ હતું.

૨ તેમણે અમદુ દોલાનો ખિતાબ મેળવ્યો હતો.

૩ અરબ લોકો તેને આરમેનસ કહેતા.

૪ ઇતિહાસકાર ઇબનુલ અશિર અને મીરખન્દે એને મલાઝર્દ નામથી ઓળખાવ્યો છે.

મજબૂત કિલ્લો છે. એ સ્થળે સેરેસન્સ લોકોએ સુલ્તાનની સાથે મળીને જે લડાઈ કરી, તેથી એશિયાની ગ્રીક જાતિ સંપૂર્ણ રીતે ધ્વંસ પામી. મુસલમાન લોકો સંખ્યામાં ઓછા હોવા છતાં પણ ભયાવહ–ખૌફનાક અને લાંબી મુદ્દત સુધી ચાલેલા જંગમાં તેઓ રોમન સૈનિકોને શોચનીય રીતે હરાવવાને સમર્થ થયા. બાદશાહને તેના અનુચરવર્ગની સાથે બંદિવાન કરીને સુલ્તાનની છાવણીમાં લાવવામાં આવ્યો, ત્યાં તે તેની પદમર્યાદાને છાજતો શિષ્ટાચાર માન મર્તબો અને દયા ભરેલો વ્યવહાર મેળવી શક્યો હતો.

ઘણા ઘણા વિચારો અને વિલંબ કર્યા પછી, ગ્રીક બાદશાહ રોમેનસ અને સુલ્તાની વચ્ચે નીચે લખેલી શર્તોથી સંધિ સ્થાપિત થઇઃ–" રોમેનસ તેની કન્યાઓની સાથે અલ્પ અરસ્લાનના પુત્રોની શાદી કરવાને તથા વારસિક ૩,૬૦,૦૦૦ ત્રણ લાખ સાઠ હજાર સોનામોહોરો કર આપવાને સમ્મત થયો અને તેણે પોતાના છૂટકારા દાખલ દસ લાખ સોના મહોરો આપવાનું તથા મુસલમાન કેદીઓને પાછા સોંપવાનું કબૂલ કર્યું. ત્યાર પછી ગ્રીક બાદશાહ અને તેનો અનુચર વર્ગ સુલ્તાનની પાસેથી રવાનગી લઇને અને તેના (સુલ્તાનના) રક્ષક સૈન્યદ્વારા વિંટળાઇને કૉન્સ્ટાન્ટિનોપલ તરફ આગળ વધ્યો, પરંતુ રસ્તામાં માલૂમ થયું જે, તે તેની બેવફા રૈયત દ્વારા પાયતખ્ત ગુમાવી બેઠો છે. ફરીવાર પાયતખ્ત પાછું મેળવવા માટે સુલ્તાને લશ્કર સાથે તેને મદદ કરવાનું ધાર્યું હતું, પરંતુ તેની મદદ મેળવવા જતાં પહેલાંજ, રૈયતે રોમેનસને પહેલવહેલો કેદ કર્યો અને ત્યાર પછી આંધળો કરી છેવટે તેનું ખૂન પણ કર્યું. મલાઝકર્દનો જંગ થયા પછી કુતલુમિશના પુત્ર સુલેમાનને એશિયા માઇનરનો મુલ્ક વર્ષાસન તરીકે આપવામાં આવ્યો. તે પહેલાં સુલ્તાનની પાસેથી એ કર્દરાજ્ય તરીકે ભોગવતો હતો. સુલેમાન જ્ઞાની હકુમત ચલાવનાર અને હિમ્મતવાન જંગબહાદુર હતા. તે ઉત્તરમાં હેલિસપોન્ટ સરોવર અને પશ્ચિમમાં ભૂમધ્ય સમુદ્ર સુધી રાજ્ય ફેલાવીને બાઇઝેનટાઇનના હાકેમોની પાસેથી કર વસુલ કરતા હતા. તેઓ બિથિનિયા મુલ્કમાં આવેલા નાઇસ શહેરમાં રાજધાની સ્થાપીને ક્રુઝેડ–જિહાદના યુદ્ધનો આરંભ થયો ત્યાં સૂધી તે સ્થળે વસતા હતા. જિહાદના–વીરજનો–જવાંમર્દોએ ઉક્ત શહેરનો કબજો કરવાથી તેમણે ઇકોનિયમમાં રાજધાની સ્થાપી. ત્યાર પછી તેમના વંશજોએ એ દેશની હાકેમી ચલાવી હતી; છેવટે તાતાર લોકોએ તેમને સત્તાભ્રષ્ટ કર્યા હતા. તેઓ સાધારણ રીતે રૂમના[1] રાજા તરીકે સર્વ લોકોમાં

૧ રૂમ રાજ્યના વંશની વંશાવલિ પરિશિષ્ઠમાં જૂઓ. એ વંશના ચૌદમા રાજા અલાઉદ્દીન તત્વજ્ઞાની કવિ મૌલાના જલાલુદ્દીન રૂમીના મિત્ર હતા, પૃષ્ઠપોષક અને શિષ્ય હતા.

એળખાઇ રહ્યા હતા, અને તેઓ તેમની શાસનદક્ષતા તથા સભ્યતાના અનેક સ્મૃતિસ્તંભ રાખી ગયા છે.

## અલ્પ અરસ્લાનનું મૃત્યુ અને મલિકશાહનો શાસનકાળ

અલ્પ અરસ્લાને કોઈ બંડખોર માણસને મરણની સજા કરવાનું ફરમાન બહાર પાડવાથી, તે માણસના આઘાતથી તેઓ મોતના પંજામાં આવી પડયા. તેઓ પરોપકારી જ્ઞાની અને નેક ઇન્સાફ આદમી હતા. તેમની આ રાજકીય કારકિર્દીમાં નિઝામ-ઉલ-મુલ્કના ખિતાબવાળા મહાનુભવ ખાજા હસને તેમના વઝીરનું કામ કર્યું હતું. ઇન્સાફ કરવાના સઘળા વિભાગોની કુલ સત્તા અથવા મુખત્યારી તેમને આપવામાં આવી હતી. અલ્પ અરસ્લાનના મરણ પછી તેમનો પુત્ર મલિકશાહ સુલ્તાનની પદવીપર આવવાથી જલાલુદ્દોલ્લા (સલ્તનતનું ગૌરવ)નો માનવંતો ઇલ્કાબ તે મેળવી શકયા.

આ બનાવ બન્યા પછી ત્રણ વરસ બાદ ખલિફા કાઇમ જન્નતવાસી થવાથી, અબુલ કાસિમ અબ્દુલ્લા નામના તેમના પૌત્ર મુકતદિબિ અમ્રિલ્લાહ[1] નો ખિતાબ ધારણ કરીને સિંહાસનપર બિરાજમાન થયા (૧૩ મી શાબાન ૪૬૭ હીજરી, ૨ જી એપ્રીલ ઇ. સન ૧૦૭૫). સિંહાસનપર બિરાજતી વેળાએ તેમની ઉમ્મર ૧૯ વરસની હોવા છતાં પણ તેમણે એ પહેલાંજ પોતાના ચરિત્રબળનો પરિચય પ્રદાન કર્યો હતો. વર્ણવવામાં આવ્યું છે કે, તેઓ સારા ચરિત્રવાળા ધાર્મિક દ્રઢ પ્રતિજ્ઞ, ઉંચા મનવાળા અને અબ્બાસી વંશના સદાશય માણસોમાં અન્યતમ પુરુષ હતા. તેમણે તેમના તાબાનું રાજ્ય ઘણીજ કાળજીની સાથે ચલાવ્યું હતું. તેમણે રાજધાનીમાંથી તમામ જાતના બદચાલવાળા માણસોને દૂર કરી જનસાધારણમાં શિષ્ટાચારનો ફેલાવો કર્યો હતો અને તેમની નૈતિક ઉન્નતિને માટે બીજા ઘણા ઉપાયો યોજ્યા હતા. ધર્મોન્મત્ત હંબલ લોકો અવિરામ અને અશાંતિના મૂળ કારણરૂપ હતા, તેમના અને અશારિઆસ (હનફી) લોકોની વચ્ચે જામેલા ઝગડા તથા ટંટાફિસાદમાં બન્ને પક્ષના લગભગ ઘણાં માણસો માર્યાં ગયાં હતાં.

એ સમયે ઇસ્લામી મઝહબી દુનિયાનો સ્વાર્થ ખલિફા અથવા તેમના દરબારમાં સીમાબદ્ધ નહતો, પણ તે એશિયાના શક્તિશાળી રાજકર્તા સુલ્તાનના હાથ તળે દબાયલો હતો.

મલિકશાહના શાસનકાળની શરૂઆતમાં કેટલાક બળવા ઉભા થવાથી

---

૧ મુકતદિબિનો અર્થ, ખુદાના ફરમાનથી ચાલનારો થાય છે.

દેશમાં અશાંતી ઉપજવા પામી હતી; તે બળવાખોરોમાં તેમનો એક સગો ભાઈ પણ સામેલ હતો અને તેણે પણ એક બળવામાં બરાબર ભાગ લીધો હતો. તુસ્ નગરમાં જે એક બનાવ બન્યો હતો. તેના વડે સુલ્તાનનું ચરિત્ર ઉજ્જવલ રીતે ચિત્રાયું છે. ઈમામઅલિ અર્રેઝાના રોજામાં બંદગી કર્યા પછી, સુલતાન મલિકશાહે તેમના વઝીરની પાસે જાહિર કર્યું કે, તેમણે ખુદાની પાસે બંદગી કરી છે કે, જો તેમના ભાઇ તેમના કરતાં મુસલમાન જાતિના લાયક હાકેમ તરીકે સાબીત થતા હોય, તો તેઓ (ભાઈ) જ લડાઇમાં ફતેહ મેળવે. ઘણા થોડા રાજાઓજ, જ્ઞાની, સદાશયી અને ન્યાયી મલિકશાહની પેઠે શાસનકાર્યમાં પ્રખ્યાતિ મેળવી શકયા છે. તેમણે ખાજા હસન નિઝામ-ઉલ-મુલ્કને વઝીરની પદવીપર સ્થાપી તેમને આતાબેક[1] (કુમાર શાસનકર્ત્તા) નો ઈલ્કાબ આપી સંપૂર્ણ સત્તા સોંપી દીધી. ઘણુંકરીને યહયા બારમેકીની પછી નિઝામ-ઉલ-મુલ્કના જેવો દક્ષ વઝીર અને રાજ્ય ચલાવનાર પુરુષ એશિયામાં હજી સુધી બીજો કોઇપણ જન્મ્યો નથી. તેમની રાજનીતિ અને કાર્યપ્રણાલીના વિષયનો ગ્રંથજ[2] તેમની પ્રતિભા અને દક્ષતાનો સ્થાયી સ્મૃતિ સ્તંભ રાખી ગયો છે. પહેલાં ઘણાજ દૂરના ચીન દેશમાંથી પશ્ચિમમાં ભૂમધ્ય સમુદ્ર અને ઉત્તરમાં જ્યોર્જિયાથી લઈને દક્ષિણમાં યમન દેશ સુધી સુલ્તાનની સત્તા તળેની વિશાળ સલ્તનતમાં શાંતિ વિરાજતી હતી. તેમણે બાર વાર એ વિશાળ રાજ્યમાં ફરીને પોતે દરેક પ્રદેશની અવસ્થા તથા અભાવને જોયો હતો. ખલિફા રશિદ અને મામુનની પેઠે તેમણે પણ વ્યવસાયી, હજયાત્રી અને મુસાફિરોની સહી સલામતી માટે રસ્તાના કિનારાપર આરામગૃહો અને રક્ષણગૃહો બંધાવ્યાં હતાં. જોકે સુલ્તાન શિકારના ઘણાજ શોખિન હતા, તોપણ એ ઐશઆરામની વખતે તેઓ ગરીબ અને ખેડુતોનું ધ્યાન રાખતા. શિકાર કર્યા પછી, તેઓ જે સ્થળે શિકાર કરતા, તે સ્થળના ગરીબ રહેવાસીઓમાં ઘણી દૌલત વહેંચતા, દાન આપતા-ઐશ્વર્ય, સમૃદ્ધિ અને આડંબરની તુલનામાં મલિકશાહના શાસનકાળે શ્રેષ્ઠતમ રોમન અને અરબ નરપતિઓના શાસનકાળની સરખામણી અથવા બરાબરી કરી હતી. વાણિજ્ય-વહેપાર-રોજગાર અને શિલ્પની ઉન્નતિ સાધિત થઇ હતી, અને તેમની વિશેષ સહાયતાથી સાહિત્ય તથા સૂક્ષ્મ કારીગરીના વિભાગો ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરી શક્યા હતા. ફારસી સાહિત્યની ઉન્નત્તિને માટે તેમણે અસાધારણ ચેષ્ટા કરી હતી. એશિયાનાં નગર નગરીઓ કૉલેજો, દવાખાનાં,

---

૧ તુર્કી અતાબેગ શબ્દને અરબીમાં આતાબેક કહે છે.

૨ સિયાસાતનામા નામનો ફારસી ગ્રંથ જૂઓ.

મસ્જીદો, અને સુંદર સુરમ્ય ઇમારતોથી સુશોભિત થયાં હતાં, વહેપાર રોજગારની ઉન્નત્તિ અને જમીનની ઉર્વરતા વધારવામાં આવી હતી, આખું રાજ્ય રસ્તાઓ અને નહેરોથી છવાઇ ગયું હતું. સુલ્તાન અથવા તેમના મુખ્ય વઝીરના ફરમાનથી પાંચ વખતની પ્રાર્થનાનો અમુક સમય નિયત થઇ દુનિયાને લાભદાયી થયો છે, રાજ્યના મુખ્ય નજુમી મશહુર કવિ ઉમરખૈયામના સભાપતિપણા તળે વૈજ્ઞાનિકોની એક સભા બોલાવવામાં આવી. અને તે દ્વારા ઉક્ત સંસ્કાર અથવા સુધારાનું કાર્ય સંપાદિત થયું હતું. એ સભાના મેમ્બર અથવા સભાસદોમાં જોડાયલા જ્યોતિષ જાણનારાઓ અથવા નજુમીઓએ કાળની ગણનાવડે પહેલાંની તમામ ભૂલો ખોળી કાઢી હતી. ગિબ્બન સાહેબે લખ્યું છે કે:—“ આ ગણના જુલિયન[1] ગણનાને ઓળંગીને ગ્રેગોરિયન[2] ગણનાની પેઠે બરાબર થઇ હતી. સૂર્યની તેના ફરવાના માર્ગ મીન રાશિની મધ્યમાંથી માધ્યન્દિન રેખાના મધ્યસ્થળમાં આવતા પહેલાં વરસના પહેલા દિવસની ગણતરી કરવામાં આવતી, આ વખતે તેનો ફેરફાર થયો. અને સૂર્ય મેષરાશિમાં પ્રવેશ કરે તે વખતના પ્રથમ બિન્દુમાંઆવી પહોંચતાં વરસનો પહેલો દિવસ મુકરર કરવામાં આવ્યો. સુલ્તાનની આ સુધરેલી સદીએ જલાલિયનનું નામ મેળવ્યું હતું.

રૂમના કર્દ હાકેમ સુલેમાને સેલજુક રાજ્યને કેરિયાની સરહદ સુધી ફેલાવ્યું હતું અને ઘણા દ્વીપો અથવા બેટોને પોતાના અધિકારમાં આણ્યા હતા. કોન્સ્ટનટાઇનડયૂકાસનો પુત્ર સિંહાસનભ્રષ્ટ થયા પછી નાઇસે ફોરાસ બોટાનિયટસે બાઇઝેનટાઇન પાયતખ્તપર વિરાજમાન થયો. તે અને તેનો ઉત્તરાધિકારી અથવા વારસ અલેક્ષિયસ કોમનેનસે મલિકશાહને તેમના માલિક કહીને કબૂલ્યા હતા, અને એ શહેરને સુલ્તાનના રાજ્ય સાથે જોડી દીધું હતું. આ બનાવ બન્યા પછી સાત વરસે સિસિલી દ્વીપ મુસલમાનોના હાથમાંથી ખૂંચવાઇ જવાથી પહેલાંની ફતેહનો બદલો વળી ગયો. સન ૧૦૬૧ માં નારમન્સ લોકોએ એ દ્વીપપર હુમલો કર્યો. એ સમયે એ દ્વીપમાંના રહેનારા સેરેસન્ લોકોમાં ગૃહવિવાદ ઉપસ્થિત થવાથી એ હુમલાને મદદ મળી હતી, તથાપિ બન્ને પક્ષની વચ્ચે લાંબી મુદત સુધી લડાઇઓ ચાલુ

---

૧ રોમન બાદશાહ જુલિયસ સિઝરે આ ગણના કરી હતી, એથી એનું નામ જુલિયન ગણવામાં આવ્યું છે. એ ક્રાઇસ્ટ પહેલાં ૪૬ અબ્દથી ૧૭૫૨ ઇ. સન સુધી પ્રચલિત હતી. ( અનુવાદક )

૨ સોળમા પોપ તેરમા ગ્રેગરી દ્વારા આ ગણનાનો સુધારો થયો હતો. એથી ગ્રેગોરિયન ગણના નામ પ્રાપ્ત થયું છે. ( અનુવાદક )

લીને ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું. ત્રીસ વરસ સુધીના યુદ્ધ પછી કાઉન્ટ રોગર એ દ્વીપને પોતાને કબજે કરવાને સમર્થ થયો. (ઇ. સન ૧૦૯૧)

## ગુપ્તઘાતકો (જલ્લાદો)નું અભ્યુત્થાન

મલિકશાહના શાસનના છેવટના ભાગમાં માઝેન્દ્રાનના દુર્ભેદ્ય પર્વત શિખરમાં ઇશ્વરદ્રોહી ગુપ્ત ઘાતકોનો[1] અભ્યુદય થયો હતો. પહેલાં એ સ્થળે લૂટારા બારેકે પણ તેના સોબતીઓ સાથે આશ્રયસ્થાન મુકરર કર્યું હતું. સુલ્તાનના વઝીર નિઝામ-ઉલ-મુલ્કની સાથે ભણેલા હસન સબ્બાહએ એ ગુપ્તઘાતક સમાજને પેદા કર્યો હતો. ભવિષ્યકાળમાં તેની કાર્યપ્રણાલી ઘણીજ સફળતાની સાથે યુરોપ અને એશિયામાં ફેલાઇ પડી હતી. હસન સબાહની પહેલાંની ઉંચી અભિલાષા વ્યર્થ થવાથી તે વિષપ્રયોગથી અને છુરાની મદદથી સેલજુક રાજ્યના શક્તિવાન માણસોનો ધ્વંસ કરવા માટે કમર કસીને તૈયાર થયો હતો. તે મિસરના ફાતેમાઇદ ખલિફાઓને પગલે ચાલનારો હતો, એટલા માટે પૂર્વ પ્રદેશના લોકોને એ ધર્મમાં દાખલ કરવા માટે તે તેમની મારફત એ પ્રદેશનો પ્રતિનિધિ નિમાયો હતો. અત્યાર સુધી ઇસમાલિયા સમ્પ્રદાયનો તે નેતા-સરદાર અથવા સહકારી હતો; જેમકે, દાઇસ અથવા ગુપ્તચરો-જાસુસો ગુપ્ત સભાના તમામ મતોમાં દાખલ થઇને તેઓ લોકોને તેમના આ ગુપ્તમતમાં દાખલ કરતા અને રફિક નામવાળા માણસો તેમની ગુપ્તસભાના સભાસદોની હારમાં ગણાતાં હતા, જોડાયાં હતાં. હસને જોયું હતું કે, નિર્વિઘ્ને અને દક્ષતા અથવા ડહાપણની સાથે તેનો ઇરાદો પાર પાડવો હોય તો ત્રીજી પંક્તિના માણસોનાં એક ટોળાંની ખાસ જરૂર છે. તેઓ આ ગુપ્તસભાના પ્રતિનિધિ તરીકે કામ કરશે. પરંતુ પોતાની કામ કરવાની પદ્ધતિના સંબંધમાં તેમને કાંઇપણ માલૂમ થવા દેવામાં આવશે નહિ. તેઓને આંધળા અને ગાંડા માણસોની પેઠે તેનાં ઉંચા-કેળવાયલાં માણસોના હાથતળે ચલાવવામાં આવશે અને કરવાનાં કામોનાં સારા સારનો વિષય ન જણાવતાં તેમની પાસે માલિકનો હુકમ સહીસલામતીથી બજાવવામાં આવશે. આ પંક્તિના પ્રતિનિધિઓ ફિદાઇઝ (ભક્ત) નામથી ઓળખાતા.

એ ગુપ્તઘાતક મંડળનો સરદાર "અમારા માલિક" "સૈયદના અથવા સિદ્દના અને સાધારણતઃ શેખ ઉલનઝલ "પર્વતની વૃદ્ધ વ્યક્તિ" (માલિક)

---

૧ એસેસીન શબ્દ, હાસનિ (હસનના મતના અનુયાયી) અથવા હસિસિન અથવા હસસિસ ગ્રહણ કરનારા શબ્દનો અપભ્રંશ છે.

ના નામથી ઓળખાતો અને ફિદાઇઝ (ભક્ત) લોકો તેના અંગરક્ષકોનું કામ કરતા અને તેનાં ભયંકર ફરમાન બજાવતા.[1]

એ ટોળાંના સહુથી વડા સરદારની બરાબર પાછળની પંક્તિનાં માણસો દાઇઉલકબિર (વડો મંડળપતિ) નામથી ઓળખાતાં, જબલ, કુહિસ્તાન અને સિરિયા એ ત્રણે મુલ્કોમાં ગુપ્તઘાતકોનું કામ પુષ્કળ ફેલાઇ ગયું હતું. એનો દરેક મુલ્ક એક એક દાઇઉલકબિરની હકુમત તળે હતો, તેમના તાબા તળે દાઇસ (શિક્ષક) નામની ગુપ્ત સભા અથવા છુપા દરબારના મતમાં દાખલ થયેલા માણુસોનું એક ટોળું હતું; તે માણુસો એ સભાના પ્રતિનિધિ તરીકે લોકોને તેમના મતમાં દાખલ કરતાં, તેમના અનુચરો અથવા સોબતીઓ રફિકના નામથી ઓળખતા. તેઓ ગુપ્ત સભાના સઘળા જૂદા જૂદા વિભાગોમાં દીક્ષા મેળવવાનું ખતમ કરી ધીમે ધીમે દાઇસ (શિક્ષક) ની પદવીપર પહોંચતા. સહુથી હલકી પંક્તિમાં ભક્ત ઘાતકો-જલ્લાદો (ફિદાઇઝ લોકો) નું સ્થાન હતું અને લાસિક (આકાંક્ષી) ની પદવીવાળાઓને નવા દીક્ષિત થયેલા અથવા સહકારી ભ્રાતા તરીકે ગણવામાં આવતા. જે સઘળા લોકો ગુપ્ત સભામાં દાખલ થયા નહોતા, તેઓ ઇસ્લામ ધર્મના રિવાજો ઘણીજ સખ્તાઇની સાથે પ્રતિપાલન કરતા, એવી આશા રાખવામાં આવતી; પરંતુ ગુપ્ત સભાના ભક્ત અને અનુચરો ફક્ત અંધની માફક હુકમ તામિલ કરતા. શેખનું ફરમાન બજાવવા ખાતર નવા દાખલ થયેલા લોકો ફિદાઇઝ લોકોની ગુપ્ત હત્યાનું કામ ખતમ કરતા. શેખ લોકો કાયદા કલમની મદદથી છૂરીઓ રાખનારા લોકોને પોતાના તાબા તળે રાખી ચલાવતા. એ સઘળા ગુપ્ત ઘાતકો જલ્લાદો મુલાહિદ અથવા અધાર્મિક નામથી ઓળખાતા હતા. ૪૬૩ હિજરીમાં હસન સબ્બાહએ કાંઇક જોર વાપરી અને કાંઇક દગાબાજી અથવા વિશ્વાસઘાતકતા ચલાવી માજેન્દ્રાનના પહાડની હારોમાં આવેલા અલમોત (ઇગલપક્ષનો નિવાસ) નામનો દુર્લંઘ દુર્ગ જીતીને-કબ્જે કરીને ત્યાંથી નિયમાધીન સમાજના ઉપર હુમલા કરવા માંડયા. સુલ્તાન મલિકશાહે એ ગુપ્તઘાતકોની વિરૂદ્ધમાં બબ્બેવાર લશ્કર મોકલ્યું, પરંતુ એ નફરત ભરેલા સમાજનાં મૂળ ઉખડતાં પહેલાંજ તે મરણને શરણ થયો. ઇ. સન ૧૦૯૧ માં હસન સબાહના કોઇ ગુપ્તચર અથવા જાસૂસ મારફત વઝીર નિઝામ-ઉલ

---

૧ ઇતિહાસ વાંચવાની ઇચ્છા રાખનારા લોકો આ ભીષણ ગુપ્ત ઘાતક સભા અને ભવિષ્યમાં યૂરોપમાં જે જૂદા પ્રકારની અનેક ગુપ્ત સભાઓ ઉત્પન્ન થઈ હતી તેમાં અજબ સરખાપણું જોઈ શકશે.

મુલ્કના ખૂનનું કામ ખતમ થયું. ઐતિહાસવેત્તા ઇબ્ને અલ-અસિરે[1] લખ્યું છે કે, "તેમના સદ્દગુણો અને નેક ઇન્સાફને લીધે તેઓ હલકીથી તે ઉંચી પંક્તિના તમામ લોકોના પ્રિયપાત્ર થયા હતા. તેઓ મરણ વખતે મુવાઇદુલ મુલ્ક, ફખ્રુલમુલ્ક અને ઇઝઝુલ મુલુક નામના ત્રણ પુત્રોને પોતાની પાછળ મુકતા ગયા. તેમણે પાછળના વખતમાં મલિકશાહના વંશજોના વઝીરનું કામ કર્યું હતું. મુખ્ય વઝીરનું ખૂન થયા પછી સુલતાન મલિકશાહ બગદાદમાં આવ્યા. ત્યાર પછી મલિકશાહની સાથે કૉન્સ્ટન્ટીનોપલના બાદશાહ એલેકસિયસ કોમનેનસની[2] કન્યાની શાદીનો ઠરાવ કબૂલ થયો હતો, પરંતુ મલિકશાહનું મરણજ એ શાદીના કાર્યમાં વિઘ્નરૂપ થઈ પડયું હતું, જો એ કાર્ય પૂરૂં થયું હોત, તો પૂર્વ અને પશ્ચિમ બન્ને દેશોનું ખાસ કલ્યાણ સાધિત થાત, એવી આશા રાખવામાં આવી હતી. મલિકશાહ લગભગ ૨૧ વરસ રાજ્યની હકુમત ચલાવ્યા પછી ૩૯ વરસની ઉમ્મરે જન્નત નશીન થયા ( ૧૯ મી સવ્વાલ, ૪૮૫ હિજરી; ૧૮ મી નવેંબર ઇ. સન ૧૦૯૨ )

મલિકશાહના મરણની સાથે સાથે સેલજુક રાજ્યની એકતા અને શકિત નાબુદ થઇ ખાતુનુલ જલાલિયેહ (ગૌરવવાળી મહિલા) ઉપાધિવાળી તુરખાન નામની તેમની સહધર્મિણીના ફરમાનથી મહમુદ નામનો તેનો બાળક પુત્ર નાસિરૂદુનિઆવદીન[3] ના ઇલ્કાબથી વિભૂષિત થઇને બગદાદના ખલિફા મારફત સુલતાનની ગાદીપર બેઠો; પરંતુ એ નાની ઉમ્મરનો બાળક તેના વડા ભાઇ બાર્કયારુક[4] ને માટે સિંહાસન છોડવાને લાચાર થયો હતો; કારણકે, તેણે રાજ્યની કુલ મુખત્યારી હસ્તક કરી લીધી હતી અને એ સાથે રુકનુદીનનો[5] ખિતાબ પણ ધારણ કરી લીધો હતો. આ પછી ઘણી થોડી મુદ્દતમાંજ મલિકશાહનો બીજો પુત્ર મહમ્મદ તેના ભાઇની સાથે હરિફાઈ કરવાને ઉભો થયો. બન્ને ભાઇઓના ગૃહવિવાદમાં ઇરાક અને ખુરાસાન મુલ્ક જોડાયલા હોવાથી હસન સબાહની ઉંચી અભિલાષાને અમલમાં મૂકવાની ઉમદા તક મળી હતી અને અંદર અંદરના અનેક મતોની જૂદાઇનાં લોહી

---

૧ ઇબ્ને અસિરનો લખેલો મોસેલના અતાબેક લોકોનો ઇતિહાસ જુઓ.

૨ ગિબન સાહેબ ધારે છે કે, આન્ના કોમનેના પોતે આ શાદીના સંબંધ વાળી સ્રી હતી.

૩ આ લોક અને ધર્મનો મદદગાર.

૪ અથવા એક વારૂક " ઉજ્જવલ બે. "

૫ ધર્મનો સ્તંભ.

લોહાળુ મેદાને ખૂનરેજી અને રાજદ્રોહરૂપ ઝેરીલા ઝાડનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું.

ગુપ્તઘાતકોએ ધીમે ધીમે ઉતર ઇરાન, ઇરાક અને સિરિયાની પહાડી જમીનમાં આવેલા મજબૂત કિલ્લાઓને કબ્જે કરીને, તેમની છુરિકાની મદદથી ઇસ્લામી મઝહબના અનુયાયી મોટાંમોટાં માણસોની કત્લ કરી નાખી હતી.

ખલિફા મુક્તદિ ૪૮૭ હિજરી (૧૫ મી મોહરમ ૪૮૭ હિજરી; ઇ. સન ૧૦૯૮ ના ફેબ્રુઆરીમાં જન્નતનશીન થવાથી, અબુલ અબ્બાસ નામના તેમના પુત્ર અલમુસતઝિર બિલ્લાહ[1]નો ખિતાબ ધારણ કરી પિતાના પાયતખ્તપર બિરાજમાન થયા. ઇતિહાસકાર ઇબ્ને અલઅશિરે વર્ણન કર્યું છે કે, તેઓ દયાળુ, ધાર્મિક, ઉદાર મહાનુભવ, નમ્ર અને સત્કાર્યમાં ઉત્સાહી તથા વિદ્વાન માણસોના પૃષ્ટપોષક અથવા ઉત્તેજન આપનાર હતા. જો તેઓ ઇસ્લામી શાસનકાળના સારા સમયમાં જન્મ્યા હોત, તો તેથી ઘણુંકરીને ઇતિહાસમાં તેમની સુકીર્ત્તિની આલોચના થાત; પરંતુ તેમના શાસનકાળમાં શાસન શક્તિનાં સાધન એટલાં બધાં ઓછાં હતાં કે જેથી તેઓ રાજ્યનું કલ્યાણકારક એક પણ કાર્ય કરવાને સમર્થ થયા નહોતા.

## જિહાદ-ક્રુઝેડ અથવા ધર્મયુદ્ધ.

(શરૂઆત, ૪૯૧ હિજરીથી ઇ. સન ૧૦૯૭-૯૮)

એ સમયે તુચ્છ ધર્મોન્મત્તતાના પ્રવાહે ભીષણ આકાર ધારણ કરીને પશ્ચિમ એશિયાને વિધ્વસ્ત કરી નાખ્યો હતો—પાયમાલ કરી દીધો હતો. ખ્રિસ્તી ઇતિહાસમાં એને જિહાદ-ધર્મયુદ્ધ (ક્રુઝેડ) કહે છે. યુરોપના ઇતિહાસમાં જિહાદના સંબંધમાં તરેહ તરેહની વાર્તાઓ અને કહાણીઓ વર્ણવેલી છે. અને જે સર્વ નાઇટ અથવા સૈનિક પુરુષોએ આ યુદ્ધમાં ભાગ લીધો હતો, તેઓ વીરતાના અનુરાગના શ્રેષ્ઠ આદર્શ તરીકે ઓળખાતા હતા. આ સ્થળે સત્યના ઉદ્ધાર માટે સત્યઘટનાને પ્રકટ કરવી, એ સકળ યુદ્ધની ભીષણતા, એના નિષ્ઠુર, તુચ્છ અને વિશ્વાસઘાતક સિપાહીઓના ચરિત્રનું વર્ણન કરવું, અને તેમણે એશિયાવાસીઓને જેવી આફતમાં નાખી દીધા હતા, તેને આ નાના પુસ્તકમાં વર્ણવું એ અમારૂં મુખ્ય કર્ત્તવ્ય છે. એક મશહુર લેખકે લખ્યું છે કે:—"જિહાદ યુદ્ધે ઇતિહાસમાં એક અપ્રાસંગિક કહાણીને ઉત્પન્ન કરી છે. ત્રણ સૈકા સુધી ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓની મારફત ઇસ્લામ મઝહબના અનુયાયીઓની વિરૂદ્ધમાં લશ્કરપર લશ્કર મોકલ-

1 ખુદાની મદદ માગનાર

વામાં આવ્યાં હતાં, છેવટે નિષ્ફળતાએજ તેમને થકાવી દીધા હતા, અને જમાનાના પરિવર્તનથી, ખ્રિસ્તીઓનો ભ્રષ્ટ ધર્મવિશ્વાસ દૂર થવાથી તેઓ એ દુષ્ટ કાર્ય કરતા અટકી પડયા હતા. યુરોપમાંથી મનુષ્ય અને દોલત ખાલી થઇને સમાજ દેવાળીયાની હાલતમાં આવી પડયો હતો, અથવા ધ્વંસ પામવા બેઠો હતો. લાખો માણસો યુદ્ધમાં, ભૂખ્યાં તરસ્યાં અથવા રોગનાં માર્યાં મરણને શરણ થયાં હતાં. અને કલ્પનામાં સંભવી શકે એવા દરેક પ્રકારના ભયાનક પાપાચારે ખ્રિસ્તી ધર્મના અનુયાયી જિહાદવીરોનાં ચરિત્રને કલંકિત કર્યાં હતાં.

## મુસલમાની અમલમાં ખ્રિસ્તીઓની હાલત.

ખ્રિસ્તી રાજ્યમાં મુસલમાની શક્તિ સ્થાપિત થયા પછીથીજ ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ સ્વાધીનતાથી તેમનાં ધર્મકાર્યોને પૂરાં કરવાની પરવાનગી મેળવી શક્યા હતા. તેમના ધર્મનાં કામોમાં કોઇ વિઘ્ન નાખી ન શકે, અને જેથી તેઓ સહીસલામતીથી સંપતિ, અને તમામ સગવડો ભોગવી શકે, એટલા માટે ઘટતા ઉપાયો યોજવામાં આવ્યા હતા. તેઓ સલ્તનતના સઘળા વિભાગોમાં સ્વતંત્રતાથી ફરી શકતા, જૂદા દેશમાં વસનારા લોકો તેમના પોતાના ધર્માનુયાયી રાજાઓની સાથે સમાચાર મોકલાવી મંગાવી શકે અને મુસલમાનોની નિયમાનુયાયી જમીન જાગીર ભોગવી શકે, એવી પરવાનગી મેળવી શકયા હતા. તેઓ અને મુસલમાનો સમાન રીતે રાજકાર્યમાં દાખલ થઇ શકતા, ફક્ત કોઈ કોઈ જુલ્મી જાલિમ હાકેમોના અમલમાં આ નિયમમાં ફેરફાર થયેલો જોવામાં આવતો. દરેક સ્થળે ખ્રિસ્તીઓના મઠ અને દેવળો નજરે પડતાં અને ખ્રિસ્તી તીર્થ યાત્રાળુઓએ ઘણીજ દૂરની જગાએથી પણ વિના હરકતે પેલેસ્ટાઇનમાં આવવાની પરવાનગી મેળવી હતી. અરબોના શાસનકાળમાં ખ્રિસ્તીઓની જેરૂસલેમની તીર્થયાત્રા દબાઇ ન જતાં, અટકી ન પડતાં, ઉલટી વૃદ્ધિને પ્રાપ્ત થઇ હતી અને મુસલમાન લોકોએ પોતાના હરીફ જૂદાજ ખ્રિસ્તી સમ્પ્રદાયોમાં શાંતિ સ્થાપીને સંતોષ મેળવ્યો હતો. જો તેઓ તેમને શાસનમાં ન રાખત, તો તેથી તેઓ જે પવિત્ર–પાક સમાધિસ્થાન.–રોજામાં બંદગી માટે એકઠા થતા, તેજ સ્થળે એકબીજાની સાથે કજીયા–કંકાસ કરીને બરબાદ થઇજાત, જેરૂસલેમ શહેર ખ્રિસ્તીઓ અને મુસલમાન બન્ને જાતિઓની નજરમાં પવિત્ર ગણાતું પરંતુ ખ્રિસ્ત ધર્માધ્યક્ષ અને તેના પુરોહિત વર્ગ ( પાદરીઓ ) ના નિવાસ માટે ત્યાંઆગળ ખાસ સ્થાન આપવામાં આવતું. બીજી રીતે મુસલમાન લોકો એવી સગવડને બિલકુલ મેળવી શકતા નહોતા. ઈ. સન ૯૬૯ માં પેલેસ્ટાઇન અને સિરિયા દેશ આફ્રિકાના ફાતેમા-

ધદ ખલિફાઓને હાથ તળે આવ્યા; એ શાસન શક્તિના બદલાવાથી ખ્રિતિ-ઓને વિશેષ સુવિધા થઇ હતી; કારણ કે, મિસરના ખલિફાઓ ખ્રિસ્તીઓના વહેપારમાં સહાયતા કરતા હતા અને તેમને બરાબર ઉત્તેજન આપતા હતા. પરંતુ તેમને તરેહ તરેહની સગવડો આપવામાં આવવા છતાં પણ તેમનું મન ખુશી થયું નહોતું, ઉલટા તેઓ જેરુસલેમમાં મુસલમાનોના નિવાસને નફરતની નજરથી જોવા માંડયા હતા. ખ્રિસ્તી યાત્રાળુઓ મુસલમાનોની દેખરેખ તળે રહીને તેમના આતિથ્ય-મિજમાનીનો ઉપયોગ કરતા, પરંતુ પાછા-ફરતી વેળાએ તેઓ હ્રદયમાં ભયંકર વિદ્વેષભાવ વહન કરી લઇ જતા. ખ્રિસ્તની દશમી સદીના છેવટના ભાગમાં માલૂમ થયું હતું કે, એ વિદ્વેષનો વહ્નિ-ઇર્ષ્યાનો અગ્નિ સળગી ઉઠવાનો વખત છેક નજીક આવી લાગ્યો છે. યૂરોપમાંથી અસંખ્ય માણસો પવિત્ર-ભૂમિમાં આવવા માંડયા હતાં અને અગીઆરમી સદીમાં એમની સંખ્યા ઘણીજ વધી પડી હતી અને તેણે ધાસ્તી પમાડનાર ભયાનક રૂપ ધારણ કરી લીધું હતું. એ વખતે પેલેસ્ટાઇન મુલ્ક ઓર્ટોકના તુર્કી-કબીલાના કબ્જામાં આવ્યો હતો, તેઓ સેલજુક રાજા અથવા સિરિયાના હાકેમોના એટલા બધા બંધાયલા નહોતા. અસંખ્ય અજાણ્યા ખ્રિસ્તી મુસાફરો અને તેમની ધર્મોન્માદનાનો વિષય એ અસભ્ય તુર્કીઓ બિલકુલ જાણી શકયા નહોતા, એટલા માટે મુસાફિરોના તરફ ઘણે ભાગે ખરાબ વર્તન ચલાવતા અને તેમની સઘળી માલમિલકત લૂંટી લેતા. ચાલૂ જમાનામાં પણ મુસલમાન તીર્થયાત્રાળુઓ તેમના મરુભૂમિ-મેદાનવાસી મુસલમાનભાઇઓના દ્વારા આવી રીતે ઘણીવાર લૂંટાયછે અને તેમનો કુવ્યવહાર પ્રાપ્ત કરે છે. તુર્કીઓના દ્વારા ખ્રિસ્તી તીર્થયાત્રાળુઓના તરફનો મંદ વ્યવહાર સ્વભાવિક રીતે અતિરંજિત થવાથી ફ્રેંચ લોકોના વિદ્વેષ વહ્નિને સળગાવી દીધો હતો. પોપ બીજા અરબને ઇ. સન ૧૦૯૫ના માર્ચ માસમાં પ્લેસેન્ટિયા અને નવેંબર માસમાં ક્લેરમોન્ટમાં વારાફરતી બે સભાઓ બોલાવી. એ સભામાં પોપે ઇસુ ક્રાઇસ્ટ રાજાના અધિકારી અવિશ્વાસીઓની વિરુદ્ધમાં ધર્મયુદ્ધ માટે રવાના થવાનો હુકમ કર્યો અને જેઓ આ યુદ્ધમાં ભાગ લે તેમના પાપનો ભાર હળવો કરી દેવાને તથા જેઓ જાન કુરબાન કરે તેમને સ્વર્ગમાં સ્થાન આપવાને તે પ્રતિજ્ઞાબદ્ધ થયો. ધર્મ સંબંધી ઉન્માદ એજ આ જિહાદ-ક્રુઝેડ યુદ્ધનું મુખ્ય કારણ હતું, પરંતુ એની સાથે બીજાં કેટલાંક પણ કારણો વિદ્યમાન હતાં. નવીન રાજ્યજય અથવા ધનતૃષ્ણા, જૂની મદિરાના કલ્પિત આસ્વાદનથી અને ગ્રીસ દેશની કામિનીઓની અપરિસીમ સૌન્દર્યની સાંભળીને ઇન્દ્રિયાશક્તિથી પ્રલુબ્ધ થઇને પણ તેમણે આ યુદ્ધમાં ભાગ લીધો

હતો. અર્થલાલસા, ઉચ્ચાકાંક્ષા અને કામપ્રવૃત્તિએ ધર્મવિશ્વાસની સાથે જોડાઇને માનવસંહારક ધર્મયુદ્ધની સૂચના કરી હતી. ઇતિહાસકાર હાલમે કહ્યું છે કે:—" સંક્રામક ક્રોધને સળગાવવા માટે પ્રત્યક્ ઉપાય યોજવામા આવ્યો હતો.

જે સમયે જિહાદવીરો હાથમાં હથિયાર ઝાલી લડાઇમાં રવાના થતા, તે સમયે તેઓ કરજની જવાબદારી અને કરમાંથી મુક્તિ મેળવી શકતા અને તેઓ ચર્ચ–દેવળના રક્ષણ તળે રહેતા. આ સર્વ પાર્થિવ સુવિધાની સાથે અનુતાપનું ઓછાપણું, પાપની ક્ષમા અને ચિરસ્થાયી સ્વર્ગ–સુખની આશા મળેલી હતી. કોઇએ શંકા કરી નહોતી કે, આવા યુદ્ધમાં પ્રાણ વિસર્જન કરનારાં માણસોને ધર્મને માટે જીવનનો ઉત્સર્ગ કરવાનું સન્માન પ્રાપ્ત થશે નહિ. "

## પ્રથમ અને દ્વિતીય જિહાદ.

( ઇ. સન, ૧૦૯૬ )

પ્રથમ જિહાદના સૈનિક પુરુષો કોડીહીણ વોલ્ટરની સરદારી તળે પરિચાલિત થયા હતા. ( ઇ. સન ૧૦૯૬ ) પરંતુ તેઓ સઘળા રસ્તામાં બલગેરીયાવાસી ખ્રિસ્તિઓદ્વારા માર્યા ગયા. પિટર ધિ હરમિટે ચાળીસ હજાર લોકો સાથે બીજીવાર કૂચ કરી આ ટોળામાં પુરુષો, સ્ત્રીઓ, બાલિકાઓ અને જૂદી જૂદી જાતિઓનાં તથા જૂદી ભાષા બોલનારાં માણસો હતાં. તેઓએ મેલવિલ આવી પહોંચી એ શહેરપર હુમલો કરી સાત હજાર રહેવાસીઓને તલ્વાર વડે કાપી નાખ્યા અને સર્વ પ્રકારની નીચતા, અને સ્વેચ્છાચારની પરાકાષ્ટા દર્શાવીને પ્રથમ જિહાદ વખતે માર્યા ગયેલા યોદ્ધાઓનો બદલો વાળ્યો હતો. પિટરના તાબાના લશ્કરના જોરજુલ્મથી હંગરી અને બલગેરિયા દેશ સપાટ મેદાન જેવા બની ગયા હતા. કૉન્સ્ટાન્ટિનોપલના બાદશાહ એલેકસિયસે તેમને શહેરમાં દાખલ થવાની પરવાનગી ન આપતાં જહાજમાં બેસી બોસફોરાસની નહેરને ઓળંગાવી દીધા હતા. એશિયામાં દાખલ થઇને ત્યાં પણ તેમણે જુલ્મ ચલાવ્યો હતો. ઇતિહાસકાર મિચાઉડ સાહેબે લખ્યું છે કે,

" તેઓએ એવું પાપ કર્યું હતું કે, કુદરત તેમનાં બીભત્સ કામોથી કંપી ઉઠી હતી. " તેઓએ માતાની ગોદમાંના બાળકોને મારી નાખીને કૂવામાં તેમનાં શરીરોને નાખી દીધાં હતાં અને નાઇસ નગરની દીવાલ સુધી આવા

ઘાતકીપણાનો પરિચય કરાવ્યો હતો. પરંતુ ત્યાંના તુર્કી સુલ્તાને[1] પંદર હજાર સૈનિકો સહિત તેમનાપર હુમલો કરીને તેમને વિધ્વસ્ત કર્યા. તેમના સેનાપતિ રેજીનાલ્ડે કેટલાક સોબતીઓ સાથે ઇસ્લામ ધર્મ ગ્રહણ કર્યો અને બાકીના સૈનિકો તુર્કી વીરોની તલ્વાર વડે નાબૂદ થયા, બરબાદ થયા.

દ્વિતિય જિહાદ લશ્કર માનવ સમાજના ઘણાજ મૂર્ખ-બેવકૂફ અને તુચ્છ-હલકા લોકો દ્વારા બંધાઇને[2] ગોડેસચેલ નામના એક જર્મન સંન્યાસી દ્વારા પરિચાલિત થયું હતું. તેમની ધર્મપિપાસાની સાથે પાશવિક લૂંટફાટ, નીચવૃત્તિ અને સુરાપાનવાળી ઉન્મતતા મળેલી હતી. ઇતિહાસકાર મિચાઉડ સાહેબના મત મૂજબ તેઓ બિલ્કુલ સ્વેચ્છાચારી હતા, લંપટતાના બીભત્સ આનંદથી-અયશ આરામથી ભાન ભૂલી જઇને તેઓ કોન્સ્ટન્ટિનોપલ અને જેરૂસલેમનો રસ્તો ભૂલી ગયા હતા અને તેમનો ઓળંગેલો માર્ગ, લુટફાટ, અત્યાચાર અને ખૂનરેજીનાં ચિન્હથી ચિન્હિત થઇ રહ્યો હતો. હંગરીવાસી લોકોએ અત્યાચારથી જર્જરિત થઇને તેમની વિરુધ્ધમાં હથિયાર ધારણ કરી તેમનો સંપૂર્ણ વિનાશ કર્યો હતો. બેલગ્રેડનું[3] સુવિશાળ મેદાન જિહાદ સૈનિકોના હાડકાંના ઢગલાઓથી છવાઇ ગયું હતું. સેનાપતિ ગોડસચાલના ફક્ત કેટલાક ઇતર માણસો આ દુઃસંવાદ પહોંચાડવા માટે ન્હાસી છૂટયા હતા. ચોથું જિહાદ લશ્કર ઇંગ્લાંડ, ફ્રાન્સ, ફ્લેન્ડર્સ અને લોરેઇન દેશમાંથી બહાર નીકળ્યા. ઇતિહાસકાર મિલ સાહેબે તેમને જંગલી નિર્દય હલકા લોકો તરીકે ઓળખાવ્યા છે. તેમના રસ્તામાંથી તુર્કીઓ દૂર જઇ વસવાથી તેમણે યાહુદીઓની કત્લ કરી હતી. સાત હજાર યાહુદીઓને મારીને તેમનાં મુડદાંઓના કોલોન શહેરમાં અને રાઇન્ તથા મોસલ શહેરની નજીકના બીજાં કેટલાંક શહેરોમાં ઢગલા કરવામાં આવ્યા હતા. ફકત એક મેયેન્સ શહેરમાંજ સાતસો માણસની કત્લ થઇ હતી.

ચોથાં લશ્કરના " એ પિશાચપ્રકૃતિ-શયતાની સ્વભાવના ધર્મવીરો તેમના સ્વભાવ મૂજબ ખૂનરેજી અને લુટફાટ કરતા કરતા દક્ષિણ દિશામાં આગળ વધ્યા હતા. "[4] પરંતુ તેઓ મેમ્સબર્ગ હંગરીના લશ્કર મારફત જડમૂળથી નાબૂદ થયા હતા.

---

૧ આ સમયે સેલજુકી સુલ્તાન સુલેમાનનો પુત્ર કલજ અરસોલન કુનિયા ( રુમ ) ના સિંહાસન પર આરૂઢ હતો. ( અનુવાદક )

૨ પિટર ધિ હરમિટના આ લશ્કરમાં દશ હજાર સૈનિકો હતા ( અનુવાદક )

૩ આ ગિબન સાહેબનું વર્ણન છે.

૪ આ મિલ્સ સાહેબનું વર્ણન છે

બીજે વરસે ( ઇ. સન ૧૦૯૭ માં ) યુરોપના રાજાઓ દ્વારા એક નિયમિત લશ્કર એકઠું કરીને જેરૂસલેમ જીતવા માટે મોકલવામાં આવ્યું હતું. તે લશ્કરના સિપાહીઓએ પૂર્વ દિશામાં રવાના થતી વેળાયે પહેલાંના જિહાદી સિપાહીઓની પેઠે શહેર તથા ગામોના રહેવાસીઓ તરફ ખૌફનાક જોરજુલ્મ ગુજાર્યા હતાં. ગોડફ્રે ઑફ બૉઇલનની સરદારી અથવા દેખરેખ તળે તેઓ કૉન્સ્ટનટિનોપલમાં આવી પહોંચ્યા. બાદશાહ એલેક્સિયસે ઘણીજ ચાલાકીની સાથે તેમને કૉન્સ્ટેન્ટિનોપલપર હુમલો કરતા અટકાવી રાખ્યા અને એ વગર બોલાવેલાં માણસોને જહાજમાં બેસાડીને બોસફરસ નહેરને સ્હામે કાંઠે મોકલી આપ્યાં. ઇ. સન ૧૦૯૭ ના મે માસમાં સાત લાખ જિહાદી સૈનિકો નાઇસના મેદાનમાં આવી એકઠા થયા. તેમની આ સંખ્યા સેલજુક તુર્કીઓની સૈન્ય સંખ્યા કરતાં એટલી બધી વધારે હતી કે, તેમની તમામ જાતની અટકાયતની કોશીશો નકામી નિવડી હતી.

જિહાદવીરોએ સેલજુક સુલ્તાનની રાજધાની નાઇસ નગરીપર હુમલો કરી તેને નાબુદ કરવાનો ભય દેખાડયો હતો, ધમકી પણ આપી હતી; પરંતુ બાદશાહ એલેક્સિયસે એ નગરી તેના હાથમાં સોંપવા માટે સુલ્તાનને સમ્મત કરવાથી તેણે તે તેને આપી દીધી. બાદશાહ એલેક્સિયસના વાવટાને નાઇસના કિલ્લામાં ઉડતો જોઇને ધર્મોન્મત જિહાદી સૈનિકોનાં ટોળાંનો ગુસ્સો એકદમ સળગી ઉઠયો. પરંતુ એ શહેર તેમના હુમલામાંથી બચી ગયું હતું. નાઇસ શહેરમાંથી જિહાદ સિપાહીઓએ અનતાકિયા તરફ કૂચ કરી ખૂનરેજી લૂટફાટ અને જોરજુલ્મ દ્વારા તેમણે એશિયાની એ કૂચને ઓળખાવી હતી. નવ માસ સૂધી અનતાકિયાની અટકાયતનું કામ ચાલ્યું હતું. ( ઓકટોમ્બર ઇ. સન ૧૦૯૭ થી જૂન ઇ. સન ૧૧૯૮ સૂધી ) ત્યાં આગળ ખોરાક પાણી મળવાની મુસ્કેલી આવી પડવાથી તલ્વાર ધારણ કરનારા સિપાહીઓ ખુલ્લી રીતે નરમાંસ[1] ભક્ષણ કરવા માંડયા હતા. સડેલું અને ગળેલું માંસ ખુલ્લી રીતે રાંધવામાં આવતું અને નરમાંસ છૂપી રીતે ભક્ષણ કરવામાં આવતું.

મુડદાંઓને કાપવાનું, તેના અવયવોને છેદી નાખવાનું અને તેના ટુકડા કરવાનું કામ જિહાદી સિપાહીઓમાં આમોદ અથવા મજાના વિષય રૂપ માનવામાં આવતું. અંદરખાનાની અટકાયતને વખતે બે હજાર તુર્કિઓ કિલ્લામાંથી બહાર નીકળી આવી એક નાનો સરખો જંગ લડી માર્યા ગયા હતા. જિહાદી સિપાહીઓ મરેલા તુર્કીઓનાં માથા છેદીને તેમાંના કેટલાંક માથાંને

૧ ઇતિહાસકાર વૉન સિબેલ જુબદ મિલ્સ અને બીજા કેટલાક લેખકોના મત મુજબ પાલખી ઉચકનારાઓમાં ખુલ્લી રીતે નર માંસ ખાવાનો રિવાજ હતો.

પોતાની ફતેહના નિશાન તરીકે સઘળા લોકોને બતાવતા હતા; કેટલાંક માથાંને બરછીથી વિંધીને છાવણીઓની આજૂબાજૂમાં રાખતા હતા અને કેટલાંકને શહેરમાં બંદૂકની ગોળીનાં નિશાન તાકી મોજ માણતા હતા. બીજે એક વખતે તેઓ એ સેરેસન્સ લોકોનાં મુડદાંઓને કબ્રમાંથી ખોદી કાઢીને તેમનાં ૧૫૦૦ મસ્તકોને દુઃખમાં ડૂબેલા શહેરવાસીઓની સ્હામાં ફેંક્યાં હતાં. ઇતિહાસકાર મિચાઉડ સાહેબે લખ્યું છે કેઃ—" અંદરખાનાની અટકાયત વખતે સેલજુકી અમીરનો પુત્ર ખ્રિસ્તીઓના હાથમાં બંદીવાન બન્યો હતો અને તેમણે તેના છૂટકારાની કિમ્મત દાખલ અનતાકિયા શહેર તેમના હાથમાં સોંપવા માટે તેને ઘણી ઘણી રીતે લલચાવ્યો હતો. તેમનો ઠરાવ નાકબૂલ રાખવાથી, તેમણે એ નવા બંદિવાન તરફ ઘણોજ જાલિમ અને ઘાતકી વ્યવહાર ચલાવ્યો હતો. એક મહિના સૂધી હમેશાં તેમને ઘાતકીપણે યંત્રણા આપવામાં આવી હતી; છેવટે તેઓ તેમને કિલ્લાની દીવાલના નીચેના ભાગમાં લઇ ગયા અને ત્યાં આગળ તેમને માબાપ અને શહેરવાસીઓનાં દેખતાં મારી નાખ્યા, તેમનું સઘળાનું ભયંકર બલિદાન આપ્યું.[1]

દુનિયામાં તેઓ સઘળા ઘાતકીપણાની અને પરિણામની બિલકુલ ખબર વગરના ગમારો હતા; તેઓ પાપના હંમેશના સોબતીઓ, એટલા માટે એ હુમલા કરનારાઓએ મરજી મૂજબ ઘાતકીપણું ગુજાર્યું હતું. એક ગ્રંથકારે કહ્યું છે કેઃ—" ઘણી ધર્મ અને નીતિ વગરની લડાઇઓમાં પણ કદાચ આવા યથેચ્છાચાર અને લંપટતાના દાખલા જોવામાં આવે છે. "

મિચાઉડ સાહેબે કહ્યું છે કેઃ—" જો એ વખતનાં સઘળાં વિવરણો અથવા હકીકતોપર ભરોસો મૂકવામાં આવે તો નફરતભરેલા, ધિક્કારવા લાયક બાબિલોનના સઘળાં પાપોજ સિયનનો ઉદ્ધાર કરનારાઓમાં હતાં.

સેલજુક સેનાપતિ કેરબોઘાની બિનતાકાતથી અને તેના સોબતી કુમાર તથા અમારોના તરફ બુરો વ્યવહાર ચલાવવાથી અંતાકિયાના કિલ્લાના સેરેસનોને મદદ કરવાની કોશિશ નિષ્ફળ નિવડી હતી; છેવટે દગાબાજીથી—વિશ્વાસઘાતકતાથી અનતાકિયાનું પતન સાધિત થયું. ફિરૂઝ નામના એક વિશ્વાસઘાતક આરમીનીયને એ ( અરબ લોકો તેને બેહરૂઝ કહેતા ) રાત્રિને વખતે કેટલાંક દોરડાં દીવાલપરથી ઉતરાવી દીધાં હતાં, એ દોરડાંની મદદથી ખ્રિસ્તીઓ દીવાલપર ચઢવાને સમર્થ થયા. આવી રીતે તેમણે શહેરની અંદર દાખલ થઇ અંદરના કેટલાક કિલ્લા કબ્જે કર્યા અને પહેરેગીરોને કાપી નાખી અંદરથી દરવાજા ખોલી દેવાથી સઘળું ખ્રિસ્તી લશ્કર ડિયુ લિ બ્યૂટના

---

૧ મિચડકૃત ઇતિહાસના પહેલા ખંડનું ૩૬૨ મું પૃષ્ઠ જુઓ.

અવાજથી[1] દુર્ગમાં દાખલ થયું અને ત્યાર પછી ખોફનાક ખૂનરેજી પણ તે લશ્કરના પાપાત્મા સિપાહીઓએ આરંભી દીધી. રોમન નરાધમો ઉમ્મરનો ખ્યાલ ન કરતાં મુસલમાન બાળક બાળકીઓને ઘાયલ કરવા લાગ્યા અને બીમાર જુવાનો તથા સ્ત્રીઓની કત્લ કરવા માંડયા. તેમને કોઇ પણ ગૃહમાં આશ્રય મળ્યો નહોતો. અને કોઇ પણ મસ્જિદ તેમની-ખ્રિસ્તીઓની નજરે પડતી, તો તેમની નિષ્ઠુરતા ઉગ્રમૂર્ત્તિ ધારણ કરી લેતી.[2]

માર્બલ પત્થરના બનાવેલા મહેલોથી લઇને સાધારણમાં સાધારણ ઝૂંપડી સુધીનું દરેક નિવાસસ્થાન અથવા રહેઠાણ કસાઇખાના જેવું બની ગયું હતું અને સાંકડી ગલીઓ તથા પહોળા રસ્તાઓમાં એક સરખી રીતે લોહીની નીકો વહી ચાલી હતી. આવી રીતે લગભગ દશ હજાર મુસલમાનો એન્ટિયકમાં ખ્રિસ્તીઓ મારફત માર્યા ગયા હતા.

સેરેસિનોની હત્યા કર્યા પછી ખ્રિસ્તી હુમલા કરનારાઓએ ઘાતકીપણાનો આબેહુબ ચિતાર બતલાવી દીધો હતો. એન્ટિયકથી કૂચ કરીને મારેતુન નોમાન નામના સિરિયાના એક ઘણીજ ગીચ વસતિવાળા સમૃદ્ધિશાળી શહેર પર હુમલો કર્યો અને ત્યાં આગળ તેમણે એક લાખ માણસોને તલ્વાર વડે કાપી નાખ્યા; જ્યાં સુધી તેમની ન દબાવી શકાય તેવી દુષ્ટ ઘાતકી વૃત્તિ શાંત થઈ નહોતી, થાકી ગઈ નહોતી, ત્યાં સુધી તે શહેરના રસ્તાઓ લોહીની નદીઓથી ભીંજાયા હતા, ખરડાયા હતા. ત્યાર પછી સેનાપતિ બાહિમન્ડુએ મુસલમાન બંદિવાનોની મુલાકાત કરી. ઇતિહાસિક મિલ સાહેબે લખ્યું છે કે:–" જેઓ બળવાન અથવા સુંદર દેખાવડા હતા, તેમને અનતાકિયાના બાઝારમાં ગુલામ તરીકે વેચવા માટે રાખવામાં આવ્યા હતા અને જઇફ અને કમજોરની કત્લ કરીને તેમના ઘાતકીપણારૂપી યજ્ઞમાં તેમની સહુની આહુતિ આપી હતી. મારા શહેરમાં ઘણા મોટા પ્રમાણમાં નરમાંસ ભક્ષણ કરવાનો રિવાજ દાખલ થયો હતો અને કહેવામાં આવે છે કે:–" એટલુંજ નહિ, પરંતુ ખ્રિસ્તી–છાવણીઓમાં ખુલ્લી રીતે નરમાંસ વેચવા માટે રાખવામાં આવતું હતું. " મારા કબ્જે કર્યા પછી જેરૂસલેમ[3] તરફ

૧ ડિયુ લિ વ્યૂટનો અર્થ ખુદા અમારો મદદનીશ છે, એવો થાય છે.

૨ મિલ્સકૃત ઈતિહાસના ૧ લા ખંડનું ૧૭૫ઃ મું પૃષ્ઠ જુઓ.

૩ નાસિર ખુશરૂના સફરનામા ગ્રંથમાં ખ્રિસ્તીઓ દ્વારા જેરૂસલેમ કબ્જે કરવાના વિષયનું ઘણુંજ અનયબી હૃદયને હલાવનારૂં વર્ણન રહેલું છે. ખ્રિસ્તીઓ મારફત એ શહેર કબ્જે થયાં પહેલાં થોડી મુદત અગાઉ મિસરના ફાતેમાઈદ ખલિફાઓએ એને કબ્જે કર્યું હતું.

જિહાદવીરોએ કૂચ કરી અને કેટલાક દિવસ અટકાયત તથા ભયંકર યુદ્ધો કર્યા પછી એને કબ્જે કરવાને તેઓ સમર્થ થયા હતા.

## જેરૂસલેમ અધિકાર

( ૨૩ મી શાબાન, ૪૯૨ હિજરી; ૫ મી જુલાઇ ઇ. સન ૧૦૯૯ )

ઇતિહાસકાર મિચાડ્ડ સાહેબે જેરૂસલેમની ખૂનરેજીની બાબતમાં જે વિચિત્ર વર્ણન કર્યું છે, તે નીચે લખવામાં આવે છે:—ખુલ્લા રસ્તાઓ અને મકાનોમાં સેરેસનોની કત્લ કરવામાં આવી હતી. ફતેહમંદ આદમીઓને માટે જેરૂસલેમમાં આશ્રયસ્થાન નહોતું. કેટલાંક માણસો જીવ જવાની ધાસ્તીથી કિલ્લાની દીવાલોપરથી કૂદીને મરણના પંજામાંથી બચી ગયાં હતાં; બીજાં કેટલાંક માણસો આશરો મેળવવા માટે મહેલ, દુર્ગ અને મસ્જિદો ભણી દોડી ગયા હતાં; પરંતુ ત્યાં પણ તેઓ ખ્રીસ્તીઓની નાગી તલવારના સપાટામાંથી બચી શક્યા નહોતા, મુસલમાન લોકોએ થોડી મુદ્દતને માટે હજરત ઉમર (રદી.) ની મસ્જીદમાં દાખલ થઇને પોતાનો બચાવ કર્યો હતો. ખ્રિસ્તીઓએ એ સ્થળે પણ પ્રવેશ કરીને શોણિતપાતનું એક બીભત્સ દૃશ્ય દેખાડયું હતું, લોહીની નદીઓથી મસ્જીદની પાક જગાને તરબોળ કરી દીધી હતી. પહેલાં ટાઇટસે જેરૂસલેમમાં યાહુદીઓ ઉપર અત્યાચાર કરીને લોહીનીજ નીકો વહેવડાવી હતી, તેના કરતાં પણ વધુ કર્પિણ કામો જિહાદ સૈનિકોએ કરીને લોહીનો પ્રવાહ વહેવડાવ્યો હતો. પાયદળ અને ઘોડેસ્વારોએ ખુલ્લી તલ્વારો હાથમાં ઝાલી વિજળીની ઝડપે મસ્જીદમાં દાખલ થઇ ન્હાસેલાં માણસોનો મહા સંહાર આરંભી દીધો હતો. આ ખોફનાક ખૂનરેજીને વખતે ફક્ત મરણ વખતના આર્ત્તનાદો—પોકારો અને હૃદય ભેદક ચીતકારો સિવાય બીજું કશું પણ સાંભળવામાં આવતું નહોતું. જે સઘળા માણસો ન્હાસવાની નકામી કોશીશ કરતાં હતાં, તેમની પાછળ પડીને ખ્રિસ્તીઓએ તીર—બાણ અને ઘોડાની ઠોકરોથી તેમના ચૂરેચૂરા કરી નાખ્યા હતા, તેમને સહુને બિલકુલ છુંદી નાખ્યા હતા. રેમન્ડ ડિ એગાઇલસે નજરોનજર જોયું હતું કે, " મસ્જીદના આંગણામાં ભરેલા મુસલમાનોનાં લોહીમાં ખૂન કરનારાઓના ઘોડાના ઘુંટણ અને લગામો સુદ્ધાં ડૂબી ગઇ હતી.[1]

જે સમયે જિહાદ સૈનિકો તેમની સફળતાને માટે ખુદાતઆલાની પાસે કૃતજ્ઞતાનો સ્વીકાર સૂચવનારી બંદગી કરતા હતા, તે સમયે ફક્ત એટલી ટુંકી મુદ્દતને માટેજ હત્યાનું કાર્ય બંધ રહેતું, પરંતુ બંદગી પૂરી થતાંની સાથેજ

૧ પહેલો ભાગ જૂઓ,

ફરીવાર શોચનીય ખૂનરેજી શરૂ કરી દેતા. જે સઘળા બંદિવાનો પહેલે દિવસે ખૂનીઓના ઘણુંજ મહેનત ભરેલા થાકને લીધે બચી શક્યા હતા, અને જેઓને છુટકારા બદલ મોટી કિમ્મત આપવાથી છૂટી શકાશે, એવી આશા હતી, તેમને સઘળાને બીજે દિવસે ઘણુંજ ઘાતકી પણાથી મારી નાખવામાં આવ્યા હતા. અનેક મુસલમાનોને ઇમારતોની અગાસીઓ અને દુર્ગના શિખરોપરથી પડી મરવાને લાચાર કરવામાં આવ્યા હતા અને તેમના ઘણાખરાને જીવતા જીવે બાળી નાખવામાં આવ્યા હતા. ખ્રિસ્તીઓ તેમને જમીનમાં છૂપા ખાડાઓમાંથી ખોદી લાવી, બહાર ખેંચી, ખુલ્લી જગામાં લાવી તેમનાં મુડદાંઓ ઉપર તલ્વારના ઝટકા મારવામાં પણ પાછા પડયા નહોતા. ઇલાજ વગરની દુર્બળ રમણીઓના કરુણ રૂદનથી કે બાળક બાળાઓના ભય ભરેલા ચીત્કારોથી કે જે સ્થળે મહાત્મા ઇસુ ખ્રિસ્તે પોતાના ખૂનીઓને માફી આપી હતી તે તરફ સન્માન દેખાડવાથી પણ તે જિહાદ સૈનિકોના હૃદયમાં દયાનો સંચાર થયો નહોતો.[1]

બીજા એક લેખકે લખ્યું છે કે:—"ખ્રિસ્તીઓના દરબારમાં એવું કબૂલ થયું હતું કે, મુસલમાનોની તરફ દયા દેખાડવામાં આવશે નહિ; એટલા માટે ફતેહમંદ માણસોને છુપી જગાએથી ખુલ્લી રીતે ઘસડી લાવીને બલિદાનનાં જાનવરની પેઠે તેમની કત્લ કરવામાં આવી હતી, ઔરતોને ગોદમાના બાળકોની સાથે મારી નાખવામાં આવી હતી. છોકરા–છોકરીઓની પણ કત્લ કરવામાં આવી હતી. મોટા મોટા રસ્તાઓનાં નાકાંઓ, સાધારણ રસ્તાઓ, અરે એટલુંજ નહિ, પણ જેરૂસલેમની વસ્તિ વગરની જગાઓ પણ આદમી ઔરતોનાં મુડદાંઓથી ચીકાર થઇ ગઇ હતી અને છોકરા છોકરીઓના કપાયલા બદનના ટુકડાઓથી ચીકાર ભરાઇ ગઇ હતી. તેમ છતાં પણ જિહાદી જવાંમર્દોના પત્થર જેવા સખ્ત દિલમાં રજમાત્ર પણ દયા ઉત્પન્ન થઇ નહોતી."[2] જેરૂસલેમમાં સત્તર હજારથી વધારે મુસલમાનો ખ્રિસ્તીઓના હાથથી માર્યા ગયા હતા.

ત્યાર પછી ખ્રિસ્તી લોકોએ યાહુદિઓના ઉપર અવર્ણનીય જુલ્મ ગુજારી તેમની અદેખાઇનો આબેહુબ ચિતાર બતાવી આપ્યો હતો. જે દેવળમાંથી

---

૧ મિચાઉડ કૃત ઇતિહાસના ૧ લા ખંડનું ૨૩૯ મું પૃષ્ઠ જૂઓ.

૨ મિલ્સ સાહેબ કૃત ૧ લા ખંડનું ૨૭૮ પૃષ્ઠ જૂઓ. મિચડે લખ્યું છે કે, ખૂનરેજી એક અઠવાડીઆ સૂધી ચાલી હતી. જે કેટલાક થોડાઘણા મુસલમાનો જીવતા હતા તેઓ નફરત ભરેલી ગુલામગીરીમાં બંધાયલા હતા.

યાહુદી લોકોને ન્હસાડી મુકવામાં આવ્યા હતા, તેમના તેજ મંદિરોને આગથી બાળીને રાખખાખ કરી નાખવામાં આવ્યાં હતાં. ઇતિહાસકાર મિશાઉડે લખ્યું છે કેઃ—" તેમના બરાબરીઆ ખ્રિસ્તી ઇતિહાસકારોએ આ ખેદનાક બનાવના દેખાવને ઘણીજ બે પરવાઇથી વર્ણવ્યો છે, એટલુંજ નહિ; પરંતુ તેમણે ઘણાજ નાખુશી ઉપજાવનારા મામૂલી બનાવોનું વર્ણન કરવામાં ડર દેખાડનારા અથવા સહાનુભૂતિ આપનારા એક એક અક્ષરનો પણ પરિહાર કર્યો નહોતો.

ત્યાર પછી, બૉઇલનનો ગોડફ્રે જેરૂસલેમના પાયતખ્તપર બિરાજમાન થયો. એક વરસ પછી બાલ્ડવિને તેની ગાદીપર બેસીને કેઇસરિયાપર છાપો માર્યો. શહેરમાંના લશ્કરે ઘણીજ જવાંમર્દીની સાથે સામા પક્ષવાળાઓને અટકાવીને છેવટે સન્માન સૂચવનારી શર્તોથી કબ્જે થવાનો અથવા શરણે જવાનો ઠરાવ કરવાથી તેઓ બચી ગયા, અને એ શરતો મૂજબ તમામ દરવાજા ખોલી નાખવામાં આવ્યા, પરંતુ ફ્રેંચ લોકોએ શહેરમાં દાખલ થઇ સંધિની શરતો તોડીને ઘણાજ ઘાતકીપણા સાથે હથિઆર વગરના બેગુનાહ અને આધાર વગરના લોકોની કતલ કરવા માંડી. ત્રિપોલી ટાયર અને સિડન શહેરના રહેવાસીઓ પણ આનીજ અથવા આના કરતાં પણ વધારે ખરાબ હાલતને પામ્યા હતા. એ વખતે ફિનિસિયન સમુદ્રના કિનારાપર આવેલાં સઘળાં શહેરો ઉન્નતિની ઉંચામાં ઉંચી સીમામાં આવી ગયાં હતાં. મશહુર નામજાદા નાસિર ખુશરૂ કહે છે કે, ત્રિપોલી શહેરના દેખાવો ઘણાજ મજાના અને દિલને બહેલાવનારા હતા. એની આજૂબાજૂનો ભાગ અને ચારે બાજૂનાં સઘળાં ગામો ધીમા પવનના હિલ્લોલોથી ડોલતાં અનાજના છોડવાઓ, આંખોને આનંદ આપનારા અંગુરનાં ખેતરો, સુંદર શેરડીના ખેતરો, નારંગીઓના બગીચાઓ સિદ્રોન, નામના ઝાડો, ખજૂર અને બીજી કેટલીક જાતનાં વૃક્ષોવડે ચીકાર ભરેલાં હતાં. શહેર ઉમદા ઉમદા ઇમારતો અને દૂકાનોની લાંબી લાંબી હારો વડે શોભીતું અને ઘણાં માણસોથી ભરેલું દેખાતું હતું. એની ઇમારતો ઉંચાઇમાં ચાર, પાંચ માળવાળી હતી. સઘળી દૂકાનો રાજમહેલના જેવી દેખાતી હતી અને બઝારો તરેહ તરેહની મોજશોખની ચીજો તથા ખોરાકની વસ્તુઓથી ચીકાર રહેતાં. મોટા મોટા સરિયામ રસ્તાઓનાં નાકાં અને બીજા સાધારણ રસ્તાઓમાં પણ ફૂવારા હયાત હતા. એ ઉપરાંત એ શહેરમાં સઘળા લોકોને માટે એક મોટું કુતુબખાનું એક સઘળા લોકોનું જાણીતું વિદ્યાલય (મદ્રેસો અને એક કાગળનું કારખાનું) હતું. એ કારખાનાના કાગળ સરખામણીમાં સમરકંદી કાગળોના જેવાજ હતા. ઇ. સ. ૧૧૦૯ માં વડા સિપહસાલાર ટ્રેનક્રેડની સરદારી નીચે ફિરંગાનના દરિયાઇ

કાફલાની મદદથી ખ્રિસ્તી મઝહબના અનુયાયી યોદ્ધાઓએ એ શહેરપર ઘેરો ઘાલ્યો. શહેરવાસી લોકોએ કેટલાક માસ સુધી ઘણીજ બહાદુરીની સાથે શહેરનો બચાવ કર્યા પછી છેવટે એ કબ્જે થયું અને લુંટાયું. શહેરવાસીઓ તલવારના સપાટાથી કપાઇ ગયા અને લાયબ્રેરી–કુતુબખાનું–કૉલેજ–મદ્રેસો અને કાગળનું કારખાનું ફતેહમંદ લોકો મારફત બળીને ભસ્મીભૂત થયું.

ફ્રેન્ચ લોકોએ પેલેસ્ટાઇન અને સિરિયાના અમુક ભાગને પોતાને કબ્જે કરી એ નવા જીતેલા જમીનના ભાગમાં પોતાના દેશની જાગીરનો રિવાજ ચાલૂ કર્યો હતો. એથી ત્યાંના મુસલમાનો ખ્રિસ્તીઓની ગુલામગીરીની બેડીમાં સપડાયા. ત્યાં ઇન્સાફને બદલે લડાઇ અથવા સખ્ત પરીક્ષા મારફત ઇન્સાફનું કામ ખતમ થતું. તે વખતે યુરોપનું અનુકરણ કરી ખ્રિસ્તીઓ મુસલમાન કેદીઓને બેડીઓ પહેરાવેલી હાલતમાં રાખી ટોળાંને ટોળાંના રૂપમાં રસ્તાપર લાવી ફેરી કરી વેચવાનો ધંધો કરતા. કેટલાક વરસ પછી અમીર ઉસમાન જેરૂસલેમ જોવા માટે ગયા હતા. તેઓ આ સઘળા બેદાદ મુસલમાન કેદીઓના તરફ એવો ઘાતકી જુલ્મ થતો જોઇ, દુઃખી થયા હતા અને એ સાથે તેમણે એમાંના કેટલાકને ગુલામીની બેડીમાંથી છૂટા કરાવ્યા હતા. તેમના લખેલા બ્યાનપરથી માલૂમ પડી આવે છે કે, દેવળના ઉપરી લોકો કાંઇક હિસ્સે સભ્ય હતા, પરંતુ એ નવા આવેલા ફતેહમંદ લોકો ઘણાજ ઘાતકી અને અસભ્ય હતા; બીજી રીતે તે ખ્રિસ્તી ધર્મના લડવૈયાઓના નૈતિક જીવનની જડતાના સંબંધમાં જે કાંઇ લખી ગયા છે તે ઉપરથી જાણી શકાય છે કે, તેઓ ઘણાજ અસભ્ય અને ચરિત્રહીન હતા.



# પ્રકરણ ૭ મું.

## જિહાદ.

## ખલિફા મુસતઝિરબિલ્લાહના અમલથી ખલિફા મુસતનજિદ બિલ્લાહ સુધીની રાજકારકિર્દી.

( ૪૯૨ થી ૫૬૯ હિજરી; ઇ. સન ૧૦૯૯ થી ૧૧૭૮ )



યૂરોપિયન ખ્રિસ્તીઓની આ પૂર્વ તરફની કૂચ મરજી મૂજબની હો અથવા અલ્લાહ તઆલાના કુદરતી ખેલને લીધે થયેલી હો, અથવા ગમે તે કારણથી થવા પામી હો, પરંતુ આ વખત સિવાય બીજે વખતે તેઓ એશિયાપર ચઢી આવ્યા હોત, તો આના કરતાં વધારે સારી તક તેમને મળત નહિ; કારણકે, જાગીરના રશમે ( રિવાજે ) જેવી રીતે કારલોવિનજિયન[1] રાજશક્તિનો ધીમે ધીમે ધ્વંસ કર્યો હતો, તેવીજ રીતે તેણે શક્તિશાળી સેલજુક સલ્તનતનો પણ ધીમે ધીમે ધ્વંસ કર્યો હતો. આલપ અરસલાને તેના કાકાના દીકરા સુલેમાનને એશિયામાઇનર અને મલિકશાહે તેમના ભાઇ તુતુસને[2] સિરિયા મુલક બક્ષિસ આપ્યો હતો. અને તેઓ બન્ને સુલતાનની માલિકી કબૂલીને ચાલતા હતા, પરંતુ એ બન્ને રાજ્યો સિવાય મેસોપોટેમિયા, સિરિયા અને પેલેસ્ટાઇન પ્રદેશ પણ કેટલાક તાબાના માણસોને વહેંચી આપવામાં આવ્યા હતા; જરૂર પડે ત્યારે પોતાના માલિકને લશ્કર વડે મદદ કરવી એ તેમની સહુની મુખ્ય ફરજ હતી. જ્યાં સૂધી પ્રતિભાવાન નિજામઉલ મુલ્ક અને રાજનીતિ વિશારદ મલિકશાહ જીવતા હતા, ત્યાં સૂધી મુખ્ય જાગીરદારો અને તેમના તાબાની રૈયતો સુલ્તાનના નિયમિત ફરમાનને બજાવતા હતા. નિજામઉલ-મુલ્ક અને મલિકશાહના મરણની સાથે સાથેજ ચોમેર ઘરમાંની ફાટફૂટ શરૂ થઈ ગઈ હતી અને સુલેહ અને એકતાને બદલે લડાઇ અને કજીયાએ આવીને

---

૧ ફ્રાન્સના શાર્લમેન રાજાને કારલોવિનજિયન કહેતા.

૨ એનો ઇલ્કાબ તાજદ્દૌલા ( સલ્તનતનો મુકુટ ) હતો.



અ. ઇ. ભાગ ૨.

ઉન્હાળાના પોશાકમાં અરબ રમણી.

Lakshmi Art, Bombay.

પોતાનો કાબૂ જમાવી દીધો હતો. પહેલવહેલાં તુરખાને તેના પુત્ર મહમૂદને પક્ષમાં લઇને બાર્કયારુકની સાથે લડાઇ શરૂ કરી. ઘણીજ થોડી મુદ્દત પછી મહમૂદ મરણના મ્હોમાં આવી પડવાથી બાર્કયારુક સેલજુકોના જમીનદારની પદવીપર નિમાઇને ખલિફા મુકતદિ મારફત સુલ્તાનનો ખિતાબ મેળવી શક્યો, ત્યાર પછી તુતુસે સુલ્તાનના પદપર અધિષ્ઠિત થવાની કોશિશ કરવાથી બાર્કયારૂક અને તેની વચ્ચે ઝગડો શરૂ થયો. લડાઇમાં તુતુસની હાર અને મોત થવા છતાં પણ ઇસ્લામી સલ્તનતમાં સુલેહ સ્થાપિત થઈ નહોતી, કારણકે ત્યાર પછી બાર્કયારૂક તેના ભાઈ મહમ્મદની સાથે ખૂનખ્વાર જંગમાં રોકાયો અને એ જંગ કેટલાંક વરસો સુધી ચાલ્યું.

આ તરફ જિહાદ લડાઇમાંથી જે સઘળા મુસલમાનો જીવ બચાવવાને સમર્થ થયા હતા, તેઓએ ન્હાસીને બગદાદ મહાન નગરીમાં આશ્રય ગ્રહણ કર્યો. એ વખતે ચાંદ વરસનો રમજાન માસ હતો અને ઇસ્લામ મઝહબના અનુયાયીઓએ એ માસના સઘળા દિવસો રોઝા વ્રતમાં પૂરા કર્યા હતા. જે થોડા ઘણા કમનસીબ આદમીઓ ખૂનરેજી અથવા ગુલામગીરીના પંજામાંથી ન્હાસવાને સમર્થ થયા હતા, તેમના વર્ણવેલા રૂંવેરૂંવા ખડાં કરનારા સમાચારથી સઘળા શહેર વાસીઓ ગમગીનીના દરિયામાં ડૂબી ગયા. તેઓ ઉપવાસ ( રોજા ) ની વાત ભૂલી ગયા હતા, અને સઘળા લોકો જુમામસ્જીદમાં એકઠા થઈ રડવા માંડયા હતા.[1] એ સમયે બર્કયારૂક અને મહમ્મદ લડાઇને માટે હલવાન શહેરમાં છાવણી નાખીને રહેતા હતા. તેમના એકબીજાના ઝગડાનો ફેંસલો લાવીને સહુને સાધારણ શત્રુની વિરુદ્ધમાં યુધ્ધ કરવાનો આગ્રહ કરવા માટે ખલિફા મુસતઝિર બિલ્લાહે તેમના દરબારના મુખ્ય ત્રણ માણસોને ઘણીજ ઝડપથી તેમની પાસે મોકલી આપ્યા; કારણકે બર્કયારૂકના વઝીરની છૂપી કત્લનું કામ ખતમ થવાથી બન્ને ભાઇઓ તરતજ પાછા ફરીવાર લડાઇમાં ગુંથાયા હતા. કોઇ એક તવારિખ લખનાર ખેદની સાથે કહી ગયો છે કે, " સુલ્તાનોમાંના અનૈક્ય અથવા કુસંપને લીધે, ફ્રેન્ક લોકો ઇસ્લામી સલ્તનતમાં તેમની સત્તા જમાવવાને સમર્થ થયા હતા.

૪૯૮ હિજરી ( ઇ. સન ૧૧૦૪ ) માં બાર્કયારૂક મરણને શરણ

---

૧ અલ મુઝફ્ફરઅલ અબિવારદિ નામના તે વખતના એક કવિએ મસ્જિદમાં એકઠા થએલા તમામ માણસોનો લોપ થવાની વાતને એક શોક સુચવનારા ગાનમાં પ્રકટ કરી હતી. ઇબને અલ અસિર અને અબુલફિદાએ એ શોક સંગીતને પોતાના ઇતિહાસમાં લખ્યું છે.

થવાથી મહમ્મદે[1] સલ્તનતની ગાદીપર[2] બિરાજમાન થઇને ૧૪ ચૌદ વરસ સુધી રાજ્ય ભોગવ્યું. વર્ણવેલું છે કે, તે સાહસી, ધાર્મિક, નેક ,ઇન્સાફ અને દિલાવર દિલનો આદમી હતો. તેણે માબાપ વગરનાં છોકરા છોકરીઓ અને ગરીબ ગુરબાંઓના તરફ જે દયા દેખાડી હતી, તે તે વખતના મૌલ્વીઓ મારફત વખાણુને પાત્ર થઈ હતી.

પરંતુ એ વખતે સલ્તનતનું રાજનૈતિક આકાશ જે પ્રકારનાં વાદળાંથી ઘેરાઇ ગયું હતું, તેથી કોઈ એકઠી થયેલી ઇસલામી–શક્તિ મામૂલી દુશ્મનની વિરુદ્ધમાં ઉભી થવાને ઉપયોગી થઈ શકી નહોતી. સિરિયા અને મેસોપોટેમિયાના જાગીરદારો એક બીજાની સાથે અદેખાઈ કરી ઝગડા જમાવી જૂદા થઈ પડયા હતા. અલેપ્પોના જાગીરદાર તુતુસનો પુત્ર રિઝવાન[3] દગાબાઝ હતો, અને બીજા કેટલાંક માણસો જોકે સુલ્તાનનું ફરમાન બજાવવાને રાજી હતાં, તેમ છતાં પણ તેમણે જાતિની ચડતીને માટે કોશિશ કરવા કરતાં પોતાની ઉંચી મુરાદોને બર લાવવા માટે વધારે ધ્યાન આપ્યું હતું. એ વખતે સિરિયાના સમુદ્રનો કિનારો અને પેલેસ્ટાઇન મુલ્ક ફાટેમાઇદ ખલિફાઓના તાબા તળે હતો. તેમના રાજ્યના બંદોબસ્તની એવી અંધાધુંધી હતી કે, જેથી ક્રુઝેડ–જિહાદમાં મળેલા દુશ્મનો દ્વારા ઘેરાયલાં સઘળાં શહેરોમાં મદદ કરવાનું તેમને માટે દુઃખકર અને નામુમકિન થઇ પડયું હતું. ફાતેમાઇદ ખલિફા ( મુસતઆઅલી ) સલ્તનતની હકુમત ચલાવવા માટે બિલ્કુલ નાલાયક હતા, એથી તેનો સેનાપતિ રાજનું કામકાજ ચલાવતો, પરંતુ તે લશ્કરી ખાતાંની ચડતી કરવાની અને દુશ્મનોને ન્હસાડવાની જીત-

---

૧ મશહુર દાર્શનિક અને તત્વજ્ઞાની ઇમામ અબુ હમિદઅલ ગઝાલી સુલ્તાન મહમ્મદના બરાબરીઆ હતા, અને સુલ્તાન તેમના તરફ ઘણીજ ભક્તિની નિગાહથી જોતા, ફાતમા નામની સુલતાનની એક કન્યા હતી અને ખલિફા મુકદ્દિની સાથે તેની શાદી કરી હતી. કહેવામાં આવે છે કે, તે કેળવાયલી અને રાજનીતિના જ્ઞાનથી વિભુષિત હતી. તે દરગાયે ખાતુન નામના કુમારીઓના દરબાર ગૃહમાં વસતી હતી.

૨ તેણે ગિયાસુદુનિયાવદ્દિન ( પાર્થિવ અને ધર્મ વિષયની અપવિત્રતા-નાપાકપણાનો પ્રતિકાર કરનાર ) નો ઇલ્કાબ ધારણ કર્યો હતો.

૩ તુતુસ–રિઝવાન પણ દમિશ્ક શહેરમાં બે પુત્રો મુકીને જન્નતનશિન થયો. રિઝવાને અલેપ્પોની અને દક્કાકે દમિશ્કની જમીનદારીની માલિકી ગ્રહણ કરી ઝહિર-દ્દિનના ઇલ્કાબવાળા ટોગટાકિન નામના એક માણસે દક્કાના એક પુત્રને ન્હસાડી મુકવાથી તે પાછળથી સુલ્તાન મારફત એ પદવીપર મુકરર થયો. અનુવાદક.

જાનથી કોશિશ ન કરતાં કેરો શહેરમાં મોજમજા અને અયશઆરામ ભોગવવામાં સુલ્તાન રહેતો, અથવા તેના હરીફોની વિરુદ્ધમાં કારસ્થાન કરીને નકામો વખત ગુજારતો હતો.

## ટાઇબિરિયસ અને અલબલાતની લડાઇ.

સુલ્તાન મહમ્મદના ફરમાનથી તેના તાબાના જાગીરદારો એક બે વાર તેમના એક બીજાના મતની જૂદાઇને અલગ કરી ખ્રિસ્તી હુમલા કરનારાઓની સ્હામા આવી ઉભા રહ્યા હતા. ઇ. સન ૧૧૧૩ ની શરૂઆતમાં જેરૂસલેમના રાજા[1] બાલ્ડવિને દમિશ્કસ તાબાના એક વિભાગ ઉપર હલ્લો કર્યો. ( ૧૩ મી મોહરમ, ૫૦૭ હીજરી; જુલાઇ ઈ. સન ૧૧૧૩ ) દમિશ્કસનો માલિક ટોગટકિન એકલો તેમને અટકાવવામાં અસમર્થ થવાથી મોસુલના માલિક મુદુદની પાસેથી તેણે મદદ, માગી. ઇ. સન ૧૧૧૩ ના જુલાઇ માસમાં, મોસુલ, દમિશ્કસ, સિનજાર[2] અને મારિદિનના જાગીરદારોની સાથે મળેલી શક્તિએ પેલેસ્ટાઇન મુલ્કમાં કૂચ કરી. ટાઇબિરિયસ સરોવરની નજીકના ખૂનખ્વાર જંગમાં ફ્રેન્ક લોકો અફસોસ ભરેલી હાલતથી હારી ગયા અને તેમના ઘણાખરા સિપાહીઓ સરોવર તથા જાર્ડન નદીમાં ડુબી ગયા. ઇ. સ. ૧૧૧૯ ના જૂન માસમાં ફરીવાર તેઓ મારિદિનના જાગીરદાર ઇલગાઝી મારફત અલબલાત નામની જગાપર હારી ગયા. ( જૂન, ઇ. સન, ૧૧૧૯ ) બીજી તરફ મિસરના લોકો પણ સમુદ્રના કિનારાપરના કેટલાક જંગોમાં ફતેહમંદ થયા; પરંતુ સમસ્ત યુરોપ એ વખતે ખ્રિસ્તી ધર્મના લડવૈયાઓને મદદ કરવા માટે તૈયાર હતું. યુરોપની તમામ જગાએથી તેમની મદદ માટે નવા લશ્કરી કાફલાઓ આવ્યા હતા. ટાઇબિરિયસના યુદ્ધ પછી મુદુદ કોઇ બળવાખોરના હાથે માર્યો જવાથી જાગીરદારોમાંની એકતા તૂટી ગઈ, જૂદી પડી ગઇ. આ બધી બાબતોએ જિહાદવાળાઓને મુસલ્માનો મારફત જીતેલી તમામ જગાઓને પાછી મેળવવામાં મદદ કરી હતી.

જિહાદવાળાઓ આવી રીતે પોતાની સત્તા જમાવતા જમાવતા શહેરોપર શહેરો જીતવા માંડયા, દેશને પાયમાલ કરવા લાગ્યા અને રહેવાસી લોકોનાં ખૂન કરવા માંડયા, અથવા તેમને સહુને ગુલામગીરીની બેડીમાં સપડાવવા લાગ્યા સુલ્તાન મહમ્મદ ૫૧૧ હિજરીના જિલહજ માસની પંદરમી તારીખે

---

[1] ઇબ્ને અલ-અશિરે, તેને બાધદવિન અને બીજા કેટલાક લેખકોએ તેને બાર્ડવિલ નામથી ઓળખાવ્યો હતો.

[2] એનું બીજું નામ ટર્મિનિક હતું.

( ૧૮ મી એપ્રિલ ઇ. સન. ૧૧૧૮ ) જન્નતનશીન થયા. અને તેમના મરણના એક વરસ પછી ખલિફા મુસતઝિર પણ આ ફાની દુનિયામાંથી હમેશને માટે ગાયબ થયા. ( ૧૬ મી રબિઉસ્સાનિ, ૫૧૨ હિજરી ) તેમણે ૨૫ વરસ સુધી રાજ્ય ભોગવ્યું હતું અને તેમની પછી તેમના પુત્ર અબુ મનસુર અલફઝલ અલમુસત રશિદ બિલ્લાહનો[1] ઇલ્કાબ ધારણ કરીને પાયતખ્ત પર બિરાજ્યા.

સુલ્તાન મહમ્મદના મરણથી ઇસ્લામ અને ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓ બન્ને પક્ષમાં ઘણોજ ફેરફાર થયો હતો. ( ૬ ઠ્ઠી ઓગસ્ટ, ઇ. સન ૧૧૧૮ ) મહમ્મદના મરણ પછી વીર જાતિના છેલ્લા બહાદુર સિનજર[2] નામના તેમના ભાઇ તેમની પદવીપર બિરાજ્યા અને તેમના પુત્ર મહમ્મુદ પ્રાઇવેટ ખાનગી મિલ્કતના વારસ ઠર્યા. સુલ્તાન મહમ્મુદની હુકુમતના અમલમાં જિહાદવાળાઓને અટકાવવા માટે સહુથી પહેલો એક વીર પુરુષ-જવાંમર્દ બહાદુર પેદા થયો હતો. તેણે ફક્ત ફ્રેન્કોના એકલાના હુમલાને અટકાવ્યા નહોતા, પરંતુ તેણે ધીમે ધીમે ઇસ્લામ અધિકારમાંથી તેમને ન્હસાડી મૂક્યા હતા. તેનું નામ ઇમાદુદ્દીન જંગી[3] હતું. ક્રિશ્ચિયન લેખકોના મત મુજબ તે રક્ત પિપાસુ ( લોહીનો તરસ્યો ) નામથી ઓળખાયો છે. તે સુલતાન મલિકશાહના અકસનકર[4] નામના એક વડા જાગીરદારનો પુત્ર હતો. સુલ્તાન

---

૧ અલ મુસતરશિદ બિલ્લાહનો અર્થ ખુદાનો રસ્તો બતાવનાર તરીકે માનનારો, એવો થાય છે.

૨ તેઓ કવિ અનવારિના બંધુ-દોસ્ત અને મદદગાર હતા.

૩ ફારસી સાહિત્યનું અધ્યયન કરનારાં માણસો એ જંગીને ફારસ (પારસ્ય-ઈરાન ) મુલ્કના બાદશાહ આતાબ સાયદના પિતા જંગી તરીકે ધારતા હતા. બાદશાહ સાયદ ગુલિસ્તાન ( ઈરાનનો બગીચો ) નામના પુસ્તકના લેખક કવિ શેખ મસલેહદ્દિન સાદિના પૃષ્ટ પોષક ( મદદગાર ) હતા. શેખ સાદીના, ગુલિસ્તાન, બોસ્તાન, કરીમા વગેરે પુસ્તકો ઘણાંજ ઉમદા છે અને નીતિ તથા ધર્મના જ્ઞાનથી તેનું પાનેપાનું ભરેલું છે. આધુનિક જમાનામાં પણ એ પુસ્તકોનું મૂલ્ય ઘણુંજ મોંઘુ મનાય છે

૪ અકસનકર કાસિમુદ્દૌલાનો ખિતાબ ધારણ કર્યો હતો. એ સિવાય તે 'શ્વેત શ્યેન' ( બાજ ) પંખીના નામથી ઓળખાતો હતો. તે સુલ્તાનનો ખજાનચી ( હાજિર ) અને ડાહ્યો સૈનિક તથા જ્ઞાની રાજનિતિજ્ઞ હતો. તેના તાબાના તમામ દેશમાં પુરતો ન્યાય-ઈન્સાફ વિરાજતો હતો. સર્વ સ્થળે હાટ બજારની સગવડ હતી, રસ્તાઓ લુટારાના ભય વગરના હતા, અને સર્વ સ્થળે શાંતિ વિરાજતી હતી. કોઈ સ્થળે ગેરઇન્સાફનું કામ પૂરું થવાથી એ સ્થળના રહેવાસીઓને તેનું

ગાલિકશાહના મરણ પછી છૂટા છવાયા અને અંધાધુંધીવાળા રાજ્યમાં અકસનકરે સારો બંદોબસ્ત કરવાની કોશીશ કરી હતી. તે ચૌદ વરસની ઉમ્મરના જંગી નામના ફરજંદને પોતાના રાજયના વારસ તરીકે મૂકીને મરણને શરણ થયો; પરંતુ તેના તાબાના જાગીરદારો અને નોકર ચાકરોએ તેના પુત્રના સોબતી તરીકે રહીને તેના પિતાની મિલ્કત તથા સત્તાને અખંડ રાખી હતી, અને એ બાળકે પણ જિન્દગીની શરૂઆતમાંજ અદમ્ય માનસિક બળ, અનહદ તાકાત અને ઉંચી જાતના રાજનૈતિક તથા લડાયક જ્ઞાનનો પરિચય પ્રદાન કરાવ્યો હતો. ૫૧૬ હિજરી ( ઇ. સન ૧૧૭૪ ) માં સુલ્તાન મહમ્મુદની પાસેથી તેણે વાસિત શહેર વૃત્તિરૂપે પ્રાપ્ત કર્યું અને બસરા શહેરમાં તેનો પ્રતિનિધિ ( શાહના ) નિમાયો. આ પછી ચાર વરસે તેને આતાબેકના [1]ઇલકાબ સાથે મોસુલ અને ઉપલો મેસોપોટેમિયા આપવામાં આવ્યો. અને ખલીફાના ખાસ કબ્જાના કાગળ દ્વારા તે એ બન્ને મુલ્કોમાં સ્થાયી થયો. ( રમજાન ૫૨૧ હીજરી; સપટેમ્બર—અકટોમ્બર ઈ. સ. ૧૧૨૭ ) ઇમામુદ્દીન ઝંગી મોસુલના વિશાળ આતાબેક વંશનો સ્થાપનાર હતો. ઇતિહાસકાર ઇબ્નેઅલઅશિરે તે વખતના મુસલમાનોની કમતાકાત અને ખ્રિસ્તીઓની તાકાતની બાબતમાં જે અજાયબ વર્ણન કર્યું છે, તે અમો અહીં આગળ રજૂ કરીએ છીએ:—

"ખ્રિસ્તી લોકોનાં લશ્કરી માણસોની સંખ્યા અસંખ્ય હતી, તેમનો જુલ્મ અને લૂટફાટનો અયોગ્ય વહેવાર દિવસે દિવસે વૃદ્ધિગત થતો જતો હતો. અને તેમને સજાની ધાસ્તી ન રહેવાથી તેઓ કોઇપણ જાતનું કાળું કામ કરતાં અચકાતા નહોતા. તેમનું રાજ્ય ઉપલા મેસોપોટેમિયાના મારિદિનથી લઇને મિસરની સરહદમાં આવેલા આરિસ શહેર સૂધી ફેલાયલું હતું, તેઓએ હારાન અને રાક્કાના નામનાં બન્ને શહેરના રહેવાસી લોકોને બેઇજ્જત કરીને નિસિબિનના દરવાજા સૂધીનાં સઘળાં સ્થાનોને લગભગ પાયમાલ કરી નાખ્યાં હતા. મેદાનના માર્ગે શહબા સિવાય તેઓએ દમિશ્ક જવાના તમામ રસ્તાઓને બંધ કરી દીધા હતા. તેઓ સઘળા શહેરવાસીઓની પાસે અણઘટતો

નુકશાન ભરી આપવું પડતું, પણ હાલના જમાનામાં એ રિવાજ ચાલુ નથી. જો કદાચ કોઇ જગાએ કોઇ મુસાફિરની માલમિલ્કત લુંટાઇ જતી, તો તે જગાની નજીકના ગામોના રહેવાસીઓને એનું નુકશાન ભરી આપવાની ફરજ પડતી; આવી સજાની ધાસ્તીથી લોકો મુસાફરોની સહીસલામતી અને દેશમાં શાંતિ જાળવવા માટે ખાસ ઉદ્યોગી રહેતા.

[1] આતાબેકનો અર્થ કુમારનો શિક્ષક અથવા કુમારનો હાકેમ થાય છે.

કર વસુલ કરતા અને એલેપ્પોનો અરધો ખજાનો, અરે એટલુંજ નહિ, તેના બગીચાના દરવાજાપરના કારખાનામાંથી આવતી દોલત પણ બળાત્કારે છીનવી લેતા. એક ખુદાને માનનારા અને અનેક ખુદાને માનનારામાંનો કોઇપણ માણુસ તેમના હાથમાંથી બચી શકતો નહિ.”

ઝંગી દેશમાં સારો બંદોબસ્ત કરવા અને કેળવાયલું લશ્કર એકઠું કરવા માટે ઘણાજ ઉત્સાહની સાથે તૈયાર હતો. ખ્રિસ્તી લોકો માર્ફત મેસોપોટેમિયા ઘેરાતાં પહેલાંજ તેણે તેમને દૂર કરવા માટે પૂરતું લશ્કર તૈયાર કરી રાખ્યું હતું. તે મેમબિજ ( પુરાણું બામએસ ) અને બિઝા અથવા બુઝા જીતીને ( ૫૨૨ હિજરી, ઇ. સન ૧૧૨૮ ) વિશાળ મોસલની જાગીરનો એકચ્છત્ર માલિક થયો હતો. એલેપ્પોમાં વસનારા લોકોએ જિહાદ સિપાહીઓના[1] જોર જુલ્મ અને લૂંટફાટથી તોબાં પોકારીને ઇ. સન ૧૧૨૮ માં ઝંગીને માન સાથે બોલાવ્યો. તેણે ત્યાં જઇને તે શહેર જીતી લીધું. એલેપ્પોના દાખલાથી હામાહ શહેર પણ તેમના હાથમાં આવ્યું. બીજે વરસે તેણે અલ-અસારિબ શહેરના કિલ્લાની નજીકમાં જિહાદવાળાઓને હરાવીને એક ખૂનખ્વાર જંગ ખેલ્યા પછી ત્યાંનો કિલ્લો જીતી લીધો. સુલતાન મહમ્મુદના મરણ પછી ( ૫૨૫ હિજરી; ઇ. સન, ૧૦૩૦-૩૧ ) દેશમાં માંહોમાંહે ફાટફૂટ અને બખેડો પેદા થયો અને એ વખતે ખ્રિસ્તીઓમાંના મોટામાં મોટા પિશાચ-શયતાન[2] એડેસાના કાઉન્ટ જોસસેલિનની સાથે થોડી મુદ્દત ટકનારી સુલેહ થવાથી ઝંગી એ બળવામાં ભાગ લેવાને સમર્થ થયો હતો. સુલ્તાન મહમ્મુદની પછી તેનો ભાઇ મસુદ તેની ગાદીપર બેઠો; પરંતુ એ વારસાને માટે સેલજુકશાહ નામના બીજા એક ભાઇની સાથે ઝગડો પેદા થયો. થોડીવાર લડયા પછી તેમણે તેમના ઝગડાનો ફેંસલો કરી બન્નેએ પોતાના કાકા સિનજોરની વિરૂદ્ધમાં લડાયક કૂચ કરી; પરંતુ તેઓ દમર્જ નામની જગાએ ( રજબ ૫૨૬ હિજરી; મે, ઇ. સન ૧૧૩૨ ) હારી ગયા. તેમના હારી જવા છતાં પણ સિનજોરે તેમના તરફ રહમદિલી દેખાડીને તેમને તેમનો પહેલાનો કબ્જો પાછો સોંપ્યો. ત્યાર પછી ખલિફા મુસતરશિદ અને સુલ્તાન મસુદની વચ્ચે જંગ જામ્યું. એ જંગમાં ખલિફા મુસતરશિદ કેદી થયા અને તેઓ સુલ્તાન મસુદની છાવણીમાં રહેતી વેળાયે ખુદાના દ્રોહીઓમાંના એક જણુ મારફત માર્યા ગયા. ( ૧૬ મી જિલકદ, ૫૨૯ હિજરી;

---

૧ ઇબનેઅલઅશિરે તેમને દૈત્ય અથવા પિશાચના નામથી ઓળખાવ્યાં છે.

૨ ઇબ્ને અલઅશિરે તેને અઝિમુશ્શયા સાઅિન ( શ્રેષ્ઠ શયતાન ) ના નામે ઓળખાવ્યો છે.

૨૮ ઑગસ્ટ ઈ. સન ૧૧૩૫ ) તેમના મરણ પછી અબુજાફર મનસુર નામનો તેમનો પુત્ર રશીદ બિલ્લાહનો[1] ખિતાબ ધારણ કરી પાયતખ્તપર બિરાજમાન થયો; પરંતુ તેણે ફક્ત થોડાક માસજ રાજ્ય ભોગવ્યું હતું. તેની અને સુલ્તાન મસુદની વચ્ચે મતભેદ થવાથી તે બગદાદ છોડીને મોસુલ ભણી ચાલ્યો ગયો. એથી સુલતાન મસુદે મઝહબી બંદોબસ્ત કરનારાઓ અને કાજીઓને બોલાવ્યા તથા તેમની પાસે ખલિફા રશિદની વિશ્વાસઘાતકતાની–દગાબાજીની વાત રજૂ કરીને તેને પાયતખ્તપરથી ઉતારી પાડવાની તેમને મજબૂત ભલામણ કરી. રશીદને પાયતખ્તપરથી ઉતારી પાડવાથી ખલિફા મુસતઝિરના પુત્ર અબદુલ્લા અલમુકતફિ લિ–અમ્રિલ્લાહનો[2] ખિતાબ ગ્રહણ કરીને પાયતખ્તપર બેઠા. એ વખતે શેલજુક રાજ્યની શક્તિ નબળી પડવાથી ઇરાક અને કેલડિયામાં ખલિફા મુકતફિની નામના અમુક હિસ્સે વધી ગઇ અને છેવટે તેઓ બગદાદની નજીકના તમામ મુલ્કોમાં તેમની થોડી મુદ્દત ટકનારી સત્તાનો ફેલાવો કરવાને સમર્થ થયા હતા.

આતાબેક ઝંગીએ પૂર્વ પ્રદેશના માંહોમાંહેના બખેડામાં વધારે વખત વીતાડ્યો નહોતો; કારણ કે, સિરિયા દેશમાં તેનું સહુથી મોટામાં મોટું કરવાનું કામ બાકી રહ્યું હતું. જિહાદવાળાઓએ યુરોપમાંથી નવી લસ્કરી મદદ મેળવવાથી અને ગ્રીક બાદશાહની સરદારી તળે લશ્કરનો એક જંગી કાફલો આવી પહોંચવાથી ફરીવાર મુસલમાનોની સાથે લડાઇ જાહિર કરી હતી. તેઓ બુઝાપર છાપો મારી ત્યાંના સઘળા આદમીઓને તલવાર વડે કાપી નાખી, ઔરતો અને છોકરા છોકરીઓને કેદ કરીને લઇ ગયા હતા. ત્યાર પછી તેઓએ હામાદથી એક દિવસની મજલપર દૂર આવેલા શૈઝર ( કૈસરીયા ) ને ઘેરી લીધું. ઓસામાનીની[3] જન્મભૂમિ શૈઝરનો દુર્ગ સર્વાંશે અભેદ્ય હતો. અને પહાડપર એવી રીતે બાંધેલો હતો કે, ફક્ત એક ઘોડાની સાથે ભાગ્યેજ એ રસ્તેથી દુર્ગમાં દાખલ થઇ શકાતું હતું અને એને પર્વત કોતરીને બહાર કાઢવામાં આવ્યો હતો. એ સાંકડો રસ્તો પહોલવહેલો મોજાંથી ભરેલી ઓરોન્ટિસ[4] નદીને ઓળંગ્યા

૧ રશિદ બિલ્લાહનો અર્થ ખુદાની રહમથી મઝહબને રસ્તે ચાલનાર થાય છે.

૨ અલમુકતફિલિઅમ્રિલ્લાહ અર્થ ખુદાના ફરમાન તરફ આસ્થાવાન, થાય છે.

૩ શરૂઆતના જીહાદ–ક્રુઝેડ યુદ્ધને વખને આમિર મુયાયિદ અાદોલા ઓસામા એક મુખ્ય વીર પુરુષ હતો. ઈ. સન, ૧૧૮૪ માં પારીસ શહેરમાં તેનું જીવન ચરિત્ર પ્રગટ થયું હતું અને તે ઘણુંજ અજાયબી પમાડનારૂં હતું.

૪ એ સિરિયા દેશની એક નદી છે, એ એન્ટિયોકની નજીકમાં વાંકી વળીને ૨૪૦ માઇલ ઓળંગ્યા પછી સમુદ્રને જઇને મળે છે. ( અનુવાદક )

પછી તેનાથી થોડેક દૂરના પહાડમાં સુરંગના આકારમાં ગયો હતો અને સૌથી છેવટની ઉંડી ખાઇને લાકડાંના પૂલની મદદથી ઓળંગીને કિલ્લામાં દાખલ થવું પડતું. એ પૂલને એકવાર ભાંગી નાખવાથી કોઇનાથી કિલ્લામાં દાખલ થઇ શકાય તેમ નહોતું. હિજરીની પાંચમી સદીની શરૂઆતથી એ સ્થળ ફીનાના અરબ વંશમાં જન્મેલા બનુમુનકિઝ ( મુનકિદ ) ના હાથમાં હતું અને તેઓ તે કિલ્લા તથા તેની નજીકની તમામ જગાઓના વંશાનુક્રમિક માલિક હતા. એ દુર્ભેદ્ય દુર્ગ આ તરફ હામાહ અને બીજી તરફ જિહાદવાળાઓની છાવણીની નજીકમાં હતો, એથી એ ફ્રાન્ક અને સેરેસિન બન્ને કાફલાનો ઘણોજ જરૂરનો ગણાતો હતો. તે વખતના શૈજર ( કૈસરયા ) કિલ્લાના માલિક સુલતાન અબુ અસાકિરે ઝંગીની મદદ માગવાથી તે ઘણીજ ઝડપથી ત્યાં જઇ પહોંચ્યો. આતાબેગના આવવાથી ફ્રાન્ક અને ગ્રીક લોકો ઘેરો ઉઠાવીને ચાલ્યા ગયા અને ગ્રીક લોકો તેમના દેશ તરફ પાછા ફર્યા, પરંતુ ઝંગી પોતાની સગવડના માટે તેમની પાછળ પડવામાં પાછો હટ્યો નહોતો. તેણે ત્રિપોલી ઉપર રાજ કરતા કાઉન્ટના અર્કા નામક કિલ્લાને ઘેરીને જમીનદોસ્ત કર્યો. અને બાલબેક જીતીને સુલતાન સલાહુદ્દીનના પિતા નજમુદ્દીન અયુબને તેની હાકેમીનો ભાર સોંપ્યો. જ્યાં સુધી દમિશ્કનો જાગિર વિભાગ બીજા એક સ્વાધીન રાજાના હાથમાં હતો, ત્યાં સુધી ફ્રાન્ક લોકોને સિરિયામાંથી દૂરીભૂત કરવાનું આતાબેકને માટે નામુમકિન થઇ પડયું હતું.

૫૩૪ હિજરી ( ઇ. સન ૧૧૩૯ ) માં ઝંગીએ બારીનની નિકટમાં ફ્રાન્ક લોકોને હરાવીને એ શહેરને કબ્જે કર્યું એ શહેર જિહાદીઓના દુર્ભેદ્ય કિલ્લા જેવું હતું અને હામાહ તથા અલેપ્પોની વચ્ચે આવેલી તમામ જગાઓને લૂંટવા માટે તેમણે એને મુખ્ય કેન્દ્રભૂમિના સ્વરૂપમાં બદલાવી નાખ્યું હતું; પરંતુ ઝંગીએ ૫૩૯ હિજરીના જમાદિઉસ્સાનિ માસમાં ( ઇ. સન. ૧૧૪૪ ડિસેમ્બર) એડેસા ( રોહા ) જીતીને સહુથી ઉમદા ફતેહ મેળવી. એ શહેર જિહાદીઓના દૈત્યરૂપી વીર-બહાદુર જોસસલિનના તાબામાં હતો, એથી એને જીતવાથી સહુથી શ્રેષ્ઠ ફતેહનું કામ પુરૂં થયું હતું. " ખ્રિસ્તીઓના જે કેટલાક મુખ્ય આચાર્યોના અધિકાર હતા તેમાં જેરૂસલેમ પ્રથમ સ્થાનિય હતું; ત્યાર પછી અનુક્રમવાર એન્ટિયોક, રોમ, કૉન્સ્ટન્ટિનોપલ અને રોહા શહેરનું નામ ઉલ્લેખ કરવા લાયક હતું. એટલા માટે ખ્રિસ્તી લોકો એને પવિત્ર સ્થાન તરીકે માનતા હતા અને એ કારણવશાતજ એ મેસોપોટેમિયાનાં ચક્ષુ રૂપ હતું. એ ખ્રિસ્તીઓના તાબામાં રહેવાથી તેઓ

૧ એઓ ઓસામાના કાકા હતા.

એની નજીકનાં તમામ સ્થાનોને કબ્જે કરવાને સમર્થ થયા હતા અને તેમના કૂચ કરવાના રસ્તામાં તેમણે અનેક દુર્ભેદ્ય દુર્ગ પણ કબ્જે કર્યા હતા.[૧] "

ઝંગીએ રોહા શહેરમાં આવી ત્યાંના રહેવાસીઓના જાનમાલ અને ધન મિલ્કત સહીસલામત રહેશે, એવું જણાવી તેમને શરણે થવાનું કહ્યું; પરંતુ તેમણે તેના તે ઠરાવને નફરતની સાથે પાછો ફેરવ્યો; એથી તેના ફરમાનથી શહેરને જીતી લેવામાં આવ્યું. ખ્રિસ્તીઓએ જેરૂસ્લેમ અને એન્તિયોક શહેરમાં મુસલમાનો ઉપર જેવો જાલિમ જુલ્મ ગુજાર્યો હતો, તેના બદલા દાખલ ત્યાંના ખ્રિસ્તી રહેવાસીઓને સજા કરવાની ઇચ્છા કરી હતી, પરંતુ તેની મહાનુભવતાએ તેના ગુસ્સાને દબાવી દીધો હતો. જૈઇફ સિપાઇઓ, ફકિરો અને મૌલવીઓએ ત્યાંના જિહાદી સિપાહીઓને લડવા માટે ઉશ્કેર્યા હતા. જે સઘળા સાધારણ પુરુષો, સ્ત્રીઓ અને છોકરા છોકરીઓ મુસલમાનોના હાથમાં કેદ થયાં હતાં, તેઓ છૂટી ગયા હતાં અને તેમની દોલત તથા સ્થાવર મિલ્કતને છોડવાનું કાંઇપણ મૂલ્ય ન લેતાં તે તેમને પાછી સોંપવામાં આવી હતી.

રોહાના કિલ્લામાં જોઇતું લશ્કર રાખીને આતાબેક ઝંગીએ બીજી એક બાજૂએ કૂચ કરીને ધીમે ધીમે જિહાદવાળાઓના તાબાના શિરાજ અલબિરઃ અને બીજા કેટલાક કિલ્લાઓ જીતી લીધા. ત્યાર પછી કલાતજાબિર કિલ્લાની અટકાયત વખતે તેની નિદ્રિતાવસ્થામાં તે તેના કેટલાક ગુલામો મારફત માર્યો ગયો. ( ૫ મી રબિઉસ્સાનિ, ૫૪૧ હિજરી; ૧૫ મી સપ્ટેંબર ઇ. સન. ૧૧૮૬ ) તેના ખ્રિસ્તી દુશ્મનોએ એ તુર્કી—ગુલામોને ઉશ્કેર્યા હતા. આવી રીતે તે વખતના એક બહાદુર જવાંમર્દની જિન્દગીનો અંત આવ્યો.[૨] તે ન્યાયી, જ્ઞાની અને રૈયતનું ભલું ચાહનારો હતો. જે વખતે તેણે મેસોપોટેમીયાનું શાસનકાર્ય ગ્રહણ કર્યું હતું, તે સમયે એ પ્રદેશની અને સિરિયાની ઘણી ખરી જમીન ખેડયા વિનાની પડતર હાલતમાં પડી રહેવાથી ખેડુતો અને શહેરના રહેવાસીઓ શોચનીય અવસ્થામાં આવી પડયા હતા અને ફ્રેંન્ક લોકોની લૂંટફાટ તથા જોરજુલ્મથી તેમણે પોતાના વહેપાર—રોજગારને પણ બિલકુલ બંધ કરી દીધો હતો. ખેતીની ફરીવાર ઉન્નત્તિ કરવા માટે ઝંગીએ ઘણી કોશીશ કરીને દેશની સમૃદ્ધિમાં વૃદ્ધિ કરવાથી ખેડુતોએ ફરીવાર ખેતીના કામમાં ધ્યાન આપ્યું. પાયમાલ થવા આવેલાં શહેરોને ફરીવાર બંધાવીને એ બધાને સુશોભિત કરવામાં આવ્યાં અને ઘણીજ સખ્તાઇની

૧ ઇતિહાસકાર ઇબને અલ અસિરનું વર્ણન.

૨ ઇતિહાસકાર ઈબ્નેઅલઅશિરે તેનો શહીદ તરીકે ઉલ્લેખ કર્યો છે.

સાથે રાજ્યની અંધાધુંધી, લૂંટફાટ અને મારફાડ દબાવી દેવામાં આવી. ફ્રેંચ લુંટારાઓ અને જલ્લાદોને સમુદ્રના કિનારા તરફ ન્હસાડી મૂકવામાં આવ્યાથી વહેપાર–રોજગારની શોભામાં વધારો થયો હતો, દૌલતનો પણ સારો લાભ મળી શક્યો હતો. તે ઔરત જાતની સહીસલામતી માટે ખાસ સાવચેત રહેતો અને જો કદાચ તેમના તરફ કોઇ અસન્માન પ્રકટ કરતું, અથવા જુલ્મ ગુજારતું તો તેને ભારેમાં ભારે સજા કરવામાં આવતી, તે દિલાવરીને માટે મશહુર હતો. તે દર જુમ્માને દિવસે ખુલ્લી રીતે એક સો દિનાર દાન આપતો અને અઠવાડિયાંના બીજા દિવસોમાં છૂપી રીતે ભરોસાદાર નોકરના હાથમાં દાન માટે ઘણા રૂપિયા આપતો. તે તમામ લોકોમાં વિશ્વાસુ દોસ્ત અને નેક ઇન્સાફ માલિક હતો તથા છાવણીમાં સખ્ત શાસન ચલાવનાર હતો. દેશની સમૃદ્ધિ, શાસનશૃંખલા અને અનેક પ્રકારનાં સત્કાર્યોની તુલનામાં તેનો શાસનકાળ સુલ્તાનના શાસનકાળ જેવોજ હતો. તે વિદ્વાન મંડળીનો મિત્ર હતો. અલજવ્વાદ ( દિલાવર ) ના ખિતાબવાળા તેના વઝીર જમાલુદ્દિન[1] દેશની મુખ્ય દેખરેખ રાખનારનું અને મંત્રી સભાના રેશમના બનાવેલા બિછાના કરતાં, ઘોડાની પીઠને, દિલને બહેલાવનારા સંગીતના કરતાં લડાઇના કોલાહલને અને મીઠું બોલનારના મુગ્ધ કરનારાં વચનો કરતાં હથિયારનો ઝણઝણાટ પસંદ કરે છે" આતાબેક ઝંગીને ચાર પુત્રો હતા, તેઓમાં સૈફુદ્દીન ગાઝી સહુથી શ્રેષ્ઠ હતો: તેણે મોસુલના હાકેમની પદવી મેળવી હતી. બીજો પુત્ર નુરૂદ્દીન મહમુદ પિતાની પેઠે વીરતાનો અનુરાગી હતો. ત્રીજો પુત્ર કુતુબુદ્દીન મુદુદ અને ચોથો પુત્ર નસરતુદ્દીન મુખ્ય અમીર હતો. સૈફુદ્દીન અને નુરૂદ્દીન બન્ને એ પિતાની

---

૧ તેનું ખરૂં નામ અબુજાફર હતું અને તેનો ખિતાબ જમાલુદ્દીન ( ધર્મનું સૌંદર્ય ) હતું. દાનશીલતાને વશ થઇ તે જે સઘળા કીર્તિ સ્થંભો સ્થાપન કરી ગયો છે, તેમાંના ઇતિહાસકાર ઈબ્ને ખાલિકાને કેટલાકનો ઉલ્લેખ કર્યો છે–૧ લું એક પાણીની નહેર, એની મદદથી ઘણે દુરથી અરફતના મેદાનમાં પવિત્ર હજ્જને દિવસે જળ આણવામાં આવ્યું. બીજું અરફાત પહાડના મૂળથી એના શિખર સુધી બનાવેલાં પગથીયાં. ૩ જું–પવિત્ર મદિના શહેરની ચારે બાજુએ બંધાવેલી દીવાલ. દર બાર મહિને તે પવિત્ર મક્કા અને મદિનાના ગરીબ અને નિરાધાર માણસોનો વારસિક અભાવને મટાડવા માટે પુષ્કળ વસ્ત્રો અને પૈસા મોકલી આપતો. જે સઘળા માણસોને તે વૃતિ આપતો અથવા દૌલતની મદદ કરતો, તેમનાં નામો જુદા રજીસ્ટરમાં લખવામાં આવતાં. મોઝેલના દુકાળ વખતે ત્યાંના રહેવાસીઓનું દુઃખ દુર કરવામાં માટે તેણે પોતાની તમામ મિલ્કત દાન આપી હતી.

છાવણીમાં યુદ્ધવિદ્યાની તાલિમ લીધી હતી, પરંતુ નુરૂદ્દીન ફક્ત એકલો સૈનિકજ નહોતો, પણ તે વ્યવહાર શાસ્ત્રને જાણનારો પંડિત[1] પણ હતો અને શિલ્પ તથા વિદ્યા ચર્ચાનો ઉદાર પૃષ્ટ પોષક હતો. તેણે તેના રાજ્યની દરેક જગાએ કોલેજો અને દવાખાનાંઓ બંધાવ્યાં હતાં અને એ સાથે તે દરબારમાંના પંડિત અને વિદ્વાન માણસોનો મદદગાર હતો. તેણેજ પહેલવહેલી દારૂઇલ અદલ નામની ઉંચી અદાલત સ્થાપન કરી. ઇતિહાસવેત્તા ગિબન સાહેબે તેમની સૂક્ષ્મદર્શિતાના પ્રભાવે લખ્યું છે કે:—" કોઇ રાજાનું મરણ થવાથી જો તેના દુશ્મનો તેનાં ગુણગાન ગાય, તોજ તેની ખરી પ્રશંસા કહેવાય."

ટાયર શહેરના ખ્રિસ્તિ પાદરી વિલિયમે નુરૂદ્દિન મહમુદને ખ્રિસ્તી ધર્મ અને તેના અનુયાયીઓનો મોટામાં મોટા જુલ્મગર તરીકે ઉલ્લેખ કરવા છતાં પણ તે તેને નેક ઇન્સાફી હાકેમ, ઉત્સાહી, વિચક્ષણ અને ધાર્મિક તરીકે ઉલ્લેખવાને લાચાર થયો છે; અને એની રૈયતે પણ આ વાક્યોનું સમર્થન કર્યું છે, ટેકો આપ્યો છે. તેની પ્રજાની સુખ સમૃદ્ધિને વધારવી એજ તેના જીવનનો એક માત્ર ઉદ્દેશ હતો અને તેના ન્યાય વિચાર, દયા અને સહુને સરખી નજરે જોવાના ગુણને લીધે તેઓ તેની ભક્તિ કરતા. નુરૂદ્દીના અલેપ્પોના સિંહાસનપર બેસતાંની સાથેજ ફ્રેંચ લોકોની સહાયતાથી જોસશેલિના સેનાધ્યક્ષપણા તળે એડેસાના ખ્રિસ્તિઓએ દગાબાજીની સાથે ત્યાંના કિલ્લામાંના લશ્કરની વિરુદ્ધ હથિયાર ઉપાડીને તેમને તથા શહેરવાસી મુસલમાનોને મારી નાખ્યા. આ સમાચાર મળતાંની સાથેજ નુરૂદ્દીને તેમની સાથે યુદ્ધ કરીને તેમને તેવાજ ક્રોધનો પરિચય પ્રદાન કરાવ્યો. જોસસેલિનના સૈનિકો અને તેના સોબતીઓ તથા ત્યાંના ખ્રિસ્તી સૈનિકો તલવારના મુખમાં જઈ પડયા. જે આર્મિનિયન લોકોએ જિહાદવાળાઓની સાથે આવી દગાબાજ વાતચીત કરી હતી, તેમને શહેરમાંથી નહસાડીને શહેરના કિલ્લાને જમીન દોસ્ત કરવામાં આવ્યો.

## દ્વિતીય જિહાદ

### ૫૪૨ હિજરી; ઇ. સન, ૧૧૪૭

એડેસાનું બેવાર પતન થવાથી યુરોપમાં ભયાનક ખળભળાટ મચીગયો

---

૧ ન્યાય વિચાર, દાન અને સાધુતાના સંબધમાં જે સર્વ હાદિસનો ( હજરત પયગમ્બર ) ( સ. વ. અ. ) નો ઉપદેશ સંગ્રહ કર્યો હતો, તેઝુનનુરી નામના ગ્રંથમાં લખવામાં આવ્યો છે. તેના દ્વારાજ તેના લાંબા અને ગૌરવભરેલા ૨૮ વરસની રાજકારકિર્દીમાં તેની રાજનીતિ, શાસનનીતિ અને નૈતિક ઉન્નતિનો પરિચય મળી શકે છે.

હતો, અને ક્લેરવૉક્ષના સેન્ટ બર્નર્ડે [1] એક નવીન જિહાદ જગાડવા માટે આગ સળગાવનારૂં ભાષણ કર્યું હતું. ઇ. સન ૧૧૪૭ માં જર્મનીના ત્રીજા બાદશાહ કોનરડે અને ફ્રાન્સના બાદશાહ સાતમા લુઇએ જિહાદવાળાઓને મદદ આપવા માટે એ ધર્મયુદ્ધમાં ભાગ લીધો હતો. એ વખતના ઇતિહાસકારોએ લખ્યું છે કેઃ–" સિરિયા અને પેલેસ્ટાઇનના ખ્રિસ્તીભાઇઓની મદદ માટે તેમના બન્નેના વાવટા તળે નવ લાખથી પણ વધારે લોકો એકઠા થયા હતા. સાતમા લુઇની સાથે તેની પત્ની ગિનેઇલિનોર પૂર્વ દેશમાં લડાઇ માટે ગઇ હતી, એ રમણી ભવિષ્યમાં ઇંગ્લાંડના રાજા બીજા હેનરીની સાથે લગ્નના સૂત્રમાં બંધાઈ હતી, રાણી ઇલિનોરનું અનુકરણ કરી યુરોપની અનેક સૌભાગ્યવતીઓએ એ ધર્મયુદ્ધમાં ભાગ લીધો હતો. ખ્રિસ્તી ઓરતોના એક ટોળાંએ ભાલા તથા ઢાલોથી સુસજ્જિત થઇને જર્મનોની સાથે અશ્વપર બેસી રણભૂમિ પત્યે ગમન કર્યું હતું; ફ્રેન્ચ રમણીઓ પણ એમ કરવામાં પાછી પડી નહોતી; પરંતુ તેમનામાં સ્વાભાવિક નીતિભ્રષ્ટતા જોવામાં આવી હતી, એ બન્ને બાદશાહોનાં લશ્કરો એશિયા ભણી કૂચ કરવાથી કેવી દુર્દશાને પામ્યાં હતાં, તે ઇતિહાસમાં જવલન્ત અક્ષરે કોતરાઇ રહ્યું છે. બન્ને બાદશાહો તેમની કૂચના માર્ગમાંજ શોચનીયરૂપે પરાજિત થયા હતા; જર્મન બાદશાહ ત્રીજા કોનરાડના લશ્કરનો મોટો ભાગ લાઓડિસિયાની નજીકની જગાએ નાશ પામ્યો. બીજા પક્ષમાં ફ્રેન્ચ બાદશાહ લુઇનું લશ્કર સમુદ્રના કિનારાના માર્ગે કૂચ કરતી વેળાયે કેડમાસ પર્વતની ઉપરની સાંકડી તળેટીમાં સેલજુક લોકો મારફત પરાજિત અને વિનષ્ટ થયું. એ કેડમાસને હાલમાં બાબા ડાઘ કહે છે. જે સમયે લુઇ એન્ટિયોકમાં આવી પહોંચ્યો તે સમય સુધી તેનું ત્રણ ચતુર્થાંશ સૈન્ય તુર્કોના હાથથી મરણને શરણ થયું હતું. એ સમયે રાણી ઇલિનોરનો કાકો પોઇકટિઅર્સનિવાસી રેમન્ડ એન્ટિયોર્કનો

---

૧ તે બરગન્ડિના એક આબરૂદાર કબીલામાં ઈ. સન ૧૦૯૧ માં જન્મ્યો હતો. તે ૨૩ વરસની ઉમ્મરે સંસાર વિરાગી થયો. શુદ્ધ રીતે શબ્દ ઉચ્ચારવા. અટકયા વિના ભાષણ કરવું, એ સર્વમાં તેની શક્તિ અસાધારણ હતી. અસીમ ધર્મોત્સાહ અને અધ્યવસાય હતો એથી તે જર્મનીના બાદશાહ ૩ જા કનરાડ અને ફ્રાન્સના બાદશાહ સાતમા લુઇને જિહાદમાં હથિયાર ઉઠાવવા માટે ઉશ્કેરવાને સમર્થ થયો હતો ઇ. સન ૧૧૩૬ માં વેનિસેઈ નામની જગાએ એક મોટી સભા ભરાઇ, તેમાં સેન્ટબર્નાનું ભાષણ હાજર થયેલા શ્રોતાઓને જિહાદને માટે ઉત્તેજિત કરવાને શક્તિમાન થયું હતું એથી તેને બીજા જિહાદનો સ્થાપનાર કહેવામાં આવે છે.

હાકેમ હતો. ખ્રિસ્તીઓના પ્રમોદોદ્યાન—( મોજમજા ભોગવવાનો બગીચો ) ગણાતા એન્ટિયોક શહેરના કિલ્લાની અંદર એ વખતે ટુલો[1]બ્લેન્સિ ફ્લાન્ડર્સ સિબિલે મોરિલે અને રોસીની કાઉન્ટેસ, ટાલકફવેરીગુઇનલની ડચેસ[2] આદિ અનેક આબરૂદાર મહિલાઓ વસતી હતી. તેઓ સઘળી ઉચ્ચવંશ અને ખૂબસૂરતીને માટે મશહુર હતી; પરંતુ તેઓમાં ફક્ત ગિનિની ઇલિનોર રાણી રૂપે વિરાજતી હતી, અહીં જિહાદ વીરોએ હદ ઉપરાંત સ્વેચ્છાચાર દેખાડયો હતો, અન્ય પક્ષમાં રેમંડ મોજશોખનું છેગ કરી રાત્રિકાલીન્ પ્રમોદથી ધર્મચ્યુત થયો હતો અને રાણી ઇલિનોરે પોતાની સ્વાધીન પ્રકૃતિને વશ થઇ પ્રત્યેક વ્યક્તિના ચરિત્રને કલંકિત કર્યું હતું. એન્ટિયોકમાં જિહાદવાળાઓએ જોઇતો આરામ ભોગવ્યા પછી તેમની એકઠી થયેલી શક્તિ વડે દમિસ્કસ શહેરપર હલ્લો કરીને કેટલાક માસ સુધી તેને ઘેરી રાખ્યું, પરંતુ સૈફુદ્દીન ગાજી[3] અને નુરૂદ્દીન મહમુદ એ શહેરવાળાઓની મદદમાં આવી ઉભા રહેવાથી, ખ્રિસ્તીઓ ઘેરો ઉઠાવીને એકદમ વેગપૂર્વક પેલેસ્ટાઇન ભણી પાછા ફરવાને લાચાર થયા. ત્યાર પછી જર્મન બાદશાહ કાનેરાડ અને ફ્રાન્સનો બાદશાહ લુઇ યુરોપ તરફ પાછો ફર્યો, આવી રીતે ખ્રિસ્તીઓનો બીજો જિહાદ ઘણીજ નિષ્ફળતાની સાથે પૂરો થયો.

હવે નુરૂદ્દીન મહમુદ ફ્રેંચ લોકોની વિરુદ્ધમાં કૂચ કરીને તેમનાં તાબાનાં સ્થાનો હસ્તક કરવા માંડયો. તેણે સિરિયાની સરહદપર આવેલા જિહાદવાળાઓના તાબાનો અલઆરે ઇમા નામનો એક મજબૂત કિલ્લો જીતી લીધો અને ત્યાર પછી થોડાક મહિનામાંજ એન્ટિયોકની નજીકની ઝઘરા નામની જગાએ તેણે તેમને શોચનીય રીતે પરાજિત કર્યા. અનેબ (પ્રાચીન નેપાઇ)ની દીવાલ નીચે જામેલા જંગમાં એન્ટિયોકના રાજા પોઇકટિએર્સનો ગર્વિષ્ટ રેમંડ માર્યો ગયો અને તેનું લસ્કર ખેદાન મેદાન થઇને મુસલમાનોની તલ્વાર વડે કપાઇ ગયું. ( ઇ. સન. ૧૧૪૮–૧૧૪૯ ) તેના મરણ પછી તેની સ્ત્રીના રક્ષણ તળે તેના નાની ઉમ્મરના પુત્ર બોહિમંડે ( અરબો તેને બિમે-

---

૧ કાઉન્ટ ઇંગ્લાંડના આબરૂદાર માણસની સન્માન સૂચક પદવી છે. નારી જાતિ કાઉન્ટેસ કહેવાય છે. ( અનુવાદક. )

૨ ડયુક સહુના કરતાં મુખ્ય કુલીનની પદવી ગણાય છે. નારીજાતિ, ડચેજ કહેવાય છે. ( અનુવાદક. )

૩ સૈફુદ્દીન ગાજી ૫૪૪ હિજરીમાં જમાદિયસસાનિમાસ ( નવેમ્બર ઇ સન ૧૧૪૯ ) માં જન્નતનશીન થયો અને તેને કાંઈ પુત્ર નહોવાથી તેનો ભાઇ કુતબુદ્દીન મુદ્દમોઝેલના આતાબેકની પદવીપર આવ્યો.

ન્ડ કહેતા ) રાજ્યનો કબ્જો મેળવ્યો. રેમંડની સહધર્મિણીએ ઝાઝા દિવસ વૈધ વ્યાવસ્થામાં ન રહેતાં બીજો પતિ ગ્રહણ કરી લીધો હતો, પરંતુ તેનું કિસ્મત પણ રેમંડનાં કિસ્મતની પેઠે દુઃખજનક થયું હતું. કારણકે, તે એક ન્હાના યુદ્ધમાં નુરુદ્દીનના હાથનો બંદિવાન બન્યો હતો. એ યુધ્ધમાં ફ્રેન્ચ લોકો ફરીવાર હારી ગયા હતા.

૫૪૪ હિજરી ( ઇ. સન ૧૧૪૯–૫૦ ) માં નુરૂદ્દીને હામાહથી એક દિવસની મજલપર આવેલા અફામિએહના કિલ્લાને જીતી લીધો. ત્યાર પછી એ વરસ બાદ તે જોસસેલિન દ્વારા એક યુધ્ધમાં હારી ગયો. ( ૫૪૪ હિજરી ઇ. સન ૧૧૫૧–૫૨ ) પરંતુ ત્યાર પછી તરતજ જોસસેલિન તેના હાથનો બંદિવાન બનવાથી એનો બરાબર બદલો લેવામાં આવ્યો હતો અને સેરેસિન્સ લોકોએ જોસસેલિનને બંદીવાન કરીને ઘણી સફળતા મેળવવા સમર્થ થયા છે, એમ ધાર્યું હતું; કારણકે, ઇબ્ને અલ–અશિરે લખ્યું છે કે, જોસસેલિન ફ્રેન્ચ લોકોમાં શયતાનરૂપી બડો બદમાશ ખ્રિસ્તી હતો અને સહુના કરતાં મુસલમાનોનો મોટો વિદ્વેષી હતો. ફ્રેન્ચ લોકો તેની વીરતા, વિચક્ષણતા, મુસલમાનો તરફનો વિદ્વેષ અને એના ફેલાવનારાઓ તરફનો તેના જાલિમ વ્યવહારના વિષયથી જાણીતા હતા એથી તેઓ દરેક કૂચ કરતી વેળાએ તેમને સેનાપતિની પદવી આપતા, ” એ દુર્દમનીય દુશ્મન બંદિવાન બનવાથી નુરૂદ્દિનને ધારેલું કામ પાર પાડવાનું સહેલું થઇ પડ્યું હતું અને તેણે જિહાદવાળાઓના તાબાના તેલ–બાશેર, અઇનતાબ, નહેરૂલજાઝ, બર્જુર રસ્સાસ વગેરે કિલ્લાઓને ઘેરીને જીતી લીધા.

ત્યાર પછી દુલુક નામક સ્થાનના યુધ્ધમાં પણ ફ્રેન્ચ લોકો સંપૂર્ણ રીતે પરાજિત થવાથી આન્ટિયોક રાજ્યનો ઘણોખરો ભાગ નુરુદ્દિનના હાથમાં આવ્યો.

સુલ્તાન મસુદ ૫૪૧ હિજરીમાં ( ઇ. સન, ૧૧૫૨–૫૩ ) જન્નતવાસી થવાથી, તેમના ભાઇ સુલ્તાન મહમુદના મલિકશાહ નામના એક પુત્ર તેમની જગાપર બિરાજ્યા. એ વંશના સુલ્તાનોમાં તેઓ છેલ્લા સુલ્તાન હતા.

જ્યાં સુધી દમિશ્કસ બીજા એક સ્વતંત્ર રાજાના તાબામાં હતું, ત્યાં સુધી નુરુદ્દિનને તેમના પિતાની પેઠે જિહાદવાળાઓની વિરુદ્ધમાં યુદ્ધ કરવાને ઘણી મુસ્કેલીઓ ભોગવવી પડી હતી; કારણ કે, દમશકશના રાજાઓની પાકી ખાત્રી મળી શકી નહોતી, બીજી રીતે જિહાદવાળાઓએ સમુદ્રના કિનારાપર આવેલું આસકેલન શહેર જીતવાને સમર્થ થવાથી તેઓ વધારે સાહસી

થઇને ફરીવાર સિરિયાની રાજધાની[1] પર હુમલો કરવાનો ઇરાદો કર્યો. એ આફતને વખતે દમશકસના રહેવાસીઓએ નુરૂદ્દિનની મદદ માગવાથી તે તરતજ તેમની મદદ માટે આવી હાજર થયો. ત્યાંના જાગીરદારોએ[2] એમેસા શહેર વૃત્તિ-વર્ષાસન દાખલ મેળવ્યું અને તે ( નુરુદ્દીન ) શહેરવાસીઓના આનંદ કોલાહલની વચ્ચે દમશકશના પાયતખ્તપર વિરાજમાન થયો. ( ૧૦ મી સફર, ૫૪૯ હિજરી; ૨૯ મી એપ્રિલ ૧૧૫૪ )

નુરુદીન મહમુદે આવી રીતે દમશકશ જીતી લેવાથી, બગદાદના ખલિફાએ તેને અલ-મલેકુલ-આદેલ ( ન્યાયી રાજા ) નો ઇલ્કાબ આપ્યો અને તે એ ઇલ્કાબ મેળવવાને લાયક હતો. ત્યાર પછી તેની પણ જિહાદવાળાઓની સાથે થોડી મુદ્દત ટકનારી સંધિ સ્થાપિત થવાથી એ અવસરમાં તેણે ભૂપકંપથી ધ્વંસ પામેલા નગર નગરીઓનો ઉદ્ધાર કર્યો. એ વખતે સિરિયા દેશમાં ભીષણ ભૂમિકંપ થઇને તેણે અનેક પુરાણી કીર્તિનો ધ્વંસ કર્યો હતો.

૪. સન, ૧૧૬૦ ના માર્ચ માસની ૧૨ મી તારીખે ( ૨૭ રબિઉલ અવ્વલ, ૫૫૫ હિજરી ) ખલિફા મુકતફિ પરલોકવાસી થવાથી તેના પુત્ર અબુ મુજફર યુસફઅલ મુસતાન-જિદ-બિલ્લાહ[3] નો ઇલ્કાબ ધારણ કરી બગદાદના પાયતખ્તપર બિરાજ્યા.

## મિસરની ફતેહની હકીકત.

એ પછી ૭ વરસે નુરૂદ્દીન મહમદે મિસરમાં એક લસ્કર મોકલી

---

૧ ટોગટાકીનના અમલમાં જિહાદવાળાઓએ માઝેન્દ્રાનના છુપા જલ્લાદોની સાથે મળીને દમસક્સપર હુમલો કર્યો, પરંતુ તેઓ શોચનીય રીતે પરાજિત થઇને ન્હાસી ગયા હતા.

૨ મુજિરૂદ્દીન અબાક એ સમયે દમિસ્કસનો જાગીરદાર હતો. ત્યાર પછી તે ફ્રેન્ચ લોકોની સાથે છુપાં કાવત્રાંમાં જોડાવાથી હેમસથી બેલસમાં તેને બદલવામાં આવ્યો હતો અને ત્યાં તે મરણ સુધી રહ્યો હતો. ટોગટાકીનના મરણ પછી તેનો પુત્ર મુલુક બુરિ, દમિસ્કસના રાજપદપર સ્થાપિત થયો. બુરિની પછી તેનો પુત્ર શમશઉલ મુલુક ઇસમાઇલ તેની પદવીપર આવ્યો. તેની હત્યા થવાથી તેના ભાઈ શિહાબુદ્દિન મહમ્મદે રાજભાર પ્રાપ્ત કર્યો. મુજિરઉદ્દિન શિહાબુદ્દીનનો પુત્ર હતો. મુજિરૂદ્દીન રાજા હોવા છતાં પણ ખરી રીતે દમિસ્કસનું શાસન કાર્ય મુઇનુદ્દિન અનબના હાથમાં હતું. એ વ્યક્તિ ઓસામાની મિત્ર હતી અને બન્નેએ જેરૂસલેમ શહેર જોયું હતું.

૩ અલ મુસતાન જિદ બિલ્લાહનો અર્થ ખુદા પાસેથી ફતેહ માગનાર થાય છે.

આપ્યું. એ કૂચના પરિણામે મુસલમાન લોકો ફતેહમંદ થયા હતા, અને બીજી રીતે ફ્રેન્ચ લોકોનું અનિષ્ટ થયું હતું. આફ્રિકાના બની ફાતમા વંશના ખલિફાઓ એ સમયે પડતીના મ્હોંમાં આવી પડયા હતા. એ વંશના છેલ્લા ખલિફા અલ આઝિદ લિદિન ઇલ્લાહ હમેશનો રોગી પુરુષ હતો, એથી રાજ્યની કુલ મુખત્યારી તેના વઝીર સાવર અસ સાદીના હાથમાં આવી હતી, પરંતુ એક કારસ્થાનને લીધે તે પદભ્રષ્ટ થયો હતો અને એ સાથે ન્હાસીને તેણે દમશકસના રાજાની મદદ માગી હતી; એ માગણી કરતી વેળાએ તેણે એવું જાહિર કર્યું હતું કે, જો તે દમશકસના રાજાની સહાયથી ફરીવાર મિસરના ખલિફાના વઝીરની પદવી પાછી મેળવી શકશે, તો તેના બદલા તરીકે તે તેને જિહાદવાળાઓની વિરુદ્ધમાં લડાઇ કરવા માટે મિસરના લશ્કર મારફત મદદ કરશે, કેટલાંક ગામો ભેટ આપશે અને પુષ્કળ દૌલત પ્રદાન કરશે. કાંઇક ‘ હાના ’ કર્યા પછી નુરુદ્દીને તેની માગણી મંજૂર રાખીને મશહુર સલાહુદીનના કાકા આસાદઉદ્દીન શેરકુહ ( પર્વતનો સિંહ ) ને લશ્કરની એક ટુકડી સાથે તેની સંગાથે મોકલ્યો; પરંતુ શિરકુહની મદદથી એ દગાબાજ સાવરે વઝીરની પદવીપર વિરાજતાંની સાથેજ તેણે ફ્રેન્ચ લોકોની સાથે મળીને તેને મિસર છોડી ચાલ્યા જવાનો હુકમ ફરમાવ્યો. શિરકુહના તાબાના થોડી સંખ્યાવાળા લશ્કરે બિલએઇસ અથવા બિલબિસ નામની જગાએ મિસરની અને ફ્રેન્ચોની એકઠી થયેલી શક્તિને દૃઢતાની સાથે અટકાવી રાખી; પરંતુ તે છેવટે વઝીરના ખાસ આગ્રહથી કાંઇક દૌલત લઇને સ્વદેશમાં પાછો ફરવાને લાચાર થયો.

૫૫૯ હિજરીના રમઝાન માસમાં ( ઓગસ્ટ, ઈ. સન, ૧૧૬૮ ) નુરુદ્દીન ફ્રેન્ચ અને ગ્રીકોનીએકોના એકઠાં મળેલાં લશ્કરો મારફત ઘેરાઇ ગયો. હારિમ શહેરના કિલ્લાની નજીકમાં એ ખૂનખાર જંગ મચ્યો હતો. ફ્રેન્ચ લોકો શોચનીય રીતે હારી ગયા અને એન્ટિયોકનો રાજા બોહિમન્ડ ત્રીપોલીનો રાજા રેમંડ, બીજો જોસસેલિન અને ગ્રીક-સેનાપતિ ડયૂક ઓફ લેકાર વગેરે મુખ્ય મુખ્ય તેના સેનાનીઓ બંદિવાન બન્યા. એ લડાઇની ફતેહ દાખલ નુરુદ્દીને હારિમ પેનિઆસ, અને અલ-મુનઇ-તિરા વગેરે શહેરો જીતી લીધાં.

૫૬૨. હિજરીમાં ( ઇ. સ. ૧૧૬૭ ) શિરકુહહે ફરીવાર મિસર પ્રદેશમાં પ્રવેશ કરવાથી, મંત્રી સાવરે ફરીવાર ફ્રેન્ચ લોકોની મદદ માગી. તે વખતના જેરૂસલેમના રાજા આમાઉરીએ મિસર દેશને પોતાને હસ્તક કરવાના

ઇરાદાથી સાવરની મદદ માટે એકદમ એક લશ્કર મોકલી આપ્યું. શિરકુહને મિસરની કૂચ કરતો તથા પાછો ફરતો અને ફ્રેન્ચ તથા મિસરના લશ્કર ઉપર બાએઇન નામની જગાએ તેનો વિજય થતો જોઇને ત્વારીખનવેશ મિડાકીડે લખ્યું છે કે:—" એ તેની રણકુશળતાનું પ્રત્યક્ષ પ્રમાણ છે, ખરી સાબીતી છે. "

ઇબ્નેઅલઅશિરે દઢતાની સાથે લખ્યું છે કે:—" ફક્ત એક હજાર ઘોડેસ્વાર સિપાહીઓની મદદથી મિસરવાળાઓના અને ફ્રેન્ચ લોકોના ઉપર ફતેહ મેળવવા જેવી ઉંચામાં ઉંચી વીરતાનું ઉદાહરણ ઇતિહાસમાં બીજે ક્યાંય પણ જોવામાં આવતું નથી. "

એ ગૌરવ ભરેલી ફતેહ મેળવ્યા પછી શેરકુહે અલેકઝાન્ડ્રિયા જીતીને ત્યાં રહેઠાણ કર્યું. ત્યાર પછી મિસરવાળાઓ, ફ્રેન્ચો અને તેઓની વચ્ચે સંધિ સ્થાપિત થઇ. એ સંધિમાં એવું મુકરર કરવામાં આવ્યું કે, જેરૂસલેમનો રાજા આમાઉરી, મિસરમાંથી પોતાનું લશ્કર ઉઠાવી લેશે અને એના શાસનના કામમાં કાંઇ પણ ખલલ કરશે નહિ. બીજી રીતે શિરકુહ પણ પચાસ હજાર સોના મોહોરો લઇને આલેકઝાન્ડ્રિયાનો પરિત્યાગ કરી સિરિયામાં પાછો ફરશે; પરંતુ ફ્રેંચ લોકો મિસરના મંત્રી સાવરની સાથે એક છૂપી સંધિદ્વારા કેરો શહેરમાં એક પ્રતિનિધિ રાખવાનો, તેમના લશ્કર મારફત કેટલાંક શહેરો જીતવાનો અને વારસિક એક લાખ સોના મોહોરો કર મેળવવાનો અધિકાર મેળવી શક્યા. એ છૂપી સલાહ મારફત શિરકુહની સાથેની પહેલાંની સંધિની શરતોનો ભંગ થયો હતો. ત્યાર પછી કેરો અને બીજી જગાએ વસતા જિહાદવાળાઓનો જાલિમ જુલ્મ અસહ્ય થઇ પડવાથી ખલિફા અલ—આઝિદે નુરૂદ્દીનની મદદ માગી; એથી તેની માગણી મુજબ તેણે ખપ જેટલા લશ્કર સાથે શિરકુહને ફ્રેન્ચોની વિરૂદ્ધમાં યુદ્ધ કરવા માટે ફરીવાર મિસરમાં મોકલ્યો. મિસરમાં શિરકુહના આગમનથી જિહાદવાળાઓ પોતાના લૂટેલા માલ સાથે ઘણીજ ઝડપથી એ દેશ છોડીને ચાલ્યા ગયા. ઈ. સન. ૧૧૬૯ ની ૮ મી જાન્યુઆરીએ શિરકુહે કેરો શહેરમાં ફરીવાર પ્રવેશ કરવાથી ખલિફા અને શહેરવાસીઓએ તેનો ( મિસરના ઉદ્ધાર કરનાર ) તરીકે સારો સત્કાર કર્યો. વઝીર સાવર ખલિફાના હુકમથી માર્યો ગયો અને તેને બદલે શિરકુહ મુખ્ય વઝીર તથા મુખ્ય સેનાપતિના[1] પદપર નિમાયો. આ બનાવ બન્યા પછી બે મહિને શિરકુહ જન્નતનશીન થવાથી

---

૧ મિસરના મુખ્ય સેનાપતિને અમીર અલજ્યુસ કહે છે.

તેનો મશહુર ભત્રીજો સલાહુદ્દીન યુસુફઅલમલિકુનનાશિર[1] નો ખિતાબ ગ્રહણ કરી તેની પદવીપર નિમાયો. ( ૨૨ મી જમાદિઉસ્સાનિ, ૫૬૮ હિજરી ૨૩ મી માર્ચ ૧૧૬૮ ) સલાહુદ્દીન મિસરના ખલિફા અલ અઝિદના વઝીરની પદવીપર નિમાયા છતાં પણ તે હમેશાં પોતાને નુરૂદીનના સહકારી સેનાપતી તરીકે માનતો હતો અને નુરૂદ્દીન પણ દરેક વખતે તેને અલઅમીરૂલ ઇસિફાહ સાલાર ( અમીર, મુખ્ય સેનાપતિ, )[2] નામથી ઓળખાવતો.

સલાહુદ્દીન ન્યાયપરાયણતા અને ઉદારતાના પ્રભાવે સઘળા શહેરવાસીઓનાં દિલ આકર્ષવાને શક્તિમાન થયો હતો. તે પોતે ચૂસ્ત હનફિ હતો, એથી ખલિફા અલઆઝિદની સખ્ત પીડાને વખતે અને તેમના મરણને વખતે મિસરમાં અબ્બાસી ખલિફાઓની ધર્મ વ્યવસ્થાનો ફરીવાર ફેલાવો થયો હતો.

ઇ. સન ૧૧૭૦ ની ૨૧ મી ડિસેમ્બર તારીખે ( ૯ મી રબિઉસ્સાની ૫૦૬ હિજરી ) ખલિફા મુસતનઝિદ પરલોકવાસી થવાથી તેમનો પુત્ર અબુ મહમ્મદ હસન અલ મુસતઝિબિઅમ્રિલ્લાહ[3] નો ખિતાબ ધારણ કરી બગદાદના પાયતખ્તપર વિરાજમાન થયો.

ઇબ્ને અલ અશિરે વર્ણન કર્યું છે કે, પ્રજાને ખુશી રાખવાના વિષયમાં ખલિફા મુસ્તનઝિદ સઘળા ખલિફાઓમાં સહુથી શ્રેષ્ઠ હતા.

તેઓ પ્રજા વર્ગનો નેક ઇન્સાફ કરતા અને તેમના તરફ દયાળુ વહેવાર ચલાવતા. તેમણે પોતાના રાજ્યમાં જુલ્મવાળા અને ખોટા ખ્યાલો ઉપજાવનારા રિવાજોને દૂર કરી દ્રઢતાની સાથે સારો બંદોબસ્ત કર્યો, અને એ સાથે શાંતિ પણ સ્થાપન કરી હતી.

૫૬૫ હિજરી ( ઇ. સ. ૧૧૭૦ ) માં ઝંગીનો ત્રીજોપુત્ર કુતુબુદ્દીન મુદુદ જન્નતવાસી થવાથી તેમનો પુત્ર બીજો સફઇુદ્દીન ગાજી તેની ગાદીએ બેઠો.

બીજા સૈફુદીન ગાજીના અમલમાં મોસુલ રાજ્યમાં અંધાધુંધી મચી ગઇ. એ સંવાદથી નુરૂદ્દિને લેશ માત્ર પણ વિલંબ ન કરતાં ભત્રીજાના રાજ્યમાં આવી રાજ્યમાં બરાબર બંદોબસ્ત કરી સૈફુદિનને ફરીવાર મોસુલના પાયતખ્તપર બેસાડયો અને પોતાના હાથમાં લશ્કરના રક્ષણનો ભાર લીધો.

---

૧ અલમાલિક કુનનશિરનો અર્થ વિજયી રાજા થાય છે.

૨ ફારસી ભાષામાં આ શબ્દને સિપહસાલાર કહે છે.

૩ અલ મુસતનઝિરબિઅમ્રિલ્લાહનો અર્થ ખુદા પાસેથી તેજ માગનાર થાય છે.

૫૬૭ હિજરીના મોહરમ માસમાં બની ફાતેમા વંશના છેલ્લા ખલિફા[1] જન્નતવાસી થવાથી, મિસર દેશ ધર્મના સંબંધમાં બગદાદના અબ્બાસી ખલિફાઓની હકુમત તળે રહ્યો. એ સમયથી સલાહુદ્દીન ખરી રીતે મિસરના હાકેમ તરીકે ગણાયા. નુરૂદ્દીનના મરણ સુધી તેમણે ત્યાં તેમના પ્રતિનિધિ અને સેનાપતિરૂપે અને તેમના મરણ પછી સ્વાધીન નૃપતિની પેઠે રાજકાર્ય ચલાવ્યું હતું. જે સમયે તે સ્વાધીન નૃપતિ તરીકે જાહિર થયા, એ સમયે તેમની ઉમ્મર ૩૫ વરસની હતી.[2] તેમના પિતાનું નામ નજમુદ્દીન અયુબ હતું અને પિતામહનું નામ સાદી હતું.

તેમના પિતા તેમના કાકાની પેઠે આતાબેક ઝંગી પણ નુરૂદ્દીન મહમ્મદના વિશ્વાસુ કર્મચારી હતા. સલાહુદ્દીને તેમના કાકાની સાથે મિસરમાં જતાં પહેલાં નુરૂદ્દીનના તાબા તળે અનેક રાજ્યકાર્ય સંપાદન કર્યાં હતાં. તેમના જીવનચરિત્રના લેખકે [3] લખ્યું છે કે તે વીરત્વાનુરાગી, ન્યાય પરાયણ, મહાનુભવ, ઉંચ્ચા અંતઃકરણવાળા, ઘણાજ દયાળુ અને ધર્મ પરાયણ નૃપતિ હતા. તે કદાપિ તિરસ્કાર જનક અને નિન્દનીય કાર્ય કરતા નહિ અને પ્રજાના હિતને માટે સતત લક્ષ આપ્યા કરતા.

૫૬૯ હિજરીમાં સલાહુદ્દીને પોતાના તાબાના જાગીરદારોના અનુમોદન પ્રમાણે યમન પ્રદેશ હસ્તગત કરવા માટે પોતાના ભાઇ તુરાનશાહને મોકલી આપ્યા, તેમણે તેમાં સફળતા મેળવી. નુરૂદ્દીનના મરણથી ( ૧૧ મી સવ્વાલ ૫૬૯ હિજરી; ૧૫ મી મે ઇ. સન. ૧૧૭૪ ) સલ્લાહુદ્દીન તરતજ પોતાને આખા મિસર, ન્યુબિયા હિજાજ અને યમન પ્રદેશના સ્વાધીન નૃપતિ તરીકે જાહિર કરવાને સમર્થ થયા હતા. નુરૂદ્દીન મહમુદ ઇસમાઇલ ( અલ મલિકુલ સાલેહ[4] ) નામનો અગિયાર વરસનો ફક્ત એક પુત્ર મૂકીને પરલોકવાસી થયો.



૧ બનીફાતમા વંશના ખલિફાઓએ ૨૧૬ વરસથી વિશેષ રાજ્ય ભોગવ્યું હતું.

૨ સલાહુદ્દીન ઇ. સ ૧૧૩૭–૩૮ ( ૫૩૨ હિજરી ) માં જન્મ્યા હતા.

૩ તેમના જીવનચરિત્રના લેખકનું નામ કાજી બાહાઉદ્દીન અબુલ મોહસિન યુસફ હતું સાધારણ રીતે તે ઇબ્ને શદાદ નામથી પરિચિત હતા તે સલાહુદ્દીના મુખ્ય કાજી અને રાજસભાના વઝીર હતા.

૪ અલ મલિકુલ સાલેહનો અર્થ ' ઉત્તમ રાજા ' થાય છે.

## પ્રકરણ ૮ મું.

### ખલિફા અલનાસિર લિ-દ્દિનલ્લાહનો શાસનકાળ.

( ૫૭૬ થી ૫૮૯ હિજરી; ઇ. સ. ૧૧૮૧ થી ૧૧૯૩ )

જિહાદ યુદ્ધ

નુરૂદ્દીન મહમુદના પુત્ર મલિક સાલેહનું વિવરણ.



પોતાના માલિક નુરુદ્દીન મહમુદના મરણના સમાચાર મળતાંની સાથેજ સલાહુદ્દીને મલિક સાલેહની પાસે હમેશના રિવાજ મૂજબ ભેટ વગેરે મોકલાવીને સહાનુભૂતિ પ્રકટ કરી, તાબેદારી કબૂલી અને ભક્તિ પ્રદર્શિત કરી. નુરુદ્દીન મહમુદના પુત્રની તાબેદારીના નિશાન દાખલ તેમણે મિસર દેશમાં પણ તેમના નામે ખુતબા પઢવાનો અને સિક્કા પડાવવાનો, હુકમ બહાર પાડયો, પરંતુ મલિકસાલેહની બાલ્યાવસ્થાએ તેમના પિતાના સમયના જાગીદારો અને સભાસદોની ઉચ્ચાકાંક્ષા ઉત્પન્ન કરી હતી અને દરેકે આ તક જોઇને પોતાની ખ્યાતિ ફેલાવવાની કોશિશ કરી હતી, તેમની સલાહથી મલિકસાલેહ અવળે માર્ગે ચઢવાથી સલાહુદ્દીને તેમની વિશ્વાસઘાતકતાને માટે તીવ્ર ભાષામાં પત્ર લખીને તેમને સાવચેત થવાને લાચાર કર્યા હતા અને તેમને એવો પણ ભય બતાવ્યો હતો કે, જો થોડા વખતમાં બધી બાબતનો ખુલાસો નહિ થાય, તો તે પોતે દમિસ્કસમાં હાજર થઇને તેના માલિકના પુત્રના રક્ષણ અને દેખરેખનો ભાર ગ્રહણ કરશે.

સલાહુદ્દીનના આવા લખાણથી મલિકસાલેહનો ગુમુશતગિન નામનો એક અમીર તેમને લઇને અલેપ્પો શહેરમાં ન્હાસી ગયો અને દમિસ્કસ શહેર ફ્રેંચોના હુમલા તળે આવી પડયું, આવી રીતે દમિસ્કસ છોડવાથી જિહાદવાળાઓએ તેમની સોનેરી તકને નકામી ન જવા દેતાં તેને ઘેરી લીધું; પરંતુ શહેરવાસીઓએ તેના છૂટકારા દાખલ ઘણી દૌલત આપવાથી તેઓ ઘેરો ઉઠાવીને ચાલ્યા ગયા. આ બનાવથી ઉસ્કેરાઇને અને કેટલાક આબરૂદાર માણસોના સત્કાર સાથે બોલાવવાથી સલાહુદ્દીને ૭૦૦ ઘોડેસ્વારો સાથે દમિસ્કસમાં જઇને ઉક્ત શહેરનો કબજો લીધો. તેમણે ત્યાં જઇ નુરુદ્દીનના

રાજમહેલમાં પ્રવેશ ન કરતાં તેમના પિતા નજમુદ્દીન અયુબના મહેલમાં નિવાસ કર્યો, અહીંથી તેમણે મલિકસાલેહની તાબેદારી કબૂલ કરીને તેમની પાસે એક સન્માનસૂચક પત્ર મોકલ્યો અને એમાં ઉલ્લેખ કર્યો કે તે તેમના રક્ષણ માટે સિરિયામાં આવ્યા છે. સલાહુદ્દીનના શત્રુ પક્ષે એ પત્રના જવાબમાં તેને શાબાશી કે મુબારકબાદી ન આપતાં અકૃતજ્ઞતા અને અબાધ્યતાનો આભાસ કરાવ્યો હતો. એથી તેમણે ગુસ્સે થઇને ખુદ મલિકસાલેહની સાથે મુલાકાત કરવા માટે અલેપ્પો ભણી કૂચ કરી, પરંતુ એ નાની ઉમ્મરના આતાબેકે ગુમુશતગિનની બદસલાહથી તેમના તરફ સદ્‌વ્યવહાર ચલાવ્યો નહોતો. સલાહુદ્દીને શહેરના ઉત્તર ભાગમાં પ્રવેશ કર્યો, આ તરફ મલિકસાલેહે બાર વરસના હોવા છતાં પણ ઘોડાપર બેસી બહાર નીકળી સઘળા શહેરવાસીઓને પોતાના પિતાની વાત યાદ કરાવી દઇને તેમને શહેરના દરવાજાના દુશ્મનોની વિરુદ્ધમાં યુદ્ધ કરવાને બોલાવ્યા. તેમના બોલાવવાથી અલેપ્પોવાસીઓ યુદ્ધ કરવા માટે બહાર નીકળ્યા. એથી તે બૂમ પાડીને બોલી ઉઠ્યા કે:—" સર્વદર્શી ( બધું જોનાર ) ખુદાતઆલા મારો સાક્ષી છે, હું યુદ્ધ કરવા માટે આવ્યો નથી, પરંતુ તમોએ જ્યારે મને યુદ્ધ કરવાને લાચાર કર્યો છે, ત્યારે એનો વિચાર તેજ કરશે. "

યુદ્ધમાં અલેપ્પોવાસીઓ હારી ગયા અને ખેદાન મેદાન થઇને નાસી ગયા. ગુમુશતગિને સલાહુદ્દીનના હાથમાંથી રક્ષા મેળવવાનો કાંઇ પણ ઉપાય ન જોયાથી તેમનું ખૂન કરવા માટે કેટલાક છૂપા જલ્લાદો નીમ્યા, પરંતુ તેમનું આક્રમણ વ્યર્થ થવાથી તેણે જિહાદવાળાઓની અને મોસુલના અતાબેક[1] બીજા સૈફુદ્દીન ગાઝીની મદદ માગી. જિહાદવાળાઓએ એમેસાપર હુમલો કર્યો, પરંતુ સલાહુદ્દીનના આવવાના સમાચાર સાંભળી તેઓ હુમલો ઉઠાવીને ચાલ્યા ગયા અને તેમણે પોતાના માલિકના પુત્રની સાથે ફરીવાર મિત્રતાના બંધનમાં બંધાવાની કોશિશ કરી. તેમણે મલિકસાલેહના સહકારી સેનાપતિ તરીકે દમિસ્કસ અને મિસરદેશ પોતાના કબજામાં રાખી હામાહ એમેસા અને બાલબેક પાછાં સોંપવાનો ઉલ્લેખ કરી તેમને ઘણાજ સન્માનની સાથે એક પત્ર લખ્યો, પરંતુ તેમના પ્રસ્તાવને ઘણીજ નફરતની સાથે પાછો ફેરવવામાં આવ્યો. અલેપ્પો શહેરની દીવાલના મૂળમાં થયેલા યુદ્ધમાં ફરીવાર મલિકસાલેહનું લશ્કર પરાજિત થયું અને સલાહુદ્દીને ઘણીજ ઉતાવળથી એ શહેરને ઘેરી લીધું. એથી ગુમુસ્તાગિન અને સૈફુદ્દીન ગાઝી

---

૧ એ મલિક સાલેહના કાકાનો દીકરો હતો.

સંધીની માગણી કરવા લાચાર થયા, સલાહુદ્દીનની દયા ઉપજાવવા માટે અને સગવડ ભરેલી સંધિની શરતો મેળવવા માટે, તેમણે નુરુદ્દીનની નાની કન્યાને તેમની છાવણીમાં મોકલી. તેમણે તે કુમારીને સન્માનથી બોલાવીને તેને ઘણી ભેટો વગેરે આપી તથા તેની બલામણથી તે અલેપ્પો વિભાગનાં તાબાનાં સઘળાં શહેરો પાછાં સોંપવાને કબૂલ થયા. આ સંધિ સુત્રમાં તેમને દમિ-શ્કસ શહેર આપવામાં આવ્યું. એ સમયથી સિરિયા, હિજાજ અને મિસર દેશમાં ખુતબા મલિક્સાલેહનું નામ લઇને પઢવામાં આવ્યા અને બગદાદના ખલિફાએ સલાહુદ્દીનને સન્માનસૂચક પોશાક તથા સુલ્તાનનો ઇલ્કાબ આપીને તેમનો સ્વાધીન નરપતિ તરીકે સ્વીકાર કર્યો,

૫૭૭ હિજરીમાં ( ઇ. સ. ૧૧૮૧-૮૨ ) ઓગણીસ વરસની ઉમ્મરે મલિક્સાલેહ આ દુનિયા છોડી ચાલ્યા ગયા. તેમના મરણ પછી તેમના કાકાના દીકરા ઇઝ્ઝુદ્દીને અલેપ્પો જાગીરનો વિભાગ પ્રાપ્ત કર્યો અને તે સૈફુદ્દીન ગાજીની પછી મોસુલના અતાબેકની પદવીપર પણ અધિષ્ઠિત થયા હતા; ત્યાર પછી ઇઝ્ઝુદ્દીને તેના ભાઇ ઇમાદુદ્દીનને અલેપ્પોની જાગીર વિભાગ આપીને તેને બદલે સિંજાર પ્રદેશ ગ્રહણ કર્યો. ત્યાર પછી થોડી મુદતે ઇમા-દુદ્દીને સલાહુદ્દીનને પોતાના માલિક તરીકે કબૂલ કર્યા અને તે બદલ તેમની પાસેથી કેટલીક જાગીર મેળવીને તેમને અલેપ્પો વિભાગ આપ્યો, આ ઉદાહરણનું અનુકરણ કરીને મોસુલ જાગીર વિભાગ પણ તેમને આપવામાં આવ્યો અને ત્યાંના આતાબેકે તેને બદલે ટાઇગ્રિસ અને યુફ્રેટીસ નદીની વચ્ચેનો દોઆબ પ્રદેશ મેળવ્યો. ઇ. સ. ૧૧૮૨ ના છેવટના ભાગમાં ઇકો-નિયમના સુલ્તાન અને વડા આર્મિનીયાના[1] રાજા વગેરે પશ્ચિમ એશિયાના તમામ રાજાઓએ સલાહુદ્દીનને માલિક તરીકે કબૂલ કર્યા અને જરૂર પડતાં તેમને સહાયતા આપવાની કબુલાત આપી.

એ દરમ્યાન યૂરોપનાં સમસ્ત સ્થાનમાંથી યુદ્ધનાં સાધનો અને હથિ-યારો વગેરેએ આવીને જેરૂસલેમની ખ્રિસ્ત રાજ્યની શક્તિ વધારી દીધી હતી, વીર પુરુષો વીરત્વ દેખાડવા માટે, દુઃસાહસિકો ધન મેળવવા માટે, બદમાશ ચૂસ્ત ધર્માન્ધ માણસો મુસલમાનો સાથે યુદ્ધ કરવા માટે અને ઘણાખરા રહેવાસીઓ રાજદંડમાંથી છૂટા થવા માટે, સિરિયાના કિનારાપર એકત્ર થયા હતા. આ સમયે અમરુ મરણવશ થવાથી, તેનો પુત્ર ચોથો

૧ વડા આર્મિનિયાની રાજધાની ખિલાત હતી અને એ એક મુસલમાન રાજાની હુકમત તળે હતી,

બાલ્ડવીન તેની ગાદીએ આવ્યો, પરંતુ એ કમનસીબ યુવક કોઢના રોગમાં ભયંકર રીતે સપડાઇ જવાથી રાજકાર્ય ચલાવવાને અસમર્થ થઇ પડયો હતો. તેની ભગિની સિબિલ્લાની મોન્ટ ફેરેટના માર્કિવસની સાથે શાદી થઇ હતી અને તેના પેટથી જન્મેલો બાલ્ડવીન નામનો તેને પણ એક પુત્ર હતો. મોન્ટ ફેરાટના મરણથી તેણે ગાયડી લ્યુસિગનાનની સાથે શાદી કરવાથી બાલ્ડવીન તેનો રક્ષક નિમાયો; પરંતુ ત્યાર પછી થોડા વખતમાંજ તેણે તેને રક્ષકના પદપરથી દૂર કરીને ત્રિપોલીના રેમન્ડને એ પદપર નીમ્યો. એ સમયે તેણે મરજી મૂજબ પાયતખ્ત છોડીને તેના ભાણેજ પાંચ વરસના પાંચમા બાલ્ડવીનને તેની ગાદીએ બેસાડયો. ઘણાઓએ અનુમાન કર્યું કે, આ બાળક રાજા પોતાની અસ્વાભાવિક માતા મારફત અથવા તેના ઇશારાથી માર્યો ગયો હતો. એ સત્ય હો કે અસત્ય હો, પરંતુ તેના મરણ પછી સિબિલ્લા જેરૂસલેમની રાણીની પદવીપર અધિષ્ઠિત થવાથી, તેણે પોતાનો રાજમુકુટ તેના સ્વામીને આપ્યો. આવી રીતે ઇ. સ. ૧૧૮૭ માં બેલેસ્ટાઇનનું પાયતખ્ત સિબિલ્લા અને ગાય-ડી. લ્યુસિગનાનના અધિકારમાં આવ્યું.

## ટાઇબિરિયસ અથવા હિતિનનું યુદ્ધ.

( ૩ જી જુલાઇ ઇ. સન. ૧૧૮૭ )

કોઢના વ્યાધિવાળા ચોથા બાલ્ડવિનના શાસનકાળમાં સુલ્તાન સલાહુદ્દીન અને ફ્રેન્ચ લોકોની વચ્ચે સંધિ સ્થાપિત થઇ હતી; ઇતિહાસકાર મિચાઉડ સાહેબે એ સંબંધમાં લખ્યું છે કેઃ-એ વિષય લખવો ગૌરવજનક છે કે, મુસલમાન લોકોએ પોતાની કબૂલેલી સંધિની શરતોની સન્માનસહિત રક્ષા કરી હતી, પરંતુ ખ્રિસ્તી લોકોએ સંધિની શરતોનો ભંગ કરીને નવીન યુદ્ધનું કારણ ઉપસ્થિત કર્યું હતું.

ચેટિલોનના[1] રેનાલ્ડ અથવા રેજિનાલ્ડે પોઇક્ટિયર્સના રેમન્ડની વિધવા પત્નીની સાથે શાદી કરી હતી, અને તે ઘણા દિવસ સુધી નુરુદ્દીન મહમુદની પાસે બંદિવાન હતો; પરંતુ મલિકસાલેહે તેને મુક્તિ આપી હતી. ત્યાર પછી તે થોરનના હમફ્રેની વિધવા પત્નિની સાથે શાદીના બંધનમાં બંધાવાથી તેની પાસેથી કારાક[2] અને મોન્ટ્રિલનો શાસનભાર પ્રાપ્ત થયો. ઇ. સ. ૧૧૮૬ માં મુસલમાન અને ખ્રીસ્તીઓની વચ્ચે સ્થપાયલી સંધિની

---

૧ અરબ લોકો એને અરનાત કહે છે.

૨ કારાક મરૂસાગરના દક્ષિણ તથા પૂર્વ ખૂણાની પૂર્વ દિશામાં આવેલું છે.

શર્તોનો ભંગ કરીને તેણે તેના દુર્ગની બાજૂમાંથી ચાલનારા મુસાફરોપર હુમલો કરીને તેમાંનાં ઘણાખરાને મારી નાખ્યા અને તેમની માલમિલ્કત લૂંટી લીધી. એથી સુલ્તાને ગુસ્સે થઇને જેરુસલેમના રાજાની પાસે એનું નુકશાન ભરી આપવાનો દાવો કર્યો, પરંતુ તે તેનું નુકશાન ભરી આપવાને અસમ્મત થવાથી સુલ્તાને પોતે તેમને સજા કરવાનો ભાર ગ્રહણ કર્યો. તેમણે કારાક મુલ્કને ઘેરી લઇને પોતાના સહુથી વડા પુત્ર અલ મલિકુલ અફઝલના ખિતાબવાળા અલીના તાબા તળે એક નાની લશ્કરી ટુકડીને ફ્રેંચ લોકોની હીલચાલની દેખરેખ રાખવા માટે ગેલિલિ ઉપસાગર ભણી મોકલી આપી. ફ્રેંચ લોકોએ કારાકને ઘેરી લેવાના તથા મલિકુલ અફઝલના લશ્કર સાથે આગળ વધવાના સમાચાર સાંભળતાંની સાથેજ પોતાના સઘળા સૈન્યને એકઠું કરી તેની ( સુલ્તાનના પુત્રની ) વિરુદ્ધમાં કૂચ કરી. બીજી તરફ સુલ્તાન પણ પોતાના પુત્રની મદદ માટે એકદમ રવાના થયો. બન્ને સૈન્યની સંખ્યા સમાન હતી. શરૂઆતમાં ફ્રેન્ચ સૈનિકો સેફુરિયા અથવા સેફોરિસના[1] મેદાનમાં એકઠા થયા હતા, પરંતુ સુલ્તાને ઘણીજ બહાદુરીની સાથે તેમને હિટિન પર્વતની[2] બાજૂના ટાઇબિરિયસની આજૂબાજૂના પર્વતની ગુફાઓમાંથી બહાર ચાલ્યા જવાને લાચાર કર્યા હતા. ફ્રેંચ લોકો ટાઇબિરિયસ સરોવરને સન્મુખ રાખી એવી રીતે પહાડપરથી ઉતરતા હતા કે એ જોઇને એમ જણાઈ આવતું હતું કે, જાણે ખુદ એ પર્વતજ સરોવર ભણી આવી રહ્યો છે. બીજી બાજૂએ સુલ્તાનનું લશ્કર સરોવરને પાછળ રાખીને ઉભું રહેવાથી જિહાદવાળાઓ સરોવરનું પાણી મેળવવાને કમનસીબ

---

૧ રોમન લોકોના સમયમાં પ્રાચીન ડાઇઓ સિઝરિયા ગેલિલિનું એક મુખ્ય ગામ હતું.

૨ ટાઇબિરિયસના પર્વતની હારોમાં હિટિન સહુથી ઉંચો છે અને તેના દક્ષિણ ભાગનો નીચેનો ભાગ જંગના મેદાનના રૂપમાં ફેરવાઈ ગયો હતો. એ ટાઇબિરિયસ સરોવરથી એક કલાકના રસ્તાપર દુર આવેલી ઘાસથી છવાયલી એક વિશાળ ભૂમિ છે, એ પશ્ચિમમાં બાતુફ, ઉત્તરમાં હિટિન અને દક્ષિણ તથા પૂર્વમાં હામાહ નામની ત્રણ ગુફાઓ દ્વારા ઘેરાયલો છે. ખરી રીતે જે સ્થળે યુદ્ધ થયું હતું, એ સ્થળે ઉત્તરમાં હિટિન પર્વત, ઉત્તર તથા પૂર્વ દિશામાં નાની નાની પર્વત શ્રેણી પૂર્વ દિશામાં ટાઇબિરિયસ સરોવરના ખોદાણની ઉંચી જમીન અને દક્ષિણ દિશામાં લુબિયા નામના ગામ દ્વારા ઘેરાઇને એને એક ખુણાના આકારમાં બદલાવી દીધો હતો.

( મિચાડ કૃત ઇતિહાસ જુઓ. )

થયા હતા. જુલાઇ માસને બીજે દિવસે ગુરુવારે સાંઝને વખતે ( ૨૩ અને ૨૪ મી રબિઉસ્સાનિ ૫૮૩ હિજરી; ૨ જી અને ૩ જી જુલાઈ ઇ. સન ૧૧૮૭ ) બન્ને લસ્કરો એક બીજાની સ્હામાં થયાં. મુસલમાનોના ભાગ્યની પરીક્ષા દાખલ બીજા દિવસની સવારની ભયંકર ખૂનખ્વાર લડાઇને માટે સુલ્તાન આખી રાત સૂધી તૈયાર રહયો હતો. ૫૮૩ હિજરીની ૨૪ મી રબિઉસ્સાનિ ને શુક્રવાર ( ૩ જી જુલાઇ, ઇ. સન ૧૧૮૭ ) ના યુધ્ધમાં ગાય-ડી. લ્યૂસિગનાનની શક્તિનો ધ્વંસ થયો, તેનું સૈન્ય વિધ્વસ્ત થયું અને દશ હજાર ખ્રિસ્તીઓ માર્યા ગયા, તેમજ તેમના મુખ્ય મુખ્ય સેના-પતિઓ કપાઇ ગયા અથવા બંદિવાન બન્યા. ગાયડિ. લ્યુસિગનાન તેના ભાઇ જિઓફ્રે, ચેટિલોનનો રેનાલ્ડ થોરનના હમફ્રેનો પુત્ર, ટેબઇલનો કાઉન્ટ હયુ ટાઇબિરિયસના લૉર્ડનો પુત્ર અને બન્ને ખ્રિસ્તી સમ્પ્રદાયના બે મુખ્ય પાદરીઓ વગેરે મુખ્ય મુખ્ય માણસો બંદિવાન થયા હતા. ફકત ત્રિપોલીનો રેમન્ડ, ટાઇબિ-રિયસનો લૉર્ડ, સિડનનો લૉર્ડ રેનાલ્ડ અને અનતાકિયાનો શાહજાદો ન્હાસી છૂટ-વાને સમર્થ થયો હતો. સુલ્તાનના સિપાહીઓ તેમની પાછળ ન પડવાથી તેઓ સમુદ્રના કિનારાપર જઇ પહોંચવાને શક્તિમાન થયા હતા. ગાયડિ લ્યુસિગના-નના તરફ સારો વ્યવહાર ચલાવવામાં આવ્યો હતો. પરંતુ ચેટિલોનનો રેનાલ્ડ અને બીજા કેટલાક લોકો શાંતિને સમયે સંધિની શર્તોનો ભંગ કરી મુસલમાનોની કત્લ કરવાથી તલ્વાર દ્વારા માર્યા ગયા હતા અથવા એ સર્વની ઘાતકીપણે કત્લ કરવામાં આવી હતી. હિટ્ટિન યુદ્ધ થયા પછી સુલ્તાને શત્રુઓને ફરીવાર શક્તિ મેળવવાનો અવસર ન આપતાં ફરીવાર તેમની પૂંઠ પકડી. તેણે ટાઇબિરિયસનો કિલ્લો કબ્જે કરવાથી ત્રિપોલીના રેમન્ડની સહધર્મિણી તેમના હાથમાં બંદિની બની, પરંતુ તેમણે ઘણાજ સન્માનની સાથે તેને તેના સ્વામીની પાસે મોકલી આપી અને તે ઉપરાંત તેમના તર-ફથી બીજી કોઇ પણ મહિલાને કાંઇ ઘણુ દુઃખ દેવામાં આવ્યું નહોતું અથવા લેશ માત્ર પણ અપમાન કરવામાં આવ્યું નહોતું. ત્યાર પછી તેમણે તરતજ ટોલેમી[1] પર છાપો મારી ઘેરી લીધું. જે વખતે આખા યુરોપની શક્તિએ એકત્ર થઇને એ નગરને ઘેરી લીધું, તે વખતે તેને કબ્જે કરવાને લગભગ બે વરસની મુદ્દત લાગી હતી, પરંતુ સુલ્તાન સલાહુદ્દીન બે દિવસની અંદરજ એને કબ્જે કરવાને શક્તિમાન અથવા સમર્થ થયા હતા. ત્યાર પછી નેબ્લસ, જેરિકો, રામલહ, સિઝરિયા, અરસૂફ, જાફા, બૈરુત અને બીજાં કેટ-

---

૧ એનું નામ સેન્ટજિન ડિ. એકર હતું અથવા ટુંકામાં એકર હતું અને અરબો એને આકા કહેતા.

લોક નગરો વિના યુદ્ધેજ સુલ્તાનના હાથમાં આવ્યા. સમુદ્ર કિનારે માત્ર ટાયર, ત્રિપોલી અને આસકેલન જિહાદવાળાઓના તાબામાં રહ્યાં, પરંતુ થોડી મુદ્દતના અટકાવ પછી તરતજ આસકેલન શહેરના નિવાસી લોકો શરણે આવવાથી તેઓ સારો વ્યવહાર પ્રાપ્ત કરી શક્યા હતા.

## સુલ્તાન સલાહુદ્દીન દ્વારા જેરૂસલેમ જીતાયું.

ત્યાર પછી સુલ્તાને જેરૂસલેમ ભણી કૂચ કરી, એ વખતે એ શહેરના કિલ્લાની અંદર સાઠ હજાર ખ્રિસ્તી લશ્કર અને પુષ્કળ સંખ્યાવાળા શહેરવાસીઓ હતા. તેમણે ત્યાં આગળ હાજર થઈ ત્યાંના મુખ્ય મુખ્ય લોકોને બોલાવી તેમની પાસે નીચે લખેલો ઠરાવ રજૂ કર્યો. એ ઠરાવ અમો આ સ્થળે પ્રકટ કરીએ છીએ.

"આપણે સર્વે જાણીએ છીએ કે જેરૂસલેમ શહેર એક પાક અથવા પવિત્ર સ્થાન[1] છે. હું મનુષ્યના લોહીના પ્રવાહથી એને નાપાક અથવા અપવિત્ર કરવા માગતો નથી. તમો દુર્ગ ખાલી કરો, હું તમોને તમારા ગુજરાન માટે જોઇતું દ્રવ્યાદિ દઇશ."

ખ્રિસ્તી લોકોએ તેમની સ્વાભાવિક ધર્મોન્મત્તતાને લીધે સુલ્તાનના આ ઉદાર અને મનુષ્યને છાજતા ઠરાવને કાનપર ધર્યો નહિ, અથવા એમના તરફ કશું પણ લક્ષ આપ્યું નહિ. એથી સુલ્તાને ઉશ્કેરાઇને પ્રતિજ્ઞા કરી કે, "ગોડફ્રે ડિબુઇલોનના સૈનિકો અને સોબતીઓ જેરૂસલેમ જીતીને મુસલમાનોની જેવી શયતાની રીતે કત્લ કરી હતી તેવીજ રીતે હું પણ તેનો બરાબર બદલો લઇશ." થોડી મુદ્દતની અટકાયત પછી જિહાદવાળાઓએ નિરુત્સાહી થઇને સુલ્તાનને ખુદાના નામે દયા દેખાડવાની યાચના કરી. એથી સુલ્તાનના દયાળુ દિલે બદલો લેવાની હલકી વૃત્તિનો પરિત્યાગ કરીને તેમના તરફ ઘટતી દયા દેખાડી. જેરૂસલેમના ગ્રીક અને સિરિયા દેશવાળા ખ્રિસ્તીઓ અને પેલેસ્ટાઇનમાં સુલ્તાનની રૈયત તરીકે રહેવા માગનારા ફ્રેન્ચ અને રોમન લોકો તેમના રાજ્યમાં વસીને તમામ જાતનાં સુખ તથા સગવડો ભોગવવાપની રવાનગી મેળવી શક્યા હતા. શહેરમાંના સઘળા ખ્રિસ્તી યોદ્ધાઓને તેમની સ્ત્રીઓ તથા બાળક બાળિકાઓ સાથે ચાળીસ દિવસની અંદર શહેર છોડીને સુલ્તાનના સૈન્યદળના સહીસલામતી ભરેલા રક્ષણ તળે ટાયર અથવા ત્રિપોલીમાં જવું પડશે એવો એક હુકમ બહાર પાડવામાં આવ્યો. તેમાંના દરેક પુરુષને માટે દરેક સ્ત્રીને માટે, પાંચ, અને દરેક બાળક

---

૧ જેરૂસલેમનો ખરો અર્થ ખુદાનું ગૃહ થાય છે.

બાળિકાને માટે એક સિરિયા દેશની દિનાર મોચનમૂલ્ય તરીકે મુકરર કરવામાં આવી, જેઓ ઉપર જણાવેલા નિયમ મુજબ મોચનમૂલ્ય અથવા છૂટકારાની કીંમત આપી શક્યા નહિ તેમને માટે ગુલામીના બંધનમાં બંધાવું પડશે એવી એક શર્ત કરવામાં આવી હતી, પરંતુ એ શર્ત ફક્ત નામનીજ હતી, કારણકે સુલ્તાને પોતેજ દશ હજાર માણસોના અને તેના ભાઈ સૈફુદ્દીને[1] સાત હજાર માણસોના છૂટકારાની કીંમત આપીને તેમને છૂટા કરાવ્યા. એ ઉપરાંત મોચન મૂલ્ય-છૂટકારાની કીમત ન લેતાં તેમણે કેટલાક હજાર માણસોને મુક્તિ આપી હતી. ધર્મગોર અને સાધારણ ખ્રિસ્તીઓ કોઈ પણ જાતના પ્રતિબંધ સિવાય તેમના પૈસાટકા અને કીમતી ચીજો લઈને જવાને શક્તિમાન થયા હતા. કેટલાક ખ્રિસ્તીઓને તેમના દુર્બલ અને વૃદ્ધ માતા પિતા અથવા સગાંવહાલાંને ખભાપર ઉંચકીને જતાં જોવામાં આવ્યા હતા. સુલ્તાનને તેમના એ કરુણા ઉપજાવનારા ચિત્રથી દયાર્દ્ર થઈને તેમને ઘણી દોલત આપી હતી અને એ સઘળાં દુર્બળ માણસોને ઉંચકવા માટે કેટલાક અશ્વો આપ્યા હતા. જે સમયે જેરૂસલેમની રાણી સિબિલ્લાએ મુખ્ય મુખ્ય આબરૂદાર મહિલાઓ અને વીર પુરુષોથી વિંટળાઈને સુલ્તાનની પાસેથી રવાનગી લીધી, તે સમયે તેમણે તેના દુઃખમાં સહાનુભૂતિ દેખાડીને તેની સાથે ઘણોજ શિષ્ટ આલાપ કર્યો હતો. અનેક રડતી કકળતી સ્ત્રીઓ તેમનાં રડતાં બાળકોને ગોદમાં લઈને તેની પાછળ ચાલી નીકળી હતી. તેઓમાંની અનેકે સુલ્તાનની પાસે હાજર થઈ નીચે લખેલી પ્રાર્થના કરી હતી.

" આપને ત્યાં જે સર્વ વીર પુરુષો બંદિવાન છે, અમો તેઓમાંની કોઈ સ્ત્રી, કોઈ માતા અને કોઈ કન્યા છીએ અને આપ જૂઓ છો કે, અમો પગે ચાલીને આવ્યાં છીએ અને પાછા જઈએ છીએ, અમો હરહમેશને માટે આ દેશ છોડીને જઈએ છીએ, તેમણે અમારી જિન્દગીની રક્ષા કરવામાં પુરતી મદદ કરી હતી, તે માટે હવે જો અમો તેમનાથી વિખૂટાં પડીશું, તો તેથી અમારી જિન્દગીની છેલ્લી ખ્વાહિશ હોલવાઈ જશે.. જો આપ તેમને છૂટા કરશો તો તેથી તેઓ અમારા દુઃખને હળવું કરી શકશે અને દુનિયામાં અમારા મદદરૂપ થઈ ઉભા રહેશે. "

સુલ્તાને તેમની પ્રાર્થનાથી મુગ્ધ થઈને લેશ માત્ર પણ વિલંબ કર્યા વિના માતાને પુત્ર સાથે, તથા સ્ત્રીને સ્વામી સાથે જવાનો હુકમ ફરમાવ્યો

---

૧ ખ્રિસ્તીઓ તેને સાફાદિન કહેતા. તેનું પૂરૂં નામ સૈફુદ્દીન અબુબકર હતું અને ખિતાબ અલ મલિકુલ આદિલ હતા.

અને એ સાથે તેમના તરફ બનતી દયા દેખાડવાને તે પ્રતિજ્ઞાબદ્ધ થયો. તેણે માતાપિતા વગરનાં બાળકો તથા બાળિકાઓ અને વિધવાઓમાં પુષ્કળ દ્રવ્ય વહેંચ્યું, તેમજ વીર પુરુષો અને યુધ્ધમાં રોકાયલા સંન્યાસીઓએ જોકે અત્યાર સુધી તેમની વિરુધ્ધમાં હથિયાર ઉઠાવ્યાં હતાં, તેમ છતાં પણ તેમણે તેમને રોગી, પીડિત અને ઘાયલ લોકોની સેવા ચાકરી કરવાની અને ખ્રિસ્તી તીર્થ જાત્રાળુઓની દેખરેખ રાખવાની પરવાનગી આપી હતી.

નજીકના ખ્રિસ્તી રાજાઓની પાશવિકતા અથવા શયતાનિયતની સરખામણી કરવા જતાં સુલ્તાન સલાહુદ્દીનની માહનુભવતા અતિ ઉચ્ચ આસન મેળવી શકી હતી. મિલ્સ સાહેબે લખ્યું છે કેઃ—" ઘણાખરા ખ્રિસ્તીઓ જેરૂસલેમ છોડીને અનતાકિયા ભણી ગયા હતા, પરંતુ ત્યાંનો અધિપતિ બોહિમન્ડ તેમને આશ્રય આપવામાં અસમ્મત થયો હતો, એટલુંજ નહિ, પરંતુ એથી પણ શાંત ન થતાં તેણે તેમને ત્યાંથી હ્‌સાડી મૂકયા હતા. પરંતુ તેઓ ઇસ્લામ રાજ્યમાં દાખલ થઇને સારો આવકાર મેળવી શકયા હતા. જેરૂસલેમમાંથી દેશવટો પામેલા ખ્રિસ્તીઓના તરફ બીજા કેટલાક ખ્રિસ્તીઓએ જે પ્રકારનો દુર્વ્યવહાર ચલાવ્યો હતો, એ સંબંધમાં મિચાઉડ સાહેબે લખ્યું છે તે ઘણુંજ હૃદયગ્રાહી અને અસરકારક છે. અમો આ સ્થળે તે રજૂ કરીએ છીએઃ—

" તેઓ તેમના પૂર્વ દેશના ભાઇઓ મારફત હયરાન પરેશાન થઇને સિરિયામાં ઘણાજ દુઃખની સાથે રખડતાઃરઝળતા અથવા ભટકતા ભટકતા છેવટે ઘણાજ દુઃખ અને અનાહારથી—ભૂખ્યા તરસ્યા માર્યા ગયા હતા. ત્રિપોલીના ખ્રિસ્તીઓએ તેમને આશ્રય આપવાના ભયથી એ શહેરના દરવાજા બંધ કરી દીધા હતા અને એક અબળાએ નિરાશાથી નિરુત્સાહ થઇને પોતાનાં બાળક સંતાનને સમુદ્રના જળમાં ફેંકીને મદદ આપવાની અનિચ્છા દેખાડનારા ખ્રિસ્તીઓને શાપ આપ્યો હતો. "

દુર્દશા ભોગવતા ખ્રિસ્તીઓના કરુણા ઉપજાવનારા દેખાવથી દૂર રહેવા માટે જ્યાં સુધી તેમણે જેરૂસલેમ શહેરને છોડયું નહોતું ત્યાં સુધી સુલ્તાને પણ શહેરમાં પ્રવેશ કર્યો નહોતો. હી. સ. ૫૮૩ ના રજબ માસની ૨૧ મી તારીખે[૧] જે સમયે રાજા, લૉર્ડ અને સલ્તનતના જૂદા જૂદા આબરૂદાર માણસો સુલ્તાનને ફતેહ મળવા બદલ તેમને મુબારકબાદી આપવા માટે આવ્યા હતા, તે સમયે તેમણે તેમના દ્વારા વિંટળાઇને શહેરની અંદર

૧ કહેવામાં આવે છે કે, આ તારીખે હજરત મહમદ સ. અ. વ. એ સ્વર્ગારોહણ કરીને ખુદાની સાથે સાક્ષાત્‌ લાભ કર્યો હતો.

પ્રવેશ કર્યો. પહેલાંના યુધ્ધ દ્વારા શહેરનું જે અનિષ્ટ થવા પામ્યું હતું, તેનું નુકશાન ભરી આપવામાં આવ્યું હતું અને જે સર્વે મસ્જિદો અને અને કોલેજો ફ્રેન્ચ લોકો મારફત નષ્ટ થઇ હતી તેને ફરીવાર બંધાવવામાં આવી હતી અથવા મરામ્મત કરવામાં આવી હતી અને જિહાદવાળાઓના જુલ્મવાળા શાસનને બદલે ત્યાં ઉદાર અને જ્ઞાનવાળી શાસનનીતિનો પ્રચાર થયો હતો.

સુલ્તાન સલાહુદ્દીને જેરૂસલેમથી ટાયર તરફ કુચ કરી. જે સર્વ ખ્રિસ્તીઓને તેમણે પોતાની ઉદારતા અથવા દિલાવરીના પ્રભાવથી મુક્તિ આપી હતી, તેમાંના કેટલાક માણસોએ આવીને આ સ્થળે આશ્રય લીધો હતો. આવી રીતે ચારે તરફથી ટાયરના કિલ્લાની શક્તિમાં વધારો થવાથી કિલ્લાના રહેનારા લોકો મજબૂતીથી પોતાનું રક્ષણ કરવાને તૈયાર થયા હતા. મોન્ટ ફેરાટના માર્કવીસ[1] કોનરાડે તેમના સરદારની પદવીનો ભાર ગ્રહણ કર્યો હતો, એ પુરુષ ઘણોજ કાર્યદક્ષ અને ચાલાક હતો. સુલ્તાને તેને શરણે આવવાનું કહેવાથી તેણે જવાબમાં જણાવ્યું કે, જે રાજાના તાબામાં સમુદ્ર આવેલો છે તેમની પરવાનગી સિવાય તેનાથી શરણે આવવાનો ઠરાવ મંજૂર રાખી શકાશે નહિ. આવી હાલતમાં ટાયરને ઘેરો ઘાલી વૃથા સમય નષ્ટ ન કરતાં સુલ્તાને ઉત્તર સમુદ્રના કિનારા તરફ કૂચ કરીને ધીરે ધીરે લાઓડિસિયા, જબાલા, સૈહુન, એકાસ, બોઝેર, દરબરસાક અને ફ્રેન્ચોના કબ્જે કરેલા બીજા કેટલાક મજબૂત કિલ્લાઓને કબ્જે કર્યા. ગાયડિ લૂસિગનાન મુક્તિ મળતાંની સાથેજ યુરોપ તરફ રવાના થશે, એવા સોગંદ લેવાથી, સુલ્તાને તેને સ્વાધીનતા આપી, પરંતુ એ ખ્રિસ્તી વીરે મુક્તિ મળતાંની સાથેજ પોતાના સોગનનો ભંગ કરીને વિખરાયલા જિહાદવાળાઓમાંથી એક મોટું લશ્કર એકઠું કર્યું. તેમની અને યૂરોપથી નવા આવેલા સૈનિકોની સહાયતાથી તેણે ટોલેમીપર ઘેરો ઘાલ્યો હતો. એ સ્થળની આજૂબાજૂનાં સઘળાં સ્થળો સાથે એશિયા, યુરોપ, અને આફ્રિકા એ ત્રણ મહા દેશનો સ્વાર્થ જડાયલો હોવાથી બે વરસ સુધી લડાઇનું કામ ચાલ્યું હતું.

## ત્રીજો જિહાદ.

જેરૂસલેમ નગરી મુસલમાનો દ્વારા કબ્જે થવાથી આખા ખ્રિસ્ત જગતમાં ભયાનક ઉશ્કેરણી પેદા થવા પામી હતી અને ખ્રિસ્તી ધર્મ ગુરુઓએ ફરી એકવાર જિહાદ યુદ્ધને માટે તમામ લોકોને ઉશ્કેરવા માટે તથા યુરોપના રાજા અને રાજપુત્રોને યુદ્ધાર્થે પ્રલુબ્ધ કરવા માટે દરેક જાતની

૧ આરબ લોકો એને માર્કિસ કહેતા.

કોશિશ કરી હતી, અને તેમની એ કોશિશે પણ સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરી હતી. ટાયરના કિલ્લામાં અને એકરની નજીકની છાવણીમાં યુરોપથી નવું લશ્કર આવ્યું હતું અને ખ્રિસ્ત જગતના મુખ્ય ત્રણરાજા, જર્મનીના બાદશાહ ફ્રેડરિક બાબરોસા. ફ્રાન્સના રાજા ફિલિપ ઓગસ્ટસ અને ઇંગ્લાંડના રાજા રિચર્ડ કોરડિલાયને આ યુદ્ધમાં ભાગ લીધો હતો, જો સુલ્તાને બરાબર એ સમયેજ પોતાની સ્વાભાવિક તીક્ષ્ણ દૃષ્ટિ અને બાહોશીને વંશ થઇ મિસર અને સિરિયાનાં લડાયક જહાજોને એકઠાં કરી ફિનિસિયા સમુદ્રના કિનારાને ઘેરી રાખ્યો હોત તો તેથી તે સિરિયા દેશમાંજ જિહાદવાળાઓને વિધ્વસ્ત કરીને યુરોપમાંથી આવેલા શક્તિશાલી નવીન લશ્કરોને નીચે ઉતરતા અટકાવી શકત. ફિનિસિયા દેશને દરિયાઇ હુમલામાંથી બચાવી શકવાથી, એ સહીસલામત થશે અને જમીન યુદ્ધમાં કોઇ પણ જાતનો વિજય મેળવી શકશે અથવા સમુદ્રમાંથી આવેલા લશ્કરના આગમનને અટકાવી શકશે નહિ, એ બન્ને વાતોને તે ભૂલી ગયો હતો. બીજી રીતે, જિનોવા અને વિનિસિયાવાસી વ્યાપારીઓ હમેશાં જહાજમાં ભરીને જિહાદવાળાઓને માટે રસદ, યુદ્ધનાં અસ્ત્રશસ્ત્ર અને બીજી કેટલીક જરૂરની વસ્તુઓ સિરિયાના કિનારાપર લઇ આવતા હતા. એકરને અટકાવવાના વિષયમાં ઇતિહાસકાર ઇબ્ને અલ અસિર અને ઇબ્ને શદ્દાદે સુલ્તાન સલાહુદ્દીન અને ઇંગ્લાંડના રાજા રિચર્ડનું જે ચરિત્ર ચિત્ર વર્ણવ્યું છે, તે વાંચકોની જાણ માટે નીચે રજૂ કરીએ છીએ.

" જ્યારે સલાહુદ્દીન કોઇ શહેર અથવા કિલ્લો કબ્જે કરતા, ત્યારે તે ત્યાંના ખ્રિસ્તી રહેવાસીઓના જીવનનું રક્ષણ કરતા અને તેઓ તેમનાં તમામ સરસામાન, દ્રવ્ય, સ્ત્રી, બાળક વગેરેને લઇને એકદમ ઝડપથી ટાયરના કિલ્લા તરફ ચાલ્યા જતા. આવી રીતે અનેક શત્રુઓ એ સ્થળે એકઠા થતા. એ સિવાય તેઓ જળમાર્ગે હમેશાં યુરોપમાંથી મદદ મેળવતા.[૧] "

સુલતાન ગમે તે કાર્ય ભલેને કરે, તો પણ ખ્રિસ્તી લોકો તેનો વિપરીત અર્થ કરીને યુરોપવાસીઓની ધર્મોન્મત્તતાને ઉપજાવતા. જેરૂસલેમના વડા પાદરીપર દયાવશ થઇને સુલ્તાને તેનો છૂટકારો કર્યો, પરંતુ એક અરબે મહાત્મા ઇસુખ્રિસ્તને ઘાયલ કર્યા છે, એવી એક છબિ લઇને એ પુરુષે ફ્રાન્સના દરેક નગરે નગરમાં પરિભ્રમણ કરીને ભયંકર રૂપે ખ્રિસ્તીઓના ક્રોધને સળગાવી મૂક્યો હતો અને એવીજ રીતે તે પેલેસ્ટાઇનના ખ્રિસ્તીઓની સહાયતા માટે ઘણા ઘણા સૈનિકોનો સંગ્રહ કરવાને સમર્થ થયો;

૧ આ ઇબ્ને અલ અસિરનું વર્ણન છે.

એટલુંજ નહિ, પરંતુ એ યુદ્ધને માટે સ્વયંસેવકો પણ પોતાની ઇચ્છાથી તૈયાર થયા હતા, અને લશ્કરમાં જોડાયા હતા. એક ઇતિહાસકારે લખ્યું છે કે, એક વિધવાનો માત્ર એકનો એક પુત્ર કોઇ એક જગાએ કેદીની હાલતમાં હતો અને તેને ફક્ત એક નાના ઘર સિવાય બીજી કાંઇ પણ મિલ્કત નહોતી; તેણે તે ઘર વેચીને પુત્રને માટે હથિયાર વગેરે ખરીદી તેને સેરેસન લોકોની વિરુદ્ધમાં યુદ્ધ કરવા માટે મોકલી આપ્યો. વાંચકો આ બનાવ પરથી અનુમાન કરી શકશે કે, એ સમયે યુરોપના નિવાસીજનો જિહાદ યુદ્ધને માટે કેટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા. ફ્રેંચ લોકોનું આખું લશ્કર જમીન અને જળ માર્ગે ચારે બાજૂએથી આવી પહોંચ્યું હતું. શરૂઆતમાં તેઓ સઘળાએ ટાયરમાં એકઠા થઇને સિડન પર હુમલો કરવાનો સંકલ્પ કર્યો હતો, પરંતુ છેવટે એકરને પાછું કબ્જે કરવાનો ઇરાદો કરીને તે પ્રમાણે તેઓએ સમુદ્ર કિનારાના માર્ગે અસંખ્ય સૈન્ય સહિત એ સ્થાન તરફ કૂચ કરી અને તેમનાં જહાજો પણ તેમની સાથે ગયાં. ખરી રીતે સમુદ્રજ તેમનો ખાસ મદદગાર હતો, તેઓ એની મદદથી યુરોપમાંથી લડાયક સરંજામ ખોરાકની ચીજો અને લશ્કર વગેરે લાવવાને શક્તિમાન થયા હતા. તેઓએ હી. સ. ૫૮૫ ના રજબ માસની ૧૫ મી તારીખે ( ૧૯ મી ઓગસ્ટ ઈ. સ. ૧૧૮૯ ) એકરમાં હાજર થઇને ઘણીજ થોડી મુદ્દતમાં તેને જીતી લીધું.

## એકરપર હલ્લો.

ફ્રેંચોની કૂચની વાત સાંભળતાની સાથેજ સુલ્તાન સલાહુદ્દીનની છાવણીમાં એક લડાયક સલાહની સભાની બેઠક બેઠી હતી. ફ્રેંચ લોકોના એકરપર હુમલો કરતાં પહેલાંજ તેમને રસ્તામાં ઘેરી લેવાની સુલ્તાનની ઇચ્છા હતી, પરંતુ તેના અમીરોએ એકરની સ્હામેના ખુલ્લા મેદાનમાં તેમને ઘેરી લેવાની સલાહ આપી. સુલ્તાન એકરમાં હાજર થઇ જિહાદવાળાઓને એકરના કિલ્લાની ત્રણ બાજૂએ છાવણી સ્થાપેલા જોઇ શક્યો હતો, અને એની પશ્ચિમ દિશા સામુદ્રિક ઘેરાવાથી ઘેરાઈ રહી હતી. તે આવી રીતે ઘેરાઇ રહેવાથી કિલ્લામાંના સિપાહીઓના પડાવ તરફના તમામ સમાચાર લાવવા મોકલવામાં નિરાશ થયો હતો અને તેને મદદ મળવી પણ બંધ થઇ હતી.

એક ઇતિહાસવેત્તાએ લખ્યું છે કેઃ—" ફ્રેંચ લોકોના એકરપર ચઢી આવતાં પહેલાં જો સુલ્તાન સલાહુદ્દીન તેના પોતાના મત મૂજબ તેમનાપર આક્રમણ અથવા હુમલો કરત, તો તેથી તે તે શહેરનું રક્ષણ કરવાને સમર્થ થાત, પરંતુ " ખુદાની જૂદીજ ઇચ્છા હોવાથી મનુષ્ય તે મૂજબ કાર્ય કરવાને લાચાર થાય છે. "

સુલ્તાને સિપાહીઓને જિહાદવાળાઓની સ્હામે છાવણી નાખવાનો હુકમ ફરમાવીને પોતે કઇસાન ( તેલ કઇસાન ) પર્વતપર છાવણી સ્થાપન કરી. તેમના સૈન્યની ડાબી દિશા તેલ અયાઝિયામાં અને જમણી દિશા બેલુસ નદીમાં મળેલી હતી. એ સમયે મોસુલ, દિયારબકર, સિંજાર અને હારાનમાંથી આવેલા કેટલાક નવીન લશ્કરો દ્વારા તેમની શક્તિમાં વધારો થયો. જ્યારે મુસલમાન લોકો જમીન માર્ગે આવી રીતે મદદ મેળવી શક્યા, ત્યારે ત્યાંના ખ્રિસ્તીઓ પણ જળ માર્ગે યુરોપમાંથી મદદ મેળવી શક્યા હતા. હી. સ. ૫૮૫ ના સાબાન માસની ૧ લી તારીખે ( ૧૪ મી સપ્ટેંબર ઇ. સ. ૧૧૮૯ ) સુલ્તાને જિહાદવાળાઓપર હુમલો કર્યો. તેમનો ભત્રીજો તકીઉદીન ખ્રિસ્તીઓપર ભયંકર રીતે હુમલો કરીને તેમને સ્થાન ભ્રષ્ટ કરી અથવા ન્હસાડીને એકર દુર્ગવાસીઓની સાથે લેવડ દેવડનો રસ્તો ખુલ્લો કરવાને સમર્થ થયો હતો. ઇબને અલ અશિરે લખ્યું છે કેઃ—

" જો મુસલમાન લોકોએ રાત સૂધી લડાઇ ચલાવી હોત, તો તેઓ પૂરતી રીતે તે રસ્તો ખુલ્લો રાખી શકત, પરંતુ તેઓ ફ્રેંચ લોકોના તાબાનાં અર્ધાંક સ્થાનો કબ્જે કરીને બીજા દિવસે યુદ્ધની આશાથી રાતને વખતે આરામ લેવા માટે ગયા હતા. "

" સુલ્તાને આ પછી કિલ્લામાંના પહેલાંના સિપાહીઓને બદલાવીને તેની જગાએ નવા લશ્કરનો સમાવેશ કરી તેને રસદ વગેરે આપ્યું. હુસામુદીન અબુલ હઇજા ઉર્ફે અસ–સમિન અથવા બળવાન નામના એક અમીરને કિલ્લામાંના લશ્કરના સેનાપતીના પદપર નિમ્યો. ફરીવાર શાબાન માસની ૬ ઠ્ઠી તારીખે ( ૧૯ મી સપ્ટેંબર ઇ. સ. ૧૧૮૯ ) ફ્રેન્ચ લોકોએ તેમની બનાવેલી દીવાલના ઓથમાંથી બહાર નીકળીને ભયંકર રીતે સેરેસન લોકો પર આક્રમણ કર્યું, પરંતુ એ આક્રમણમાં તેઓમાંના ઘણાખરા માર્યા જવાથી તેઓ ન્હાસી છૂટીને ફરીવાર દીવાલના ઓથમાં આવી આશ્રય લેવાને લાચાર થયા હતા.

આ સમયે સુલ્તાન સલાહુદ્દીનનું લશ્કર દેશની ચારે દિશામાં વિખરાઇ ગયું હતું. લશ્કરનું પહેલું ટોળું અન્તાકીયાના રાજા બોહિમન્ડની હીલચાલ તપાસતું હતું, બીજું ટોળું ત્રિપોલીની દિશાઓની સરહદના રક્ષણ માટે તેની સ્હામેના એમેસા શહેરમાં છાવણી નાખી પડયું હતું, ત્રીજું ટોળું ટાયરમાં અને ચોથું ટોળું ફ્રેંચ લોકોના દરિયાઇ હુમલાને અટકાવવા માટે ડેમિયેટા અને અલેકઝાન્ડ્રિયા વગેરે સઘળાં શહેરમાં વસ્તું હતું. જોકે સુલ્તાને નવા લશ્કરની મદદ મેળવી હતી, તેમ છતાં પણ જિહાદવાળાઓના કરતાં તેના

લશ્કરની સંખ્યા ઓછી હતી. સુલ્તાન ફરીવાર મદદ મેળવે તે પહેલાં તેને ઘેરીને વિધ્વસ્ત અથવા નેસ્તવા નાબૂદ કરવાના ઇરાદાથી જિહાદવાળાઓએ બીજીવાર તેનાપર હુમલો કર્યો, આ યુદ્ધની શરૂઆતમાં તેઓ અમુક ફતેહ મેળવવા છતાં પણ છેવટે શોચનીય રીતે નાબૂદ થયા હતા, એ યુધ્ધમાં દશ હજાર ક્રિશ્ચિયનો માર્યા ગયા હતા. સુલ્તાને એ મુડદાંઓને સમુદ્રમાં ફેંકાવીને તે જગાને સાફ કરાવવાની કોશિશ કરવા છતાં પણ કેટલાંક મુડદાં એ સ્થળે પડયાં રહ્યાં હતાં અને એમાંથી દૂષિત ગરમી તેમજ દુર્ગંધ બહાર નીકળીને ત્યાંનો વાયુ ઝેરી થવાથી ત્યાં આગળ મહા ભયંકર ખૂનરેજી શરૂ થઇ હતી. સુલ્તાન પોતે એ વ્યાધિમાં સપડાઇ ગયો અને ડૉક્ટર ( હકીમ ) તથા સેનાપતિઓની સલાહ મૂજબ તેણે તે સ્થળેથી છાવણી ઉઠાવી લઇને અલખાર રૂબાની[1] નજીકમાં છાવણી સ્થાપન કરી. સેરેસન લોકોના આવી રીતે ચાલ્યા જવાથી ફ્રેંચ લોકોએ ઘણીજ ખુશાલીથી ફરીવાર એકરને ઘેરી લીધું. ( ૪ થી રમજાન, ૫૮૫ હિજરી; ૧૬ મી અકટોબર, ઇ. સ. ૧૧૮૯ ) તેઓએ સુલ્તાનના આક્રમણમાંથી બચાવ કરવાના ઇરાદાથી તેની છાવણીની ચારે બાજૂએ ઉંડી ખાઇ ખોદાવી અને ઉંચી દીવાલ બંધાવી હતી. તેઓ જ્યારે યુદ્ધમાં હારી જતા, ત્યારે એ દીવાલની પછવાડે આશ્રય ગ્રહણ કરતા.

સુલ્તાને અલખારરૂબામાં શિયાળો વીતાડયો, ઇ. સ. ૧૧૯૦ ની વસંત ઋતુની શરૂઆતમાં ( સફર ૫૮૬ હિજરી; ૧૦ મી માર્ચ, ઇ. સ. ૧૧૯૦ ) તેમણે ફરીવાર એકરના મેદાનમાં ઉતરી આવીને તેના પૂર્વસ્થાનને જીતી લીધું. ફ્રેંચ લોકોએ એ શહેરના કિલ્લાને ઘેરી લેવા માટે એક મોટો લાકડાનો કિલ્લો બનાવીને તેમાં હથિયાર ધારેલા સિપાહીઓને રાખ્યા હતા, બીજી રીતે દુર્ગના રહેવાસીઓએ એક દમિસ્કસવાસી એન્જીનીયરની સલાહ મૂજબ ગરમ તેલ તથા ચીકમાં બનેલા અગ્નિના ગોળાઓ ફેંકવાથી તેમાં આગ લાગી હતી અને એથી એ બળીને ભસ્મીભૂત થઇ ગયો હતો. એ સમયે સુલ્તાન મેસોપોટેમિયાની એક બાજૂએથી કાંઇક લશ્કરની મદદ મેળવી શક્યો હતો. અને મિસરનાં વહાણો કિલ્લાવાસીઓને માટે ખોરાક તથા હથિયાર વગેરે લઇને ત્યાં આવી પહોંચ્યાં હતાં. નૌકા યુદ્ધમાં ફ્રેંચ લોકોપરાજિત થવાથી એ મિસરનાં લડાયક સામાનવાળાં વહાણો બંદરમાં દાખલ થવાને સમર્થ થયાં; પરંતુ જર્મનીનો બાદશાહ ( મહિકુઉલ–અલમાન )

---

૧ અલખારૂબા ભૂમધ્ય સમુદ્રની નજીકનો એક દુર્ગ છે. એ ઈટાલીની ગણ આઇલ દક્ષિણમાં કારમેલ પહાડપર આવેલો છે.

ફ્રેડરિક બાર કબરોસા અગણિત સૈન્યસહ પેલેસ્ટાઇન તરફ આગળ વધી રહ્યો છે, એવા સમાચારથી મુસલમાની છાવણીમાં ઘણીજ દિલગીરીનો દેખાવ જોવામાં આવ્યો હતો. રસ્તામાં તેના લશ્કરની બન્ને બાજૂએ આઉજ તુર્કીઓ દ્વારા ઘેરાયલી હોવા છતાં પણ તે ઇસ્તિશનના પુત્ર લાકુનના અધિકારના સિલિસિયા રાજ્યમાં ઉપસ્થિત થવાને સમર્થ થયો, આ સમાચારથી સુલ્તાને પોતાની મદદ માટે તાબાના કુર્દ રાજાઓ અને મોરોકકોના સુલ્તાન યાકુબઅલ મનસુરની પાસે કાસદ મોકલી આપ્યો, પરંતુ તેઓ સઘળાએ એ બાબતમાં ઉદાસીનતા દેખાડી હતી; એથી તે યૂરોપની સમ્મિલિત શક્તિની સ્હામે યુદ્ધ કરવા માટે પોતાના સૈન્યપર આધાર રાખવાને લાચાર થયો. આ તરફ જર્મન બાદશાહ તેની જવાની જગાએ ન જઇ શકવાથી રસ્તામાં સેલેસુસિઆ નજીક સલફ ( પુરાતન કાલીકાડનાસ ) નદીમાં ડૂબીને માર્યો ગયો. ( ૧૦ મી જૂન ઇ. સ. ૧૧૯૦ ) આ બનાવથી તેના લશ્કરમાં મતભેદ પેદા થયો અને એથી ઘણાખરા સિપાહીઓ ઘર તરફ પાછા ફર્યા અને થોડા ઘણા સિપાહીઓ તેના પુત્રની સરદારી તળે પ્રથમ અન્તાકિયા અને પછી ત્યાંથી પેલેસ્ટાઇન તરફ રવાના થયા. તેઓ પણ છેવટે જહાજમાં બેસીને ઘર તરપ રવાના થયા, પરંતુ રસ્તામાં લૂંટાઇને તેઓમાંના ઘણાખરા દરિયામાં ડૂબી ગયા.

હી. સ. ૫૮૬ ના જમાદી ઉસ્સાની માસની ૨૦ મા તારીખે ફ્રેન્ચ લોકો તેમના કિલ્લાના અંતરાલમાંથી બહાર નીકળીને મુસલાનમાન લોકોની સાથે યુધ્ધ કરવામાં પ્રવૃત્ત થયા; પરંતુ તેઓ શોચનીય અને ભયાનક રૂપે પરાજિત થવાથી તેમનાં માર્યા ગયેલાં અને જખ્મી થયેલાં માણસો દ્વારા લડાઇનું મેદાન છવરાઇ ગયું હતું. એથી જિહાદવાળાઓ નિરુત્સાહી થઈ પડયા, પરંતુ એ બનાવ બન્યા પછી એ દિવસે તેમની મદદ માટે યૂરોપમાંથી અલકોન્ડરીની સરદારી નીચે એક મોટું લશ્કર આવી પહોંચ્યું. એ લશ્કરને ચલાવનાર જવાન ઇંગ્લાંડના રાજાની ઓરમાન ભગિનીનો પુત્ર હતો અને ફ્રાન્સના રાજાની સાથે પણ તેનો રક્તસંબંધ હતો. તે નિર્વિઘ્ને એકરની નજીકના સ્થાનમાં લશ્કર સાથે ઉતરી આવવાને શક્તિમાન થવાથી ત્યાં આગળ આવેલા જિહાદવાળાઓની સાથે મળી ગયો. તેણે છાવણી સુરક્ષિત કરીને સઘળા સૈન્યોને એકત્ર કરી સુલ્તાનપર આક્રમણ કરવાનો ઇરાદો કર્યો. એથી સુલ્તાન તેના લશ્કરને માટે વિશાળ જગા મેળવવાની આશાથી અને ફરીવાર એકરના યુદ્ધમાં માર્યા ગયેલા સિપાહીઓના મુડદાંઓની દુર્ગંધમાંથી

બચાવ કરવા માટે પાછો હઠયો. ( ૨૭ મી જમાદિઉસ્સાની ૫૮૬ હિજરી; ૧ લી ઑગસ્ટ ઇ. સ. ૧૧૯૦ ) સુલ્તાનનું લશ્કર અલખાર રૂબામાં પાછું હઠવાથી જિહાદવાળાઓએ બમણા ઉત્સાહથી દુર્ગને ઘેરી લીધો, સમસ્ત શહેરવાસી સેરેસન લોકો વીરોચિત દઢતાની સાથે આ ભયાનક હુમલાને અટકાવવાને શક્તિમાન થયા હતા. અમીર કારાકુશ અને હુસામુદ્દીન દરેક પળે સાવચેત રહીને લશ્કરના સિપાહીઓનો ઉત્સાહ વધારતા હતા, તેમણે દરેકે સાવધ રહીને તેમની તમામ શક્તિ અને કૌશલ્યનો પ્રયોગ કર્યો હતો અથવા ઘણીજ બહાદુરી અજમાવી હતી અને ફ્રેન્ચ લોકોને પરાજિત કર્યા હતા, તેમજ તેમનું આક્રમણ અટકાવવા માટે તેઓએ કોઈ પણ જાતની સગવડને છોડી નહોતી.[1] તેઓએ અટકાવ કરનારાઓનાં યંત્રોને બાળી નાખ્યાં હતાં અને અનેક નાનાં યુદ્ધોમાં તેમને છાવણીમાં નહસાડી મૂકવાને પણ તેઓ સમર્થ થયા હતા. કોઈ પણ પ્રકારે કિલ્લો જીતવાને સમર્થ ન થવાથી કાઉન્ટ હેનરીએ તેમને એકદમ લશ્કર વડે ઘેરી લીધા, જાણે કોઇ પણ રીતે કોઇ કિલ્લામાં દાખલ ન થઇ શકે અથવા તેમાંથી બહાર ન નીકળી શકે, એવો પ્રબંધ પણ તેણે કરી લીધો, પરંતુ સુલ્તાને ઐરતમાંથી દરિયાઈ રસ્તે કિલ્લામાં ખોરાક વગેરે મોકલીને તેમને મદદ કરી. આથી પણ ફ્રેન્ચ લોકો ફતેહમંદ ન થવાથી તેમણે વડા રોમન[2] પોપ ( અરબીમાં બાબા ) ની પાસે એક પત્ર લખી મોકલ્યો. આપણામાં પયગંબરનું ફરમાન જેવી રીતે કાર્યકારી થાય છે, તેવીજ રીતે ખ્રિસ્તીઓમાં પણ પોપનું ફરમાન ફળદાયક થતું જોવામાં આવે છે અને તેજ તેમનો ધર્મનેતા ગણાય છે. તેના ફરમાનથી ચારે તરફથી તેમને મદદ આવી મળી હતી. એ નવીન લશ્કરોના આવવાથી કાઉન્ટ હેનરી કિલ્લાના ઓથમાંથી બહાર નીકળી સુલ્તાનની સાથે યુદ્ધ કરવા પ્રવૃત થયો અને સુલ્તાન પણ ઘણાજ બંદોબસ્તની સાથે તેમની સ્હામા થયા હતા. અલી, ખિઝર અને ગાજી નામના તેમના ત્રણ પુત્રોએ લશ્કરની હારોના મધ્ય ભાગની સરદારીનો ભાર ગ્રહણ કર્યો, તેમનો ભાઈ સૈફુદ્દીન મિસરના લશ્કર સાથે દક્ષિણ ભાગમાં સ્થાપિત થયા અને હામાહ, સિંજાર અને નીમ આદિ કેટલાંક સ્થાનના કુર્દ રાજાઓ વામ દિશાના સૈન્યોની પરિચાલના કરતા હતા. દુર્ભાગ્ય યોગે સુલ્તાન એ દિવસે બીમાર હતા, અને ત્યાંના પર્વતપર સ્થાપેલા એક નાના

૧ આ મિચાડ સાહેબનું વર્ણન છે.

૨ વડા રૂમકુમ કુબરા કહે છે ( ૨ ) આ એક ગામ છે, એકરથી ત્રણ માઇલ દૂર આવેલું છે એનું બીજું નામ અલ્લબુલદાસ. છે.

તંબુમાંથી તે ફક્ત લડાઇના મેદાનની દેખરેખ રાખતા હતા તથા બન્ને પક્ષનું યુદ્ધ જોઇ શકતા હતા આ યુદ્ધ ઘણીવાર સુધી ચાલ્યું હતું અને છેવટે ફ્રેન્ચોનું ઘણું લશ્કર માર્યું જવાથી તેઓ પોતાના કિલ્લાની અંદર ન્હાસી ગયા હતા. "જો સુલ્તાન એ દિવસે બીમાર ન હોત તો મુસલમાન લોકો સંપૂર્ણ રીતે વિજયી થઇ શકત." હવે ફ્રેન્ચ લોકો દુષ્કાળથી દુઃખ ભોગવવા લાગ્યા અને શિયાળો આવતાં તેઓ તેમનાં લડાયક જહાજોને ગ્રીસની નજીકના દ્વીપોમાં મોકલવાને લાચાર થયા."

આ સમયે અહમ્મદ અલ-મશતુમજાનો પુત્ર સૈફુદ્દીનઅલી એકર શહેરના કિલ્લાનો સરદાર નિમાયો, પરંતુ કમનસીબે દુર્ગમાંના યુદ્ધમાં થાકેલા સૈનિકોને બદલાવવામાં આવ્યા અને સુલ્તાનનું ફરમાન તથા અમીરોની સુવિધા હોવા છતાં પણ ત્યાં આગળ નવીન રસદ મળી શકી નહોતી અથવા સારી સરભરા પણ થઇ શકી નહોતી.

વસંતાગમને ફરીવાર ફ્રેંચોનાં અસંખ્ય યુથ્થો ઉપસ્થિત થવાથી બહારના મુસલ્માનોની સાથે એકર દુર્ગવાસીઓને સમાચાર મોકલવામાં મુશીબત પડી હતી. ફક્ત એક દરિયાઇ નૌકા કિલ્લામાંના લોકોના કાગળ પત્ર સુલ્તાનની છાવણીમાં લાવી શકતી. હી. સ. ૫૮૭ ના રબીઉલ અવ્વલ માસની ૧૨ મી તારીખે ( ૯ મી એપ્રિલ, ૧૧૯૨ ખ્રિસ્તાબ્દ ) ફ્રેંચોની મદદ માટે ફરી યુરોપમાંથી નવું લશ્કર આવી પહોંચ્યું. ફ્રાન્સનો રાજા ફિલિપ અગણિત સૈન્ય સાથે એ સ્થળે ઉતર્યો. જોકે તેનું રાજ્ય ઘણું મોટું નહોતું, તોપણ તે ખ્રિસ્તીઓમાં એક મુખ્ય રાજા હતો. એ સમયે સુલ્તાન સલાહુદ્દીન શફ્રાઆમ ( ૧ ) નામક એક સ્થાને છાવણી સ્થાપીને વસતા હતા, તેમણે ત્યાંથી તેમના કંઈ રાજાઓની પાસે મદદ માટે માણસો મોકલ્યાં, પરંતુ તેઓના સૈન્ય સહિત આવતાં પહેલાંજ ઇંગ્લાંડનો રાજા મલિક અનકિલટાર[1] વિસ જહાજ, પુરતા સૈન્ય તથા સરંજામ. સાથે જિહાદવાળાઓની મદદ માટે આવી પહોંચ્યો. (૧૩ મી જમાદિયલ અવ્વલ, ૫૮૭ હિજરી, આઠમી જૂન ઇ. સન ૧૧૯૧ ) તેના આવવાથી જિહાદવાળાઓની સૈન્ય સંખ્યા ઘણા પ્રમાણમાં વધી જવાથી મુસલ્માનોને પહેલાંના કરતા બમણી આફતમાં તેમણે સપડાવી દીધા હતા, કારણ કે, મલિકઅનકિલટાર એ વખતે સાહસ, દગાબાજી, દક્ષતા અને સહનશીલતાને માટે વિખ્યાત હતો. સુલ્તાને તેના આવવાના સમાચાર સાંભળી, રસદથી ભરેલું એક જહાજ બૈરૂતથી એકરના કિલ્લામાં મોકલવાની આજ્ઞા

---

૧ તેનું બીજું નામ રીચર્ડ ધ લાયન હાર્ટ છે.

કરી, પરંતુ એ જહાજ અંદરમાં દાખલ થતાં પહેલાંજ જિહાદવાળાઓ મારફત ઘેરાઇ ગયું હતું. જહાજનો અધ્યક્ષ યાકુબ અલહલબ અલેપ્પો શહેરનો રહેવાસી હતો અને તે અદ્વિતીય સ્વાર્થત્યાગી પુરુષ હતો.[૨] એ રસદવાળા જહાજને દુશ્મનોના હાથમાં જવાની તૈયારી જોઇને તેણે તેનાં તળીયાંમાં કાણું કરીને ડૂબાડી દીધું હતું અને જહાજમાંનાં સઘળા માણસો તથા દ્રવ્ય ઉંડા સમુદ્રમાં ડૂબી ગયાં હતાં.

હવે જિહાદવાળાઓ બમણી શક્તિથી એકરને અટકાયતમાં લાવવાની કોશિશ કરવા લાગ્યા. મુસલમાન લોકો થોડા વખતને માટે દઢતાની સાથે આત્મરક્ષા કરીને તમામ હુમલાઓ અટકાવવાને સમર્થ થયા હતા. કુર્દ રાજાઓ અત્યાર સૂધી મદદ માટે હાજર થયા નહોતા અને વારંવાર યુદ્ધ કરવા છતાં પણ સુલ્તાન જિહાદવાળાઓને હરાવીને એકરમાંથી નહસાડવાને સમર્થ થયો નહોતો. દુર્ગવાસીઓ લડાઇની મહામારીથી અને ભૂખના દુઃખથી દુર્બળ થઇને બે વરસ સૂધી ભયાનક યુદ્ધના દુઃખનો અનુભવ કરતા આવતા હતા, છેવટે દુર્ગના અધ્યક્ષ મશતુબે ફ્રાન્સના રાજા ફિલિપ ઓગષ્ટમસની પાસે નીચે લખેલો ઠરાવ રજૂ કર્યોઃ—

"ગયાં ચાર વરસ થયાં એકર નગરી અમારા અધિકારમાં છે, જ્યારે અમોએ એને કબ્જે કરી, ત્યારે અમોએ એના ખ્રિસ્તી રહેવાસીઓને તેના કુટુંબકબીલા અને ધન માલ સહિત ઇચ્છામાં આવે ત્યાં જવાની અનુમતિ આપી હતી, આજે અમો આ શહેર તમારા હાથમાં સુપ્રત કરીએ છીએ: માટે અમોએ ખ્રિસ્તીઓના તરફ પહેલાં જેવો વ્યવહાર ચલાવ્યો હતો, તેવોજ વ્યવહાર તમો પણ આજે અમારી સાથે ચલાવો."

ફ્રાન્સના રાજાએ એવા મર્મમાં જવાબ આપ્યો કેઃ—

"ટાબિરિયસનું યુદ્ધ પત્યા પછી સેરિસન લોકોએ જિહાદવાળાઓની પાસેથી જે સર્વ નગરનગરીઓ જીતી લીધાં છે, તે અને જેરૂસલેમ શહેર તેમના હાથમાં પાછા ન સોંપવાથી એકર દુર્ગના એક પણ રહેવાસીના પ્રાણ બચી શકશે નહિ."

આવા જવાબથી મુસલમાન સેનાપતિએ કિલ્લામાં પાછા આવીને મરણની છેલ્લી ઘડી સૂધી લડવાનો અને શહેરના ધ્વંસ થયેલા વિભાગમાં સમા-

---

૨ અન્દરમાં ઇંગ્લંડનો રાજા અને ફ્રાન્સનો રાજા પેલેસ્ટાઇનમાં દાખલ થયા પછી થોડી મુદતે તાવની બીમારીમાં સપડાયા. સુલતાન સલાહુદીને તેમની પીડાના સમાચાર સાંભળી તંદુરસ્ત થતાં સૂધી તેમને લિબનાન દેશનો બરફ અને ઠંડુ પાણી મોકલ્યું હતું.

ધિસ્થ થવાનો સંકલ્પ કર્યો ત્યાર પછી દુર્ગવાસીઓ આત્મરક્ષાની આશાથી કેટલાક કાળ સુધી લડાઇ ચલાવવા છતાં પણ છેવટે ભૂખના દુઃખવાળા મરણથી તેમની સંખ્યા સપાટાબંધ ઘટવા માંડી હતી, બીજી બાજૂએ સુલ્તાન પણ નવા લશ્કરને અભાવે તેમને મદદ કરવાને સમર્થ થઈ શક્યો નહોતો. આખરે કિલ્લાવાળાઓએ એવી કબૂલાતની શર્તથી આત્મસમર્પણ કર્યું જે ફ્રેંચ લોકો કોઇપણ મુસલમાનની હત્યા કરશે નહિ અને એના બદલામાં તેઓએ ૧૬૦૦ મુસલમાન બંદિવાનો સહિત વધસ્થંભ બનાવવાના લાકડા ખ્રિસ્તીઓને આપવાં અને તેઓના મુખ્ય મુખ્ય માણસોને બે લાખ સોનામોહોરો આપવી. મુસલમાન લોકોને એ રૂપિયા આપવામાં કાંઇક વિલંબ થવાથી ઇંગ્લડના શેરદિલ રાજાએ દુર્ગવાસીઓને દુર્ગમાંથી બહાર કાઢીને તેમના સ્વજાતી ભાઇઓની સ્હામે તેમને ઘાતકી અને જાલિમપણાથી મરાવી નાખ્યા.

આ ટોલેમી ( એકર ) નગરી કબ્જે કરતી વેળાએ ૬૦ હજાર જિહાદવાળાઓ મુસલમાનોના હાથથી માર્યા ગયા હતા.

### ઇંગ્લંડના રાજા રિચર્ડની સંધિયાચના

મિચાઉડ સાહેબે લખ્યું છે કે, " છેવટે ફતેહમંદ જિહાદવાળાઓએ એ ટોલેમી શહેરમાં આરામ મેળવ્યો, સિરિયામાં દાખલ થતાં સૂધી તેઓ આવો આરામ મેળવવાની સુવિધા—સગવડ મેળવી શકયા નહોતા. શાંતિથી ઉપજેલા આનંદ, ખોરાકની બહોળાઈ, સાઇપ્રસની મદિરા અને નજીકના સર્વ દ્વીપોની સ્ત્રીઓના સહવાસ વગેરેએ તેમને તે ક્ષણને માટે યુદ્ધથી અલગ રાખ્યા હતા. આરામ ભોગવ્યા પછી તેઓ રિચર્ડના તાબા તળે એસકેલન તરફ રવાના થયા, સુલ્તાને પણ યુદ્ધના અંતરાલની રેખામાં તેમની રવાનગીની પૂંઠ પકડી અને ૧૫૦ માઇલ માર્ગ કાપતાં ન કાપતાંમાં તો બન્ને પક્ષની વચ્ચે ૧૧ મશહુર યુદ્ધ જામી ગયાં. અરસુફના યુદ્ધમાં સુલ્તાનની શ્રેષ્ઠતમ વીર સેનાઓમાંના ૮૦૦૦ હજાર માણસો જન્નતનશીન થયાં. તેઓ સમજી શક્યા હતા કે, પેલેસ્ટાઇનમાંનું સહુથી મજબૂત સ્થાન જિહાદવાળાઓના હાથમાંથી બચાવી લેવું એ તેમના મોટી સંખ્યાવાળા લશ્કરને માટે સંપૂર્ણ રીતે સંભવિત છે, એટલા માટે તેમણે જડપથી આસકેલનમાં હાજર થઇને ત્યાંના રહેવાસીઓને દૂર કરી ત્યાંના કિલ્લા તથા ઇમારતોને જમીનદોસ્ત કરી. રિચર્ડ એ સ્થળે આવીને કેવળ મોટા મજબૂત ભાંગેલો કિલ્લો અને શહેરનો નાશ પામેલો ભાગ જોઇ શક્યો હતો. એ ઉપરાંત બીજાં કેટલાંક સ્થળો પણ તેણે એવી હાલતમાં જોયાં હતાં. તે જોઇ શક્યો હતો કે, તેનો હરીફ ભયંકર દૃઢ પ્રતિજ્ઞ અને અત્યંત ઉત્સાહી પુરુષ છે. તે

સુલ્તાન સલાહુદ્દીનના દૃઢ ચરિત્રથી નાહિમ્મત થઇને સંધિ સ્થાપવા માટે ઉત્સુક થયો. તે પોતેજ આ ફાયદા વગરના કલેશ ઉપજાવનારા અને મનુષ્યનો સંહાર કરનારા યુદ્ધથી થાકીને પોતાના અંધાધુંધીવાળા રાજ્યમાં પાછો ફરવાને ઉત્કંઠિત થયો હતો. તેણે તે પ્રમાણે સુલ્તાનના ભાઇ સૈફુદ્દીન ( અલ મલિકુલ આદિલ ) ની પાસે મુલાકાત કરવાની માગણી કરીને એક કાસદ મોકલ્યો. તેઓ બંને એકઠા થયા, ત્યારે હમફીના પુત્રે દુભાષીઆનું કામ કર્યું હતું, રિચર્ડે સંધિની વાત ઉપસ્થિત કરીને તેના ઠરાવની શર્તોની વાત રજૂ કરી, પરંતુ એ સુલ્તાનના ભાઇને ગમતી ન આવવાથી તેમની બન્નેની મુલાકાતનું કશું પણ પરિણામ આવ્યું નહોતું. મૉન્ટફેરાટના માર્કિવસે રિચર્ડના કાર્યથી ગુસ્સે થઇને પોતાની મરજી મુજબ સલાહ કરવા માટે સુલ્તાનની પાસે કાસદ મોકલ્યો અને એમાં તેણે સિડન અને બેરૂત મેળવવાની માગણી જણાવી હતી. સુલ્તાન તેના ઠરાવમાં એવા આશયથી સામેલ થયો હતો કે, તેનેજ પ્રથમ સંધિની શર્ત મુજબ કાર્ય કરવું પડશે. ત્યાર પછી ફરીવાર ઇંગ્લાંડના રાજાની પાસેથી સંધિનો ઠરાવ અને કાગળ લઇને સુલ્તાન અને તેમના ભાઈ મલિકુલઆદિલની પાસે કાસદ આવ્યો. આ વખતે રિચર્ડે પોતાના તાબાનાં સમુદ્ર કાંઠાના તમામ શહેરોને પોતાના કબજામાં રાખવાની અને જેરૂસલેમ શહેરને પાછું મેળવવાની માગણી કરી હતી. સુલ્તાને દૃઢતાની સાથે જેરૂસલેમ પાછું સોંપવાની વાતને નામંજૂર કરી, પરંતુ તેણે જાહેર કર્યું કે, જો તેની મરજી મુજબ સંધિની શર્તો નક્કી થશે, તો તે જેરૂસલેમનાં ક્રોસ કાષ્ટ પાછાં સોંપી શકશે નહિ. ઇંગ્લંડના રાજાએ ફરીવાર સંધિનો ઠરાવ રજૂ કર્યો અને બન્ને જણા એવી રીતે એકમતપર આવ્યા કે, જે સુલ્તાન તથા તેની મંત્રી સભાના અનુમોદન યોગ્ય થયું હતું. નીચે લખેલી સંધિની શર્તો મુકરર થઇ:—

" સિસિલીના રાજાની વિધવા રિચર્ડની ભગીની મલિકુલઆદિની સાથે લગ્ન કરશે. રિચર્ડનાં જીતેલા સમુદ્ર કિનારાનાં શહેરો તેને કરીઆવર દાખલ આપશે, અને બીજી બાજૂએ સુલ્તાન પણ તેનાં જીતેલાં શહેરો તેના ભાઇને આપશે, આવી રીતે સ્વામી અને સ્ત્રી બન્ને જેરૂસલેમનાં અધિકારી થવાથી તે બન્ને ધર્મવાળાઓની સાધારણ સંપત્તિરૂપ ગણાશે; પરસ્પર કેદીઓની અદલબદલ થશે, ખ્રિસ્તીઓ ક્રોસ પાછું મેળવી શકશે અને ખ્રિસ્તી સંન્યાસીઓ

---

૧ બહાઉદ્દીન ઇબને શદ્દાદે લખ્યું છે કે તેમની, સંધિની વાતચીત ચાલતી વેળાએ મેં હાફ્રિને જોયો હતો. તે વાસ્તવિક રીતે સારો દેખાવડો પુરુષ હતો, પરંતુ સંપ્રદાયના રિવાજ મુજબ તે વાળમંડિત હતો.

તથા દેવળના બીજા પૂજારીઓ તેમની પહેલાંની આબરૂ તથા ખ્યાતિને પાછી મેળવી શકશે.”

સુલ્તાન સમજી શક્યો હતો કે, અત્યાર સુધી બન્ને સંપ્રદાયની વચ્ચે જે દુનિયાનો નાશ કરનારાં યુદ્ધો ચાલતાં આવ્યાં હતાં તેની બરાબર મીમાંસા કરીને તેને બદલે શાંતિ સ્થાપવી એજ આ સંધિનો મુખ્ય ઉદ્દેશ છે, એથી તરતને તરતજ તે તે સંધિની શર્તો કબૂલ કરવામાં સમ્મત થયો. જો રિચર્ડના પુરોહિતો આ સંધિની શર્તોમાં સામેલ થયા હોત તો તેથી અત્યાર સુધી ખ્રિસ્તીઓ અને મુસલમાનોની વચ્ચે જે વૈરભાવ ચાલી રહ્યો હતો, તે ઘણું કરીને દૂર થઇ જાત. સૈફુદ્દીનના જેવા સાહસી અને વીરતાના અનુરાગી વીરપુરૂષની સાથે એક ખ્રિસ્તી રાજકુમારીનાં લગ્ન કરવાથી ખ્રિસ્તી પાદરીઓએ ભયંકર પ્રતિવાદ ઉભો કર્યો હતો. તેઓએ ખ્રિસ્ત રાજકુમારીના ધર્મભ્રષ્ટ થવાની વાર્તા તથા સિસિલીની જૂની રાણીના કુસંસ્કારની વાર્તાનો ઉલ્લેખ કરીને બીજા કેટલાક ખ્રિસ્તીઓને રિચર્ડના ઠરાવ વિરુદ્ધ ઉશ્કેરી મૂક્યા. રિચર્ડે તેમના ભયથી ડરીને પોતાના ધર્મ બદલવાની વાતનો ઉલ્લેખ કરીને તેના ભ્રાતૃતુલ્ય બંધુની પાસે કાસદ મોકલ્યો અને એથી એ ઠરાવ પણ નિષ્ફળ થઇ પડયો. એવામાં માર્કવિસની પાસેથી ફરીવાર કાસદ આવ્યો. એથી ઇંગ્લંડના રાજાએ ઉશ્કેરાઇને જૂદા ધર્મવાળા સહકારી માર્કિસની[1] હત્યા કરવા માટે મસિયાત શહેરમાં ગુપ્તઘાતક સરદારની સાથે કારસ્થાન કર્યું અને હી. સ. ૫૮૮ ના રબીઉસ્સાની માસની ૧૬ મી તારીખે ( ઇ. સ. ૧૧૯૩ ) બે ફિદાઇઓએ માર્કિવસ કોનરાડની હત્યાનું કામ ખતમ કર્યું.

ત્યાર પછી રિચર્ડે પોતે જેરૂસલેમ ભણી કૂચ કરી, પરંતુ સંપૂર્ણ રીતે નિષ્ફળ નિવડવાથી તેની પેલેસ્ટાઇનને છોડવાની આશા અધિક બળવતી થઇ. તેણે ફરીવાર નવો ઠરાવ કરીને સુલ્તાનની પાસે દૂત મોકલ્યો, એમાં પહેલાંની સંધિ શર્તો જણાવેલી હતી. ઇંગ્લંડના રાજાએ સુલ્તાનને લખ્યું જે હું આપનો સ્નેહ અને મિત્રાચારી માગું છું, મારી આ દેશનું શાસન ચલાવવાની લેશમાત્ર પણ ઇચ્છા નથી. હું આવી રીતે મારા લશ્કરનો નાશ થતો જોવા માગતો નથી, હું ધારૂં છું કે, આપ પણ એવી ઇચ્છા ધરાવતા હશો. મેં મારી ભગિ-

---

૧ વોનપેમર સાહેબે તેમના લખેલા “ગુપ્તઘાતક વિષયક ઇતિહાસમાં દહતાની સાથે લખ્યું છે કે, મોન્ટ ફેરાટના માર્કિવસ કોનરાડની જે હત્યા થઇ હતી તે ઇંગ્લાંના રાજા રિચર્ડની ઉશ્કેરણીથી થઇ હતી.

નીના પુત્ર કાઉન્ટ હેનરીને[1] મારા તાબાનો મુલ્ક આપ્યો છે, એ હું હવે આપના હાથમાં સમર્પણ કરૂં છું, તે આપની આજ્ઞાનું પાલન કરશે અને પૂર્વ પ્રદેશની કૂચ વેળાયે આપને મદદ કરશે. હું ફક્ત જેરૂસલેમનું દેવળ મેળવવા માગું છું."

સુલ્તાન તથા તેના વઝીરો દેશમાં શાંતિ સ્થાપવા અને રણમાં થાકેલા લડવૈયાઓને આરામ આપવા માટે રિચર્ડના આ ઠરાવમાં સામેલ થયા હતા. ત્યાર પછી પ્રથમ જણાવેલા દૂતો ફરીવાર ઇંગ્લંડના રાજા તરફથી ભેટાદિ સહિત કાઉન્ટ હમ્ફ્રેના પુત્ર સાથે સુલ્તાનની છાવણીમાં આવ્યા હતા. આ વખતના ઠરાવમાં તેણે જેરૂસલેમના તમામ હકકો છોડીને સમુદ્રના કિનારાપર આવેલા અસકેલન, દારૂમ અને ગાઝા એ ત્રણ શહેરો તથા સાર્વભૌમિક શાંતિની માગણી કરી હતી. એ ઠરાવના જવાબમાં સુલ્તાને કહ્યું હતું કે, તે અન્તલીયા રાજાની સાથે જૂદી સલાહ કરશે અને અસકેલનને બદલે રિચર્ડને લીડા આપશે, પરંતુ બાકીનાં બીજાં બે શહેરો આપી શકશે નહિ. જિહાદવાળાઓ બૈરૂત જીતવાની આશાથી આગળ વધી રહ્યા છે, એવા સમાચાર સાંભળીને સુલ્તાન એ સ્થળેથી છાવણી ઉઠાવી લઇ ફરીવાર લડાઇના મયદાનમાં આવી પહોંચ્યા. તેમણે જાફા જીતી લીધું, પરંતુ એનો કિલ્લો રિચર્ડ મારફત બચી ગયો. ત્યાર પછી રિચર્ડ ફરીવાર મલિકુલ આદિલના પ્રતિનિધિઓની સાથે મુલાકાત કરવાની માગણી કરી, તેની પ્રાર્થના પ્રમાણે તેઓ તેની છાવણીમાં હાજર થશે, તો તે સુલ્તાનનો પ્રશંસાવાદ કરશે, આમ જણાવીને તેણે વિશેષમાં એમ પણ જણાવ્યું કે, "ખુદાના નામે શાંતિ સ્થાપવા" તેઓ સુલ્તાનને ભલામણ કરે."

આ પ્રાર્થનાના જવાબમાં સુલ્તાન ટાયરથી સિઝરિયા સુધીનાં સમુદ્રના કિનારાપર આવેલા શહેરો રિચર્ડને આપવા સમ્મત થયા, પરંતુ રિચર્ડે જાફા અને અસકેલન મેળવવાની માગણી કરી. સુલ્તાને પણ તેને જાફા આપવાની ઇચ્છા કરી; પરંતુ કોઇ પણ શર્તે તે તેને અશકેલન આપવા સમ્મત થયા નહિ; છેવટે ઇંગ્લંડના રાજાએ અસકેલન મેળવવાની ઇચ્છા છોડી દેવાથી બન્ને પક્ષમાં સંધિ સ્થાપન થઇ. ( ૨૨ મી શાબાન ૫૮૮ હિજરી; ૨ જી સપ્ટેંબર, ઇ. સ. ૧૧૯૨ ) ત્યાર પછી એક જાહિરનામું બહાર પાડવામાં આવ્યું, અને એમાં જાહિર કરવામાં આવ્યું કેઃ—

---

૧ એ શેમ્પેનનો કાઉન્ટહેનરી. ગાઇડિ લુસિગનાનના મરણ પછી રાણી સિબિલ્લા આ કાઉન્ટની સાથે લગ્ન બંધનમાં બંધાયાથી તે જેરૂસલેમનું રાજ્ય પ્રાપ્ત કરી શકયો હતો.

" આજે મુસલમાન અને ખ્રિસ્તીઓની વચ્ચે સંધિ સ્થાપિત થઇ છે; હવેથી બને જાતિનાં રાજ્ય શાંતિ અને સહીસલામતીથી રાજ્ય કરી શકશે. બન્ને મઝહબનાં માણસો નિર્વિઘ્ને એક બીજાનાં રાજ્યમાં આવજાવ કરી શકશે. "

જાહિરનામું સાંભળવા માટે તે દિવસે ઘણાં માણસોનો સમુદાય એકઠો થયો હતો. આ સંધિ સ્થાપન થવાથી બન્ને પક્ષમાં આનંદનો પ્રવાહ, વહી ચાલ્યો હતો. જે સઘળા સૈનિકો દૂરના પ્રદેશોમાંથી સુલ્તાનની મદદ માટે આવ્યા હતા. તેમને પાછા ફરવાની પરવાનગી મળવાથી સ્વદેશમાં ચાલ્યા ગયા હતા. ત્યાર પછી તરતજ રિચર્ડ પોતાના ઘર તરફ પાછો ફર્યો, રસ્તામાં તેની જે કાંઇ ગતિ થઇ હતી, તે ઇગ્લાંડના ઇતિહાસના વાંચકોથી જાણીતું છે.[1]

આવી રીતે ત્રીજા જિહાદનો અંત આવ્યો હતો, એમાં અસંખ્ય માણસો માર્યા ગયાં હતાં અને એશિયા યુરોપનાં હજારો હજાર ગૃહ જન-શૂન્ય થઈ પડયાં હતાં. જર્મનીનો એક મુખ્ય બાદશાહ જિહાદ યુદ્ધમાં નિષ્ફળ નિવડીને રસ્તામાં માર્યો ગયો અને ફ્રાન્સ તથા ઇંગ્લાંડના શ્રેષ્ટમ વીરપુરુષો યુધ્ધ ભૂમિમાં મરણને શરણ થયા. આ યુદ્ધમાં કેવળ એકરને કબ્જે કરવાની વાતજ ખ્રિસ્તીઓના લાભની વાત ગણાઈ હતી.

રિચર્ડના પાછા ફરવાથી સુલતાન સલાહુદ્દીન થોડો વખત જેરૂસલેમમાં આરામ ભોગવી સમુદ્ર કિનારાના સર્વ દુર્ગોની સ્થિતિ તપાસવા તથા તે સર્વને સમરાવવા પોતાના અનુચરો સહિત રવાના થયા. તેમના સેક્રેટરી અને જીવનચરિત્રના લેખકની સલાહ મૂજબ તેમણે જેરૂસલેમમાં એક ઇસ્પિતાલ અને કૉલેજ બંધાવી. ત્યાર પછી તે દમિસ્કસમાં પાછા આવીને તે

૧ રિચર્ડના ઘર તરફ પાછા ફરતી વેળાયં ઈટાલિના કિનારે, તેનાં વહાણ લૂંટાયાં, ત્યાર પછી તે તીર્થ જાત્રાળુના વેશમાં જર્મનીના કેટલાક ભાગમાં ભટક્યો હતો ! પરંતુ ઓસ્ટ્રિયાના રાજાએ તેને ઓળખવાથી કેદ કર્યો અને પછી તે બાદશાહ છઠ્ઠા હેનરીની પાસે વેચાયો, ત્યાં પણ જે બંદીની હાલતમાં રહેવા લાગ્યો. એક દિવસ બ્લનડિલ નામનો એક વાંસળી વગાડનારો એ કેદખાના પાસેથી રિચર્ડનું રચેલું ગાન ગાતો જતો હતો રિચર્ડે એ ગાન ફરીવાર ગાઈને બ્લનડિલના ગાનનો જવાબ આપ્યો હતો. એથી બ્લનડિલે તેને ઓળખીને તેની ઇંગ્લાંડ વાસી પ્રજાને આ વાત રજૂ કરી. તેઓ હેનરીને એક લાખ પચાસ હજાર માર્ક નામની મુદ્રા છુટકારા ખાતર આપીને મુક્ત કર્યો હતો. ત્યાર પછી તે ફરીવાર ઇંગલાંડના સિંહાસનપર બેઠો હતો.

સ્થળેજ મરણકાળ સુધી ( બુધવાર, ૨૧ મી સફર ૫૮૯ હિજરી ૪ થી માર્ચ ઇ. સ. ૧૧૯૩ ) કુટુંબ કબીલા સાથે રહ્યા હતા. એક મૂસલમાન તવારિખ વેત્તાએ લખ્યું છે કેઃ—

" તેમના મરણનો દિવસ ઇસ્લામ ધર્મ અને મુસલ્માન લોકોની પાસે એવો દિલગીરી ભરેલો દેખાયો હતો કે, પહેલાના ચાર ખલિફાઓનાં મરણ પછીથી તેઓ આવી રીતે દિલગીરીમાં ડૂબી ગયા નહોતા. સઘળા દમિસ્કસવાસીઓ શોક સાગરમાં ડૂબીને ક્રંદન તથા વિલાપ કરતા કરતા કબ્રસ્તાન સુધી તેમના શબની પાછળ ગયા હતા.

## સુલ્તાન સલાહુદ્દીનનું ચરિત્ર ચિત્ર.

આવી રીતે દુનિયાનો એક શ્રેષ્ટતમ વીર અને મહાન નરપતિ આ અસાર સંસારમાંથી વિદાય લઇ જન્નતનશીન થયા તેમના મરણ પહેલાં તેમણે જાતિભેદ ન રાખતાંજ દુઃખી અને ગરીબ લોકોમાં ઘણી દૌલત વહેંચી હતી. જે કાસદ બગદાદમાં તેમના મરણના સમાચાર લઇ હાજર થયા હતા, તે સુલ્તાનની એક ઢાલ, એક લડાયક અશ્વ, એક દીનાર અને ૬૦ દાઇમ લઇને આવ્યા હતા. અને એજ સુલ્તાનના મરણ વખતની એક માત્ર ત્યાગેલી સંપત્તિ હતી. તેમના અમલના ઇતિહાસકારોએ તેમના સંબંધમાં જે વર્ણન કર્યું છે, તે નીચે રજૂ કરવામાં આવે છે.

" તે વિનીત, દયાળુ, મિષ્ટભાષી, ધીરજવાન અને મહેનતુ હતા. તે વિદ્વાન અને ધાર્મિક માણસોના મદદગાર હતા અને તેમને પોતાના દરબારમાં દાખલ કરી આર્થિક સહાય આપતા, તે પાછા ફરતી વેળાએ પોતાની મારફત થયેલાં કોઇને કોઇ સ્મરણ ચિન્હોને લઇ જતા. તેમણે પોતાની તેની આખી સલ્તનતમાં દવાખાનાંઓ અને મદ્રેસાઓ બંધાવ્યા હતા. અલ કાઝીઉલ ફાઝિલ[1] તેના વઝીરના પદપર વિરાજમાન હતો, તેણે અયુબ વંશના ત્રણ રાજાઓના અમલમાં પણ વઝીરનું કામ કર્યું હતું. તે ( કાઝી ) શિક્ષણ અને શિક્ષણની ચઢતી માટે ખાસ કાળજી રાખતો હતો. નીચે જણાવેલા મુખ્ય મુખ્ય માણસોને લઇને સુલ્તાન સલાહુદ્દીનની મંત્રી સભા સ્થપાયલી હતા;–કારાકુસ, હુસામુદ્દીન અને મશતુબ વગેરે વીરપુરુષો અને

---

૧ તેનું નામ અબુઅલી અબદુર રહેમાન હતું અને ટુંકું નામ મજિરૂદ્દિન હતું. ( ધર્મની રક્ષા કરનાર ) અલ કાઝીઉલ ફાઝિલનો અર્થ વિદ્વાન થાય છે. તે લખમ સંપ્રદાયવાળા અમુક અરબ વંશનો હતો. તે આસકેલનમાં જન્મ્યો હતો અને તેના ઉપરી વંશના સર્વનો ન્યાયાધીશ થયો હતો.

રાજકાઝી, સુલ્તાનના સેક્રેટરી કાતિબ ઇમાદુદ્દિન ( ટુંકુ નામ અલુહ ) અને વ્યવહાર શાસ્ત્ર જાણનાર અલહક્કારી વગેરે વિદ્વાન વ્યક્તિઓ મંત્રી સભાની મેંબર હતી. અલહક્કારી ઘણીવાર પોતાના રાજકીય ઢીલા પોશાકને બદલે સિપાહીઓના અને બીજી ઘણી જાતના પોશાકો પહેરતો.[1]

---

૧ ઇંગલાંડના રાજા રિચર્ડની સાથે સંધિ થયા પછી મશહુર મુસાફર અબ્દુલલતિફે સુલ્તાનની સાથે મુલાકાત કરી હતી, તેણે લખ્યું છે કે, સુલ્તાન ઘણોજ બહાદુર પુરુષ હતો, તેનો ચહેરો જોતાંજ દરેક માણસના હૃદયમાં સ્નેહ અને ભક્તિ ઉપજી આવતાં તેણે એમ પણ જણાવ્યું છે કે, મેં પહેલી રાત્રિ તેના (સુલ્તાનના) સહવાસમાં વીતાડી હતી, એ સમયે મેં તમામ જાતના લોકો દ્વારા તેમને વિંટલાયલા જોયા હતા તેઓ આનંદની સાથે તેમની વાતો સાંભળતા હતા અને પોતે પણ તેમના તર્કમાં ભાગ લેતા હતા. એ સમયે તેઓ જેરૂસલેમની ચારે બાજુએ આવેલી દીવાલ અને ખાઇ ખોદવાના કામમાં રોકાયલા હતા. તેઓ તે કામ તપાસતા અને પોતાના ખભાપર પત્થર ઉંચકીને બાંધવાના કામમાં મદદ કરતા. સૂરજ ઉગતાં પહેલાં તેઓ તે કાર્યસ્થળે જતા અને બપોરે ત્યાંથી ઘોડાપર બેસી પાછા જતા તથા રાત્રે દીવાની મદદથી છાવણીમાં ફરી આવતા, તેઓ રાત્રીનો ઘણો ભાગ બીજા દીવસનાં રાજકાર્યાદિમા વીતાડતા. તે લેખકે એમ પણ જણાવ્યું છે કે, સુલ્તાન તેમના સિપાહીઓના સુખ સ્વતંત્રતા માટે ખાસ કાળજી બતાવતા, તેમને માટે એકરની તમામ છાવણીઓમાં એક મોટા મેદાનમાં દુકાનો બેસાડી દીધી હતી અને ત્યાં અશ્વ વૈદ્યના તંબૂ હતા તથા અનેક દુકાનો સિવાય બીજી સાત હજારથી વિશેષ દુકાનો હતી. મગરેબી ( પશ્ચીમ દેશી ) લોકને માટે એક હજાર હમામખાનાંઓ હતાં.



## પ્રકરણ ૯ મું.

---

### અબ્બાસી ખિલાફતની હકુમતનો શેષાંશ.

( ૫૮૯ થી ૬૬૧ હિજરી; ઇ. સ. ૧૧૯૩ થી ૧૨૬૮ )

### સુલ્તાન સલાહુદ્દીનના વારસોનું વિવરણ.



મનસીબ જોગે સુલ્તાન સલાહુદ્દીને પોતાના મરણ પહેલાં પોતાના રાજ્યનો ભવિષ્યનો વારસ ઠરાવ્યો નહોતો અને એ ભવિષ્ય દર્શિતાના અભાવે તેમનું રાજ્ય તેમના પુત્રોની વચ્ચે વહેંચાઇ ગયું. અલમલિકુલ અફઝલના ખિતાબવાળા અલીએ ( અબુલ હસન, નુરુદ્દીન ) સિરિયા અને પેલેસ્ટાઇનનો પ્રદેશ પ્રાપ્ત કર્યો, અને રાજધાની દમિસ્કસ પણ તેમના અધિકારમાં રહેવાથી તેમણે બીજા ભાઇઓના કરતાં વધારે ખ્યાતિ મેળવી હતી. અલમલિકુલઅઝિઝના ખિતાબવાળા ઉસમાનને ( અબુલફત્હ, ઇમાદુદ્દીન ) તેમની હયાતીમાં મિસરની હકુમતનો ભાર પ્રાપ્ત થયો હતો, હમણાં તે તે દેશના સુલ્તાન તરીકે જાહિર થયા અને તેમના બીજા પુત્ર અલમલિકુઝ ઝાહિર, ખિતાબવાળા ગાઝી ( ગ્યાસુદ્દીન ) અલેપ્પોના પાયતખ્તપર વિરાજમાન થયા. કારાક અને શઉબેકના માલિક સુલ્તાનના ભાઇ અલ-મલિકુઅલ આદિલ ( સૈફુદીન, અબુબક્ર ) મેસોપોટેમિયાનો કેટલોક ભાગ તથા યુફ્રિટિસ નદીની બાજૂનાં કેટલાંક શહેરો મેળવ્યાં, તે સુલ્તાનના લશ્કરના ખાસ પ્રિય પુરુષ હતા. શીરકુહ પુત્રે એમેસા મેળવ્યું અને તેના કબીલાનાં બીજાં માણસોએ મોટી મોટી જાગીરો મેળવી. સુલ્તાનના એક ભાઇએ યમનદેશ પ્રાપ્ત કર્યો. આવી રીતે રાજ્યના વિભાગ પડવા છતાં પણ જો સુલ્તાનના પુત્રો એકતાના સૂત્રમાં બંધાયલા રહ્યા હોત, તો તેઓ તેમના પિતાની આબરૂને અખંડ રાખી શક્યા હોત. તેમના એક બીજાના કલેશ અને અયોગ્યતાએ અલ આદિલને સુલ્તાનનું રાજ્ય કબ્જે કરવામાં મદદ કરી હતી, અફઝલ અને અઝીઝની વચ્ચે ઝગડો પેદા થવાથી અફઝલ દમિસ્કસમાંથી ન્હાસી ગયો, ત્યાર પછી તે આદિલને આપવામાં આવ્યું અને અફજલ ફકત

સારખાદ શહેરને લઇને સંતુષ્ટ થયો. અઝીઝ મરણ વેળાયે એક નાનો પુત્ર[1]–પોતાની પાછળ મૂકતો ગયો, અને એ પુત્રના રક્ષકનું કાર્ય કરવા માટે અફઝલને બોલાવવામાં આવ્યો ત્યાર પછી અઝજલ અને આદિલની વચ્ચે વિવાદ શરૂ થવાથી આદિલે અફઝલ અને તેમના ભત્રીજાને મિસરમાંથી ન્હસાડી મૂક્યા. તેઓ બન્ને મેસોપોટેમિયા મુલ્કમાં કેટલીક જાગીર મળી આવવાથી વંશપરંપરા સુધી એ સ્થળેજ વસવા લાગ્યા. હી. સ. ૫૮૬ ના રબીઉસ્સાની માસની ૧૬ મી તારીખે ( ૨ જી ફેબ્રુઆરી ઈ. સ. ૧૨૧ ) આદિલે કાયરો શહેરમાં દાખલ થયા અને ત્યાર પછી તરતજ તેમણે સિરિયા, પૂર્વ મેસોપોટેમિયા, ખિલાત અને વડા આર્મિનિયાનો અધિકાર પ્રાપ્ત કર્યો ૬૧૨ હિજરીમાં ( ઈ. સ. ૧૨૦૭–૮ ) યમન પ્રદેશ હસ્તક કરીને ત્યાં પોતાના પૌત્ર યુસફને [2] હાકેમ તરીકે મોકલી આપ્યો. વર્ણવવામાં આવ્યું છે કે, સૈફુદીન ( અલમલિકુલ આદિલ ) ઘણાજ જ્ઞાની ભવિષ્યદર્શી, અદભુત–અજાયબ, હિતાકાંક્ષી, ધાર્મિક અને દૃઢપ્રતિજ્ઞ હતા. તે પોતાના ભાઇની પેઠે વિદ્યા તથા શિક્ષણમાં સહાયતા કરનાર હતા. આ પછી તે સિરિયા, ઉપલા મેસેપોટેમિયા, મિસર અને અરબના એકચ્છત્ર અધિશ્વર થયા અને એ રાજ્ય તેમના ભાઇ સુલ્તાન સલાહુદીનના રાજ્યની સરખામણીમાં ઉતરે તેવું હતું. દરેક સ્થળની જુમ્મામસ્જિદોમાં તેમના નામે ખુતબો પઢાતો અને મોહોરપર નામ છપાતું.[3]

## ચોથો જિહાદ.

સુલ્તાન સલાહુદીનના મરણ પછી બે વરસે ત્રીજા પોપ સિલેસટાઇને બીજા એક જિહાદની સૂચના કરી; પરંતુ પ્રથમ સુલ્તાન અને ઈંગ્લાંડના રાજા રિચર્ડની વચ્ચે થયેલા યુદ્ધપરથી ખ્રિસ્તીઓએ રીતસર સજા ભોગવી હતી, એથી અત્યારે આ યુદ્ધની ભયંકરતા ઓછી થઇ ગઇ. આ સમયથી મુસલમાન અને ખ્રિસ્તીઓની વચ્ચે થયેલા યુધ્ધો ઘણાજ સંકોચ અને દુર્બળાકારથી ધારણ કરી લીધો મુસલમાનોની શક્તિ વહેંચાયલી હોવા છતાં પણ ફ્રેન્ચ લોકો તેમની પહેલાં હુમલો કરનારા ખ્રિસ્તીભાઇઓની પેઠે લડાઇમાં નિષ્ફળ નિવડયા. ઇતિહાસકાર મિચાઉડ સાહેબે લખ્યું છે કેઃ—

---

૧ તેમનું નામ અલમલિકુલ મનસુર હતું.

૨ તેનો ખિતાબ અલમલિકુલ મશુદ ( સૌભાગ્યવાન રાજા ) હતું અને નામ સલાહુદીન અબુલ મુજફ્ફર હતું.

૩ ઇતિહાસકાર અબુલફિદાનું વર્ણન.

" યુરોપના વતનીઓ સિરિયાનો એક નાનો કિલ્લો કબ્જે કરવાને સમર્થ થયા હતા. સુલ્તાન સલાહુદ્દીન અને ખ્રિસ્તીઓની વચ્ચે જે સલાહ મુકરર થઇ હતી, તેનું સિરિયાના તમામ ખ્રિસ્તી નરપતિઓનું પાલન કર્યું હતું, પરંતુ યુરોપના ખ્રિસ્તીઓએ એ સલાહનો ભંગ કરીને એક જંગી લશ્કર સાથે ફિનિશિયાના કિનારાપર ઉતરી બૈરૂતપર હુમલો કર્યો. આ સમયે સુલ્તાન સલાહુદ્દીનના પુત્રો તેમનાં પોતાના રાજ્યોમાં વસતા હતા, પરંતુ તે જમાનાના ઇસલામના દીર્ઘદર્શી વીર મલિકુલ આદિલે ફ્રેંચ લોકોને અટકાવવાના ઇરાદાથી ઘણીજ ઝડપથી કૂચ કરી. તેમણે જાફા ઘેરીને જીતી લેવાથી ખ્રિસ્તીઓએ તિબ્નિનપર હુમલો કર્યો, પરંતુ તેઓ સંપૂર્ણ રીતે નિષ્ફળ નિવડવાથી સુલેહની માગણી કરવાને લાચાર થયા. ( ૫૯૪ હિજરી; ઇ. સન, ૧૧૯૭-૯૮ ) અને ત્રણ વરસને માટે એક સંધિ-પત્રપર સહીઓ કરવામાં આવી. એકરની લડાઇમાં પણ જિહાદવાળા વીરનરોએ ઘોર ઘાતકીપણાનો અને ભયંકર પાપાચારનો પરિચય કરાવ્યો હતો.

## પાંચમો જિહાદ.

એક યુરોપિઅન લેખકે વર્ણન કર્યું છે કે, ઉપર જણાવેલો બનાવ બન્યા પછી ત્રણ વરસે પોપ ત્રીજા ઇનોસન્ટે તેની અયશઆરામ અથવા મોજશોખની વૃત્તિને અથવા વાસનાને તૃપ્ત કરવા માટે યુરોપમાંથી કેવળ પૈસા એકઠા કરવા માટે એક યુદ્ધની જાહિરાત બહાર પાડી ખ્રિસ્તી નરપતિઓને તેમાં ભાગ લેવા માટે બોલાવ્યા. એ પોપના અતિ રંજિત વર્ણન તરફ ઇંગ્લાંડના રિચર્ડે લક્ષ આપ્યું નહોતું, રોમથી જે સર્વ દૂતો તેની પાસે આવ્યા હતા તેમને તેણે ખૂબ ગુસ્સામાં આવીને તેને કહ્યું હતું કે:–" તમોએ મને મારી ત્રણ કન્યાઓ, અહંકાર, ધનલિપ્સા અને વ્યભિચાર ત્યાગવાની સલાહ આપી છે, પરંતુ હું ત્રણે કન્યાઓ પૈકી અહંકાર ટેમપલર્સના નાઇટોને ધનલિપ્સા સિસટયુશ્નના ખ્રિસ્તી સંન્યાસીઓને અને વ્યભિચાર મુખ્ય ધર્મયાજકોનેજ પ્રદાન કરૂં છું. "

યુરોપના બીજા રાજાઓ તેના જેવા જ્ઞાની નહોતા, એટલા માટે પૂર્વમાં કૂચ કરવા માટે અનેક સૈનિકો એકઠા થયા હતા. આ વખતે ઇસ્લામના સૌભાગ્ય યોગે તેઓ સિરિયાની વિરૂદ્ધમાં કૂચ ન કરતાં કૉન્સ્ટન્ટિનોપલ તરફ યુદ્ધ માટે રવાના થયા. ખ્રિસ્તી ઇતિહાસકારો અને ઇબ્ને અલ અશિરે આ યુદ્ધના સંબંધમાં આવી રીતે વર્ણન કર્યું છે. આલેક્સિયસે[1] કેવી રીતે તેના ભાઇને સિંહાસન ભ્રષ્ટ, કરી અંધ બનાવી, કેદખાનામાં નાખી રાજદંડ

---

૧ તેનું બીજું નામ ૩ જો આલેક્સિયસ એંગેલસ હતું. તે રાજદરબારમાંના કર્મચારીઓને હસ્તક કરી તેના વિલાસીભાઇ ઇસાક એંગેસને સિંહાસન ભ્રષ્ટ,

ગ્રહણ કર્યો હતો, કેવી રીતે એ આંધળા અને બંદિવાન રાજાનો નાનો બાળક પુત્ર પેલેસ્ટાઇનપર હુમલો કરવા માટે એકઠા થયેલા જિહાદવાળાઓની સાથે જઇ મળ્યો હતો અને તેની પ્રાર્થનાને લક્ષમાં લઇને તેમણે કેવી રીતે તેના કાકા આલેક્સિયસને ફરીવાર સિંહાસનપરથી ઉઠાડીને તેની જગ્યાએ તેના અંધ પિતાને પ્રતિષ્ઠિત કર્યો હતો, આ વિષયમાં તેણે સંક્ષેપમાં લખ્યું છે. એ સિવાય કોન્સ્ટન્ટિનોપલના રહેવાસીઓએ કેવી રીતે આત્મસમર્પણ કર્યું હતું, જિહાદવાળાઓએ તેમનાપર કેવો ભયંકર જુલ્મ ચલાવ્યો હતો અને તેમના દ્વારા તે કેવી રીતે બળીને ભસ્મીભૂત થઇ ગયું હતું, એ વિષયમાં પણ તેણે વિચિત્ર વર્ણન કરેલું છે. " અગ્નિદ્વારા કોન્સ્ટન્ટિનોપલનો એક ચતુર્થાંશ ભાગ બળીને ખાંખ થયો હતો.[1] આમ કેટલાક ફ્લાનડરવાસી તીર્થ યાત્રાળુઓની બદમાશીને લીધે બન્યું હતું. "

" તેઓએ એ શહેરમાં ઇશ્વરના અંશ અથવા પુત્ર સિવાય કેવળ એકેશ્વરવાદ ઉપાસનાનું સ્થાન મસ્જિદ અથવા યાહુદી દેવળ જોવાથી તેના તરફ નફરત દેખાડવા માટે તેમાં આગ લગાડી દીધી હતી. વિરુદ્ધ મતવાળાઓને તલ્વારથી કાપી નાખવા અને તેમનાં ઘરોને ભસ્મીભૂત કરવાં એજ તેમની ધર્મનીતિ ગણાતી હતી; એટલા માટે એ સઘળાં માણસો અને કેટલાક ખ્રિસ્તી પાડોસીઓએ તેમનાં પોતાનાં જીવન અને સંપતિની રક્ષા કરવાની કોશિશ કરવાથી એ ધર્માંધ માણસોએ એ રાજધાનીમાં આગ લગાડીને ઘણાજ નિર્દોષ માણસોનું સર્વસ્વ ભસ્મીભૂત કરી નાખ્યું. દક્ષિણમાં પરોપોનટિસ રાજધાની સુધીનાં સ્હામેનાં લગભગ ત્રણેક માઇલના ઘેરાવામાં આવેલાં ઘણાંજ માણસોના રહેઠાણવાળા મહોલ્લાઓથી ભરેલું એ શહેર આઠ દિવસ સુધી રાત્રિ દિવસ બળીને રાખખાક થઈ ગયું હતું.

જે સમયે જિહાદવાળાઓએ બળાત્કારે કોન્સ્ટન્ટિનોપલ કબ્જે કર્યું; તે સમયે તેમની નજરે ચઢેલા દરેક ગ્રીક અધિવાસીને તેમણે તલ્વારથી કાપી નાખ્યા હતા. વૃદ્ધ ઇતિહાસકાર નિલેહરડૉઇને લખ્યું છે કેઃ—

---

અંધ અને બંદિ બનાવીને પોતે કોન્સ્ટન્ટિનોપલના સિંહાસનપર બેઠો. એથી ઇસાક એંજેલસનો નાનો પુત્ર ફ્રેંચ અને વેનિસિયનોની મદદ માગી. ઈ. સ. ૧૨૦ માં તેમના એક મોટા લશ્કરે કોન્સ્ટન્ટિનોપલ ઘેરી લીધું અને આલેક્સિયસ તેનાં ધનમાલ સહિત ગ્રસ દેશમાં ન્હાસી ગયો. ત્યાર પછી લોકોએ ઇસાકને કારાગૃહમાંથી છુટો કરી તેને સિંહાસન સોંપ્યું. ત્યાર પછી આલેક્સિયસ થિયોડર લાસ્કારિસના હાથમાં સપડાઇ જવાથી તેણે તેની બન્ને આંખો ફોડી નાખી અને તેને એક દેવળમાં કેદ કરી રાખ્યો તથા તે સ્થળેજ તે મરણને શરણ થયો. ( અનુવાદક. )

1 ઇતિહાસકાર ગિબનનું વર્ણન.

" સ્ત્રીઓ અને બાળક બાળિકાઓ બુદ્ધિહીન વ્યક્તિની પેઠે આમતેમ દોડાદોડી કરતાં હતાં, તેઓનાં શરીર ભયથી કંપતાં હતાં અને તેઓની અર્ધમૃતાવસ્થા થઇ જવા આવી હતી અને તેઓ સકરુણ વિલાપ ધ્વનિ કરીને દયાની ભિક્ષા માગતાં હતાં તથા તેમનો એ દેખાવ ઘણાજ ઘાતકી-પણાના નમુના જેવો જણાતો હતો."

ઇતિહાસકાર મિલ અને ગિબન સાહેબના મત પ્રમાણે જિહાદવાળાઓ દ્વારા થયેલા ઘોર અત્યાચાર ઉપર ખુદ પોપ ત્રીજા ઇનોસેન્ટ સુદ્ધાંએ સખ્ત આક્ષેપ કર્યો હતો. તેમણે બન્નેએ લખ્યું છે કે, એ અત્યાચાર એટલો બધો ભયાનક હતો કે, તેનું વર્ણન પણ કરી શકાય તેમ નથી. કોઇપણ પ્રકારે જિહાદવાળાઓના મનમાં દયા ઉપજી નહોતી, કૉન્સ્ટન્ટિનોપલના કિલ્લાની અંદર અને બહારના ભાગમાં કેટલાક દિવસ સુધી તેમણે શયતાની દૃશ્યનો અભિ-નય-ખેલ કર્યો હતો, જોર જુલ્મ અને લૂટફાટ ચલાવી હતી.

મિચાઉડ સાહેબે લખ્યું છે કેઃ—" તેમણે આખું ગામ, દેવળો અને લોકોનાં મકાનો તારાજ કર્યાં હતાં. બુદ્ધિહારેલા સર્વ લોકો આખા રસ્તામાં આમતેમ દોડાદોડી કરતા હતા અને ભયભીત થઇને તથા થાકીને નિરાશાથી રૂદન કરતા હતા. બાઇઝેનટાઇન ઇતિહાસકાર નિસેટસની કન્યા કોઇપણ પ્રકારે આ આફતમાંથી બચી ગઇ હતી. તેણે જિહાદવાળાઓની એવા મર્મથી ભર્ત્સના કરી હતી કે તેઓ નીચતામાં તુર્કીઓને પણ ઓળંગી ગયા હતા.[1] તેણે તેમને સુલ્તાન સલાહુદ્દીનનો ઉચ્ચ આદર્શ સ્મરણ કરાવી દીધો હતો. તેમણે જેરૂસલેમ કબ્જે કરતી વેળાયે કોઇ ગૃહિણી અથવા કુમારીના તરફ અશિષ્ટ વ્યવહાર ચલાવ્યો નહતો અથવા ખ્રિસ્તીઓને આગમાં સળગાવી દીધા નહોતા, તલ્વારના મુખમાં નાખી કાપી નાખ્યા નહોતા, તેમજ ભૂખ્યા તરસ્યા રાખી દુઃખ દીધું નહોતું, અને તેમને આશ્રયશૂન્ય પણ કર્યા નહોતા.[2]

" જિહાદવાળાઓએ મણિમુક્તા જડિત પાત્રોનાં મણિમુક્તા ઉખેડી લઇને તેને પીવાના પાત્રના રૂપમાં બદલી નાખ્યાં હતાં. જે ટેબલના ઉપર તેઓ રમત અને ભોજન કરતા, એ મહાત્મા ઇસુ ખ્રિસ્તની અને અન્ય સાધુ પુરુષોની પ્રતિમૂર્ત્તિઓથી આચ્છાદિત થયું હતું અને તેઓએ ખ્રિસ્તીઓની પૂજિત સર્વ વસ્તુઓને પગ તળે કચડી નાખી હતી. સોનાની ઝાલર મેળવવાની

---

૧ આ સમયે તુર્કીઓ ઇસ્લામ મઝહબમાં દીક્ષિત થયા નહોતા અને તેઓ અરુણ્ય અવસ્થામાં હતા. ( અનુવાદક )

૨ મિચાઉડ સાહેબ કૃત ઇતિહાસના બીજા ખંડનું પૃષ્ઠ ૨૯૫ જુઓ.

આશાથી સેન્ટસોફિયા દેવળના દ્વારના મોટા પડદાને ફાડી નાખવામાં આવ્યો હતો અને સોના તથા રૂપાની કારીગરીવાળી વેદી (ચબૂતરો) તથા થાંભલાઓને ભાંગીને એકબીજાની વચ્ચે વહેંચી લેવામાં આવ્યા હતા. આ સઘળા પડદા, વેદી અને થાંભલાઓમાંથી મળેલી દૌલતના ભાગ દ્વારા તેમના અશ્વો અને ખચ્ચરો ભારી બોઝાવાળાં થઇ પડયાં હતાં. જે સઘળાં પશુઓ ઘણો વધારે ભાર ઉપાડવાને અસમર્થ થયાં હતાં, તેમનો અધીરા ચલાવનારાઓએ દેવળના પવિત્ર આંગણાંમાં વધ કરીને અપવિત્ર લોહીની ધારાઓ વહેવડાવી હતી. એક દૈત્યરૂપિણી અને ભૈરવીની મૂર્તિધારિણી મહિલા દેવળના ધર્માધ્યક્ષના આસનપર બેઠી હતી અને તે શયતાનની કન્યા તરીકે ઓળખાતી હતી. તેણે દેવળમાં નાચ અને ગાન કરીને પૂર્વ દેશની ધર્મનીતિ તથા સ્તોત્રોનો ઉપહાસ કર્યો હતો."

## ૬ ઠ્ઠો જિહાદ

### ઈ. સન, ૧૨૧૬ થી ૧૨૧૭

પોપ ત્રીજા ઇનોસન્ટની કોશિશથી જિહાદને માટે લશ્કર એકઠું થયું હતું. સ્ત્રીઓ, બાળક બાળિકાઓ, વૃધ્ધો, અશક્તો અને કોઢના રોગવાળા સઘળી જાતનાં માણસોએ આ યુદ્ધમાં ભાગ લીધો હતો. હંગરીનો રાજા, ઓસ્ટ્રિઆ અને બવેરિયાના બન્ને ડયૂકો તથા દક્ષિણ જર્મનીના સઘળા રાજાઓ પૂર્વ દેશના આ ઇચ્છિત આક્રમણ માટે એકતામાં બંધાયા હતા. પ્રથમ બે લાખ પચાસ હજાર જર્મન સૈનિકો સિરિયા દેશમાં ઉતરીને સમુદ્ર કિનારાપરનાં કેટલાંક શહેરો લૂંટી મિસર ભણી રવાના થયા. તેઓએ નીલ નદીના પૂર્વ દિશાના મુખ તરફ આવીને ડેમિયેટા શહેરપર હુમલો કર્યો. આ સમાચારથી અલમલિકુ આદિલે ઉત્તર સિરિયામાંથી એકદમ જડપથી મિસર ભણી કુચ કરી, પરંતુ તે દમિશ્કસની નજીકના સ્થાનમાં મરણવશ થયો. (૬૧૫ હિજરી; ૨૧ મી ઑગસ્ટ, ઈ. સ. ૧૨૧૮ ) તેમણે જાહોજલાલીની સાથે બાવીસ વરસ રાજ્ય કર્યું. તેમણે વારંવાર ફ્રેંચોને હરાવ્યા હતા અને જમીન તથા જળમાર્ગે તેમનાં આક્રમણો વ્યર્થ કર્યાં હતાં. તેમના મરણ પછી તેમનું રાજ્ય તેમના પુત્રોની વચ્ચે વહેંચાઇ ગયું. તેમના પ્રથમ પુત્ર અલમલિકુલકામિલ ( અબુલ મઆલી નાસીરૂદ્દીન[1] ) ના ઇલ્કાબવાળા મહમદે મિસર દેશ, બીજા પુત્ર અલમલિકુલમુઅઝ્ઝમ (શરફુદ્દીન[2]) ના ઇલ્કાબવાળા ઇસાએ એમેસાથી મિસરની સરહદના અલઆરિસ સુધી વિસ્તરેલો સિરિયા દેશ ( પેલેસ્ટાઇન, જેરૂસલેમ, અલકારાક વગેરે સ્થાનો એની અંદર હતા. ) અને ત્રીજા પુત્ર

૧ સર્વગુણ સંપન્નરાજા, ધર્મનો સહાયકારી.

૨ શક્તિશાળી રાજા, ધર્મનું મહત્ત્વ.

અલમલિકુલઅશરફ (મુઝફ્ફરોદ્દીન[1]) ના ઇલ્કાબવાળા મુસાએ અર્ધો વિભાગ પ્રાપ્ત કર્યો.

## ડેમિયેટાપર હલ્લો.

(૧૦ મી રમજાન ૬૧૬ હિજરી; ૧૫ મી નવેંબર, ઇ. સ. ૧૨૧૯)

૧૮ માસની અટકાયત પછી ડેમિયેટા શહેર જિહાદવાળાઓના હાથમાં આવ્યું. જિહાદવાળાઓએ પ્રથમ જેરૂસલેમ જીતતી વેળાયે જેવા ઘાતકીપણાનો પરિચય કરાવ્યો હતો, તેવુંજ ઘાતકીપણું ડેમિયેટા નગરી કબ્જે કરતી વેળાયે દેખાડયું હતું; પરંતુ વેરની વસુલાત વાળવાની વૃત્તિદ્વારા તેમણે ક્રૂર ઉદ્દેશ સાધવાની કોશિશ કરી હતી. જિહાદવાળાઓના મહાસંહારથી—જંગી ખૂનખૂવારીથી ડેમિયેટાનગરી જનશૂન્ય થઇ હતી. તેમની અટકાયતની શરૂઆતમાં એ શહેરમાં સીતેર હજારથી વિશેષ માણસો હતાં, પરંતુ તેમની મારફત થયેલા મહા વિનાશ પછી ફકત ત્રણ હજાર રહેવાસીઓ તેમના આ ખૂનખ્વાર હત્યાકાણ્ડનું વર્ણન કરવા જીવતાં હતાં, શહેરના આવા શોચનીય દૃશ્યથી પણ જિહાદવાળાઓના દિલમાં દયાનો સંચાર થયો નહોતો, ઉલટી તેમણે ઘણીજ પાશવિકતાની સાથે એ ખૂનરેજીમાંથી બચેલા, અન્નના દુઃખથી પીડાતા ત્રણ હજાર રહેવાસીઓની પણ કત્લ કરી હતી. ત્યાર પછી તેઓએ કાયરા તરફ કૂચ કરી. જોકે કામિલે એ સમયે તેના ભાઇઓની મદદ મેળવી હતી, તેમ છતાં પણ તેમણે જિહાદવાળાઓના આ અગણિત સૈન્યની સાથે સંપૂર્ણ રીતે ટક્કર ઝીલવામાં પોતાને બહુ સમર્થ માન્યા હતા. એટલા માટે તેમણે ઠરાવ રજુ કર્યો કે જો જીહાદવાળાઓ ડેમિયેટા શહેર છોડી દે, તો તેને બદલે તે સુલ્તાન સલાહુદ્દીન મારફત જીતાયલાં સઘળાં સ્થાનો સમર્પણ કરશે. જિહાદવાળાઓએ મિસરની ફતેહથી નિશ્ચિંત થઇને કામિલના એ ઠરાવને નામંજૂર કર્યો. એ સમયે નીલ નદીનું જળ વધવા માંડયું હતું, અને મુસલમાનોએ તેનો બંધ તોડી નાખવાથી એકાએક આખો દેશ પાણીથી પ્લાવિત થઇ ગયો, એથી જિહાદવાળાઓ તેમના મૂળ લશ્કરોથી સંપૂર્ણ રીતે જૂદા પડી ગયા. એક જહાજ તેમને માટે ખોરાક વગેરે લઇને આવતું હતું, તે પણ મુસલમાનો મારફત પકડાઇ જવાથી તેમને ભુખનું દુઃખ ભોગવવું પડયું. બરાબર એજ વખતે મુસલમાનો પણ તેમનાપર અવિશ્રાંતપણે હુમલા કર્યા કરતા હતા, આવી અવસ્થામાં આવી પડવાથી જિહાદવાળાઓ સુલેહની માગણી કરવાને લાચાર થયા. સંધિના રક્ષણ માટે

[1] મહાન રાજા, સર્વવિજેતા.

મોબાદાર માણસો મોકલવાથી છેવટે સંધિ સ્થાપિત થઇ. એ સંધિ સૂત્રમાં જિહાદવાળાઓએ ડેમિયેટા આપવું અને તેને બદલે તેઓ સહીસલામતીથી સમુદ્ર કિનારા તરફ પાછા ફરી શકે, એ ઉપરાંત મુસલમાન લોકોએ જેરૂસલેમના ખ્રિસ્તી તીર્થ યાત્રાળુઓને કાંઇક સગવડ કરી આપવી અને ખ્રિસ્તીઓ સત્ય ક્રોસકાષ્ટના સંદિગ્ધ સ્મૃતિચિન્હને પાછું મેળવી શકે, એવો ઠરાવ થયો.

જિહાદવાળાઓના મિસર છોડતાં ન છોડતાં પહેલાં તો કામિલ અને તેમના ભાઇઓની વચ્ચે ઝગડો પેદા થયો. અલમલિકુલ મુઅઝ્ઝમ કામિલને પાયતખ્તપરથી ઉઠાડી મૂકવાના ઇરાદાથી જલાલુદીન ખ્વારિઝમ શાહના ઉચ્ચાકાંક્ષી પુત્ર અલ્લાઉદ્દીનની સાથે સુલેહના સૂત્રમાં બંધાયો; બીજી તરફ કામિલે પણ જર્મનીના બાદશાહ બીજા ફ્રેડરિકની સાથે સંધિ કરી તેણે બરાબર એ સમયેજ પોપની ઇચ્છા વિરુદ્ધ પોતાની સત્તાના બળપર એક જિહાદ યુદ્ધની તૈયારી કરી હતી.

અલમલિકુલ મુઅઝ્ઝમ ૧૨૨૧ ખ્રિસ્તાબ્દના અકટોબર માસમાં (ઝીલકદ ૬૨૪ હિજરી) જન્નતનશીન થવાથી તેના પુત્ર અલમલિકુલ નાસિર દાઉદે દમિસ્કસ રાજ્ય વિભાગ પ્રાપ્ત કર્યો. ત્યાર પછી કામિલ અને અશરફે એકતાના બંધનમાં બંધાઇને દમિસ્કસ ગ્રહણ કરી તેના બદલામાં તેઓએ નાસિરને હારાન, રોહા ( એડેસા ) અને રાકકા આપવાની ઇચ્છા કરી. આવી રીતે તેમણે દમિસ્કસ શહેર ગ્રહણ કરવાથી નાસિર ઉપર જણાવેલાં ત્રણ શહેરો લઇને સંતુષ્ઠ થયો. ઇ. સન ૧૨૨૯ ( ૬૨૯ હિજરી ) ફ્રેડરિક ( અરબ લોકો તેને અનબરૂર અથવા અનબરતાર કહેતા ) સિરિયા દેશમાં આવી પહોંચ્યો. આ પહેલાં તેની અને કામિલની વચ્ચે ઘણો પત્ર વ્યવહાર ચાલ્યો હતો; છેવટે બન્નેની વચ્ચે દશ વરસ, છ માસ અને દશ દિવસને માટે એક સંધિપત્ર તૈયાર થયું. અને તેનાપર સહીઓ કરવામાં આવી. આ સંધિપત્રમાં ફ્રેડરિક ને જેરૂસલેમ, બેથેલહેમ, નાઝરેથ અને જાફાથી લઇને એકર નગરી સુધીનાં સમુદ્ર કિનારાપરનાં સઘળાં શહેરો પ્રાપ્ત થયાં; બીજી તરફ મુસલમાનોને ખ્રિસ્તીઓના તાબાનાં તમામ શહેરોમાં ફક્ત સ્વાધીન રીતે ધર્મકાર્ય સંપાદન કરી શકે અને જેરૂસલેમમાંની હઝરત ઉમર (ર. દી૦) ની મસ્જિદ તેમના અધિકારમાં રહે, એવો અધિકાર પ્રાપ્ત થયો. આ સંધિ મુસલમાન અથવા ખ્રિસ્તી કોઇ પણ જાતિને રૂચતી આવી નહોતી, એ એટલા માટે મુસલમાનોને માટે નુકસાનકારક હતી કે, તેઓ સુલ્તાન સલાહુદ્દીનનાં જીતેલા સર્વ પ્રદેશોમાંના લગભગ સઘળા પ્રદેશોથી

વંચિત થયા હતા અને બીજી રીતે મુસલ્લમાનોએ સર્વ સ્થાનોમાં સ્વાધીન રીતે ધર્મકાર્ય ચલાવવાની સત્તા મેળવી શકવાથી એ ખ્રિસ્તીઓને માટે પણ નુકસાનના કારણરૂપ થઇ પડયું હતું. આ પછી તરતજ ફ્રેડરિક[1] પોતાના રાજ્યને પોપના આક્રમણમાંથી રક્ષા મેળવવાના ઇરાદાથી યૂરોપ તરફ પાછો ફર્યો.

કામિલ ઇ. સ. ૧૨૩૮ ની ૮ મી માર્ચ તારીખે ( ૨૧ મી રજબ, ૬૩૫ હિજરી ) મરણ વશ થવાથી અમીરોએ તેમના પુત્ર અલ્લમલિકુલ આદિલના ઇલ્કાબવાળા અબુબકરને તેમની ગાદીએ બેસાડયા. ( ઇ. સન ૧૨૩૮ ) એ નૌજવાન, હલકી વર્તણુંકના અને અયશ આરામના શૌકિન હતા. તે અલ્લમલિકુસ સાલેહના ઇલ્કાબવાળા તેના ભાઇ અયુબ મારફત પાયતખ્તપરથી દૂર થયા. તે દુર્દાન્ત મેમુલક સૈનિકોને કબ્જે રાખવા માટે લાયક પુરુષ હતા; એ સમયે તેઓ મિસરમાં વિશેષ ખ્યાતિવાળા થઇ પડયા હતા. ૬૩૭ હિજરીમાં ( ઇ. સન ૧૨૩૯–૪૦ ) હારાનના માલિક અબુન-સર દાઉદે ખ્રિસ્તીઓની પાસેથી જેરૂસલેમ જીતીને એના કિલ્લાને જમી-નદોસ્ત કર્યો.

## એશિયાની અવસ્થા

એ સમયે પશ્ચિમ એશિયા ભારી અંધાધુંધી ભરેલો હતો, ફકત બગ-દાદના ખલિફાના તાબાનું રાજ્ય શાંતિ અને આરામ ભોગવતું હતું. પાછ-ળના વખતે ઝડપથી એક પછી એક આફત નાખીને જેવી રીતે ઇસ્લામ રાજ્યનો ગ્રાસ કર્યો હતો, તે હૃદયંગમ કરવાના ઉદ્દેશથી અમો થોડા સમ-યને માટે પૂર્વ ઘટનાની આલોચનામાં પ્રવૃત થઇએ છીએ.

ખલિફા મુકતફિ, મુસતનજિદ અને મુસતઝિની હકુમતના અમલમાં ઇરાક, નીચલો મેસોપોટેમિયા, ફાર્સ અહવાઝ અને ટાઇગ્રિસ તથા યુફ્રિટિસ બન્ને નદીઓની વચ્ચેની જમીન તેમના કબ્જામાં હતી. ખલિફા વાસિકના મરણ પછી બગદાદના આ ખલિફાઓ બીજા વખત કરતાં ઇસ્લામી મઝહબી દુનિયામાં વધારે ખ્યાતિ મેળવી શક્યા હતા.

---

૧ ઇતિહાસકાર અબુલ ફિદાએ તેને ફરડરિક નામથી ઓળખાવ્યો છે. કાઝી જમાલુદ્દીન સુલ્તાન બઇબરના દૂત તરીકે યૂરોપમાં ગયો હતો. તે તેની પાસેથી જાણી શકયો હતો કે:–" અનબરૂર ( ફ્રેડરિક ) વિદ્વાન, દર્શન, ન્યાયશાસ્ત્ર અને વૈદ્યવિદ્યામાં ફ્રાન્સના સઘળા રાજાઓમાં વિખ્યાત હતો. સિસિલી બેટના લગભગ તમામ રહેવાસીઓ મુસલમાનોજ હતા અને તેણે બચપણથી એ સ્થળે શિક્ષણ મેળવ્યું હતું એથી મુસલમાન જાતિનો સહવાસ સારો હતો.

ખલિફા મુસતઝિ ૫૭૫ હિજરીમાં ( ઇ. સ. ૧૧૭૯–૮૦ ) જન્નતનશીન થવાથી અહમદ અબુલ અબ્બાસ નામના તેમના પુત્ર અલનાસિર લિદિન ઇલ્લાહનો[1] ઇલ્કાબ ધારણ કરી પાયતખ્તપર વિરાજમાન થયા. વર્ણવેલું છે કે, તેઓ એક દક્ષ અને બાહોશ નરપતિ હતા. ઇતિહાસકાર અઝ ઝહાબીના મત પ્રમાણે તેમણે જાહોજલાલી અને ધામધુમની સાથે ૪૭ વરસ સુધી રાજ્ય ભોગવ્યું. તેમણે એક શક્તિશાળી સૈન્ય એકઠું કર્યું હતું અને આજુબાજુના સર્વ રાજાઓ તેમનાથી ડરતા હતા તથા તેમનું સન્માન સાચવતા હતા. તેમના આખા રાજ્યમાં સંપૂર્ણ વિશ્રામ, શાંતિ અને સમૃદ્ધિ વિરાજતી હતી. તેમના મરણ પછી ( ૬૨૦ હિજરી; ઇ. સ. ૧૨૨૫ ) તેમના પુત્ર અબુનસર મહમદ અઝઝાહિરબિ અમ્રિલ્લાહનો[2] ઇલ્કાબ ધારણ કરી બગદાદના સિંહાસનપર બેઠા. ઇબ્ને અલ અશિરે એ સંબંધમાં આ પ્રમાણે લખ્યું છે કેઃ—

" તે ન્યાયવાન, નમ્ર અને પરોપકારી હતા અને તેમના રાજ્યનો અમલ ઉમર બિન અબ્દુલ અઝિઝના રાજ્યના અમલ જેવો હતો. તે ફક્ત એક વરસ રાજ્ય કરી મરણવશ થયા.

તેમના મરણ પછી તેમનો પુત્ર અબુજાફર મનસુરઅલ મુસતનસિર બિલ્લાહ [3] ઇલ્કાબ ધારણ કરીને પાયતખ્તપર વિરાજમાન થયા. ( ૧૩ મી રજબ ૬૨૩, હિજરી; ૧૦ મી જુલાઇ ઇ. સ. ૧૨૨૫ ) તેમના અમલમાં શરૂઆતના ખલિફાઓની ખ્યાતિનો ફરીવાર આવિર્ભાવ થયો હતો. ઇતિહાસકારોએ લખ્યું છે કે, તેઓ સાહસી, વીર, ન્યાયી, જ્ઞાની અને ધાર્મિક રાજા હતા તેમણે ટાઇગ્રિસ નદીના પશ્ચિમ કિનારાપર એક કોલેજ બંધાવીને વિદ્યાર્થીઓના સુખ તથા શિક્ષણની સુવિધા માટે તેમને ઘણી સ્કોલરશીપો આપી અને કોલેજની જરૂરિયાતનો સામાન તથા યંત્રો વગેરે આપ્યાં. તેમણે તાતાર જાતિના હુમલાની વિરુદ્ધમાં પોતાના બચાવ માટે એક મોટું લશ્કર એકઠું કર્યું હતું.

## તાતાર જાતિનો અભ્યુદય—ખુદાના શાપિત ચેંગિઝનો પ્રાદુર્ભાવ

મંગોલિયાની વિશાળ શુષ્કભૂમિ સાધારણ રીતે ચીનતાતારના

૧ ઈશ્વરના ધર્મનો મદદગાર.

૨ ઈશ્વરની આજ્ઞાથી મશહુર.

૩ ૧ ઇશ્વરની મદદ માગનાર.

નામથી પરિચિત છે. એ ફરગાનાની પૂર્વ સીમાથી આમુર નદી સુધી વિસ્તૃત છે અને એમાં વર્તમાન સમયની પેઠે પહેલાં પણ એકજ વંશમાંથી ઉદ્ભવેલી જૂદા જૂદા નામવાળી તાતાર જાતિઓ વસતી હતી. એ સમસ્ત નીચ જાતિઓએ સભ્યતાના કેન્દ્રની સર્વ ભૂમિમાં જેવી હૃદયવિદારક ઘટનાઓ સંઘટિત કરી હતી, ઇતિહાસકાર અબ્દુલ લતીફે તેમાંની લગભગ સઘળી ઘટનાઓ પોતાની નજરે નિરખી હતી. તેણે તેમના સંબંધમાં જે કાંઇ વર્ણન કરેલું છે, તે અમો વાંચકોના જાણવા માટે અહીં નીચે રજૂ કરીએ છીએ:—

"પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ યુદ્ધ કરતી અને ધનુષ્યબાણ તેમનાં મુખ્ય હથિઆર હતાં. તેઓ દરેક જાતનું માંસ ભક્ષણ કરતા અને ખૂનરેજીમાં કોઇ પણ જાતનો ભેદાભેદ ગણતા નહિ, સ્ત્રીઓ અને બાળક બાળિકાઓ સુદ્ધાંત વધ કરતી. તેઓ પવન ભરેલી કોથળીની મદદથી અથવા તેમના લાંબા વાળવાળા નરવામાં બાહોશ ઘોડાના વાળ અથવા પૂછડીની મદદથી ઉંડી નદી ઓળંગવાના ખૂબ અભ્યાસી થઈ ગયા હતા. તેઓ થાક શું છે, એ જાણતા પણ નહોતા, મૃત્યુથી ડરતા નહોતા અને બીજાના તરફ દયા દેખાડવાનું જાણતા પણ નહોતા."

ઇ. સનની બારમી સદીના છેવટના ભાગમાં આ સઘળી અસભ્ય અગણિત તાતાર જાતિ એકતામાં આબદ્ધ થઇ, એ સિવાય તેઓ ઇશ્વરના પ્રકૃતદંડ મહાસંહારક ચંગિજ અથવા જંગિસના ઝુંડા તળે એકઠા થયા. ચંગિજનું ખરૂં નામ ટેમુજિન હતું. તે ઇ. સન. ૧૧૫૫ માં જન્મ્યો હતો. તે ઇ. સન. ૧૧૮૯ માં તાતાર જાતિનાં ખાકાન અથવા સરદારના પદપર વરિત થયો અને એ સમયથી તેણે દક્ષિણ અને પશ્ચિમ દિશામાં કૂચ કરવાની શરૂઆત કરી હતી. તેણે ઇ. સન. ૧૨૧૯ માં ચીન અને તાતાર દેશ કબ્જે કર્યા. એ સમયે ઇસ્લામી સલ્તનત જૂદા જૂદા નવીન રાજવંશો દ્વારા શાસિત થતી હતી. ઇરાનના સેલજુક રાજ્યનું અસ્તિત્વ નાબૂદ થયું હતું. લગભગ અરધી સદી સુધી ઘણાજ ગૌરવ અથવા જાહોજલાલીની સાથે રાજ્ય કર્યા પછી પ્રતાપશાળી સુલ્તાન સનજર તેની રાણી તુરખાન ખાતુન સાથે ઓઘુઝ નામના બળવાખોર તુર્કી કાફલા માર્ફત હારી ગયો અને બંદિવાન બન્યો. એ સઘળા લૂંટફાટ કરનારાઓએ તેના રાજ્ય ઉપર અણધારી ફતેહ મેળવી તથા નિશાપુર શહેરને લૂંટી લીધું, પરંતુ એ બન્ને શહેરોને નાબૂદ કરવાનું કામ તાતાર લોકોએ છોડી દીધું હતું. સુલ્તાન સનજર ચાર વરસ સુધી એ ઓઘુઝ કાફલાના

હાથમાં બંદિવાનની હાલતમાં રહ્યો. જે સહધર્મિણીને બંદી હાલતમાં છોડવાને નારાજ હતો, તેનું મરણ થવાથી તે કેદખાનામાંથી ન્હાસીને નિશાપુરમાં આવી પહોંચ્યો અને ત્યાં આવી જોઇ શકયો કે, તેની રાજધાની અને રાજ્યની પાયમાલી થઇ ગઇ છે. ત્યાર પછી થોડા વખતમાંજ તે ભાંગ્યાતૂટયા દિલથી મરણને શરણ થયો. ( ૫૫૨ હિજરી; ઇ. સ. ૧૧૫૭ ) તેના મરણ પછી તુગરલ નામનો તેનો એક ભત્રીજો પાયતખ્તપર પ્રતિષ્ઠિત થયો; પરંતુ તેનું પણ છૂપી રીતે ખૂન થવાથી તેના દરબારમાંના એક અમીરે એ રાજસત્તા ગ્રહણ કરી.

## ઘોરી રાજવંશ.

ઈ. સ. ૧૧૫૦ ( ૫૪૫ હિજરી ) માં પુર્વ અફઘાનિસ્તાનમાં એક નવા રાજવંશે અભ્યુદય પ્રાપ્ત કરીને ગજનવી રાજવંશનો ધ્વંસ સાધિત કર્યો હતો. ઘોરી વંશના સ્થાપનાર જહાંસોઝ ( દુનિયાને દહનાર ) અલ્લાઉદ્દીન હુસેને ૫૫૦ હિજરીમાં ગિજની લૂંટીને સબક્તગીનના વંશના કુમારોને લાહોર ભણી પ્રસ્થાન કરવાને લાચાર કર્યા અને એ વખતે તેઓ તરતજ ભારતીય રાજા તરીકે પરિચિત થયા. તે વખતના પ્રતાપશાળી સુલતાન સંજરના પ્રતિબંધથી અલ્લાઉદ્દીન હુસેનના મનની મોટી મુરાદ પશ્ચિમ દિશામાં પ્રસારિત થઇ શકી નહોતી, પરંતુ તે હિંદુસ્તાન તરફ સત્તા ફેલાવવાનો માર્ગ જોવાને લાચાર થયો હતો. ઇ. સ. ૧૧૫૬ માં અલ્લાઉદ્દીન હુસેનનો પુત્ર સૈફુદ્દીન તેની ગાદીએ બેઠો, પરંતુ તે તરતજ જન્નતવાસી થવાથી તેનો કાકો ગ્યાસુદ્દીન પાયતખ્તનો માલિક થયો. ૫૬૯ હિજરી ( ઇ. સ. ૧૧૬૭ )માં ગિજની સંપૂર્ણ રીતે ઘોરી રાજવંશમાં આવી ગયું. ગ્યાસુદ્દીનનો ભાઇ શાહબુદ્દીન[1] પૂર્વ દેશમાં સેનાપતિનું કામ કરતો હતો. તેણે ૫૭૧ હિજરીમાં મુલ્તાન કબ્જે કર્યું. અને ૫૮૨ હિજરીમાં છેલ્લા ગિજનીના રાજા મલિક ખુશરૂને લદાયક ચાલાકીથી કેદ કરી મારી નાખ્યો. ૫૮૯ હિજરીમાં (ઇ. સ. ૧૧૯૩) તેણે (શાહાબુદ્દીને) હિંદુસ્તાનના હિંદુ રાજાઓની સંમિલિત શક્તિને સરસ્વતી નદીના કિનારાપરના સદાના સ્મરણીય નારાઇન ( પાણિપત ) ના મેદાનમાં પરાભૂત કરી. એ ફતેહ મેળવ્યા પછી મુસલમાનો ખરી રીતે હિન્દુસ્તાનના અધિપતિ થયા. ૫૯૯ હિજરીમાં શહાબુદ્દીને તેના ભાઇ ગ્યાસુદ્દીનનું સિંહાસન મેળવ્યું. પરંતુ ૬૦૨ હિજરી (ઇ. સ. ૧૨૦૬) માં તેનું ખૂન થયું. તેને કાંઇ સંતાનાદિ ન હોવાથી તેના મામલુક ગુલામ કુતુબુદ્દીન અઇબેકે[2] હિન્દુસ્તાનનું અને ઇલદુઝ

---

૧ તે ઇતિહાસમાં મુઇઝુદ્દીન મહમ્મદ બિન સામના નામે પરિચિત છે.

૨ અઇ-ઉજ્જવલ; બેક-પ્રભ નેતા, અઇખાતુન-ઉજ્જવલ મહિલા.



અ. હ. ભાગ. ૨.

એક આબરૂદાર અરબ ગૃહસ્થ.

Lakshmi Art, Bombay.

નામના બીજા એક ગુલામે ગિજનવીનું રાજ્ય મેળવ્યું. કુતુબુદ્દીન આઇબેકનું મરણ થવાથી તેનો પુત્ર અબુલ મુઝફ્ફર આરામ હિન્દુસ્તાનના પાયતખ્તપર બેઠો. પરંતુ લગભગ એક વરસ રાજ્ય ભોગવ્યા પછી તે તેના સાળા અલ્તમશ (શમસુદ્દીન) મારફત સિંહાસનચ્યુત થયો. તેણે પચીસ વરસ સુધી હિન્દુસ્તાનનું શાસન ચલાવ્યું. ભારતીય મુસલમાન રાજાઓમાં તેજ બગદાદના ખલિફા પાસેથી મનમાન્યો ઇલકાબપત્ર મેળવી શકયો હતો. ઈ. સન, ૧૨૬૯ સુધી તેનાં સંતાન સંતતિઓ તેની પદવીપર અધિષ્ઠિત હતાં. અલ્તમશની કન્યા મશહુર મહારાણી રજીઆબેગમ તેના પિતાની ઇચ્છાનુસાર ૬૩૪ હિજરી (ઇ. સ. ૧૨૩૬)માં હિંદુસ્તાનની ઇસ્લામી સલ્તનતના પાયતખ્તપર બેઠી. પૂર્વ દેશના લોકોએ આ સર્વથી પ્રથમજ બુરખાવાળી કુમારીને મહારાણીના પદપર અધિષ્ઠિત થયેલી જોઇ હતી. કેટલાક સ્વતંત્ર હાકેમોએ રજીયાબેગમની તાબેદારી કબૂલવામાં આનાકાની કરી હતી, ખાસ કરીને તેમને માટે રજીયાબેગમને તેના રાજત્વની શરૂઆતમાં અનેક વિપત્તિઓ અને કષ્ટની સ્હામી થવું પડયું હતું. છેવટે આખા રાજ્યમાં શાંતિ સ્થાપન થઈ. અને "દેબાલથી લખનાઉતી[1] સુધી તેનો શાસનદંડ પરિચાલિત થયો. તેની જિન્દગીનો છેવટનો ભાગ દુઃખમય થયો હતો. એક બળવો દબાવતી વેળાએ તે બંદિની બની અને હિન્દુઓ મારફત તેની હત્યાનું કામ ખતમ થયું.[2]

---

૧ એ ઇતિહાસકાર મિનહાજુસ સિરાજનું વર્ણન છે.

૨ રજીયાના સિંહાસનપર બેઠા પછી થોડા વખતમાંજ એક હબસી ગુલામ તેનો અસામાન્ય અનુગ્રહ-ભાજન થઈ પડયો. આંતરિક અનુરાગવશાત તેણે તેની પદવીને ઉંચે ચઢાવી છેવટે તેને "અમીર-ઉલ-ઉમરા" ના ઈલ્કાબથી ભૂષિત કર્યો. એથી દરબારના વઝીર અને ઉમરાવો નાખુશ થઇને બળવાખોર થયા અને રજીયાબેગમ બળવો દબાવવા માટે રાજધાનીમાંથી બહાર નીકળી. આ સુયોગથી તેઓએ તેના ભાઈ બહેરામને સિંહાસનપર બેસાડયો. રજીઆબેગમના દુશ્મનોએ પણ ખુલ્લા અવાજે કબુલ કર્યું કે, તેણે સ્ત્રી જાતિના પરમપવિત્ર ધર્મને કદાપિ જલાંજલિ આપી નથી રજીયા યુધ્ધમાં પરાજિત થવાથી, બળવાખોરોએ તેના પ્રિયપાત્રહબસી ગુલામને મારી નાખ્યો; અને રજીયાબેગમને બંદિની કરીને વિતુન્દાના હાકેમ માલિક અલતુનિયાની દેખરેખ તળે રાખી. અલતુનિયા રજીયાબેગમના રૂપ લાવણ્યથી મુગ્ધ થયો, અને તેની સાથે તેણે શાદી કરી તથા સૈન્યનો સંગ્રહ કરી બહેરામની સાથે યુદ્ધ કરવાને તે અગ્રેસર થયો. એ યુદ્ધમાં અલતુનિયા પરાજીત થઇને રજીયાબેગમ સહિત બંદિવાન થયો અને માર્યો ગયો. કોઇ કોઈ ઇતિહાસલેખક કહે છે કે, યુદ્ધમાં હાર્યા પછી રજીયાબેગમ ઘોડાપર બેસી ન્હાસી ગઇ, છેવટે ભૂખથી ખૂબ અધીરી થઇને એક ખેડુતની પાસે તેણે કાંઇક ખાવાનું માગ્યું. ખેડુતે એક ટુકડો રોટી આપવાથી

ખારિઝમ ( વર્તમાન ખીવા ) રાજ્ય સુલ્તાન મલિકશાહ દ્વારા તેના પત્રવાહક[1] અથવા ખજાનચી નશતગિનને જાગીરભૂમિ દાખલ આપવામાં આવ્યું હતું. ત્યાર પછી તેના પુત્ર કુતુબુદ્દીન મહમ્મદે તેની ગાદીએ બેસીને સુલ્તાન સનજરની પાસેથી ખારિઝમશાહનો ઇલ્કાબ મેળવ્યો. તેના પુત્ર અને વારસ અતસિઝે તેના માલિક સુલ્તાન સંજરની વિરુદ્ધ બળવાનો વાવટો ફરકાવીને તેના રાજત્વના છેવટના ભાગમાં ખરી સ્વાધીનતા જાહિર કરી. અતસિઝના પૌત્ર તકિશે ઇરાકે આજમ ( ઇરાન અને ખુરાસાન ) ને પોતાના રાજ્યમાં જોડી દેવાથી અને સુલ્તાન સિનજરના ભત્રીજા છેલ્લા સેલજુક રાજા તુગરલના ખૂનનું કામ ખતમ થવાથી તે બગદાદના ખલિફા મારફત ઇરાન, ખારિઝમ અને ખુરાસાનના માલિક તરીકે કબૂલ થયો. તકિશની પછી તેનો પુત્ર અલ્લાઉદ્દીન મહમદ સિંહાસનપર બેઠો. બલ્ખ અને હેરાત જીતીને તેણે ખુરાસાન, માઝેન્દ્રાન, કેરમાન, ગજનવી અને છેવટે ટ્રાન્સોક્ષિયાનાને પોતાના રાજ્ય સાથે જોડી દીધાં, એ રાજ્ય એ વખતે કારાખિતાઇ સમ્પ્રદાયમાં જોડાયલા ખાનના સહકારી સેનાપતિ દ્વારા શાસિત થયું હતું. ઇ. સ. ૧૨૧૮ માં તેણે ખલિફાની વિરુદ્ધ લડાયક કૂચ કરી; પરંતુ તેનું લશ્કર હમદાનની[2] પાસેના અસાદાબાદના પહાડી માર્ગમાં પુષ્કળ તુષાર–ઝાકળ પડવાથી અડચણમાં આવી પડયું અને તેણે એ કૂચ કરવાનું મુલ્તવી રાખી રાજધાની તરફ પાછું પ્રયાણ કર્યું. ત્યાર પછી ચાર

---

તે ખાઈને સૂઇ ગઇ. એ વખતે તે પુરુષના પોશાકમાં હતી તેના નિદ્રિત થયા પછી ખેડુતે બરાબર નિરીક્ષણ કરીને જોયું કે, તેના ગળામાં કીમતી મોતીનો હાર શોભી રહેલ છે. એ જોઈને ખેડુતને લોભ પેદા થયો, તેણે તરતજ રજીયાબેગમનું ખૂન કરી તેના સઘળાં અલંકારો લઈ તેના મુડદાને જમીનમાં દાટી દીધું અને તેના અશ્વને બીજે કયાંક નહસાડી મૂકયો. ખેડુત ત્યાર પછી એ મોતીનો હાર બજારમાં વેચવા ગયો, ત્યારે તેના તરફ લોકોને શક પેદા થયો અને તેઓ તરતજ તેને કાઝીની પાસે લઇ ગયા. ત્યાં તેણે બધી હકીકત જાહિર કરી. ત્યાર પછી રજીયાબેગમના મુડદાને લાવીને રીતિ મુજબ સ્નાનાદિ કરાવી સન્માન સાથે તેને દફનાવવામાં આવ્યું અને તેની ઉપર એક કબ્ર બંધાવવામાં આવી. એ કબ્રસ્તાન દિલ્હીની નજીક યમુના નદીના કીનારાપર આવેલું છે. ( અનુવાદક, મૌલવી અબ્દુલકરીમ, બી. એ. કૃત ભારતવર્ષે મુસલમાન રાજત્વેર ઇતિવૃત્ત નામક ગ્રંથનું ૯૯ મું પૃષ્ઠ જૂઓ. )

૧ તાશતદાર.

૨ એ સમયે શીતકાલે હમદાન અને કેરમાનશાનો માર્ગ મુસાફરોને માટે આફતભરેલો હતો.

વરસે તેની નિષ્ઠુરતા અને મૂર્ખતાને લીધે તે મુસલમાનો મારફત પરાભૂત થયો હતો. મંગોલિયનોના અભ્યુદય વખતે જંગીના વંશવાળાઓ મોસુલની હકુમત તળેથી દૂર થયા હતા. એ વંશના છેલ્લા અતાબેક[1] મસુદ નામના એક નાની ઉમ્મરના પુત્રને તેના ભરોસાદાર મેમલુક ગુલામ બદરૂદ્દીન લુલુના રક્ષણ તળે રાખીને મરણવશ થયા. મસુદ ઈ. સન. ૧૨૧૮ માં જન્નતવાસી થયા અને ત્યાર પછી થોડી મુદતે તેમના પુત્રે પણ તેમના મરણનું અનુસરણ કર્યું; એથી બદરૂદ્દીન લુલુનેજ મોસુલના અતાબેકની ગાદી મળી. મુસલમાનોના હુમલા સુધી તેમણે ૩૭ વરસ મોસુલ રાજ્યની હકુમત ચલાવી હતી.

જે સમયે ઈ. સ. ૧૨૩૫–૩૭ માં મોગલોએ સર્વથી પ્રથમ એશિયા માઇનરપર હુમલો કર્યો, તે સમયે ઈકોનિયમનું પાયતખ્ત સુલ્તાન સુલેમાનના સાતમા પુરુષ અલ્લાઉદ્દીન કૈકુબાદ મારફત કબ્જે થયું હતું. ૬૪૧ હીજરીમાં મુસલમાન લોકોએ કૈકુબાદના પુત્ર અને વારસ ગ્યાસુદ્દીન કૈખુશરૂને હરાવીને તેમને કર આપવાને તથા તેમના દરબારમાં એક પ્રતિનિધિ રાખવાને લાચાર કર્યા, એ પ્રતિનિધિને પરવાનો કહેવામાં આવતો.

જેવી રીતે મલિકુલ સાલેહ અયુબે ૬૩૪ હિજરી ( ઈ. સ. ૧૨૪૦–૪૧ માં ) મિસરનું આધિપત્ય મેળવ્યું હતું, તે પ્રથમ વર્ણવવામાં આવ્યું છે. તેમણે ધીમે ધીમે સિરિયામાં પોતાની સત્તાનો વિસ્તાર કરી ત્યાંના અયુબ વંશના રાજાઓને તાબેદારી કબૂલવાને લાચાર કર્યા. જે વખતે તેમણે રાજ્યમાં સુવ્યવસ્થા અને શાંતિ સ્થાપવાની કોશિશ કરી હતી, એ વખતે મહમ્મદ ખારિઝમશાહનું લશ્કર ભયથી સિરિયા ભણી ન્હાસી ગયું અને તેમાં પ્રવેશ કરીને ઘોર અંધાધુંધી મચાવી મૂકી. તેઓએ પ્રથમ એક રાજાના તાબા તળે નોકરી કબૂલ કરી તેને છોડીને પાછી બીજા એકના તાબા તળે નોકરી ગ્રહણ કરી હતી. છેવટે તેઓ સિરિયાના રાજાઓની તાબેદારી કબૂલીને હત્યા તથા લૂંટફાટના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. અંતે અનેક યુદ્ધો પછી ૬૪૪ હિજરી ( ઈ. સ. ૧૨૪૬–૪૭ ) માં તેઓ સઘળા નાબૂદ થયા.

## આઠમો જિહાદ.

( ૬૪૭ હિજરી, ઈ. સ. ૧૨૪૯–૫૦ )

જે સમયે મિસરાધિપતિ મલિકુસ સાલેહ સિરિયાની સુવ્યવસ્થા કરવામાં રોકાયલા હતા, તે સમયે ફ્રેંચ લોકોએ આઠમા જિહાદની ઉત્પત્તિ

૧ તેનું નામ નુરુદ્દીન અરસલાન શાહ હતું.

કરી હતી. આ વખતે ફ્રેંચો ફ્રાન્સના બાદશાહ નવમા લુઇ મારફત પરિચાલિત થયા હતા. તેને અરબ ઇતિહાસકારો રોઅડે ફ્રાન્સના નામથી ઓળખાવતા હતા. લુઇ ડેમિયેટામાં ઉતરી આવવાથી મુસલમાન લોકો તેને છોડીને ચાલ્યા ગયા અને તેણે મસ્જિદને દેવળના રૂપમાં બદલાવીને ત્યાં આગળ પોતાનું રહેઠાણ અથવા મુકામ મુકરર કર્યું; ડેમિયેટા જીતીને જિહાદવાળાઓ તેમના સ્વભાવ મૂજબ મોજમજા અને એશઆરામમાં મશગુલ બની ગયા હતા. મુખ્ય મુખ્ય ખાન્દાન લોકો ખાણાંના ઉત્સવમાં એક બીજાની સાથે હરિફાઇ કરતા હતા અને સાધારણ માણસો ઘોરપાપમાં પ્રવૃત થયા હતા. સઘળા એટલા બધા પાપાચારમાં નિમગ્ન થયા હતા કે, રાજા તેમના અશ્લીલ અને અનિષ્ટકર પ્રબલ પાપપ્રવાહને અટકાવવાને અસમર્થ થયો હતો.

ઇતિહાસકાર મિચાઉડ સાહેબે લખ્યું છે કેઃ—" ફ્રેંચ સેનાપતિ અને સૈનિકોની ક્રીડા પ્રવૃત્તિ એટલી બધી પ્રબળ થઇ પડી હતી કે, તેઓ પ્રથમ બાજીમાં પૈસા વગેરે ખલાસ કરીને છેવટે પોતાના અશ્વ અને લડાયક હથિયારો વગેરે હારી ગયા હતા. જિહાદવાળાઓ ધર્મયુદ્ધના સોગંદ આપી ઘોર લંપટતામાં પ્રવૃત્ત થયા હતા; સહુની અંદર નશ્વરત ઉપજાવનારૂં પાપ દાખલ થઇ ગયું હતું. તેમના બેહદ એશઆરામ અને મોજશોખને પૂરા પાડવા માટે તેઓ કોઈ પણ પ્રકારનું પાપ કરવામાં પાછા પડતા નહીં. જે સઘળા ધંધાદાર ખ્રિસ્તીઓ છાવણીમાં અને ડેમિયેટા શહેરમાં ખોરાક વગેરેનુ વેચાણ કરતા, તેમનું સર્વસ્વ લૂંટીને ખ્રિસ્તી સેનાપતિઓ તેમના ઉપર બહુજ ભારી કર નાખતા. આ સર્વ કારણોને લીધે ખોરાક મળવો મુશ્કિલ થઇ પડયો હતો. ફ્રેંચોમાંના ઘણાજ ઉત્સાહી સૈનિકોએ દૂરનાં સર્વ સ્થળો પર હુમલા કરીને વ્યાપારીઓના કાફલાને લૂંટવાનું, શહેરોનો નાશ કરવાનું અને મુસલમાન સ્ત્રીઓને બંદિની બનાવીને વિજયના ઉલ્લાસ સાથે ડેમિયેટામાં લાવવાનું કામ કર્યું હતું."

ઇતિહાસકાર જોનવીલે લખ્યું છે કેઃ—

" સાધારણ સૈનિકોએ પરણેલી અને કુમારી લલનાઓ ઉપર પાશવિક અત્યાચાર કર્યો હતો. ફ્રેન્ચોને ડેમિયેટામાં રહેતી વેળાયે અલમલિકુસ સાલેહ અયુબ[1] દશ વરસ રાજ્ય ભોગવ્યા પછી પરલોકવાસી થયા. ( ૧૫ મી શાબાન; ૬૪૭ હિજરી; ૨૩ મી નવેંબર ૧૨૪૯ ) વર્ણવવામાં આવ્યું છે કેઃ—તે મૌનવાળા, નેક ઇનસાફ, સારા ચરિત્રવાળા, વિશ્વાસુ, યુદ્ધપ્રિય

૧. તેમનો ઇલ્કાબ નજમુદ્દિન ( ધર્મનક્ષત્ર ) હતું.

અને સહુના શ્રદ્ધાસ્પદ હતા. તે પોતાના સેનાપતિ અને વઝીરોની સલાહ સિવાય કોઈ પણ કામમાં હાથ નાખતાં નહિ. તેમણે બેહરાઈટ મેમલુકો[1] મારફત એક લશ્કર એકઠું કર્યું હતું.

અયુબના તુરાનશાહ ( અલ-મલિકુલ મુઆઝ્ઝમ-મહાન રાજા ) નામના ફક્ત એકના એક પુત્ર તેમના મરણ વખતે સિરિયા દેશમાં હતા. અયુબની પત્ની સજરૂદુર ઘણીજ બુદ્ધિમતી અને સાહસિક સ્ત્રી હતી. જ્યાં સુધી મુખ્ય કર્મચારીઓએ તુરાનશાહના નામે તાબેદારી કબૂલ કરી નહોતી, ત્યાં સુધી તેણે સુલ્તાનના મરણના સમાચાર છુપા રાખ્યા હતા. અયુબના મરણ પછી ફ્રાન્ક લોકો મિસર જીતવા માટે બહાર નીકળી પડયા હતા, પરંતુ તેઓ પરાજિત થયા, તેમના ઘણાં ખરાં માણસો માર્યાં ગયાં અને ફ્રાન્સનો બાદશાહ લુઈ તથા તેનાં મુખ્ય મુખ્ય માણસો મુસલમાનોના હાથમાં બંદીવાન થયા. ત્યાર પછી તુરાનશાહે બેહરાઈટ મેમલુક લોકોના હરીફ બુરજાઈટસ સિપાઈઓના લશ્કર તરફ સ્નેહ દેખાડવાથી પ્રથમ જણાવેલા લશ્કરે તેમનું ખૂન કરીને તેની માતા શજરૂદદુરને પાયતખ્તપર બેસાડી ત્યાર પછી તેના નામે ખુતબા પઢાવા લાગ્યા અને તેના અલ-મુસતઆ સિમિયેહ ( તે વખતના બગદાદના ખલિફા :અલ મુસતઆસિમનો નોકર ) અસ સાલેહા ( અસ સાલેહા અયુબની સહધર્મિણી ) અલ-મલિકતુલ મુસલેમિન ( મુસલમાનોની રાણી ) અને અલ-મલિકુલ મનસુર ખલિલ[2] વગેરે ઇલ્કાબો મોહોરો પર કોતરાવીને ફેલાવવામાં આવ્યા હતા. ચાશનિગિર[3] મુઇઝ્ઝુદ્દિન આઇબેક તેનો મુખ્ય સેનાપતિ[4] હતો. ઝાઝા દિવસ વીતતાં ન વીતતામાં તો તેણે રાણીને પાયતખ્તપરથી ઉઠાડીને પોતે રાજગાદી પોતાને કબ્જે કરી, પરંતુ અમીર લોકો એથી સંતુષ્ઠ થયા નહોતા, એટલા માટે તેમણે રાજકુટુંબના એક માણસને પાયતખ્ત આપવાની ઇચ્છા કરીને અલ મલિકુલ કામિલના પૌત્ર મુસા નામના એક નાની ઉમ્મરના બાળકને સિંહાસન સોંપ્યું. ત્યાર પછી તે અલ-મલિકુલ-અશરફનો ઇલકાબ ધારણ કરી આઇબેકની સાથે મળી ગયો ( ૫ મી ઓગસ્ટ, ઇ. સ. ૧૨૫૨ ) એ સમયે

---

૧ તેના મુકામમાં નીલ નદીનો ( બહરેનફ્નીલ ) કિનારો હતો એથી તેઓ બેહરાઈટ નામથી ઓળખાતા.

૨ તેને ખલિલ નામે એક પુત્ર હતો એ બચપણમાં માર્યો ગયો.

૩ આસ્વાદ ગ્રહણ કરનાર ( રાજાનો )

૪ અતાબેકુલ અસાકિર.

અન–નસિર યુસૂફ દમિસ્કસ અને અલેપ્પોના પાયતખ્તપર બેસીને ખરી રીતે આખા સિરિયા દેશનો માલિક થયો હતો. બગદાદના ખલિફાની મધ્યસ્થતાથી અન–નસિર અને આઇબેકની વચ્ચે સંધિ સ્થાપન થઇ. બીજે વરસે આઇબેકે રાજગાદી કબ્જે કરી અલ–મલિકુલ–અશરફને યમન દેશમાં તેના સગાંઓની પાસે મોકલી આપ્યો. એ બાળક અયુબ વંશનો છેલ્લો રાજા હતો અને તેના નામે મિશરમાં ખુતબો પઢવામાં આવતો. નહરાઇટ મેમલુક લોકો આઇબેકના જુલ્મથી પીડાઇને મિસરમાં ન્હાસી ગયા અને અન–નસિર તથા આઇબેકની વચ્ચે લડાઇ શરૂ થઈ. ફરીવાર ખલિફા વચ્ચે પડવાથી સંધિ સ્થાપન થવાથી અન–નાસિરે મિસરની સરહદ અલ–આરિશ સુધી રાજ્યનો વિસ્તાર કર્યો. ત્યાર પછી બે વરસે આઇબેકનું ખૂન થવાથી તેનો પુત્ર નુરુદ્દીનઅલી મલિકુલ મનસુરનો ઇલ્કાબ ગ્રહણ કરી પાયતખ્તપર બેઠો. આઇબેકના મરણ પછી ખલિફાએ અલ–મલિકુલ અન–નાસિર યુસફને તેનો હમેશનો ધારેલો ઇલ્કાબ પત્ર અને સુલતાની પોશાક પ્રદાન કર્યો. જોકે તે મિસરની સરહદથી યુફ્રેટીસ નદી સુધીના આખા સિરિયાદેશનો એકચ્છત્ર અધિપતિ હતો, તેમ છતાં પણ એ રાજ્યની સરહદપર અનેક ક્ષુદ્ર રાજાઓ રાજત્વ કરતા અને મલિકુલ–નાસિરના સત્તાવાન થતાં પહેલાંજ તેઓ તેને ઉંચા વંશવાળા તરીકે કબૂલતા નહોતા. મોગલોના અભ્યુદય વખતે શિરકોહના પૌત્ર મલિકુ અલ–અશરફ હુમ્સ-એમેસાનો અધિસ્વામી હતો. ઇ. સ. ૧૨૪૮ માં નાસિરે તેની પાસેથી એમેસા ગ્રહણ કરીને તેને બદલે તેને તેલ બાશિર જિલ્લો આપ્યો. અશરાફે મોગલ લોકો મારફત ફરીવાર પોતાનું પૂર્વ રાજ્ય પ્રતિષ્ઠિત કરીને સિરિયા દેશમાં પોતાનો પ્રતિનિધિ નીમ્યો. સુલ્તાન સલાહુદ્દીને તેના ભત્રીજા તકીઉદ્દીનને હામાની હકુમતનો ભાર સોંપ્યો હતો અને તેનાજ વંશજો અત્યાર સુધી એની હકુમત ચલાવતા હતા. તકીઉદ્દીનના પુત્ર મહમ્મદ ( ૧ લો અલ મલિકુલ મનસુર ) જિહાદવાળાઓની સાથે યુદ્ધ કરવામાં અને પંડિત મંડળીની પૃષ્ટ પોષ્કતા કરવામાં તેણે ઘણી સારી ખ્યાતિ મેળવી હતી. મોગલોના સિરિયા[1] આક્રમણ કરતી વેળાએ તેના પૌત્ર બીજા મનસુર હામાહ શાસન કરતો હતો. સુલ્તાન સલાહુદીનના ભાઈ અલ–આદિલના ( સૈફુદ્દિન અબુબકરના ) વારસો કારાક અને બાલબેકના અધિકારી હતા. તેનો પ્રપૌત્ર અલ–માલિકુલ મુધિસ તકીઉદ્દીન

---

૧ હામાનો રાજા ( અલ–મલિકુલ મુવાઇદ, ઇમાદુદ્દિન ઇસ્માઇલ ) ઇતિહાસકાર અબુલ–ફિદા તકીઉદ્દીન ઉમર ( અલ મલિકુલ મુઝફ્ફર ) નો પાંચમો પુરુષ હતો.

ઉમર મોગલોના આક્રમણ વખતે એનું શાસન કરતો હતો. અયુબ વંશવાળાઓ સિરિયાના માલિક હોવા છતાં પણ સુલ્તાન સલાહુદ્દીનના મેસોપોટેમિયા-માંના રાજ્યનો નાનો ભાગ તેમની હકુમત તળે હતો. માયા શરિકિન રાજ્યનો વિભાગ એની અંદર હતો, એ અલ-આદિલના બીજા એક પુત્રના વંશજો મારફત શાસિત થતો હતો. તે એનો પાંચમો શાસનકર્ત્તા હતો અને છેવટે મોગલો મારફત માર્યો ગયો હતો.

## ખ્વારઝમશાહની નીચતા અને ઇસ્લામ રાજ્યપર તાતારજાતિનો હુમલો.

મોગલોના હુમલા વખતે મોસ્લેમ ખલિફા અને રાજાઓની અવસ્થા આવી હતી. ઇ. સ. ૧૨૧૮ માં ચંગિજખાનું રાજ્ય ખારિઝમશાહ મહમ્મદની સીમાની અંદર હતું. લાખો લાખો હથિયારબંધ જાનવર જાતિના અસભ્ય અધિપતિઓ અને ટ્રાન્સોક્ષિયાના અવિવેકી ગર્વિત તુર્કી રાજાની વચ્ચે પ્રીતિનો ભાવ વિદ્યમાન હતો. પરંતુ તુર્કીરાજાની નિષ્ઠુરતાથી તાતાર જાતિના ભયાનક આક્રમણરૂપ ધુર્ણી વાયુએ પશ્ચિમ એશિયામાં પ્રવાહિત થઇને થોડાંક વરસની અંદર એને વિશાળ સ્મશાનભૂમિના રૂપમાં બદલાવી નાખ્યો હતો. સરહદપરના નગરના એક ખારિઝમ હાકેમે મંગોલિયાના એક વહેપારી કાફલાને જાસૂસની ફરીયાદથી મારી ઠાર કરી લૂંટી લીધો. એથી મોગલ લોકોએ એ ગુન્હેગાર હાકેમને તેમના હાથમાં સોંપવાનું કહ્યું. ખારિઝમનાશાહે મોગલોના મોકલેલા કાસદને મારી નાખીને તેમની ફરિયાદનો જવાબ મોકલાવ્યો. માનવધર્મ અને અન્તર્જાતિક શિષ્ટાચારની ઉપર આવા અત્યાચારના સમાચાર સાંભળી મોગલ લોકોએ તેમના લાખો લાખો અસભ્ય સોબતીઓ સહિત મધ્ય એશિયામાંથી બહાર નીકળીને ફરધાનાના પ્રદેશપર આક્રમણ કર્યું. ૬૧૫ હિજરી ( ઇ. સ. ૧૨૧૮ ) માં આ ભયંકર ઝગડો જામ્યો. ટ્રાન્સોક્ષિયાના, ખુરાસાન અને ઇરાનદેશમાં વારંવાર યુદ્ધ થવા છતાં પણ મોગલોના આક્રમણ વખતે એ સઘળા દેશો ઘણાજ ઉન્નતિશાળી હતા અને લોકોની સ્થિતિ સમૃદ્ધિસંપન્ન હતી; સર્વ પ્રકારનું સાહિત્ય, શિલ્પ વિદ્યા અને કૌશલ્ય આલોચિત અને પૃષ્ટપોષિત થયું હતું અને તેમનો ઉત્કર્ષ સાધિત થયો હતો. સદીઓની સદીઓથી સંચિત કરેલી સમૃદ્ધિ અને સભ્યતાના ફળ સ્વરૂપ નગર નગરીઓ મનુષ્યથી ભરપૂર હતી અને એ સુરમ્ય ઇમારતોની હારોથી સુશોભિત થઇ હતી. હિરાત અને બલ્ખનગરના પ્રત્યેક

સ્થળે દશ લાખ રહેવાસી હતા અને બુખારા[1] તથા સમરકંદની લોક સંખ્યા એનાથી પણ વધારે હતી. મોગલોની સામે ખારિઝમશાહનું સૈન્ય વંટોળિયામાં ઘસડાતા તણખલાંના જેવું જણાતું હતું. નાનાં નાનાં શહેરોનું વર્ણન કરતાં થાકી જવાથી સભ્યતા અને વાણિજ્યની કેન્દ્રભૂમિરૂપ મોટાં શહેરોનુંજ વર્ણન કરવાનું આ સ્થળે અધિક ઉચિત લાગે છે. ખોજાન્દ શહેરનો ધ્વંસ કરીને તેના રહેવાસીઓની તલ્વાર વડે કત્લ કરવામાં આવી અને બુખારા શહેરને આગ લગાડી બાળી ભસ્મીભૂત કરી નાખવામાં આવ્યું. તુચ્છ તાતાર લોકોએ આ સર્વ શિક્ષા અને સભ્યતાની કેન્દ્રભૂમિના નિઃસહાય અધિવાસીઓ તરફ જેવો ખૌફનાક જુલ્મ ચલાવ્યો હતો, એ સંબંધમાં ઇતિહાસકાર ઇબ્ને અલ અશિરે જ્વલન્ત વર્ણન પ્રકટ કરેલું છે, પરંતુ સ્થળ સંકોચથી અમો આ સ્થળે એનો ઉલ્લેખ કરી શકતા નથી. ખુદાના દંડ ચંગિજ સગ્ડની મનોહર ગુહાથી આગળ વધીને સમરકન્દમાં આવી પહોંચ્યો. (જૂન ઇ. સ. ૧૨૧૯) એ ફક્ત ટ્રાન્સોક્ષિયાનાની રાજધાનીજ નહોતી; પરંતુ દુનિયામાંનું એક ઉંચામાં ઉંચું વ્યાપારનું મથક હતું. એ શહેરનો પરિઘ ૩ માઇલના ઘેરાવામાં બાર જગાએ લોઢાના દરવાજાવાળી દીવાલ દ્વારા ઘેરાયલો હતો અને એ દીવાલ ઠેકઠેકાણે કિલ્લા વડે સુરક્ષિત હતી. એના કીલ્લામાં રહેનારા સિપાઇઓની સંખ્યા એક લાખ અગિયાર હજારની હતી, તેમાં સાઠ હજારની તુર્કી અને કાનકાલિસ તથા પચાસ હજાર તાજિક અથવા ફારસી સિપાહીઓ હતા. તુર્કી પગારદાર સિપાહીઓએ ધાર્યું હતું કે, તેઓ સ્વદેશ વાસી મુગલો મારફત સારો વ્યવહાર પ્રાપ્ત કરી શકશે, એ આશામાંજ તેઓ તેમની માલ મિલ્કત અને કુટુંબકબીલા સાથે શહેર છોડતાંની સાથેજ મોગલોની તલ્વાર વડે માર્યા ગયા. ઇમામ અને આબરૂદાર માણસો આ ભયાનક બનાવથી ડરી ગયા અને શહેરમાંથી બહાર નીકળીને મોગલોના શરણે જવાના નિશ્ચયપર આવ્યા. તેમની એ તાબેદારી કબૂલવા છતાં પણ શહેરને લૂંટવામાં આવ્યું અને એના અસંખ્ય રહેવાસીઓની ખૂનરેજી કરવામાં આવી. ચંગિજખાંએ ત્રીસ હજાર કારીગરોને ગુલામીની બેડીમાં નાખી તેમાંના કેટલાકને તેના પુત્રને આપ્યા તથા બાકીના માણસોને લડાયક સામાન ઉંચકવાના કામમાં નીમ્યાં. એના દશ લાખ રહેવાસીઓમાંના માત્ર પચાસ હજાર માણસો પાયમાલ થયેલા શહેરની કરુણ કહાણીનું વર્ણન કરવાને બાકી

---

૧ બોખારા શહેરમાંથી વહેતી સગડ નદીની બન્ને બાજુએ એક માઇલ સુધી ઇમારતોની હારો, કરવા લાયક મેદાનો અને બગીચાઓ આવેલા હતા. આવી રીતે એ નદીના બન્ને કિનારાપર શહેર બંધાયલું હતું.

રહ્યા હતા. બુખારા શહેરની આવી હાલત જોઇને સમરકન્દ અને બલ્ખના રહેવાસીઓએ ચંગિજખાનની તાબેદારી કબુલીને તેની પાસે ભેટ મોકલી આપી; પરંતુ તે એ બન્ને શહેરોને પાછળ પડતાં મૂકી જવાનું સાહસ કરી શક્યો નહોતો. શહેરવાસીઓની ગણુતરી કરવાનું છળ કરી તેમને શહેરમાંથી બહાર બહાર આવવા લલચાવ્યા અને તેઓના બહાર આવતાંની સાથેજ તેમની કત્લ ચલાવવામાં આવી અને એ બન્ને શહેરોને રાખના ઢગલાના રૂપમાં બદલાવી નાખ્યાં. ઇ. સ. ૧૨૨૦ ના મે માસમાં એ નીચ લશ્કરે ઉરગંજ (પ્રાચીન ખીવા) પર ચઢાઇ કરી અને ભયંકર યુદ્ધ કર્યા પછી એ જીતીને સઘળા શહેરવાસીઓની કત્લ કરી નાખવામાં આવી; ત્યાર પછી તેઓએ ઓક્સસ નદીનો બંધ તોડી એ શહેરને નાબૂદ કરી નાખ્યું. નેસાનગરમાં તેમણે એકી સાથે સીતેર હજાર માણસોને સમાધિસ્થ કર્યા–દફનાવ્યા. પ્રથમ પુરુષો સ્ત્રીઓ અને બાળક બાળિકાઓને પાસે પાસે સૂવાનું કહેવામાં આવ્યું અને ત્યાર પછી દોરડાંથી બાંધીને તેમની કત્લ કરવામાં આવી. તાહિરાદ વંશની અને ઇરાની સેલજુકોની રાજધાની નિશાપુર ઇ. સ. ૧૨૨૧ ના એપ્રિલ માસમાં તેમની મારફત નાબૂદ થઇ. એની ઇમારતો વગેરેને જમીનદોસ્ત કરી એ જમીનમાં જવ રોપવામાં આવ્યા. માત્ર ચારસો રહેવાસીઓ બચીને ઉત્તર ભાગમાં દેશવટો પામ્યા હતા, ઇતિહાસકાર મીરખન્દના અભિપ્રાય પ્રમાણે મોગલોએ નિશાપુર અને એની નજીકનાં તમામ સ્થાનોમાં કુલ એકંદર સીત્તેર લાખ સુડતાલીસ હજાર માણસોની કત્લ કરી. હિરાત અને એની નજીકનાં સ્થળોમાં તેમણે એક અઠવાડીયા સુધી જે સઘળા લોકોની કત્લ કરી હતી તથા આગમાં બાળીને સળગાવી દીધાં હતાં તેમની કુલ સંખ્યાં સોળ લાખની હતી. શહેર જનશૂન્ય[1] થઇ ગયું હતું અને આજૂબાજૂનાં સ્થાનો સપાટ મેદાન જેવાં બની ગયાં હતાં, રાય, દિનાવાયર અને હમદાનને લૂંટવામાં આવ્યાં અને ત્યાંના ઘણુંખરાં માણસોને તલ્વારથી કાપી નાખવામાં આવ્યાં. આ પછી મોગલોએ બગદાદના ખલિફાના તાબાના ઇરાક ભણી કૂચ કરી, પરંતુ તેઓ ખલિફા મુસનસિરના લશ્કર મારફત વિતાડિત થયા.

ખારિઝમના શાહ મહમ્મદની બેવકૂફીને લીધે જે મોગલો ઇસ્લામ રાજ્યપર આક્રમણ કરવાને લાચાર થયા હતા, તે પ્રથમ વર્ણવવામાં આવ્યું છે. જે સમયે તેનું રાજ્ય પ્રથમ વર્ણવેલી અવસ્થામાં લૂંટાતું હતું અને

---

૧ કહેવામાં આવે છે કે, મોગલોના પાછા ફર્યા પછી હિરાતની મસ્જિદના ખંડિયેરની ઉપર ફક્ત ૪૦ માણસો એકઠાં થઇ શકયાં હતાં. એ હિરાત શહેર એ વખતે લોકોની ગિર્દીથી ભરપુર હતું.

રહેવાસી લોકો માર્યા જતા હતા, તે સમયે તે મોગલોની મારફત એક સ્થળેથી બીજે સ્થળે અનુસૃત થતો હતો. તેનું કોઇ પણ પ્રકારનું વીરત્વ મોગલોનો વેગ અટકાવવાને સમર્થ થયું નહોતું. મોગલોએ તેની પાછળ પડી તેના કુટુંબને કેદ કરી તેમાંના તમામ પુરુષોને મારી નાખ્યા. તેના ફક્ત ત્રણ પુત્રો બચી ગયા; તેમાંનો એક એકલો એ અધમ હુમલા કરનારાઓને અટકાવવાને સમર્થ થયો હતો. મહમ્મદે કાસ્પિયન સમુદ્રના કોઇ એક દ્વીપમાં આશ્રય ગ્રહણ કર્યો અને એ સ્થળેજ તે હૃદયના દાહથી સગાંવહાલાંઓથી વિખૂટો થઇને અસહાય અવસ્થામાં મરણવશ થયો. ( ૨ જી જિલહજ્જ ૬૩૧ હિજરી; ઇ. સ. ૧૨૨૦ ) તેણે પોતાના દોષથી ઇસ્લામ રાજ્યપર જે ભયાનક આફત આણી હતી, એ બદલ તેને આવું પ્રાયશ્ચિત ભોગવવું પડયું હતું. તાતાર લોકો નિર્દય રક્તપિપાસુ કૂતરાની પેઠે તેના વીરપુત્ર જલાલુદ્દીનની પાછળ પડયા કરતા. તેણે ખારિસમ, હિરાત, અને ગજનીથી એક નવું લશ્કર એકઠું કરી બે ભયંકર યુદ્ધોમાં મોગલોને હરાવી તેમાંના ઘણાખરાને મારી નાખ્યા. ચેંગિજખાંએ પોતે ઘણીજ પ્રચંડતાની સાથે બામિયાન, કાબુલ અને ગિજનવી સુધી જલાલુદ્દીનની પૂંઠ પકડી. આવી રીતે ઝડપથી પાછળ પડીને તેણે સિંધુ નદીના પશ્ચિમ કિનારે એ ન્હાસેલા રાજકુમાર પર ભયંકરરૂપે આક્રમણ કર્યું. જલાલુદ્દીને પણ સ્વાભાવિક વીરતાની સાથે યુદ્ધ કર્યું. તે વારંવાર મોગલોપર હુમલા કરીને છેવટે યુદ્ધ ક્ષેત્રને એક છેડે ન્હાઠો. વારા ફરતી તેના બે અશ્વો માર્યા જવાથી ત્રીજા અશ્વપર બેસીને તે ત્રીસ ફીટ ઉંચા કિનારાપરથી અશ્વ સહિત સિંધુ નદીમાં કૂદી પડયો અને સહીસલામતીથી બીજે કિનારે જઇ પહોંચવાને સમર્થ થયો. એ સમયે સુલ્તાન બલબન હિન્દુસ્તાનનો બાદશાહ હતો. સિંધુ નદીની પૂર્વ દિશાનું તેનું લશ્કર ચંગિજની નજરે પડવાથી તે તે નદી ઓળંગવાનો સંકલ્પ ત્યાગીને સૈન્ય સહિત પશ્ચિમ દેશ ભણી પાછો ફર્યો.

ટ્રાન્સોક્ષિયાના અને ખુરાસાન પ્રદેશમાં કેટલીક સદીના ધીમે ધીમે ઉન્નત થયેલી સભ્યતા સંપૂર્ણ રીતે ધ્વંસ પામી હતી અને ત્યાંના રહેવાસી લોકોએ ઘોર નીચતા ધારણ કરી લીધી હતી. આવી અવસ્થામાં આવી પડવાથી તેઓ તેમની પહેલાંની જાહોજલાલીની સ્મૃતિ તથા ભવિષ્યની ઉન્નતિના વિચારથી વિમુખ થયા હતા. મધ્ય એશિયાના જે પ્રશસ્ત રાજમાર્ગપરથી ભારતવર્ષ અને ચીન દેશનું વાણિજ્યદ્રવ્ય પશ્ચિમ એશિયા અને યૂરોપમાં આવતું હતું, અત્યારે તે રસ્તો પણ છોડી દેવામાં આવ્યો હતો. જે ભૂખંડ ફળદ્રૂપતાને માટે મશહુર હતો, તે પણ ખેડયા વગરની હાલતમાં પડયો રહીને

છેવટે ખેતીને માટે નિરુપયોગી થઇ પડયો હતો. આખા ઇસ્લામી રાજ્યમાં કારીગીરી અને હુન્નર ઉદ્યોગના જે ઉન્નત્તિ જોવામાં આવતી હતી, તે પણ સદાને માટે આથમી જવા આવી હતી. શહેરોની પાયમાલી અને ખેડૂતોની કત્લ કરવામાં આવતી અથવા બળાત્કારે તેમની મોગલ લશ્કરમાં ભરતી કરવામાં આવી હતી. તુચ્છ નીચ અથવા વિજેતા ચંગિજનો રાજમહેલ બંધાવવા તથા તેના સૌન્દર્યની વૃદ્ધિ કરવા માટે હજારો હજાર કારીગરોને દૂરના દેશોમાંથી મોકલવામાં આવ્યા હતા.

મોગલોના અભ્યુત્થાનેજ હમેશને માટે મધ્ય એશિયાની વિદ્યાચર્ચાના મૂળપર કુઠારાઘાત કર્યો. જોકે ભવિષ્યમાં ઇરાન અને પશ્ચિમ એશિયા એની પહેલાંની સ્થિતિમાં આવી શક્યાં હતાં, પરંતુ બુખારા અને સમરકંદ કોઈ પણ વખતે એની પહેલાંની શિક્ષોન્નત્તિ મેળવવાને સમર્થ થયાં નહોતાં; ઉલટું એ સમયથી ત્યાંના રહેવાસી લોકો વિદ્યાચર્ચાનો પરિત્યાગ કરી ધર્માધર્મની વિચારવિદ્યા અને તત્વજ્ઞાનની ઉન્નત્તિ કરવામાં પ્રવૃત્ત થયા હતા. મધ્ય એશિયા અને ઇરાનને મરુભૂમિમાં પરિણત કર્યા પછી ચંગિજ સ્વદેશ તરફ પાછો ફર્યો. અને ત્યાર પછી થોડી મુદ્દતમાંજ તે ત્યાં મરણને શરણ થયો. ચંગિજના મરણ પછી જલાલુદ્દીન ફરીવાર તેના પિતાના રાજ્યના કેટલાક ભાગનો ઉદ્ધાર કરવાને સમર્થ થયો હતો; પરંતુ તે મોગલોને અટકાવવા માટે લશ્કર ભેગું કરે તે પહેલાં તેમણે ફરીવાર તેના રાજ્યપર ચઢાઇ કરી; એથી તે કુર્દિસ્તાનના પહાડમાં આશ્રય લેવાને લાચાર થયો, પરંતુ દગાબાજીની સાથે તે સ્થળના કોઈ રહેવાસી મારફત તેનું ખુન થયું.

## ખલિફા મુસ્તનસિરનું મૃત્યુ; અને હલાકુદ્વારા બગદાદ મહાનગરીનો ધ્વંસ.

અબ્બાસીવંશની અને મોસ્લેમ સભ્યતાની ભયંકર વિપતિની વેળાયે ખલિફા મુસતનસિર જન્નતનશિન થયા. ( ૧૦ મી જમાદિઉસ્સાનિ, ૬૪૦ હિજરી; ૫ મી ડીસેમ્બર, ઇ. સન ૧૨૪૨ ) તેમનો પુત્ર અબુ અહમદ અબદુલ્લા અલ મુસતાસિમ બિલ્લાહનો ઇલ્કાબ ધારણ કરી બગદાદના પાયતખ્તપર વિરાજમાન થયા. તે દુર્બળચરિત્ર, ચંચળ, અયશઆરામપ્રિય હતા અને તેમના રાજત્વસમયે રાજધાની તથા રાજ્યમાં ભયાનક અંધાધુંધી તથા દુર્ઘટનાઓ પેદા થતી હતી. છેવટે તેમનો અને તેના કુટુંબનો વિનાશ કરવામાં આવ્યો હતો. બગદાદ શહેરમાં હનફી અને હંબલીઓની વચ્ચે અવિશ્રાંત ઝગડો ચાલ્યા કરતો હતો. શિયા અને સુન્ની સંપ્રદાય રાજધાનીના કર્ખ નામના પશ્ચિમ મહોલ્લામાં વસતા હતા. તેઓ પણ

હમેશાં વિવાદમાં રચ્યા પચ્યા રહેતા અને હલકી પંક્તિના લોકો તથા બદમાશ લોકોની સાથે ધનવાન તથા આબરૂદાર સંપ્રદાયનો ભીષણ કલહ ચાલતો હતો. આવા ત્રણ પ્રકારના વિવાદથી ખલિફા મુસતસિમનું જીવન બોજારૂપ થઇ પડયું હતું. તેમણે પોતાના પિતાના લશ્કરને રજા આપીને તેમને વહેવાર તથા ખેતી કરવાની આજ્ઞા કરી. તેમના આ કાર્યદ્વારા પ્રથમ જણાવેલી અંધાધુંધી વધી ગઈ હતી. શિયા અને સુન્નીઓની વચ્ચેના કોઈ એક વિવાદથી વિરક્ત થઇને તેમણે તેના પુત્ર અબુબકર અને તેના સેક્રેટરીને શિયાઓના રહેઠાણ કર્ખ મહોલ્લાને નાબૂદ કરવાનો અને તેને ગુલામીની બેડીમાં નાંખવાનો હુકમ ફરમાવ્યો. તેનો શિયા વઝીર મુયાઇદુદ્દીન મહમ્મદ બિન અલકામી તેમના આ કાર્યથી ઘણોજ દુઃખિત થયો હતો અને કહેવામાં આવે છે કે, તેણેજ મોગલોને બગદાદપર આક્રમણ કરવા માટે બોલાવ્યા હતા. ઇબ્ને ખાલદુન, અબુલફિદા, માક્રિસી અને સયુતી વગેરે સઘળા અરબ-ઇતિહાસવેત્તાઓએ એ વઝીરનું વિશ્વાસઘાતક તરીકે વર્ણન કરેલું છે. મોગલોના સમકાલીન ઇતિહાસલેખક મીરખન્દ અને વાસફ તથા રસિદઉદ્દિને[1] તેનો વિશ્વાસુ કર્મચારી તરીકે ઉલ્લેખ કર્યો છે અને લખ્યું છે કે, એ વઝીર ઇસ્લામ રાજ્યની અનિવાર્ય ધ્વંસમાંથી રક્ષા કરવા માટે ઘણોજ ઉત્કંઠિત હતો, પરંતુ શક્તિહીન ખલિફાના દુર્બલ ચરિત્ર અને ચંચળતાને લીધે તે તેની ઇચ્છાને અમલમાં મૂકવાને સમર્થ થઈ શકયો નહોતો. એ વખતે હલાકુ ઇરાન દેશમાં તેના ભાઇ મંગુખાનના પ્રતિનિધિનું કાર્ય કરતો હતો, તેણે માજેન્દ્રાનના ગુપ્તઘાતકોની હત્યા કરી અને તેમના કિલ્લાઓનો ધ્વંસ કરીને તબ્રિજ ભણી કૂચ કરી હતી અને એ સમયે તેણે નીચે લખેલો ઠરાવ લઇને ખલિફા મુસતસિમની પાસે કેટલાક દૂતો મોકલ્યાઃ—" જ્યારે અમોએ આપની મદદ માગીને કાસદ મોકલાવ્યો હતો, ત્યારે આપે સૈન્યની મદદ કરવાને કબુલ થયેલા હોવા છતાં પણ ખરી જરૂરની વેળાયે એક પણ સિપાહી મોકલાવ્યો નહોતો; હવે અમો અનુરોધ કરીએ છીએ કે, આપ ભવિષ્યને માટે આપનો સ્વભાવ બદલાવજો અને બિનતાબેદારીથી અલગ રહેજો, નહિતો એના વડે આપના રાજ્યનો અને માલ મિલ્કતનો વિનાશ કરવામાં આવશે."

એ સમયે ખલિફા મુસતસિમ બિલ્લાહ ઇસ્લામ રાજ્યના અશુભાકાંક્ષી વઝીરોની બદ સલાહથી અવળે માર્ગે ચાલતા હતા અને બગદાદનગરી પણ અંદરખાનાના કલહથી શક્તિહીન થઈ પડી હતી. આવી સ્થિતિમાં આવી પડવા છતાં પણ ખલિફાએ પ્રતાપશાળી મોગલરાજના પ્રસ્તાવમાં સમ્મત ન

---

૧ તેનો લખેલો જમાઉત તવારિખ નામનો ગ્રંથ જુઓ.

થતાં ગર્વપૂર્ણ ઉત્તર આપ્યો અને રાજધાનીના ઇતર લોકોએ આવેલા મોગલ દૂતોને અપમાનિત કર્યા. આથી ધર્મના જ્ઞાન વગરના મોગલો ઘણાજ ગુસ્સે થયા અને હલાકુ સૈન્ય સહિત અબ્બાસી ખલિફાઓની રાજધાની તરફ આગળ વધ્યો. ( રબીઉલ અવ્વલ ૫૫૫ હિજરી ) એ સૈન્યની સંખ્યા એટલી બધી અધિક હતી કે, તે બગદાદ નગરીને સંપૂર્ણ રીતે ઘેરી લેવાને સમર્થ હતી. મોગલોના બગદાદની સીમામાં આવતાં પહેલાંજ ખલિફાના લશ્કરે તેમને અટકાવવાની કોશિશ કરી; પરંતુ સલાહકારોની ફાટફૂટને લીધે તેઓ પહેલીવાર શોચનીય રીતે હારી ગયા અને બીજીવાર દુશ્મનોની તીખી તલ્વારથી તેમના લશ્કરના અનેક જીવોનો નાશ થયો. હવે મોગલોએ બગદાદપર ઘેરો ઘાલવાનો ઇરાદો કરી તેમણે શહેરમાં મોટા પત્થર તથા અગ્નિ નાખવાના ઇરાદાથી તેના બહારના ભાગની ઉંચી જગાઓ કિલ્લાઓ અને ઇમારતોપર અનેક પત્થર ફેંકનારી કળો સ્થાપન કરી અને એની સહાયતાથી તેઓ દીવાલ ભાંગીને ઇમારતોમાં આગ લગાડવાને સમર્થ થયા. ચાળીસ દિવસ બંધનમાં રહ્યા પછી ચંચળ ખલિફાએ અસભ્ય મોગલોની પાસે આત્મસમર્પણ સંબંધી વાતચીત કરવાની શરૂઆત કરી, પરંતુ તેમણે એ પ્રસ્તાવને પાછો ફેરવ્યો. ત્યાર પછી હલાકુ ખલિફાના મુખ્ય મુખ્ય કર્મચારીઓને તરેહ તરેહની લાલચોથી લલચાવીને પોતાની છાવણીમાં લઇ ગયો અને સાધારણ છળ કરીને તેમની તેમના સોબતીઓ તથા નોકરો સાથે કત્લ કરાવી નાખી. એથી ખલિફા મુસતસિમ નિઃસહાય અવસ્થામાં આવી પડયા. છેવટે તે પોતાના નગરવાસીઓના જીવની રક્ષા માટે શરણે જવાનો પ્રસ્તાવ કરવાને પ્રલુબ્ધ થયા. ખલિફા પોતાના ભાઇ, બે પુત્રો અને કાઝી, શેખ, ઇમામ તથા બીજા આબરૂદાર માણસો અને લગભગ ત્રીસ હજાર અનુચરો સાથે મોગલોની છાવણીમાં ગયા; પરંતુ ફકત ખલિફા, તેમના ભાઇ, બે પુત્રો અને અનુચર વર્ગમાંથી ફકત ત્રણ જણને છાવણીમાં દાખલ થવાની પરવાનગી મળી. એ અસભ્ય મોગલ સેનાપતિએ તેની બદદાનતને છુપાવી રાખી તેમને બહારનાં મધુર વચનોથી ફોસલાવી મિત્રભાવે સત્કાર કર્યો. ત્યાર પછી તેણે ખલિફાને અનુરોધ કર્યો કે, તે ( ખલિફા ) શહેરના તમામ રહેવાશીઓને તેમનાં હથિયાર છોડી દરવાજાપર એકઠા થવાની આજ્ઞા કરે; કારણકે ત્યાં તેમની ગણતરી કરવામાં આવશે. ખલિફાના હુકમથી રાજધાનીમાંથી હથિયાર વગરના રહેવાસીઓ બહાર નીકળતાંજ તેમને તરતજ કેદ કરવામાં આવ્યાં, બીજે દિવસે સવારમાં સૂર્યોદય સમયે હલાકુએ બગદાદ શહેર લૂંટવાની અને એના રહેવાસીઓની કત્લ કરવાની આજ્ઞા બહાર પાડી.

મશહુર લેખક ગિબન સાહેબની કરેલ લેખિનીજ બગદાદ શહેરના મહા-વિનાશની કથાનું વર્ણન કરવાને સમર્થ છે:—

" સ્ત્રીઓ અને બાળક બાળિકાઓએ હાથમાં કુરાન લઇ ઘરમાંથી બહાર નીકળી આશ્રય માગ્યો હતો, તેમ છતાં તેઓ પણ અધમોની તલવારના સપાટામાંથી બચી શક્યાં નહોતાં. જે સઘળી આબરૂદાર જનાનખાનાની મહિલાઓ જિન્દગી સુધી ઘણીજ કાળજીની સાથે લાલિત પાલિત થઇ હતી અને જેમણે લોકોનાં મ્હોં પણ જોયાં નહોતાં, તેમને ખુલ્લા રસ્તાપર બળાત્કારે બહાર લાવીને તેમના ઉપર પાશવિક અત્યાચાર કરવામાં આવ્યો હતો. પહેલાંના ખલિફાઓએ સદીઓની સદીઓ થયાં કઠોર પરિશ્રમ અને યત્ન કરીને જે સમસ્ત અજાયબ કારીગીરી અને દુષ્પ્રાપ્ય ગ્રંથો વગેરેનો સંગ્રહ કર્યો હતો, તે સર્વ પ્રાચીન ઇરાની સભ્યતાનાં ચિન્હ સહિત થોડાક કલાકની અંદર ધ્વંસ પ્રાપ્ત થયું. શહેરના રસ્તાઓપર ત્રણ દિવસ સુધી લોહીની નીકો ચાલી હતી અને એને લીધે ટાઇગ્રિસ નદીના જળે એક માઇલ સુધી લાલ રંગ ધારણ કરી લીધો હતો. લૂંટફાટ, ખૂનરેજી, કત્લ, અને જાલિમ પણાની ભયાનક રાત્રિ ૭ અઠવાડિયા સુધી વર્ત્તમાન હતી. રાજમહેલ, મસ્જિદો અને કબ્રસ્તાનો આગ લાગવાથી ભસ્મીભૂત થયાં હતાં અથવા તેમના ગુંબજો પરનું સોનું મેળવવા માટે એને જમીનદોસ્ત કરવામાં આવ્યા હતા. ઇસ્પિતાલના રોગીઓ, કોલેજના વિદ્યાર્થીઓ અને શિક્ષકો આદિ સર્વ તલ્વારની ધારથી કપાઇ ગયા હતા. શેખ અને ધાર્મિક ઇમામોનાં મુડદાંઓને બહાર કાઢી તથા વિદ્યાલયોમાંથી મુખ્ય મુખ્ય મશહુર પંડિતોના અમૂલ્ય ગ્રંથો બહાર લાવી તેમાં આગ લગાડી બાળીને રાખખાક કરી નાખવામાં આવ્યા હતાં. પુસ્તકોને અગ્નિમાં અથવા જે સ્થળે ટાઇગ્રિસ નદી નજીક હતી એ સ્થળે નદીના જળમાં ફેંકી દેવામાં આવ્યાં હતાં, આવી રીતે પાંચસો સદીનું સંગ્રહિત કરેલું ધન, રત્ન, જ્ઞાન, સભ્યતા, શિલ્પ અને ઇસ્લામ જગતના ગૌરવ મુકુટ મુખ્ય મુખ્ય માણસો સંપૂર્ણ રીતે નાબૂદ થયાં. નગરવાસીઓના મહા સંહારના પાંચમા દિવસે ખલિફા મુસતાયાસિમ તેના પુત્રો અને કુટુંબના મુખ્ય મુખ્ય માણસો સાથે માર્યા ગયા. ( ૨૦ મી મોહરમ, ૬૫૬ હિજરી; ૨૭ જાન્યુઆરી ઇ. સ. ૧૨૫૮ ) અબ્બાસી વંશના કેટલાક અપ્રસિદ્ધ રાજકુમારો આ મહા વિનાશમાંથી બચી ગયા હતા. વિદ્યા અને જ્ઞાન વિજ્ઞાનની કેન્દ્રભૂમિ તથા ઇસ્લામ જગતનાં ચક્ષુ અને મુકુટ સ્વરૂપ મહાનગરી બગદાદ સદાને માટે ધ્વંસ પ્રાપ્ત થઈ હતી. મોગલ લોકોના બગદાદપર ચઢી આવતાં પહેલાં એમાં વીસ લાખથી વિશેષ લોકોની વસતિ હતી; ઇતિહાસ-

કાર ઇબ્ને ખાલદુનના મત પ્રમાણે છ અઠવાડિયાની શોચનીય ખૂનરેજીથી એનાં સોળ લાખ માણસોના જીવનના દીવા હોલવાઈ ગયા. મહાનગરી બગદાદના ધ્વંસ પછી જાણે રાત્રિની ગંભીર નિસ્તબ્ધતા પશ્ચિમ એશિયામાં વિરાજતી હોયની! એવો ભાસ થતો હતો. અગણિત અધમ અને મૂર્તિપૂજક મોગલોએ તેરમી સદીના મધ્ય ભાગમાં ઇસ્લામ રાજ્યપર તૂટી પડીને જેવી રીતે એના અધિવાસીઓની હત્યા કરી હતી તથા એનો ધ્વંસ કર્યો હતો, તે અરબી અને ફારસી ભાષાના ગ્રંથકારોએ હૃદયવિદારક શોક સંગીતમાં લખ્યું છે.[૧] મનુષ્યજીવનનો ભીષણ વિનાશ, માનસિક ઉન્નતિનો ધ્વંસ અથવા મોગલોની રૂંવરૂંવા ઉભાં કરનારી હત્યા અને જાલિમ અત્યાચારથી ત્રસ્ત ધર્માંધ માણસો સિવાય બીજું કોઈ પણ આંખના આંસૂ રોકી શકે તેમ નથી. ઇતિહાસકાર ઇબ્ને અલ–અશિરે લખ્યું છે કેઃ–આખી દુનિયાપર અને ખાસ કરીને ઇસ્લામી સલ્તનતપર જેટલી જાતની આફતો આવી પડી હતી, તેમાં મોગલોના હુમલા સહુથી મોટી આફતરૂપ ગણાતા હતા અને એ હુમલાઓ એક પ્રકારના ભયંકર દંડરૂપ હતા; કારણકે પાછળના વખતમાં પણ એવા ભયાનક બનાવો બન્યા નહોતા. જો કોઇ વ્યક્તિ કહે કે, સૃષ્ટિકાળથી અત્યાર સુધી પૃથ્વીમાં આવી રીતે દુર્દશા પ્રાપ્ત થઇ નથી તો તે વ્યક્તિની ઉક્તિ સત્ય તરીકે પ્રમાણિત થશે; કારણકે જગતના ઇતિહાસમાં એવાં કરુણ દશ્યના બનાવો લખેલા જોવામાં આવતા નથી.

ઇતિહાસકાર લનિંદે કહ્યું છે કે;–" મોગલોના અભ્યુદયરૂપ દુઃખની તુલનામાં બીજાં બધાં દુઃખ તુચ્છ તરીકે ગણવામાં આવ્યાં છે. "

જહાનકોષા નામના ગ્રંથનો લેખક જ્યુવાઇની એ સમયે ચેંગિજખાંના કાર્યમાં નિયુક્ત હતો, તેણે લખ્યું છે કેઃ–મોગલોના જે બળવાઓએ દુનિયાની ક્રમિક સભ્યતા અને ઉન્નતિની અવનતિ સાધિત કરી છે; તેણે સમગ્ર ભૂમંડળનો અને તેમાંયે ખાસ કરીને ખુરાસન મુલ્કની વિદ્યા અને વિદ્વાન મંડળીનો ધ્વંસ કર્યો છે; કારણકે એ પ્રદેશ જ્ઞાનની કેન્દ્રભૂમિ અને વિદ્વત્‌સમાજનું મુકરર કરેલું સંમિલન સ્થાન હતો. પંડિતમંડળી સદાને માટે મોગલોની તલ્વારના મુખમાં પડી વિનાશ પામી હતી. એ સમય જ્ઞાન ધર્મના દુષ્કાળ તરીકે ઓળખાયો હતો. "

મહાનગરી બગદાદનો ધ્વંસ થયા પછી અસંખ્ય મોગલો યુફ્રેટીસ નદી

---

૧ મોગલો દ્વારા બગદાદનો ધ્વંસ થયો તે સમયે મસલેહુદ્દીન શેખ સાદિ ત્યાં વિદ્યાધ્યયન કરતા હતા. તેઓએ ફારસી ભાષામાં બગદાદના મહા વિનાશ સંબંધી એક શોક સંગિત ( મરસિયા ) રચ્યું છે. ( અનુવાદક. )

ઓળંગીને મેસોપોટેમિયામાં દાખલ થયા અને જે સ્થળે તેઓ ગયા હતા, એ સ્થળે લૂંટફાટ અને ખૂનરેજી તેમનાં મુખ્ય કર્તવ્ય કાર્યરૂપ થઇ પડયાં હતાં. ઇદિસા, હારાન અને નાસિબિનના રહેવાસી લોકો તલ્વાર વડે કપાઇ મુઆં. આલેપ્પો શહેરમાં પચાસ હજાર લોકોની કત્લ થઇ અને દશ હજાર બાળક બાળિકાઓને ગુલામ તરીકે વેચવામાં આવી. હારાનવાસીઓ એવી શર્તે શરણે થયા કે, એ શહેરની રક્ષા કરવી પડશે; પરંતુ અધમ મોગલોએ તેમની કબૂલાતનો ભંગ કરીને ગોદમાંના બાળકોની પણ કત્લ ચલાવી હતી. ( ૯ મી સફર, ૬૫૮ હિજરી; ૨૫ મી જાન્યુઆરી, ઇ. સન ૧૨૬૦ ) મોગલોએ આવી રીતે પશ્ચિમ તરફ આગળ વધીને પ્રત્યેક સ્થાનનો વિનાશ સાધન કર્યો હતો, ખાસ કરીને એ સમયે મુસલમાનો એકતાના સૂત્રમાં બંધાયલા ન હોવાથી તેઓને તેમનો ઉદ્દેશ સાધવાનો વધારે સુયોગ પ્રાપ્ત થયો હતો. છેવટે તેઓ પેલેસ્ટાઇન પ્રદેશની અંદરના નાજારેથ નગરની નજીકના આઇન જાલૂત નામક સ્થાને સુલ્તાન બેઇબાર મારફત શોચનીયરૂપે પરાજિત થયા અને તેમનાં માણસો મોટી સંખ્યામાં માર્યાં ગયાં. ( ૧૫ મી રમજાન, ૬૫૮ હિજરી; ઇ. સ. ૧૨૬૦ ) એ સમયે આઇબેકના પુત્રને સૈફુદ્દીન કોતાજ નામના તેના એક સેનાપતિએ પાયતખ્તપરથી ઉઠાડીને રાજપદ ગ્રહણ કર્યું. આઇન જુલાતના યુદ્ધ પછી ઘણીજ થોડી મુદ્દતમાં કોતાજ મરણવશ થવાથી સુલ્તાન બેઇબાર અલમાલિક અજ્જાહિરનો ખિતાબ ધારણ કરીને પાયતખ્તપર વિરાજમાન થયો. ( અકટોબર, ૧૨૬૦ ખ્રિસ્તાબ્દ ) સુન્ની સમ્પ્રદાયે બે વરસ સૂધી એક ધર્મજગતના નેતાનો અત્યંત અભાવ અનુભવ્યો હતો. તવારિખવેત્તા સયુતીએ આ અભાવને માટે વિશેષ દુઃખ પ્રકટ કરેલું છે.[1] સુલ્તાન બેઇબારે એક ખલિફાના પુનરાધિષ્ઠાનનો અભાવ અનુભવીને અહમદ ( અબુલ કાસિમ ) નામના એક અબ્બાસી વંશના કુમારને સત્કારસહિત કાયરો શહેરમાં બોલાવ્યો. એ કુમાર બગદાદના ધ્વંસ સમયે ખૂનરેજીમાંથી બચી ગયો હતો.

આ અબ્બાસી વંશનો કુમાર કાયરો શહેરના મહોલ્લામાં હાજર થવાથી, સુલ્તાન બેઇબારે રાજકર્મચારીઓ અને કાઝીઓ સાથે તેને સારો આવકાર આપ્યો. મુખ્ય કાઝીજીની સ્હામે તેના વંશનો પરિચય પ્રમાણિત થવાથી તેને અલ-મુસતનસિર બિલ્લાહનો ઇલ્કાબ આપીને પાયતખ્તપર બેસાડવામાં આવ્યો.

---

૧ સયુતિએ લખ્યું છે કેઃ—આવી રીતે દુનિયાને ખલિફાશૂન્ય કરીને ૬૩૫ હિજરીએ શરૂઆત કરી હતી. અહા ! ૬૫૮ હિજરીમાં ઇસ્લામ જગત ખલિફા શૂન્ય હતું !

પ્રથમ સુલ્તાને, ત્યાર પછી મુખ્ય કાઝી તાજુદ્દીને ત્યાર પછી મુખ્ય મુખ્ય શેખોએ અને ત્યાર પછી આબરૂદાર માણસોએ તેમની પદવીની મર્યાદા મૂજબ નવા ખલિફાની પાસે તાબેદારીના સોગંદ લીધા. આ બનાવ ૬૫૯ હિજરીની ૧૩ મી રજબ તારીખે ( ૧૨ મી મે, ઇ. સ. ૧૨૬૦ ) બન્યો હતો, અને એ તારીખથી નવા ખલિફાનું નામ મોહોરોપર કોતરવામાં આવ્યું તથા ખુતબા પણ તેના નામથીજ પઢાવા લાગ્યા. આ પછીના શુક્રવારે ( ૧૭ મી રજબ ) ખલિફા કાળા રંગનો પોશાક પહેરી શોભાયાત્રા કરી અશ્વપર બેસી મસ્જિદમાં હાજર થયા અને ત્યાં આવસ્યકીય ધર્મનું ભાષણ આપ્યું. આવી રીતે ખલિફા પોતાની પદવીપર આવવાથી તેમણે સુલ્તાનને સન્માન સૂચક રાજપોશાક અને ઉપાધિપત્ર પ્રદાન કર્યો. કાયદાસર સત્તા મેળવવા માટે ચૂસ્ત માણસોની પાસે આ ઉપાધિ અને પોશાક વહેંચવાનું કાર્ય ઘણુંજ જરૂરનું ગણાતું હતું.

આવી રીતે વીરવર સુલ્તાન બેઇબારની શુભ ચેષ્ટાથી કાયરો નગરીમાં અબ્બાસી વંશના ખલિફાના પુનરાધિષ્ઠાનનું કાર્ય પૂરૂં થયું. આ સમયથી કાયરો નગરીના ખલિફાઓ કેવળ ધર્મ જગતના નેતા તરીકે ઓળખાતા હતા. સોળમી સદીમાં મહાન ઉસમાનલિ વિજેતા સુલ્તાન સલિમે કાયરોના અબ્બાસી ખલિફા વંશના છેલ્લા ખલિફા અલ-મુતવક્કિલ અલાઇલ્લાહની પાસેથી એક ખલિફાની સનંદ પ્રાપ્ત કરી; એ સમયે ઉસમાનલિ રાજાઓએ ખલિફાનો ઇલ્કાબ ગ્રહણ કર્યો અને સુન્ની સંપ્રદાયના ઘણાંખરાં માણસોએ તેમને ઇસ્લામી આલમના ખરા ખલિફા તરીકે કબૂલ કર્યા.



# પ્રકરણ ૧૦ મું.



## અબ્બાસી ખલિફાઓની શાસનનીતિ.



ઉમૈયા વંશના ખલિફા અબ્દુલ મલિકના તાબાના હાકેમ હજ્જાજના અમલથી આરંભ કરીને એ વંશના છેલ્લા ખલિફા મરવાનના શાસનકાળ સૂધીના સમયમાં સિરિયા દેશના આરબોએ કેવી રીતે રાજ્યનાં ઉચ્ચપદો એકછત્ર કરી લીધાં હતાં અને કેવા પરિશ્રમની સાથે તેઓ જૂદા સંપ્રદાયમાં જોડાયલાં માણસોને મેળવી શક્યા હતાં તથા સન્માનજનક પદવીથી તેમને વંચિત રાખી શક્યા હતા, તે આ પહેલાંજ આ પુસ્તકના પહેલા વિભાગમાં વર્ણવવામાં આવ્યું છે, તો પણ કેવળ ખલિફા બીજા ઉમરના શાસન કાળમાં એ નીતિનું કિંચિત પરિવર્ત્તન થયેલું જોવામાં આવ્યું હતું. જ્યાં સુધી સાધારણ પ્રજામંડળી શક્તિશાળી થઇ નહોતી, ત્યાં સુધી મજબૂત પાયાપર સ્થાપેલી એ સ્વાર્થપરાયણ રાજ-નીતિએ સફળતા મેળવી હતી. જે રાષ્ટ્રવિપ્લવદ્વારા રાજકીય શક્તિ ઉમૈયા વંશીઓની પાસેથી અબ્બાસી વંશવાળાઓને હસ્તક થઇ હતી, તેના દ્વારાજ એ સ્વાર્થી એકચ્છત્ર રાજનીતિનો ઉચ્છેદ સાધિત થયો હતો. એ સમયથી અરબ સિવાય બીજા સંપ્રદાયવાળાં માણસો પણ સુબૃહત્ અને સુસભ્ય ઇસ્લામ સલ્તનતની તેમણે સાધારણ પ્રજા રૂપે પરિગણિત થયા હતા, અને તેમણે ઇસ્લામ ધર્મના અનુયાયીઓની પેઠે અધિકાર પ્રાપ્ત કર્યો હતો તથા ઉંચી રાજપદવીઓપર નિમાઇને અરબોની સાથે સરખો અધિકાર ભોગવ્યો હતો. પ્રાચીન અથવા વર્તમાન સમયમાં એના કરતાં વધારે રાષ્ટ્રવિપ્લવ ( રાજ્યનો બળવો ) કદા-ચિત્ કોઇએજ દૃષ્ટિગોચર કર્યો હશે.

એનાવડે માનવીય સમાનતા અને ભ્રાતૃત્વ ઉત્પન્ન થઇને પ્રજાતંત્ર શાસનપ્રણાલીની સૂચના થઇ હતી અને એ કારણવશાત્ ભવિષ્યકાળમાં અબ્બાસી ખલિફાઓ પાર્થિવ સત્તાશૂન્ય હોવા છતાં પણ ઘણીજ અજાયબ જીવનશક્તિ મેળવીને ધર્મ જગતમાં પ્રાધાન્ય અક્ષુણ્ણ રાખવાને સમર્થ થયા હતા. શરૂઆતના અબ્બાસી ખલિફાઓમાં સામ્યનીતિ દાખલ થવાથી તેઓ એવા એક રાજ્યની દીવાલ સ્થાપવાને સમર્થ થયા હતા કે, તેઓ

હરિફ વગરના થઇ ૫૦૦ સો વરસ સુધી જાહોજલાલીની સાથે વિદ્યમાન હતા અને અસંખ્ય મોગલોના તેમના રાજ્યપર ચઢીઆવતાં પહેલાં અમુક વખતે તેમની એ શક્તિનું પતન થયું હતું.

ખલિફા કેવળ પાર્થિવ ( દુનિયાની ) સત્તાવાળા નહોતા; તેઓ ઇસ્લામ ધર્મ જગત્ અને પ્રજાતંત્ર બન્નેના નેતા હતા, એથી ધર્મ વિભાગના એક માત્ર પ્રતિનિધિ તરીકે ગણાતા હતા. જે સમયે અબ્બાસી વંશના શક્તિહીન ખલિફાઓ વઝીરોના હાથમાં પૂતળીની પેઠે નચાવતા હતા, હજી પણ તમામ લોકો તેમના તરફ જેવું સન્માન બતાવતા અને તેઓ જેવા આડંબરની સાથે સભાસદ વર્ગ વડે વિંટળાઇ રહેતા; તેના દ્વારા ખલિફા મનસુરની અસામાન્ય પ્રતિભાનો પરિચય મળી આવે છે, તેણેજ ( મનસુર ) પ્રથમ નિયમ કર્યો કે ખલિફાજ વિશાળ સુન્ની સમાજના એક માત્ર ઇમામ ( આચાર્ય ) અથવા નેતા છે.

### વારસ ઠરાવવાનો રિવાજ

ઉમ્મૈયા ખલિફાઓના શાસનકાળમાં ખલિફાઓ પોતેજ પોતાના રાજત્વ-કાળમાં ઘણું કરીને તેમની પછીના વારસ ઠરાવતા. એ સમયે કાઝી, સેનાપતિઓ અને તેમના તાબાના ઇન્સાફ તથા સૈનિક વિભાગના બીજા કેટલાક કર્મચારીઓ વગેરે રાજ્યનાં મુખ્ય મુખ્ય તમામ માણસોને ભવિષ્યના ખલિફા પાસે તાબેદારીના શપથ ગ્રહણ કરવા માટે બોલાવવામાં આવતા. એને બિયાત રિવાજ કહેવામાં આવતો. જે વ્યક્તિ તાબેદારીના શપથ ગ્રહણ કરતી, તે ભાવી ખલિફાના હાથમાં હાથ આપી એવા આશયથી શપથ લેતી કે, તે રાજભક્ત અને વફાદાર રહેશે; રાજ્યના ઉંચી પદવીવાળા કર્મચારીઓ અને અનુચરજનો પોતે તાબેદારીના સોગંદ લેતા, તેઓ બીજી વ્યક્તિઓના પ્રતિ-નિધિ તરીકે આવતા. નવા ખલિફાની શક્તિને મજબૂત કરવા માટે પહે-લાંના ખલિફાના મરણ પછી ફરીવાર બિયાતનો રિવાજ અમલમાં મૂકાતો. એ બિયાત ગ્રહણ કરવાના ઉત્સવ વખતે સ્પેન દેશના ઉમ્મૈયા ખલિફાઓના શાસનકાળમાં કોર્ડોવા મહાનગરીમાં જે ઉત્સવક્રિયા પૂરી થતી, તે સંબં-ધમાં ત્યાંના ઐતિહાસિક મેકરીએ એક વિચિત્ર વર્ણન કરેલું છે અને એ ઉત્સવના ઘણાંખરાં કામોમાં બગદાદના રાજદરબારની રીતિનીતિ પાળવામાં આવતી. ખુદ ખલિફા તાજ નામના ગિલેટ કરેલા તંબૂની નીચે સિંહાસ-નપર બેસતા અને જે સઘળાં માણસો પ્રતિનિધિનો અધિકાર મેળવીને આવતાં તેઓ તથા રાજ્યના અમલદારો નજીકનાં સઘળાં આસનોપર બેસતા. રાજકુ-મારો—શાહજાદાઓ મારફત અભિષેકની ક્રિયા શરૂ થતી. તેઓ પ્રથમ પાય-

તેમની પાસે જઇ અભિષેક ક્રિયાના નિયમાદિ વાંચતા, ત્યાર પછી તેઓ તે નિયમાનુસાર તાબેદારીના સોગંદ લેવાથી વઝીર અને તેમના પુત્રો, અંગરક્ષક સિપાહીઓ અને ખલિફાના અનુચરો વશ્યતાના સપથ ગ્રહણ કરતા. આ કાર્ય પછી ખલિફાના ભાઇઓનું મંડળ, વઝીર અને અનુચરવર્ગ પાયતખ્તની દરેક બાજૂએ ઘેરાઇને બેસતા અને રાજગૃહાધ્યક્ષ એ વિશાળ દીવાનખાનાના એક છેડાપર ઉભો રહીને પ્રવેશ માર્ગમાં પ્રત્યેક વ્યક્તિની વશ્યતાના શપથ ગ્રહણ કરતો.

## ખલિફાની પદવી

નિમેલા ખલિફાની પાસે સોગંદ લેવાનું કાર્ય પવિત્ર ધર્મોત્સવમાં ગણાતું હતું અને એ કાર્યદ્વારા ખલિફાની ખાનગી પવિત્રતા વૃદ્ધિ પામતી હતી. અમો ચાલૂ વૈજ્ઞાનિક યુગમાં જુદી અવસ્થામાં રહેવાથી એ વિષયને બહુ થોડો ઉપલબ્ધિ કરી શકવાને સમર્થ છીએ. જે વખતે એ નવા ઠરાવેલા ખલિફાના નામે પવિત્ર મક્કા અને મદિના નગરીની મસ્જિદમાં ખુતબા પઢવામાં આવતા, તે સમયે એ ખાનગી પવિત્રતાની શક્તિ વૃદ્ધિ પામતી અને તે સર્વ જનોના સમ્મતિસૂચક તરીકે ગણાતા. એ કાર્ય નીચે લખેલી યૂરોપિયન કહેવતની સાથે સરખાવી શકાય તેમ છે:—

" તમામ લોકોનો અભિમત એજ ખુદાનો અભિમત છે. " બિયાતના ધર્મોત્સવનું કાર્ય નીચે લખેલા આશયથી સંપાદિત થતું:—" જે સઘળા ધર્મવિધિ અને નિયમો દ્વારા સાધારણ મુસલમાન સમાજ ચાલતો, એ સઘળા ખુદાની પવિત્ર વાણી દ્વારા બંધાયલા હતા અને એજ ખરી રીતે ઇજમાઉલ ઉમ્મત અથવા સાધારણ જનોની સમ્મતિ " જણાવનારો વિધિ હતો. આવી રીતે જે સમયે જન સાધારણ સર્વ જનોની સમ્મતિ પ્રમાણે અથવા ઘણાખરાની સમ્મતિ પ્રમાણે ઇસ્લામી મઝહબી આલમનો અને મુસલમાન સમ્પ્રદાયનો નેતા ઠરાવતા, ત્યારેજ મઝહબી દુનિયામાં એ વ્યક્તિની સત્તા સ્વર્ગીય અનુમોદનમાં ગણાતી હતી, એથી તે ઇસ્લામી સલ્તનતની હકુમત ચલાવવાનો ખરો અધિકાર અને પ્રતિનિધિ નિમવાની સત્તા મેળવી શકતો અને એ પ્રતિનિધિઓ તેના હુકમ મૂજબ હકુમત ચલાવતા, ઇન્સાફ કરતા અને બંદગીમાં ઇમામનું કામ કરી શકતા. ખલિફાઓની નીમણુંક સાથે આવી રીતનો ધર્મ સંયોગ હતો, એથી ખલિફાઓ તેમની પાર્થિવ સત્તાથી દૂર થયા પછી પણ ઘણા વખત સુધી ગિજનવીના સુલ્તાન મહમ્મુદના જેવા દેશવિજેતા અને સેનાપતિઓ સુદ્ધાં તેમની પાસે પોતાની સત્તાને પવિત્ર અને અનુમોદિત કરી લેતા. ખલિફાના અનુમોદનથી તેઓ ન્યાયી શાસનકર્ત્તા તરીકે

ગણાતા અને ત્યારથી તેમને ખલિફાનાં નક્કી કરેલા નિયમો મૂજબ શાસન-કાર્ય ચલાવવાં પડતાં. તેમની વિરુદ્ધમાં કોઇ બળવાની પતાકા ફરકાવે તો તે ખલિફાદ્વારા અન્યાય અને અધર્મ તરીકે જાહિર થતું. આવી રીતે અનુમોદન-રૂપ નિયોગ (નિમણુક)ને વખતે તેમને ઉપાધિપત્ર અને સન્માનસૂચક એક પ્રકારનો રેશમી પોશાક આપવામાં આવતો; પરંતુ એ રેશમી પોશાકની જગ્યાએ ઘણેખરે ઠેકાણે મણિમુક્તાજડિત પાઘડી, તલ્વાર અને પતાકા ( ધ્વજા ) આપવાનો રિવાજ હતો.

## શાસનનીતિ.

બગદાદના ખલિફાઓના પતન પછી તેમની શાસનનીતિ સંપૂર્ણ રીતે અથવા થોડા ઘણા પરિવર્તિત આકારે પાછલા સમયમાં જૂદા જૂદા સ્વાધીન મુસલમાન રાજાઓ દ્વારા અનુસૃત થઇ હતી. અબ્બાસી વંશના પ્રતિભાશાળી ખલિફા મનસુરે પ્રથમ પહેલાં એ શાસનનીતિનું પ્રવર્ત્તન કર્યું હતું. ઉમ્મૈયા ખલિફાઓના શાસનકાળમાં તેમની શાસનનીતિ સંપૂર્ણ સ્વેચ્છાચારભરેલી હતી; ફક્ત થોડાક અરબ, વિદ્વાન અને ધાર્મિક માણસો પવિત્ર કુરાનની ઉક્તિ અને મશહુર કવિઓની કવિતાની સહાયતાથી એ શાસનનીતિનું પરિવર્તન કરવાને સમર્થ થયા હતા. જોકે જૂદા જૂદા વિભાગના મંત્રિઓ અને રાજકુટુંબનાં મુખ્ય મુખ્ય માણસો દ્વારા સતાહીન મંત્રિસભા બંધાયલી હતી, તો પણ અબ્બાસી વંશના પહેલા પાંચ ખલિફાના શાસનકાળમાં પણ તેમની શાસનનીતિ સંપૂર્ણ અથવા થોડી ઘણી સ્વેચ્છાચારવાળી હતી. ખલિફાજ સમસ્ત શક્તિના મૂળરૂપ હતા, અને તેમની પાસેથી શાસન સંબંધી સઘળા હુકમો બહાર પડતા; જાહિર થતા. વઝીરજ ખરી રીતે ખલિફાનો સહકારી હતો, તે ખલિફાના પ્રતિનિધિ તરીકે સંપૂર્ણ સત્તા ચલાવતો. તે રાજ્યના કર્મચારીઓને નીમી શકતો તથા નોકરીમાંથી કમી પણ કરી શકતો, તે કર નક્કી કરતો, વસુલ કરતો અને ખર્ચ પણ કરી શકતો. રાજકીય પત્રો લાવવા મોકલવાનો વિભાગ તેના હાથમાં હતો. શરૂઆતના અબ્બાસી ખલિફાઓના અમલમાં વઝીરોની આવી સત્તા હતી. ખલિફાના પ્રતિનિધિ તરીકે વઝીર તમામ કાર્ય પૂર્ણ કરતો. ખલિફાને સલાહ આપવા અને તેને અનેક કાર્યોમાં મદદ કરવા સિવાય શાસન અને સૈનિક વિભાગનું કાર્ય પણ તેના હાથમાં રહેતું. તેઓ ખલિફાદ્વારા શક્તિ સંપન્ન થઇને તેમનું ફરમાવેલું કામ અમલમાં મૂકતા, તામિલ કરતા, પાછળના જમાનામાં જોવામાં આવ્યું હતું કે એક વઝીરદ્વારા તમામ રાજકાર્ય પૂરાં થવાં અસંભવિત હોવાથી જૂદા જૂદા વિભાગનાં કાર્ય પૂરાં કરવા માટે મુખ્ય

વઝીરનાં તાબાતળે કેટલાક મુખ્ય કર્મચારી નીમવાની જરૂર થઈ પડી હતી. મહાન ખલિફા મામુનના અમલમાં સ્વેચ્છાચારી શાસનનીતિને બદલે નિયમ તંત્ર શાસનપદ્ધતિ બાંધવામાં આવી હતી. તેના અમલમાં ઇસ્લામ સલ્તનતના તાબાના પ્રત્યેક સમ્પ્રદાયના પ્રતિનિધિ લઇને સહુથી પ્રથમ એક નિયમિત મંત્રણા સભાની સૃષ્ટિ થઇ એ પ્રતિનિધીઓને પોતપોતાનો સ્વતંત્ર મત પ્રકટ કરવાની સંપૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત થતી અને તેમના તર્કવિતર્કમાં તેઓને કદાપિ કાંઇ પણ મુશીબત ભોગવવી પડતી નહોતી. પાછળના જમાનામાં જ્યારે ખલિફાઓ પાર્થિવ સત્તા શૂન્ય થઇને કેવળ ઇસ્લામ ધર્મ જગતના નેતા તરીકે અધિષ્ઠિત હતા, ત્યારે પ્રથમ જણાવેલી મંત્રણા સભાને ઇસ્લામ ધર્મ અને વ્યવસ્થા શાસ્ત્ર જાણનારા પંડિતોની સભામાં ગણવામાં આવી હતી; પરંતુ બુઇદ, સામાનિ સેલજુક અને અયુબ વંશના રાજાઓની દરેક રાજાની મંત્રણ સભા હતી તથા તેમાં પૂર્ણ અથવા આંશિકરૂપે રાજયના પ્રતિનિધિઓ ભાગ લેતા. રાજકાર્ય સંપાદન કરવા માટે સુલ્તાન સલ્લાહુદ્દીન અથવા તેના વઝીર અલકાઝીફિલ ફાઝિલના સભાપતિપણા તળે તેની મંત્રણા સભાની રિવાજ મૂજબ બેઠક બેસતી અને લડાઇને વખતે પણ તેને તે મંત્રણા સભાની સલાહ મૂજબ કાર્ય કરતો જોવામાં આવ્યો હતો.[1]

કમનસીબ ખલિફા આમિન સિવાય અબ્બાસી વંશના પહેલા આઠ ખલિફા અસાધારણ પ્રતિભાશાળી પુરુષો હતા અને તેઓ ઇંગ્લાંડના ટયુડર રાજાઓની[2] પેઠે દૃઢ હસ્તે રાજ્યનું શાસન ચલાવવાને સમર્થ થયા હતા. તેઓ કોઇ શાસનકર્તા અથવા હાકેમને કોઇ પણ પ્રદેશમાં વધારે દિવસ કાર્ય કરવા દેતા નહિ, એ તેમની મુકરર કરેલી રાજનીતિ હતી અને પ્રત્યેક પ્રદેશની રાજધાનીમાં એક એક વિશ્વાસુ રાજદૂત રહેતો એ સર્વ પ્રદેશોમાં હંમેશાં જે જે બનાવો બનતા, એને બગદાદના રાજદરબારમાં પેશ કરવાનું તેમનું કર્તવ્ય હતું. વખતે વખતે ટપાલ-વિભાગના કર્તા[3] સાહેબ-ઉલબરિદ ખલિફાના પક્ષમાં સમાચાર ફેલાવવાનું કાર્ય કરતા. એ સઘળા રાજકર્મચારીઓ અને પ્રતિ-

---

૧ એકરના યુધ વખતે જે મંત્રણા સભાની બેઠક બેઠી હતી, એમાં સુલ્તાન સલાહુદ્દીને જિહાદવાળાઓપર રસ્તામાં આક્રમણ કરવાની ઇચ્છા પ્રકટ કરી હતી, પરંતુ તેના અમીરોએ એકરની સ્હામેના મેદાનમાં આક્રમણ કરવાનો અભિપ્રાય આપ્યો હતો. ( આ પુસ્તકના આ પહેલાંના પ્રકરણમાં જુઓ. )

૨ સાતમા હેનરીથી ઇંગલાંડના રાજા ૧ લા જેમ્સ સુધીના રાજાઓ ટયુડર વંશમાં જન્મેલા હતા. ( અનુવાદક. )

૩ તે સાહેબ અલબાખાના નામથી પણ ઓળખાતો હતો.

નિધિઓ હોવા છતાં પણ રાજ્યના સર્વ વિભાગોમાં છૂપી પોલિસ (ડિટેક્ટિવ) નાં ઘણાં માણસો રાખીને લોકોની તમામ જાતની અવસ્થા તરફ સાવચેતીથી દેખરેખ રખાવવામાં આવતી. એટલુંજ નહિ, પરંતુ તેઓ (છૂપી પોલિસ) પરદેશનાં સઘળાં રાજ્યોમાં પણ વિખરાઇ પડયા હતા; કારણ કે, ખલિફા માહદિ, રસિદ, મામુન અને મુતાસિમના અમલમાં બાઇઝેનટાઇન રાજદરબારમાં અને બીજાં કેટલાંક જરૂરનાં સ્થળોમાં છૂપી પોલિસવાળાઓ રહીને બાઇઝેનટાઇન બાદશાહોની લડાયક કૂચની હીલચાલની હકીકત બગદાદના રાજદરબારમાં રજૂ કરતા. પુરુષ અને સ્ત્રીઓ બન્ને શ્રેણીમાંથી એ સઘળી છૂપી પોલિસ નિમાઇને ઘણીજ વફાદારી તથા દક્ષતાની સાથે તેમનું કર્તવ્ય કાર્ય પૂર્ણ કરતી હતી. તુર્કી અંગરક્ષકોના અને બુઇદ વંશવાળાઓના મંત્રિત્વકાળમાં જે સમયે તેઓએ ખલિફાઓના રક્ષક તરીકે રહીને તેમને બંદીની પેઠે રાખ્યા હતા, તે સમયે એ છૂપી પોલિસ રાખવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

પરંતુ પાછળના જમાનામાં ખલિફાઓએ તેમની આંશિક સત્તા પ્રાપ્ત થવાથી પરદેશના સમાચાર મેળવવા માટે ફરીવાર છૂપી પોલિસ રાખવાનો રિવાજ ચાલૂ કર્યો હતો. વર્ણવવામાં આવ્યું છે કેઃ—ખલિફા અન-નાસિર લિ-દિનઇલ્લાહના[1] અમલમાં એ છૂપી પોલિસનો એવો સારો બંદોબસ્ત હતો કે, તેના પોતાના રાજ્યમાં અથવા નજીકના દેશમાં જે કાંઈ બનાવ બનતા તે તરતજ તે જાણી શકતો, એટલા માટે સઘળા લોકો એવી ધારણા કરતા કેઃ—જિન લોકો[2] તેના સમાચાર લાવવાનું કાર્ય કરતા.[3] એ છૂપા સમાચાર પહોંચાડવા માટે વર્તમાન સમયની પેઠે એ સરકારી લોકો નીમાતા અને દરેક શ્રેણીમાંથી ગુપ્તચરો (જાસૂસો) ઠરાવવામાં આવતા; ખાસ કરીને સોદાગર, ફેરીવાળા અને એવીજ જાતના બીજા લોકો એ કામમાં નિમાઇને તુચ્છમાં તુચ્છ બનાવ સુદ્ધાં ખલિફાને કાને સંભળાવતા. જે સમયે પ્રાદેશિક હાકેમોને કુદ્દ રાજા તરીકે ગણવામાં આવ્યા હતા, અને જે સમયે બગદાદના ખલિફાઓ તેમના ફક્ત નામનાજ માલિક તરીકે કબૂલાતા હતા, તે સમયે છૂપા સમાચાર લાવનારાઓ ખલિફાના પ્રતિનિધિની પદવીપર નિમાયા હતા અને તેઓ નિશાપૂર, મર્વ, મોસુલ અને દમસ્કસ વગેરે રાજદરબારોમાં રહીને

---

૧ આ પુસ્તકના પાછલા ભાગમાં જૂઓ.

૨ એ અદૃશ્ય શરીરી છે અને પવિત્ર કુરાનમાં એનું બયાન વર્ણવેલું છે.

૩ આ ઇતિહાસકાર અન્‌જહાવીનું વર્ણન છે.

તેમના પ્રતિનિધિનું કાર્ય પૂર્ણ કરતા. યુરોપમાં પોપના પ્રતિનિધિઓની પેઠે મધ્યયુગમાં તેઓ રાજાઓની સાથે લડાઇમાં જઇને તેમના દૂતનું કાર્ય કરતા. પાછળના વખતમાં અલ્પ અરસ્લાન, મલિકશાહ, નુરુદ્દીન મહમ્મુદ અને સુલ્તાન સલાહુદ્દીનની છાવણીમાં આપણે એ ગુપ્તચરો અથવા જાસૂસોને દક્ષતાની સાથે કાર્ય સંપન્ન કરતા તથા વખતે વખતે વિવાદની મીમાંસા કરતા જોયા હતા; કારણ કે, તેમને અયુબ વંશવાળાઓના અમલમાં ઝગડામાં રોકાયલા રાજાઓની વચ્ચે સંધિ સ્થાપિત કરતાં તથા ભ્રાતૃ વિરોધ મટાડતા જોવામાં આવ્યા હતા.[1]

પ્રત્યેક રાજાના પક્ષમાંથી પ્રત્યેક રાજધાનીમાં ( શાહાના )[2] ઇલ્કાબવાળો એક એક પ્રતિનિધિ રહેતો. ખાસ સાવચેતીની સાથે એક બીજા હરીફ રાજાઓના કાર્યકલાપ જોવા એજ તેમનું કર્તવ્ય હતું, કારણ કે, બાઇઝેનટાઇન રાજ્યોમાં જેવી રીતે ખરા રાજ્યાધિકારને લઇને ઝગડા ચાલતા હતા, એવીજ રીતે બગદાદમાં પણ રાજ્યના અધિકારની વાસના પ્રબળ હતી. રાજધાની સિવાય વાસિત, બસરા અને તિક્રિત વગેરે સર્વ શહેરોમાં પણ એ પ્રતિનિધિઓ નિમાતા હતા.

પોતાની સલ્તનતને મજબૂત દીવાલપર સ્થાપિત કરવી એજ શરૂઆતના અબ્બાસી ખલિફાઓનો ખાસ ઉદ્દેશ અથવા ઇરાદો હતો, એ ઇરાદો પાર પાડવા માટે બીજાના રાજ્યમાં અધિકાર વિના પ્રવેશ કરવાના રિવાજને અને રાજ્યની વિજયનીતિને ત્યાગી દેવામાં આવી હતી. ઉપલો મિસર, ડિલેમ અને કાબૂલ રાજ્યના જંગલી અને અસભ્ય રહેવાસીઓ ત્યાં આગળ અશાંતિ પેદા કરતા હોવાથી તેઓ તેને કબ્જે કરવાને લાચાર થયા હતા. અને બીજી બાજૂએ બાઇઝેનટાઇન રાજાઓ વારંવાર મુસલમાની રાજ્યપર હુમલા કરતા અને સંધિની શર્તો તોડી નાખતા એથી તેમની સાથે ઘણી વખત લડાઇઓ ચાલ્યા કરતી.

## રાજનીતિ.

અબ્બાસી ખલિફાઓની રાજનીતિ વર્ત્તમાન યુગની સભ્ય રાજનીતિની પેઠે મુકરર કરેલા નિયમોને આધીન હતી, તેમજ વળી કેટલીક બાબતોમાં એ વધારે ઉન્નત હતી એમ પણ કહી શકાય તેમ છે. હાલના તુર્કી રાજ્યની

---

૧ ઇતિહાસકાર અબદૂલફિદાએ લખ્યું છે કે, તે વખતના ખલિફાના દૂતે અલ માલિકુલ મુઅઝ્ઝમના ઝગડાનો નિકાલ કર્યો હતો.

૨ અહીં શાહાના શબ્દનો અર્થ પ્રહરી સમજાય છે.

પેઠે તે વખતે પણ સઘળાં રાજકાર્યોમાં મુસલમાન, યાહુદી, ખ્રિસ્તી અને હિન્દુઓ સરખી રીતે દાખલ થઇ શકતા. ઉમ્મૈયા ખલિફાઓની શાસનનીતિની મેળવણીથી અબ્બાસી ખલિફાઓની શાસનનીતિ પેદા થઇ હતી; એટલા માટે એ બન્નેવંશની રાજનીતિમાં ખુલ્લી રીતે કોઇ પણ બાબતમાં ભેદભાવ જોવામાં આવતો નહોતો અને પાછળના જમાનાના મુસલમાન રાજાઓએ એ અબ્બાસી ખલિફાઓની શાસનનીતિનું અનુકરણ કર્યું હતું.

અબ્બાસી ખલિફાઓના અમલમાં પ્રાદેશિક શાસનકાર્ય ખલિફા મારફત નિમાયલા શાસન ચલાવનારાઓ ( હાકેમો ) ના હાથમાં સોંપાયલું હોવા છતાં પણ તેમની સત્તા અને અધિકાર સીમાબદ્ધ હતા. ખલિફા મનસુર કોઇ પણ શાસનકર્ત્તા ( હાકેમ ) ને એક મુલકમાં વધારે દહાડા રાખતા નહિ. આવી રીતે કોઇ શાસનકર્ત્તાને કોઇ પણ પ્રદેશનું કાર્ય છોડતી વેળાયે તેના શાસનકાળનો સંપૂર્ણ હિસાબ આપવો પડતો અને વિશ્વાસઘાત કર્તાનો સાધારણ સંદેહ ઉપજે તો પણ તેની મિલ્કત રાજસરકારમાં ખાલસા કરવામાં આવતી; એથી ખલિફા મનસુરના અમલમાં પ્રાદેશિક શાસનકર્ત્તાઓની પદવી ઘણીજ જોખમ ભરેલી ગણાતી હતી. તેમની પછીના ખલિફાઓના અમલમાં જોકે એ પ્રાદેશિક શાસનકર્ત્તાઓની સત્તા સીમાબદ્ધ હતી, તો પણ તેઓ ઘણાજ સુખી હતા.

એ શાસનકર્ત્તાઓ તેમના તાબાના મુલકનું ફકત શાસન ચલાવતા અને સૈનિકખાતાના સરદારના પદપર અધિષ્ઠિત હતા તથા ખલિફાની મરજી મુજબ ગમે તે વખતે તેમને પદભ્રષ્ટ થવું પડતું. કોઇ મુકરર કરેલા મુલકના હાકેમો એ સઘળા મુલકોની આવકદ્વારા રાજસરકારને મોટી મદદ કરતા અથવા ખાસ વફાદારી બતાવીને તેમને માટે ખાસ સગવડ મેળવતા. લિબિયાના મેદાનની બીજી બાજૂએ આવેલો પશ્ચિમ આફ્રિકા સિસિલિ દ્વીપની સાથે એક શાસન વિભાગમાં જોડાયલો હતો. ખલિફા સાફાને સમયે અબ્દુર રહમાન બિન હબિબના હાથમાં તેની હકુમતનું કામ આપવામાં આવ્યું હતું. એ સિવાય નીચે લખેલા મુલકોને લઇને એક એક રાજવિભાગ બાંધવામાં આવ્યો હતો.

૧ જઝિરા ( મેસોપોટેમિયા ) આઝારબૈઝાન અને આર્મિનિયા.

૨ મદિના, મક્કા અને યમામા ( પશ્ચિમ તથા મધ્ય અરબસ્તાન )

૩ યમન અથવા દક્ષિણ અરબસ્તાન.

૪ કુફા અને તેની નજીકનાં તમામ સ્થળો. ( સવાદ, યુફ્રિટીસ નદીનો કિનારો. )

૫ બદ્વીપ સાથે બસરા, બાહરેન અને ઓમાન.
૬ ઇરાની ઇરાક, ખુરાસાન અને ટ્રાન્સોક્ષિયાના.
૭ સિંધુદેશ અને પંજાબ.
૮ આહવાઝ ( સુસિયાના ) અને દક્ષિણ ઇરાન.
૧૦ ફિનિશિયાના કિનારાપરનો આખો સિરિયા દેશ.

ત્યાર પછી ખલિફા સાફાએ પેલેસ્ટાઇન મુલ્ક સિરિયાથી જૂદો પાડીને ત્યાં બીજા એક શાસનકર્ત્તાને નીમ્યો હતો; પાછળથી ખલિફા રસિદે એ સમસ્ત વિભાગોનું કાંઇક પરિવર્તન કરી નાખ્યું. તેણે સિરિયા અને સિલિશિયાની બન્ને સરહદોને મેસોપોટેમિયા અને કિન્નિસરિન પ્રદેશથી જૂદી કરી તેને અવાસિમ[1] નામના જૂદા પ્રદેશમાં એકઠી કરી હતી. જો એ વિભાગનું શાસનકાર્ય કોઇ રાજકુમારને આપવામાં આવતું તો સૈનિક વિભાગના એક ઉંચી પદવીવાળા અમલદારને સલાહકાર અને મદદનીશ તરીકે તેની સાથે મોકલવામાં આવતો હતો. અવાસિમના શાસનકર્ત્તા રાજ્યની સરહદના[2] રક્ષકરૂપ હતા અને સરહદના મુલ્ક તથા પર્વતો તેની દેખરેખ તળે રહેતા. સિલિશિયાનું તારસ શહેર ખલિફા રસિદ મારફત નિર્મિત અને સુરક્ષિત થઇને સરહદના પ્રદેશોની રાજધાનીમાં ગણાયું હતું. પિતામહ મનસુરના પેંડે ખલિફા રસિદે પણ અનેક શહેરો બંધાવ્યાં હતાં. ખલિફા મનસુરના સમયમાં મેસિસિયા શહેર ફરીવાર બંધાયું. ખલિફા રસિદના સમયમાં તારસસ, અદાના અને બીજાં ઘણાં શહેરો બંધાયાં હતાં અને કિલ્લાવડે સુરક્ષિત થઇને તેમાં નિયમિત લશ્કરો રાખવામાં આવ્યાં હતાં.

જોકે વઝીરની પદવી[3] પ્રાચીન ઇરાની રાજાઓમાં ચાલૂ હતી અને અને અરબ લોકો એ વિષય જાણતા હતા, તેમ છતાં પણ અબ્બાસી ખલિફાઓએ શાસનદંડ પરિગ્રહ કર્યો નહોતો, ત્યાં સુધી એ વઝીરની પદવી ઉત્પન્ન થઇ નહોતી. ખલિફાઓના સત્તાશૂન્ય થયા પછી વઝીરોની સર્વ પ્રકારની સત્તાનો હ્રાસ થયો હતો; તેમની પદવી અમીરૂલ ઉમરાના ઇલ્કાબવાળા[4] મુખ્ય સેનાપતિએ મેળવી હતી. પાછળના જમાનામાં બુઇદ

---

૧ અવાશિસનો અર્થ સરહદ થાય છે.

૨ અવાશિસ અને ફારસી મરજબાન શબ્દ એકજ અર્થ સૂચક છે.

૩ વઝીર શબ્દનો અર્થ બોઝો વહન કરનાર થાય છે. અબુસલમાએજ પ્રથમ વઝીર થઇને એ ઇલ્કાબ લીધો હતો.

૪ રઇસ ઉર રૂઆસાનો અર્થ-સરદારના સરદાર થાય છે.

૫ ખલિફા અર-રાઝિ બિલ્લાહના અમલમાં આ ઇલ્કાબ પેદા થયો હતો.

રાજાઓએ એ ઇલ્કાબ તેમના વઝીરોને આપ્યો અને રઇસ ઉર રૂઆસા ના ઇલ્કાબવાળા એક માણસને ખલિફાના સેક્રેટરીના પદપર નિમવામાં આવ્યો. જે સમયે સેલજુક સુલ્તાનોના તાબા તળે ખલિફાઓ ફરીવાર શક્તિશાળી થયા હતા, તે સમયે ફરીવાર તેઓએ તેમના વઝીરોને નિયુક્ત કર્યા અને ત્યાર પછી એકજ માણસ [1] મંત્રિ સભાના સેક્રેટરી અને વઝીરનું કાર્ય કરતો.

ઉસ્તાદુ દદાર ( રાજમહેલનો અધ્યક્ષ ) ના ખિતાબવાળો બીજો એક મુખ્ય અમલદાર હતો. દુર્બળ ખલિફાઓના અમલમાં અમીરઉલ ઉમરાજ ઉસ્તાદુ દદારનું કાર્ય કરતા અને બુઇદ રાજાઓ પોતાને એ ખિતાબથી ભૂષિત કરવામાં કુંઠિત થતા નહિ જ્યારે તેમણે તેમની સત્તા ગુમાવી હતી, ત્યારે ઉસ્તાદુદદારના પદની અવનતિ થઇને એ ગૃહાધ્યક્ષના પદમાં પરિણુત થયું હતું. ખલિફા અલ મુસતનજિદ બિલ્લાહના [2] શાસનકાળમાં અબ્દુલ્લા ( અઝદુદ્દિન ) બિન અલ-મુજફ્ફર અને તેનો પુત્ર અબ્દુલ ફારિધ મહમ્મદ ( ઇમાદુદ્દીન ) એ ગૃહાધ્યક્ષની પદવીપર કાર્ય કરતો હતો. તે રઇસઉર રૂઆનો પૌત્ર હતો.

ખલિફા વાસિકે તુર્કી અંગરક્ષક સૈન્યના સેનાપતિ આશનાસને પહેલ વહેલો [3] સુલ્તાનનો ખિતાબ આપ્યો. તેણે ખલિફા મારફત મણિમુકતા જડિત મુકુટ ( તાજ ) અને એકને બદલે બે કમરબંધ મેળવ્યા હતા. બુઇદ રાજાઓ શક્તિશાળી થવાથી સુલ્તાનના ખિતાબવાળા તુર્કી સેનાપતિઓની સત્તા નાબુદ થઈ અને બુઇદ કુમારોએ એ ખિતાબ ધારણ કર્યો. સુલ્તાનના અભિષેકનું કાર્ય ઘણુીજ ધામધુમ અને જાહોજલાલીથી પૂરૂં થતું. સુલ્તાનના ઇલ્કાબવાળા માણસને પ્રથમ રાજકીય પોશાક પહેરાવીને મણિમુકતા જડિત મુકુટ તેના મસ્તકપર મૂકી ગળાની ચારે બાજૂએ ગળાબંધ અને ત્યાર પછી હાથમાં બાહુરક્ષિણી આપી કમરની ચારે બાજૂએ એક વાંકી તલ્વાર બાંધી દેવામાં આવતી; છેવટે શાસન વિભાગ અને સૈનિક વિભાગની સત્તાની જૂદાઇ બતાવવા માટે ખલિફા પોતે તેને બે વાવટા આપતા, તેમાંનો એક આબરૂદાર માણસોના વાવટા જેવો રૂપાજડિત અને બીજો સ્વર્ણમંડિત તથા ખલિફાના વાવટાથી જૂદા પ્રકારનો હતો. ત્યાર પછી સભામાં તમામ રૈયતની

---

૧ ખલિફા અલ કાયમના અમલમાં વઝીર અલિબીન મહમ્મદ બિન મસલામાહએ આ ઇલ્કાબ મેળવ્યો હતો.

૨ અરબના ઇતિહાસનો બીજો ભાગ જૂઓ.

૩ સુલ્તાન એ અરબી શબ્દ છે, એનો અર્થ હાકેમ થાય છે.

સ્હામે ઉપાધિ પત્ર વાંચી પૂરૂં થતાં સુલ્તાન ખલિફાના હાથનું ચુંબન કરતો. ગમે તેમ હો, પણ એ સુલ્તાનનો ઇલ્કાબ ફક્ત બુઇદ રાજાઓમાંજ સીમાબદ્ધ નહોતો, પરંતુ ગજનવીના મહમ્મુદ, તુગરલ, અલ્પ અરસ્લાન, મલિકશાહ અને સલાહુદ્દીન વગેરે શક્તિશાળી દેશવિજેતાઓને પણ એ ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. જોકે, દરેક પાયતખ્તનશીન થતી વેળાયે પહેલાંના રિવાજ મૂજબ અભિષેકની ક્રિયા પૂરી કરતા અને ખલિફા તરફથી સન્માન સૂચક પોશાક વગેરે મેળવતા, તેમ છતાં પણ કોઇ કાંઇ પણ ઇલ્કાબ મેળવે અથવા કોઇને પણ આપવામાં આવે તો તે તેઓમાં વારસારૂપ થઇ પડતો.

ત્યાર પછી મલિક[1] અથવા રાજા નામનો બીજો એક ખિતાબ પેદા થયો હતો. એ કોઇવાર સુલ્તાનના ખિતાબ સાથે જોડાઇને અને કોઇવાર જૂદી રીતે વપરાતો; પરંતુ હમેશાં શાસનદક્ષતાના તરફ નજર રાખીને એ જૂદા પ્રદેશનું શાસન ચલાવનાર રાજકુમારોને આપવામાં આવતો. જંગીના પુત્ર મશહુર નુરુદ્દીન મહમ્મુદે સર્વથી પ્રથમ એ સન્માનસૂચક પદવી મેળવીને ખલિફાની પાસેથી અલમલિકુલ આદિલ ( ન્યાય પરાયણ રાજા ) નો ઇલ્કાબ મેળવ્યો.

## વઝીરની પદવી.

અબ્બાસી ખલિફાઓના અમલમાં વઝીરોનો કાર્યવિભાગ જોઇને મુસલમાન કાયદા જાણનારા અને રાજનીતિ જાણનારા લેખકોએ વઝીરની પદવીને બે ભાગમાં વહેંચી નાખી છે. ૧ લો:—સર્વ પ્રકારનો સત્તાશાળી વિઝારતુત તફવિઝ બીજો:—સીમાબદ્ધ સત્તાશાળી ( વિઝારતુત તનફિઝ ). પહેલી જાતના વઝીરોના ઉપર ખલિફા તેની કુલ સત્તા સોંપી દેતા. તેઓ રાજ્ય સંબંધી દરેક કાર્ય સંપૂર્ણ રીતે પોતાની મરજી મૂજબ કરવાનો અધિકાર મેળવતા. તેઓ પહેલ વહેલાં ગમે તે હુકમ ફરમાવીને પાછળથી તે ખલિફાને જાહિર કરતા. ખલિફા સાફા, ખલિફા મનસુર અથવા માહદિના અમલમાં આવી કોઇ વઝીરની પદવીજ નહોતી. ખલિફા હારૂનઅલ રશિદના અમલમાં જાફર બારમેકી અને ખલિફા મામુનના અમલમાં ફજલબિન સહલ એકજ આવી એકચ્છત્ર સત્તા મેળવી શકયો હતો.

બીજી જાતના વઝીરો એવી સત્તા મેળવી શકતા નહિ અને તેઓ પોતાની મરજી મૂજબ કાંઇ કાર્ય પણ કરી શકતા નહિ, પરંતુ તેઓ ખલિફાનું ફરમાવેલું કાર્ય અમલમાં મૂકી શકતા. શાસનકાર્ય, કરનિર્દ્ધારણ, પ્રાદેશિક

---

૧ મલિક એ અરબી શબ્દ છે અને લેટિન રાજા શબ્દ જેવો છે.

સ્થિતિ અને બીજી જરૂરની બાબતોમાં વઝીરોને સંપૂર્ણ રીતે માહિતગાર રહેવું પડતું. જૂદા ધર્મના અનુયાયીઓને એ વઝીરની પદવી આપવામાં જોકે કેટલાક માણસો અનુમોદન આપતા નહિ, તેમ છતાં પણ તેમને એ પદવી મેળવવાનો અધિકાર હતો.[1]

વઝીરને નિમવાનો વખત પણ ઉત્સવશૂન્ય રહેતો નહિ. જે વ્યક્તિ વઝીરની પદવીનું કાર્ય કરવા માટે યોગ્ય ઠરતી, તેને લાવવા માટે રાજદરબારના બે મુખ્ય અમીરો દ્વારા તેની પાસે મુતાબિયા (ઘોષણાપત્ર અથવા રાજાદેશ) મોકલવામાં આવતું. તે હુજરા (ખલિફાનું મંત્રણાગૃહ) ના દ્વારપર હાજર થવાથી રાજમહેલનો અધ્યક્ષ તેને ખલિફાની પાસે પરિચિત કરાવી દેતો; ત્યાર પછી તે ખલિફાને સલામ કરી તેની સાથે થોડીવારને માટે વાતચીત કરતો. ત્યાર પછી તેને તેની પદવીને છાજતો સન્માન સૂચક રાજપોશાક પહેરાવવા માટે બીજા એક ઓરડામાં લઇ જવામાં આવતો. ત્યાંથી આવીને તે ખલિફાના હાથનું ચુંબન કરી બહાર આવતો. તેના દરવાજાપર આવતાંની સાથેજ ઘણા કીમતી પોશાકથી શણગારેલો એક અશ્વ તેની પાસે લાવવામાં આવતો. તે અશ્વપર બેસી, આબરૂદાર માણસો, સલતનતના અમલદારો, રાજદરબારના અમીરો, ખલિફાના અનુચરો અને દીવાનના અધ્યક્ષો સાથે તેના તે દીવાન નામના કાર્યલય તરફ જતો. તેને પોતાના કાર્યાલયમાં હાજર થતાંની સાથેજ ઘણીજ ધામધુમની સાથે અશ્વપરથી ઉતારી લેવામાં આવતો અને ત્યાં તેને પોતાના આસનપર બેઠા પછી તેની નિમણુંકનું જાહિરનામું સંભળાવવામાં આવતું.[2]

## કાર્યવિભાગ.

હાલમાં તુર્કી ગવર્નમેન્ટને જેવી રીતે અલ-બાબુ અલ-આલી (ઉન્નત

---

૧ આવી પક્ષાપક્ષી સઘળા મુસલમાનોમાં નહોતી. બુઇદશાહ અઝિદ્દૌલાના ખ્રિસ્તી મંત્રી (નસરબિન હારૂન) એ એકચ્છત્ર સત્તા મેળવી હતી. મિસરના ફાતેમાઇદ ખલિફાઓના અમલમાં ઘણે ભાગે યાહુદી અને ખ્રિસ્તી વઝીરોજ રહેતા.

૨ મશહુર વઝીરોમાં નીચે લખેલાં નામોનો ઉલ્લેખ કરી શકાય તેમ છે ખલિફા મનસુરનો અબુ અયુબ અલ મુરિયાની અને રાબિબિન યુનસ, ખલિફા મામુનનો ફજલ અને હસન, ખલિફા મુક્તાદિ અને કાયમનો ફખરૂદ-દૌલા બિન વાહિર, ખલિફા અલ મુકતફિનો રૂહાવારી, ખલિફા મુસતાનજિદનો બિન હાબેરા તુગરલ બેગનો અલ-આમિદ-અલ કુન્દુરી, અલ્પ અરસ્લાન અને મલિકશાહનો નિઝામઉલ-મુલ્ક અને સુલ્તાન સલાહુદ્દીનનો અલ કાજી-અલ ફાઝિલ.

તુર્કી ગવર્નમેન્ટ ) નામથી ઓળખવામાં આવે છે, તે સમયે અબ્બાસી ગવર્નમેન્ટને પણ અદ-દીવાનુલ-અઝિઝ ( મહિમાવાન સભા ) ના નામથી ઓળખવામાં આવતી. મુખ્ય વઝીર એ સભાના સભાપતિના પદપર નિમાઈને અલ-વઝીરૂદ દીવાન-ઉલ-અઝિઝનો[1] ઇલ્કાબ મેળવતો. અબ્બાસી ખલિફાઓની રાજનીતિ અને કાર્યશૃંખલા પ્રમાણે હાલના ઉત્કૃષ્ટ નિયમ મૂજબ નીચે લખ્યા પ્રમાણે કાર્યવિભાગ બાંધવામાં આવ્યો હતોઃ-દીવાન ઉલ-ખરાજ ( કર વસુલ કરવાનો મુખ્ય વિભાગ ) અથવા રાજસ્વ વિભાગ, દીવાન ઉદ-દિયા ( રાજસંપતિનો વિભાગ ) દીવાન ઉઝ ઝિમામ ( હિસાબ નિકાસનો વિભાગ અથવા હિસાબખાતું ) દીવાનુલજુન્દ ( લશ્કરી ખાતું ) દીવાનુલ મવાલી વલ ઝિલમાન ( આશ્રિત વ્યક્તિ અને દાસજનોનું રક્ષા ખાતું ) આ વિભાગમાં ખલિફાના મુક્તદાસ અને દાસીઓના નામનું રજીસ્ટર પુસ્તક રહેતું અને એ સ્થળેજ તેમના ભરણ પોષણનો બંદોબસ્ત થતો. દીવાનુલ બારિદ ( ટપાલ ખાતું ) દીવાન ઉઝ ઝિમામ અલ-નફકાત ( કૌટુંબિક ખર્ચ નિભાવનારૂં ખાતું ) દીવાનઅલ રસાહીલ ( પત્ર લાવવા મોકલવા બાબતનું ખાતું અથવા સહુથી વડું ઇન્સાફ ખાતું ) દીવાનુત તોકિયા ( મોહરો બનાવનારૂં ખાતું ) દીવાન અનઝરફિલ મઝલિમ ( અભાવ અભિયોગ પરિદર્શન વિષયક વિભાગ ) દીવાનુલ આ હદસ વશ શરતા ( અવૈતનિક સૈન્ય અને પોલિસ વિભાગ ) દીવાનુલ આતા ( ખયરાત ખાતું ) એ નિયમિત સિપાહીઓના પગાર આપનાર મુખ્ય અમલદારના[2] ખાતા જેવું હતું. મુસલમાન સિવાય જૂદા ધર્મના અનુયાયીઓના સ્વાર્થની રક્ષા માટે એક ખાસ અલાયદું ખાતું કાઢવામાં આવ્યું હતું. એ ખાતાંનો વડો અમલદાર કાતેબુલ-જિહ બાઝેહના[3] નામથી ઓળખાતો હતો.

રાજ્યનાં એ મુખ્ય મુખ્ય ખાતાંઓ સિવાય શાસન, રાજનીતિ, અને ઇન્સાફખાતાં સંબંધી બીજાં પણ કેટલાંક નાનાં નાનાં ખાતાંઓ હતાં. એ

---

૧ જુદા જુદા વિભાગના મુખ્ય અમલદારો વખતે વખતે વઝીર અથવા મંત્રીના નામે ઓળખાતા, પરંતુ તેઓ દરેક વખતે વઝીરને તાબે રહેતા એ મુખ્ય વઝીર ખરી રીતે શાસન વિભાગની મુખ્ય વ્યક્તિ હતી. મુખ્ય મંત્રી અથવા વડો વઝીર અલ-વઝીર ઉલ આઝમ અથવા અસ સદરૂલ આઝીમ નામથી ઓળખાતો.

૨ ખલિફા મનસુરના અમલમાં હબિબબીન અબ્દુલ્લા બિન શાધાબાન એ ખાતાનો સભાપતિ હતો.

૩ મુર અરબોના અમલમાં સ્પેન દેશમાં એ અમલદારને કાતેબુઝ ઝીમામ કહેતા

સર્વમાં દીવાનુલ મુકાતિયાલ ( સરકારી મદદ ખાતું ) અને દીવાનઅલ અકરિહારનું નામ ખાસ ઉલ્લેખ કરવા લાયક છે. નહેરો, તળાવો ખોદાવવાનું અને ખેતરોમાં પાણી પૂરૂં પાડવાનું કામ છેવટે જણાવેલા ખાતાંના એક અમલદારના હાથ તળે રહેતું હતું. આફ્રેન ટાઈન બાદશાહોના કરતાં ખલિફાઓના તાબામાં આવી રીતે જૂદા જૂદા અમલદારોની દેખરેખ તળે અનેક ખાતાંઓ ઉભાં થયાં હતાં અને જૂદા સંપ્રદાયના ખાસ જરૂરનાં કામોમાં પોતાના સ્વાર્થની ક્ષતિ કરીને હસ્તક્ષેપ કરવાની ઇસ્લામ ગવર્નમેન્ટની રાજનીતિ નહોતી. દરેક ગામ અને દરેક શહેર એનું પોતાનું શાસનકાર્ય ચલાવતું, પરંતુ જ્યારે કાંઈ તકરાર ઉભી થતી, અને કર વસુલ થતો નહિ, ત્યારે રાજસરકાર તેમના કાયમાં હસ્તક્ષેપ કરતી. ગમે તેમ હો, પણ એ ગ્રામ્ય શાસનસભા અને ખેતી ખાતાંના તમામ કામોપર ખાસ ધ્યાન આપવામાં આવતું અને સખ્ત દેખરેખ રાખવામાં આવતી. એઓ નહેરો ખોદાવવાની અને તેની બરાબર સંભાળ રાખવાની અને ખેતરોમાં પાણી પૂરૂં પાડવાની ખાસ સાવચેતી રાખતા; કારણકે, એ સઘળાં કાર્યોની ઉપર અનાજ પેદા કરવાનો અને રાજ્યનો કર વસુલ કરવાનો મુખ્ય આધાર રહેતો. ખલિફ હારૂન અલ-રશિદના અમલમાં રાજ્યના મુખ્ય કાઝી અબુ યુસુફે ખલિફાને જિદ કરીને લખ્યું છે કે, ખેતીખાતાંની ઉન્નતિ માટે ગવર્નમેન્ટના ખરચે કેટલીક નવી નહેરો ખોદાવવી અને જૂની નહેરોને ખોદાવી તેનો જીર્ણોદ્ધાર કરવો તથા ખેડુતોનાં ખેતરોમાં પાણી પૂરૂં પાડવાના કાર્યનું ખર્ચ ગવર્નમેન્ટ અને ખેતરના માલિકની વચ્ચે વહેંચી નાખવાનો નિયમ કરવો. તેણે દક્ષ જળ પોલિસ વિભાગની અને મોટી મોટી નદીઓમાં, અને ખાસ કરીને ટાઇગ્રિસ તથા યુફ્રેટિસ નદીમાં નિર્વિઘ્ને વહાણો વગેરેની આવજાવ કરવા માટે સઘળી મુશ્કેલીઓ દૂર કરવાની આવશ્યકતા અનુભવી હતી.

ઉંચી જાતનું શાસનકાર્ય ચલાવવા માટે જે સઘળા ઉપાયો યોજવામાં આવ્યા હતા, તેમાં ખલિફાએ પ્રત્યેક પ્રસિદ્ધ સ્થળે જે હિસાબ નિકાસનું ખાતું ( દીવાન ઉઝ ઝિમામ ) સ્થાપન કર્યું હતું તે એ ઉપાયોમાં અન્યતમ હતું. ઉમ્મૈયા ખલિફાઓના શાસનકાળમાં મુખ્ય કર વસુલ કરનારાં ખાતાંએ ( દીવાનુલ ખરાજ ) ખાસ નામના મેળવી હતી; સઘળાં રાજ્યોમાં ઇરાક પ્રદેશના અને બીજા પ્રદેશોના કર વસુલ કરવા સંબંધી હિસાબ રાખવાનું મુખ્ય કર્ત્તવ્ય હતું. કાંઈ ખાસ કારણસર રૈયતનો કર માફ કરવાની પણ એ ખાતાંને મુખત્યારી હતી.

દીવાન ઉર રસાઇલિ પત્ર લાવવા મોકલવાની સભા અથવા સહુથી વડુ ન્યાય ખાતું પણ એક ખાસ જરૂરનું ખાતું હતું. એ ખાતાંનો એક મુખ્ય સેક્રેટરી હતો. રાજકીય આજ્ઞા, ઉપાધિપત્ર, વિશેષાધિકારપત્ર અને રાજનૈતિક પત્રાદિ લખવાનું અને એ સર્વ ખલિફા અથવા વઝીર અનુમોદિત થવાથી તેના ઉપર લાલ મીણ વડે ખલિફાના નિશાનવાળી શીલ મોહોર કરવાનું તેનું કર્તવ્ય હતું, એ સિવાય તે રાજકાર્ય સંબંધમાં કાગળો વગેરે તપાસી તેની ભૂલ ખોળી કાઢી પોતે સીલમોહોર કરતો. જે સ્થળે ખલિફા રૈયતની ફરિયાદ વગેરે સાંભળતાં, તે સ્થળે તે હાજર થઇને ફરિયાદીઓના આપેલા કાગળો પર ખલિફા મારફત થયેલી સુનાવણી લખી લેતો; એની એક નકલ ફરિયાદીને આપવામાં આવતી અને અસલ કાગળ સરકારી દફતર ખાનામાં રાખવામાં આવતો. એ ખાતાનું કામ ચલાવવામાં ખાસ વિવેચના, બુદ્ધિ, પરિશ્રમ અને સાવચેતીની જરૂર પડતી, એથી ઉંચા કુટુંબમાં જન્મેલા, કેળવાયલા, અને બુદ્ધિમાન માણસોને સેક્રેટરી અને કારકુનની પદવીપર નિમવામાં આવતા. ત્યાર પછી દીવાન ઉત તોકિયા ( મોહરો બનાવનારૂં ખાતું ) નું નામ ઉલ્લેખ કરવા યોગ્ય હતું. ઉમ્મૈયા ખલિફાઓના અમલમાં એ રાજ્યના મોહોર વિભાગના નામથી ઓળખાતું હતું. ખલિફાની પાસે આવેલી અરજીઓના જવાબ એ સ્થળે લખાવી રજીસ્ટર કરી, રાજકીય ફરમાન જોડી તેનાપર મોહર કરવામાં આવતી અને એ સર્વ મોકલતા પહેલાં ખલિફાનું સ્મરણ ચિન્હ સૂચવનારી કાંઇ વાર્તા અથવા પવિત્ર કુરાનનો કાંઇ શ્લોક લખવામાં આવતો.

## ટપાલ ખાતું.

દરેક મુલકની રાજધાનીમાં મુખ્ય પોસ્ટ માસ્તર ( અસ સાહેબુલ બારિદ ) ના તાબા તળે ટપાલ ખાતાનું કામ પૂરૂં થતું. તે રાજકીય ટપાલનીજ ફકત નિયમિત આવજાવની દેખરેખ રાખતો નહોતો, પરંતુ તે ખલિફાને તમામ જરૂરના બનાવોનો વિષય નિયમિત રીતે જણાવતો વસ્તુતઃ તે ગવનમેન્ટનો એક મુખ્ય છૂપા સમાચાર પહોંચાડનાર હતો. તે રાજ્યની સામાન્ય સ્થિતિ, શાસનશૃંખલા, ખેડુત અને ખેતીના કામની હાલત, સ્થાનીય ગવર્નમેન્ટની રાજનીતિ અને ટંકશાળ તથા તેમાં બનતા સોના અને રૂપાના સિક્કાનું પ્રમાણ વગેરે દરેક બાબતોનો ખલિફા પાસે ગુપ્ત રિપોર્ટ મોકલતો. એ ઉપરાંત તે લશ્કર તપાસતો અને તેને પગાર આપતી વેળાયે હાજર રહેતો. સાધારણ લોકોના કાગળો પણ સરકારી માણસો લઇને તેના માલિકને પહોંચાડતાં, પરંતુ એને માટે સાધારણ માણસો હાલની પેઠે કાંઇ

આપવું પડતું કે નહિ એનો નિર્ણય કરવો કઠિન છે. ટપાલ લઈ જવા માટે ઈરાનમાં ઘોડા અને ઘોડા ગાડી તથા અરબ અને સિરિયા દેશમાં ઊંટ વપરાતા હતા. આખા રાજયમાં ૯૩૦ અડ્ડા હતા અને દરેક અડ્ડામાં એવાં અનેક પ્રાણીઓ રાખવામાં આવતાં, કારણ કે, સાધારણ લોકો પણ વ્યાજબી ભાડું આપવાથી એ જાનવરોને પોતાના ખપમાં લઈ શકતા, હાકિમો તેમના નોકરો સાથે એ સઘળા અડ્ડાઓમાં મુકામ કરતા. પોતાના મુકરર કરેલા દેશોમાં આવજાવ કરી શકતા અને સિપાહીઓ પણ એવી રીતે તેમના ઠરાવેલા મુકામે જઈ શકતા. રાજકીય ટપાલના ઘોડાનું જૂદું નિશાન રહેતું, એથી સાધારણ ઘોડો ધારીને એને કોઈ પણ મનુષ્ય ગ્રહણ કરતું નહિ. એ સઘળાં જાનવરોને ખવરાવવા, નવાં જાનવરો ખરીદવા, ટપાલ ખાતાંના અમલદારો અને પટ્ટાવાળાઓને પગાર આપવા માટે ફક્ત એક ઇરાક પ્રદેશમાં ૧,૫૪,૦૦૦ લાખ દિનાર (લગભગ ૨૦ લાખ ફ્રાન્ક) ખર્ચ થતું, ઉમ્મેયા વંશના ખલિફા હિશામના શાસનકાળમાં ઇરાક પ્રદેશના ટપાલ ખાતાનું ખર્ચ ચાળીસ લાખ દિરહમ હતું. સાહેબુલ–બારિદ નામના ટપાલ ખાતાંના મુખ્ય અમલદાર પોસ્ટ માસ્તરને બીજા કર્મચારીઓના કામ સંબંધી રિપોર્ટ અને વખતો વખત તેનો સારમર્મ ખલિફાની પાસે રજૂ કરવો પડતો. એ સિવાય તમામ મુલકના મુખ્ય શહેરમાંના ટપાલ ખાતાંના કર્મચારીઓની નિમણૂંક કરવાનું. તેમની દેખરેખ રાખવાનું અને તેમને પગાર આપવાનું તેમના હાથમાં હતું. ટપાલ ખાતાંના મુકામોનાં ખરાં નામો અને એક મુકામથી બીજા મુકામનું અંતર કેટલું છે, તે પુસ્તકમાં લખી રાખવામાં આવતું અને એ પુસ્તકો સરકારી કાર્યાલયમાં રાખવામાં આવતાં. વર્ણવેલું છે કે, ગ્રીક અને રોમન લોકો[1] કબૂતરદ્વારા સંવાદવાહકનું કાર્ય સંપન્ન કરતા, પરંતુ ખલિફા મુતાસિમના અમલના એક ખરા બનાવપરથી જાણી શકાય છે કે, બાબેક ઉપર હુમલો કરવાના સમાચાર કબૂતરદ્વારા બગદાદ મોકલવામાં આવ્યા હતા.[2] આ બનાવ બન્યા પછી કબૂતરો નિયમિત રીતે ટપાલ ખાતાના કામમાં નિયુક્ત થયાં. ખલિફા નાસિરલિદિન ઇલ્લાહના અમલમાં કબૂતર ટપાલ ખાતામાં ખાસ જરૂરનું જાનવર જણાયું હતું

૧ કહેવામાં આવે છે કે, ટેરોસ થિનિસના નિશાનવાળા કબૂતરની મદદથી તેના ઓલમ પીયત્રની રમતમાં ફતેહ મેળવવાના સમાચાર એઇજિનારથે તેના પિતાને જણાવ્યા હતા અને હિર્ટિયસે તથા બ્રાટસે મોડેનાપર હલ્લો કરતી વેળાયે કબૂતરની મદદથી એક બીજાની વચ્ચે સમાચાર લાવવા મોકલવાનું કાર્ય કર્યું હતું.

૨ આ ઇતિહાસકાર મુસુદિનું વર્ણન છે.

અને નુરુદ્દીન મહમ્મૂદે લશ્કરી ખાતાને માટે દરેક જરૂરની જગાએ કબૂતરને નિયમિત રીતે સંવાદવાહકના કાર્યમાં નીમ્યાં હતાં.

## લશ્કર તપાસનારૂં ખાતું.

દીવાનુલ આયારજ (લશ્કર તપાસનારૂં ખાતું) નામનું બીજું એક ખાતું લશ્કરી ખાતાંને તાબે હતું, અથવા તેની સાથે જોડાયલું હતું. રાજકીય અસ્ત્રાગાર મુશહિદુસ–સનાયતબિલ મખઝનના[1] ઇલ્કાબવાળા બીજા એક અમલદારને તાબે હતું. દરેક ખાતું રઇસ અથવા સદરના ખિતાબવાળા એક મુખ્ય પુરુષને તાબે રહેતું અને ખરા શાસનનું તથા તપાસવાનું કાર્ય મુશરિફ અથવા નાજિર નામના તપાસનાર અમલદાર મારફત પૂર્ણ થતું. ખેતરોમાં પાણી પાડનારાં ખાતાંના તપાસનાર અમલદારનો ઇલ્કાબ મુશરિફુલ અકરિહા, કર વસુલ કરવાનું કાર્ય તપાસનાર અમલદારનો ઇલ્કાબ મુશરિફુલ ઇકામત ઇલ–મખમનિયા, રાજકીય ખજાનાના તપાસનાર અમલદારનો ઇલ્કાબ મુશરિફ બિલ મખઝન, ગવર્નમેન્ટ સહાય્યવિભાગના તપાસનાર અધિકારીનો ઇલ્કાબ નાઝિરદ–દીવાન ઇલ–મુકાતિઆત હતો. હિસાબ અને હિસાબ તપાસનારાં ખાતાંના સહકારી ડાયરેક્ટરને નાયબયાન–દીવાન ઇઝિમામ[2] નામથી ઓળખવામાં આવતો.

આ સર્વ અને બીજા અમલદારો સિવાય એક બીજો સાધારણ હિસાબાધ્યક્ષ હતો. મુકરર કરેલે વખતે સરકારી કામો તપાસવાનું અને એ વિષયમાં ખલિફાની પાસે વિસ્તૃત રિપોર્ટ કરવાનું તેમનું મુખ્ય કર્ત્તવ્ય હતું. તે મુશરિફુલ મુમલિકાતના નામથી ઓળખાતો હતો. રાજકીય કર્મચારી વર્ગમાં નીચે લખ્યા મુજબ સન્માનની શ્રેણી વહેંચવામાં આવતી:—

સહુથી પ્રથમ વઝીર, ત્યાર પછી હાજિબ અથવા રાજગૃહાધ્યક્ષ, ત્યાર પછી જૂદા વિભાગના નેતા અથવા સભાપતિઓ, ત્યાર પછી મુખ્ય કાઝી, ત્યાર પછી અંગરક્ષક સૈન્યનો સેનાપતિ અને સહુથી છેવટે જૂદા જૂદા વિભાગના સેક્રેટરીઓ વગેરે વ્યક્તિઓ આસન મેળવી શકતી. પરદેશી કાસદો, રાજકુમાર અને આબરૂદાર માણસોને ખલિફાની પાસે પરિચિત કરાવી દેવાનું

---

૧ તે રાજ્યાગારમાં શિલ્પશાળાનો પરિદર્શક (તપાસનાર) કર્મચારી હતો.

૨ તાજ કિરઆસા (ઉચ્ચ મુકુટ) ના ઇલ્કાબવાળો અબુ ધાલિબ અલ અસબાધિ ખલિફા મુકતદિરના અમલમાં એ પદપર કાર્ય કરતો હતો. તે ઇરાક પ્રદેશની સાતેલ રૈયતના હિસાબ તપાસતો અને તેમણેજ પ્રથમ એ રિવાજ ચાલૂ કર્યો હતો.

હાજિબનું[1] કર્તવ્ય હતું અને સ્વભાવિક રીતે તે ખલિફાના દરબારમાં ઘણી સત્તા ચલાવી શક્તો.

## પોલિસ-ખાતું.

દરેક શહેરમાં શરતા નામનો જૂદો જૂદો પોલિસ અમલદાર રહેતો અને સાહેબ-અશ-શરતા નામની એક વ્યક્તિ એ સઘળા પોલિસ અમલદારોપર અમલ ચલાવતી. ઉમ્મૈયા ખલિફાઓના શાસન કાળમાં શરતા અથવા નગર રક્ષકો નાગરિક-પોલિસથી જૂદા હતા અને જીલ્લા વિભાગ અનુસાર તેમના દરજ્જા વહેંચાતા. શહેરવાસીઓની શાંતિ જાળવવાનો અને સંપત્તિ સાચવવાનો ભાર તેમના ઉપર રહેતો અને તેઓ વિભાગના અધિકારીઓની દેખરેખ તળે રાત્રે આખા શહેરમાં પ્રહરીનું કાર્ય પૂર્ણ કરતા. શરતા નામના પોલિસો લશ્કરી ખાતાંમાં જોડાયલા હતા. તેઓ રિવાજ મુજબ પગાર મેળવતા અને તેમના કર્તવ્ય કાર્યનું સતતા તથા ઉત્સાહની સાથે પ્રતિપાલન કરતા. બગદાદમાં પોલિસ ખાતાંનો પ્રતિનિધિ મુલ્કમના હાકેમોની પેઠે સન્માન પામતો. ખલિફા મામુનના અમલમાં સેનાપતિ તાહિરે ખુરાસાન પ્રદેશના હાકેમની પદવી ન મેળવતાં સૂધી પોલિસ-પ્રતિનિધિની પદવીપર કાર્ય કર્યું હતું. પાછળના જમાનામાં સાહેબુ ઉસશરતાને વખતે વખતે વઝીરની પદવીપર કાર્ય કરતો જોવામાં આવ્યો હતો.

નાગરીક પોલિસો ' મુહતાસિબ ' ના ખિતાબવાળા એક જૂદા અધિકારીના તાબા તળે રહેતા. ખલિફા માહદિ મારફત એ જરૂરના પોલિસ-ખાતાંની સૃષ્ટિ થઇને અત્યાર સૂધી તે સઘળાં ઇસ્લામી રાજ્યોમાં વિદ્યમાન છે, મૌજૂદ છે. મુહતસિબ બઝારની તથા દૂકાનોની દેખરેખ રાખનાર અને સાધારણ લોકોના દોષ દેખાડનાર સમાલોચક હતો. તે તેના તાબાના કર્મચારીઓ સહિત દરેક શહેરમાં ફરતો અને પોલિસનો હુકમ તામિલ થયો છે કે નહિ, ખોરાકની વસ્તુઓની કેવી હાલત છે, વ્યાપારી લોકોના તોલાંનું વજન બરાબર છે કે નહિ, એ સર્વ બાબતોની તપાસ રાખતો; એ ઉપરાંત તે તમામ અશાંતિ ઉપજાવનારા બનાવોને દબાવી દેતો. કોઇ કોઇ પણ જાતની દગાબાજી કરવાની કોશિશ કરે તો તરતજ તેને સજા કરવામાં આવતી. ઇસ્લામી સાધારણ આઇન જાણનાર અબુલ હસન અલ-માવારદિએ ઇન્સાફ અને શાસન વિભાગના કાર્ય અને સત્તાનું વર્ણન કર્યા પછી લખ્યું છે કેઃ—પોલિસ ખાતાંની સત્તા ઇન્સાફ-ખાતાંના હુકમ ફેલાવવાના અને શાસન શક્તિનો પ્રયોગ કરવાના મધ્ય સ્થળમાં આવેલી હતી." તેણે એમ પણ લખ્યું છે

---

૧ સ્પેન દેશમાં હાજિબ જ ખરી રીતે વઝીરનું કામ કરતો.

કેઃ—"કાયદાની મુકરર કરેલી સીમામાં પોલિસની સત્તા સીમાબદ્ધ હતી અને કોઇ અહિત કરનારા કાર્યમાં ઘણીજ વૃદ્ધિ પ્રાપ્ત હતી. ફક્ત એથીજ તેઓ બળપ્રયોગ કરી તેનો પ્રતિકાર કરતા.

## વહેપારીઓની પ્રતિનિધિ સભા.

વહેપારની દેખરેખ રાખવા તથા દગાબાજી દબાવવા માટે વહેપારીઓમાંથી એક જવાદારી ભરેલી અધ્યક્ષ સભા સ્થપાઇ હતી. આ સભા ફક્ત કેટલાક મુકરર કરેલા વહેપારીઓ અથવા તેમાંના પ્રતિનિધિ દ્વારા સ્થપાઇને રાજસત્તા ચલાવવાને સમર્થ થઇ હતી. અર રઇસુત તુજ્જાના ઇલ્કાબવાળો એક ઘણોજ ખ્યાતિ અને સન્માનવાળો મેંબર આ સભાના સભાપતિનું કાર્ય કરતો અને એ સભાના સભાસદો અમીનના નામથી ઓળખાતા હતા. ફક્ત વહેપારના દરેક મથકે વહેપારીઓની પ્રતિનિધિ સભા નહોતી, પરંતુ દરેક મશહુર શહેરમાં સ્થાનીય આબરૂદાર માણસો અને કોઈ કોઇ વાર હાકેમો અથવા ખલિફાનાં ઠરાવેલાં માણસો દ્વારા બંધાયલી સભા ( દીવાનુ-સ—શુરા ) રહેતી અને સદરના ઇલ્કાબવાળા ઠરાવેલા અધિકારીઓ એના સભાપતિનું કાર્ય કરતા. શાસનપ્રથા સારી રીતે પ્રચલિત હતી અને મ્યુનિસિપાલિટિના નિયમોની રક્ષા કરીને તેની ઉન્નત્તિને માટે કોશિશ કરવામાં આવી હતી. ખલિફાઓના અમલના એક મશહુર તવારિખનવીશે લખ્યું છે કેઃ–" સૌભાગ્યવશાત ઇસ્લામ રાજ્યનો શાસનદંડ એકચ્છત્ર સત્તા ચલાવનારી એક વ્યક્તિના હાથમાં નહોતો. શાસનકાર્ય અને ત્યાં સુધી સરળ હતું અને એનો ભાર સ્થાનીય સભાના ઉપર સંપૂર્ણ રીતે રહેતો હતો. મુકરર કરેલા નિયમ મુજબ કર વસુલ કરવામાં આવ્યો છે કે નહિ, એ બાબતનીજ ફક્ત મુખ્ય ગવર્નમેન્ટ પોતે નજર રાખતી.

એ સિવાય નહેરોની મદદથી ખેતરોમાં જળ પહોંચાડવાનો બંદોબસ્ત પણ મુખ્ય ગવર્નમેન્ટના હાથમાં હતો. ઇરાન દેશમાં જે સ્વાય શાસનપ્રથા પ્રચલિત થઇ હતી તેને દાખલા તરીકે અહીં રજૂ કરવામાં આવે છેઃ-

" દરેક તાબાનાં સઘળાં સ્થાનો સહિત દરેક શહેરની શાસનસભા એનું પોતાનું શાસનકાર્ય ચલાવી અને કર વસુલ કરી સરકારમાં મુકરર કરેલી મહેસુલ આપતી. જ્યારે કાંઇ નવો કર નાખવાની જરૂર પડતી. આસપાસનાં શહેરની સાથે વિવાદ થતો, ત્યારે એ સભા મુલ્કના હાકેમની સાથે સલાહ કરતી; આવી રીતે અનેક અર્ધ સ્વાધીન શાસનસભાઓ પેદા થઇ હતી. એ સઘળાં શહેરોની સ્થિતિ યુરોપનાં સ્વાધીન શહેરોની સ્થિતિ જેવી લગભગ હતી. તાબાનાં સર્વ સ્થળો સહિત દશ લિગ ( ત્રીસ માઇલ ) માં

વિસ્તારેલું બલ્ખ શહેર ચારે બાજૂએ માટીની દીવાલ વડે ઘેરાયલું હતું. સગડ, સમરકંદ, હિરાત, બુખારા, ખ્વારિઝ[1] રય, હમદાન અને બીજાં કેટલાંક શહેરો પણ આવી રીતે વિસ્તૃત હતાં આવી રીતે પ્રજાની માનસિક ઉત્કર્ષતા અને અન્ય કાર્યોમાં એ સમસ્ત સ્વાય અને શાસનસભાનું ખાસ પ્રાધાન્ય જોવામાં આવતું હતું. મુખ્ય ગવર્નમેન્ટ ફક્ત સહકારી શાસનકર્ત્તાની નિમણુક કરતી અને સાધારણ રીતે સ્થાનીય આબરૂદાર માણસો, કાઝીઓ અને બીજા માનવંતાં માણસોમાંથી તેઓ તેમને પસંદ કરતા. એ સઘળા સ્વાધીન શહેરોના સહકારી શાસનકર્તાનું પદ એટલું બધું જવાબદારી ભરેલું હતું કે, ઘણીવાર એ કાર્યમાં રાજ્યવંશમાં જન્મેલા માણસોને નિમવામાં આવતાં.

આ પહેલાં વર્ણવવામાં આવ્યું છે કે ખલિફાઓના શાસનકાળમાં આખા રાજ્યમાં કેવી રીતે મુસાફિરખાનાંઓ અને આરામગૃહો બંધાતાં તથા બગદાદથી પવિત્ર મક્કાનગરી અને બીજાં અગત્યનાં સ્થાનો સુધી સરોવરો બંધાવવામાં આવ્યાં હતાં. તીર્થના જાત્રાળુઓ અને મુસાફરો દુઃસમયે એ સઘળાં મુસાફિરખાનાં અને વિશ્રામ ગૃહોમાં આશ્રય લેતા અને ભયંકર તરસને વખતે એ સઘળાં સરોવરોમાંથી જળપાન કરતા. તીર્થ જાત્રાળુઓને બેદુઇન અરબોની લૂંટફાટમાંથી બચાવવા ખાતર અમીરૂલ-હજ્જ ( હાજીઓની દેખરેખ રાખનાર ) ના ઇલ્કાબવાળો એક માણસ નિયુક્ત હતો, લશ્કરની એક ટુકડી લઇને તીર્થ જાત્રાળુઓની સાથે જવાનું તેનું કર્ત્તવ્ય હતું.

બનજાવર જાતિઓના સુબંદોબસ્ત માટે અને તેમને શાસનમાં રાખવા માટે અમીરૂલ અરબના[2] ખિતાબવાળા કેટલાક માણસોને નિમવામાં આવતાં તેઓ બેદુઇનોની સચ્ચરિત્રતાને માટે જવાબદાર હતા.

### ઇન્સાફ ખાતું.

ઇન્સાફ ખાતું પણ એક મુખ્ય ખાતાંની અંદર ગણાતું હતું. જૂદા ધર્મના અનુયાયીઓમાં સ્વત્વાધિકાર સંબંધી ઇન્સાફ કરવાનો ભાર તેમના પોતાના ધર્મના અનુયાયી નેતા અથવા માજીસ્ટ્રેટોના હાથમાં રહેતો અને મુસલમાનોના ઇન્સાફનો ભાર કાઝીઓના હાથમાં રહેતો. દરેક શહેરમાં એક એક કાઝી અને મોટાં મોટાં શહેરોમાં કેટલાક નાયબ ( સહકારી ) કાઝી

૧ એ શહેરનું નામ મદિના તુલફિલ ( હસ્તીનું શહેર ) હતું.

૨ રોમન અને બાઇઝનટાઇન અમલમાં એ વ્યક્તિ જાનવરોની પદવીપર વિરાજિત હતી.

રહેતા. બગદાદનો મુખ્ય કાઝી કિલકુઝ ઝાતના[1] નામથી ઓળખાતો અને કાર્યતઃ તે ઇસ્લામ સામ્રાજ્યનો સહુથી શ્રેષ્ઠ વિચારક ( ન્યાયાધીશ ) હતો. કાઝીઓને ઇન્સાફના કામમાં મદદ કરવા માટે હાલના દલિલ સાબીત કરનારા માણસોના જેવા એક જાતના અમલદારો નિમવામાં આવતા, તેઓ " આયાદલ ' ના નામથી ઓળખતા.

ફોજદારી ઇન્સાફના કાર્યનો ભાર સાહિબુલ મઝાલિમના ઇલ્કાબવાળા એક માણસના હાથમાં હતો, પરંતુ અભાવ અભિયોગ ( ફરિયાદ ) તથા વધાયક ( દેખરેખ રાખનાર ) સભાજ ( અદ-દીવાન અન-નઝર ફિલમ ઝાલિમ ) એ ખાતાના સહુથી વડા ન્યાયાલયરૂપ હતી. ખલિફા પોતે અથવા તેમની ગેરહાજરીમાં તેમનો એક મુખ્ય કર્મચારી એ સભાનું સભાપતિપણું કરતો. મુખ્ય કાઝી હાજીબ, રાજ્યનો મુખ્ય સેક્રટરી અને કેટલાક મુફતિ અથવા વ્યવહાર શાસ્ત્રકુશળ વગેરે એ સભાના જૂદા જૂદા મેંબરોને તેમાં ભાગ લેવા માટે ખાસ કરીને બોલાવવામાં આવતા. જો ગુન્હેગાર માણસ અનુચર સંપ્રદાયનો અથવા સરકારી કર્મચારી હોય તો તેથી કાઝીનો હુકમ અમલમાં મૂકવો મુશ્કિલ થઇ પડતો; એટલા માટે એ સહુથી ઉંચું ન્યાય ખાતું સ્થાપવાની જરૂર થઇ પડી હતી કોઇ પણ મનુષ્ય એ વિચારાલયના આહવાહનની અપમાનના કરવાનું સાહસ કરી શકતું નહિ; અથવા કોઇ એવું શક્તિશાળી પણ નહોતું કે જે એની સખ્તાઇમાંથી આબાદ છટકી શકે.

જોકે ખલિફાઓની પડતી વખતે ન્યાયખાતાંની અવનતિ થવા આવી હતી, તો પણ નુરુદ્દીન મહમ્મુદના શાસનકાળ પહેલાં નિયમિત ઉચ્ચ ન્યાયાલય સ્થાપિત થયું ન હતું. તેણેજ પ્રથમ દારૂલ અદલ સ્થાપન કરીને તેનાદ્વારા જૂદા પ્રકારનાં ન્યાયાલયો એકી સાથે એકઠાં કરી નવીન ન્યાય ખાતું બાંધ્યું હતું અને તેની ઉન્નતિ સાધન કરી હતી.

સચ્ચરિત્રવાન હોવા વિના એ સઘળાં ન્યાય મંદિરોમાં કોઇ પણ વ્યક્તિ સાક્ષી આપવા અથવા કાંઇ પણ દલીલ રજુ કરવાને શક્તિમાન થઇ શકતી નહોતી, પરંતુ એ સઘળા મગજમાંથી ઉપજાવેલા જ્ઞાનવાળા અને પ્રતિભાવાળા નિયમો ઘણીવાર અમલમાં મૂકાતા નહોતા.

---

૧ અબુ યુસુફ ખલિફા રશિદદ્વારા પ્રથમ કાઝી અલકઝાતની પદવીપર વિરાજિત થયો હતો.

## ખેતી ખાતું.

આખી સલ્તનતમાં ટાઇગ્રીસ અને યુફ્રિટીસ નદીની વચ્ચેનો પ્રદેશ ઘણોજ ફળદ્રુપ અને સમૃદ્ધિ સંપન્ન હતો અને એ મુખ્ય ગવર્નમેન્ટની હકુમત તળે હતો એથી એની ખેતીની ઉન્નતિ અને સમૃદ્ધિની વૃદ્ધિને માટે ખાસ લક્ષ રાખવામાં આવ્યું હતું. આખા પ્રદેશમાં અસંખ્ય નહેરો ખોદાવવાથી જમીનની ફળદ્રુપતા વૃદ્ધિ પામી હતી અને જળની નિકાસનો સારો બંદોબસ્ત હોવાથી જળવાળી જમીનનું જળ સહજમાં નીકળી આવતું હતું. ખલિફા માહદિએ વાસિત જિલ્લામાં એક નહેર ખોદાવી હતી, તેની મદદથી એક વિશાળ જમીન વિભાગ ખેતીને માટે ઉપયોગી થયો હતો. ખલિફા મનસુરના એક કાકાએ અલબારની નજીકમાં યુફ્રિટીઝ નદીથી બાગદાદ સુધી એક નહેર ખોદાવી હતી, એ શહેરના પશ્ચિમ ભાગમાં થઇને ટાઇગ્રીસ નદીમાં પડતી હતી, એ એટલી બધી પહોળી હતી કે, મોટાં મોટાં વહાણો એમાં આવજાવ કરી શકતાં હતાં. દાજાયલ નહેર તિક્રિતની નજીકની મૂળ નદીમાંથી બહાર નીકળીને અનેક શાખા પ્રશાખામાં પરિણત થઇ હતી. એના દ્વારા બગદાદની ઉત્તરના સઘળા જિલ્લાઓમાં જળસિંચનનું કાર્ય નિર્વાહિત થતું હતું. ટાઇગ્રીસ નદીની પૂર્વ દિશાના જિલ્લાઓમાં પણ એવીજ રીતે ખેતીની ઉન્નતિ થયેલી જોવામાં આવી હતી. ખેતીના કામની ઉન્નતિને માટે આવો સુબંદોબસ્ત ફક્ત એકાદ મુલ્કમાંજ સીમાબદ્ધ થયો નહોતો, પરંતુ આખા રાજ્યમાં ખેતી અને બગીચાના ઉત્કર્ષની વિદ્યાની ઉન્નતિ કરવી એ ધર્મ વિષયક કર્ત્તવ્યમાંનું એક મુખ્ય કર્તવ્ય ગણાયું હતું આખ્યાયિકા લખનારાઓએ લખ્યું છે કેઃ—" એ સમયે ઇરાક અને દક્ષિણ ઇરાનમાં અનેક સુંદર સુંદર બગીચા નજરે પડતા. આખા રાજ્યમાં ખાસ કરીને બગદાદ અને કુફાની વચ્ચેની જગાએ દોલતવાળા શહેરો ઉન્નતિશીલ ગામો અને સુંદર સુંદર ગ્રામ્યગૃહો વિદ્યમાન હતાં. સલ્તનતના ખનિજ પદાર્થોને બરાબર તપાસીને વ્યવહારોપયોગી બનાવ્યા હતા. ખુરાસાનની લોઢાની ખાણ અને કેરમાનની સીસા તથા રૂપાની ખાણમાંથી વિચક્ષણ વ્યક્તિની દેખરેખ તળે એ સર્વ ધાતુઓ કઢાવવામાં આવતી. તબ્રિજમાં ચીની બાસન અને માર્બલ પત્થર, દક્ષિણ ઇરાનમાંથી ગંધક તથા જોર્જિયામાંથી શિલાજત મળી આવતો હતો.



## શિલ્પોન્નતિ.

બસરાની કાચ અને સાબુની શિલ્પશાળાએ (હુન્નરખાનું) સમગ્ર સભ્ય જગતમાં પ્રસિદ્ધિ મેળવી હતી. ખલિફા મુતાસિમે બગદાદ, સામારો અને બીજાં કેટલાંક મુખ્ય મુખ્ય સ્થળે શિલ્પશાળા સ્થાપન કરવાથી એ સર્વ શિલ્પ દ્રવ્યની વિશેષ ઉન્નતિ થવા પામી હતી. એ સિવાય તેણે જૂદી જૂદી જગાએ કાગળ બનાવવાનાં કારખાનાં સ્થાપીને એમાં કાર્ય કરવા માટે મિસર દેશમાંથી કુશળ માણસો આણ્યાં હતાં, કારણ કે, એ સ્થળના લોકો ઘણા પ્રાચીન કાળથી કાગળ બનાવવાની કળાના વિષયમાં ઘણા કુશળ અથવા બાહોશ હતા. ઇરાનના દરેક મુખ્ય મુખ્ય શહેરમાં વસ્ત્રપર જરીનું કામ કરવા માટે રાજકીય કારખાનાં હતાં અને એ ઉપરાંત એમાં ઘણીજ ઉંચી જાતના તથા ઉંચી કીમતનાં રેશમી સાટીન, બુટ્ટાદાર રેશમી વસ્ત્રો તથા ગાલિચા વગેરે તૈયાર થતા, ઇરાન, ઇરાક અને સિરિયા દેશની અસંખ્ય સાળોમાંથી જે ઝીણાં કારીગરીવાળાં વસ્ત્રો તૈયાર થતાં. તેના દ્વારા ઇસ્લામી શાસનકાળની શિલ્પોન્નતિનો ખાસ પરિચય મળી આવે છે.

રેશમ અને અર્ધ રેશમના બનાવેલા માથે બાંધવાના રૂમાલને માટે કુફાનગરી ખાસ મશહુર હતી; હજી પણ પશ્ચિમ એશિયામાં એ (કુફીયા રૂમાલ)ના નામથી પ્રચલિત છે. ખુજિસ્તાન (પ્રાચીન સુસિયાના) પણ તેમાં બનતાં ઝીણાં વસ્ત્રોને માટે પ્રખ્યાત હતું. આખી દુનિયામાં તોસતરના સુંદર બુટ્ટાવાળાં રેશમી કપડાંનો કારકાબનાં મૂલ્યવાન ગાલીચાનો અને સુત્રના રેશમી અને સાટીનનાં વસ્ત્રોનો ઘણો ઘણો અભાવ જોવામાં આવતો હતો. બીજા કેટલાક મુલ્કો પણ તરેહ તરેહની કારીગીરીની ચીજોને માટે સમાન રીતે મશહુર હતા. સુસાન ગાર્ડમાં બુટાદાર વસ્ત્રોપર જરીનું તથા ઉંટના રૂવાંનાં બારીક કારીગીરીવાળાં કપડાં અને ગાલીચા બનાવવાનું કારખાનું હતું. એ સિવાય સુલ્તાનને માટે ચારે બાજૂના કિનારાઓમાં રેશમના ભરેલાં વસ્ત્રો, કાચું રેશમ અને ઉંટ તથા બકરાંના વાળનાં કપડાં વગેરે તૈયાર થતાં. એ સ્થળે રેશમનાં ભરેલાં ઉમદા અંગરખાં તૈયાર થતાં અને એ સિરાજ શહેરના પશમના બનાવેલા જામાનાં કરતાં ઘણાજ ઉત્તમ હતાં. ખુરાસાનનાં સઘળાં મશહુર શહેરોમાં બુટ્ટાદાર રેશમી વસ્ત્ર, ગાલીચા, કાંબળ, પર્દા, ગાદી અને તકિયાનાં ઢાંકણો અને દરેક જાતના વાળનાં બનાવેલાં કારીગીરીવાળાં વસ્ત્રો વગેરે તૈયાર થતાં. સારાંશ કે, સલ્તનતનાં દરેક શહેરમાં તરેહ તરેહવારની ધાતુના બનાવેલા પદાર્થો તથા રેશમ, પશમ અથવા શણનાં વસ્ત્રો વગેરેની બનાવટ માટે કારખાનાં હતાં. સિરિયા દેશ કાચના પદાર્થો માટે પ્રખ્યાત હતો

અને બીજી હીજરીની શરૂઆતમાં એમાં રંગીન અને અર્ધ સ્વચ્છ કાચ તૈયાર થતા. બાહોશ કારીગરો એ સઘળી કાચની ચીજોપર સોનેરી અને બીજા રંગની તરેહ તરેહની નમુનેદાર કારીગીરીવાળાં કામ કરતા અને એ સિવાય પ્રાચીન લેખકોએ નાના પ્રકારના ઉત્કૃષ્ટ કાચના પદાર્થો બનાવવાની વાતનો ઉલ્લેખ કર્યો છે. મિસરના ફાતેમાઇદ ખલિફાઓના ખજાનામાં એક પ્યાલો ૩૬૦ દીનારની કીમતે વેચાયો હતો. સફેદ અને આસ્માની રંગના કાચની ઉપર તરેહ તરેહની કારીગીરી કરેલા ટોલતા દીપાધારો મસ્જિદો અને રાજમહેલોમાં ઝુલતાં જોવામાં આવતા અને સઘળા લોકોએ ઘરમાં વ્યવહાર અથવા વિલાસિતાને માટે જૂદા જૂદા આકાર અને રંગનાં પાત્રોની આવશ્યકતા અનુભવી હતી.

અબ્બાસી ખલિફાઓના અમલમાં દેશમાં તરેહ તરેહના અનાજનું વાવેતર થતું. આખા રાજ્યમાં જવ, ધાન્ય, ખજુર વગેરે તરેહ તરેહનાં ફળો અને કપાસ ઘણા બહોળા પ્રમાણમાં ઉત્પન્ન થતો હતો. દરેક જાતનાં અનાજોમાં વૈજ્ઞાનિક ક્રિયાવડે ખેતીની ઉન્નતિ ઘણી સારી થયેલી જોવામાં આવી હતી. આહવાઝ અને ફારસ પ્રદેશ શેરડીની ખેતી અને તરેહ તરેહવારની કારીગીરીના ચીજોને માટે મશહુર હતા. ઇસ્લામ સલ્તનતમાં એ વખતે એટલી બધી શિલ્પશાળાઓ અને નાના પ્રકારનાં કારખાનાંઓ હતાં કે, તેના દ્વારા એશિયાની લગભગ ઘણીખરી જગાએ અને યુરોપ દેશમાં જરૂરના પદાર્થોનો સારો સત્કાર થતો. એ સમયે જુના નિશાપુરમાં એક મુલ્ક મશહુર ખેતી અને કારીગીરીની કોલેજ હતી. અને એ નામાંકિત પદાર્થ વિદ્યા જાણનારાઓના મેળાપની જગામાં બદલાઇ ગઇ હતી. ઘણું કરીને એ કોલેજની મદદથી ખેતી, હુન્નર અને વહેપાર રોજગારની ઉન્નતિ સાધિત થઇ હતી. એ સ્થળે સર્વથી પ્રથમ ખાંડ સાફ કરવાનો ઉપાય યોજાઇને એના દ્વારા ત્યાં પહેલ વહેલું કામ શરૂ થયું હતું. એ કળાએ ત્યાંથી વહેપારાર્થે ખુજિસ્તાન અને ત્યાંથી બીજી હુન્નરની ચીજોના પેઠે સ્પેન દેશમાં વિસ્તાર પ્રાપ્ત કર્યો. બાર્લિ, જવ, ચોખા, ફળ, માઝેન્દ્રાનનાં મશહુર ફૂલ, ખાંડ, કાચ અને લોઢાના બનાવેલા પદાર્થો, રેશમ પશમ અને શણુ, તેલ, ગુલાબજળ, કેસર, ખજુરમાંથી બનાવેલો એક જાતનો સુગંધીદાર પદાર્થ, વાળમાં વપરાતાં ખુશબોદાર એસેન્સ, અંગુરનું શરબત અને ફૂલનું તેલ વગેરે સાધારણ શિલ્પ દ્રવ્ય ઇસ્લામ રાજ્યમાંથી જૂદા જૂદા દેશોમાં રવાના થતાં. હિન્દુસ્તાન અને પૂર્વના ઉપદ્વીપોની નજીકના સઘળા દ્વીપો ( બેટો ) માંથી અનેકજાતના મસાલા, દારૂઓ, ચંદનનાં લાકડાં, ઉમદા કીમતી

પત્થરો, મણિ, મોતી, અબલુસનાં કાષ્ટો અને હાથીદાંતની ઇસ્લામી સલ્તનતમાં આયાત થતી.

ફારિસ્તાનમાં નમક, રૂપા, સીસા, લોઢાં અને ગંધકની ખાણો હતી એથી એ ખનીજ પદાર્થમાં સમૃદ્ધિસંપન્ન હતું. ચીઝેદની નજીકનાં સ્થળેથી પણ રૂપું મળી આવતું.

### કર વસુલ કરનારૂં ખાતું.

નીચે લખેલા ઉપાયોથી ઇસ્લામ સલ્તનતનો રાજકીય કર વસુલ કરવામાં આવતો:-( ૧ ) જમીનનો કર, ( ૨ ) ઉપજેલા અનાજનો દશમો ભાગ અથવા આવકનો કર ( ઓશર, જાકાત, સદકા ) ( ૩ ) ખાણો અને ગૌચર ભૂમિમાંથી ઉપજેલી આવકનો એક પંચમાંશ, ( ૪ ) મુસલમાન સિવાય જૂદા ધર્મના અનુયાયીઓના ઉપર ઠરાવેલો કર, લડાઇના કામને બદલે આ કર આપવો પડતો, ( ૫ ) વહેપાર રોજગારનો કર, ( ૬ ) નમક અને માંછલાનો કર, ( ૭ ) રસ્તાની બાજૂએ અને બઝારોમાં દૂકાન કરીને રૈયતના વ્યવહાર માટેની જગા રોકવાથી એ દૂકાનદારો પાસેથી વસુલ કરવામાં આવતો કર, ( ૮ ) તરેહ તરેહનાં કારખાનાંઓ અને હુન્નરખાનાંઓપર ઠરાવેલો કર, ( ૯ ) મોજશોખની ચીજોપર ઠરાવેલો કર, ( ૧૦ ) આયાતની ચીજોપર ઠરાવેલો કર, પણ બહાર વહેપાર ફેલાવવા માટે ખલિફા વાસિકે આયાતની ચીજોપરનો કર માફ કર્યો હતો.

ત્વારિખનબાશ વોન ક્રિમેર સાહેબે લખ્યું છે કે:—“ આ સઘળા કર વસુલ કરવાના રિવાજપરથી પ્રમાણ મળી આવે છે કે, સાધારણ લોકો ખલિફાના વઝીરોને જેવા મૂર્ખ ધારતા હતા, ખરી રીતે તેઓ તેવા નહોતા. ”

ખેડુતોની ઉન્નત્તિને માટે અબ્બાસી ખલિફાઓ ખાસ આગ્રહ પ્રકટ કરતા અને તેની હાલત સુધારવા માટે દરેક જાતની કોશિશ કરતા. ખલિફા મનસુરે ઉપજેલા ઘઉં અને જવના કર તરીકે રૂપિયા લેવાનો રિવાજ ફેરવીને ખલિફા મુતાસિમનો રિવાજ ( અથવા ઉપજેલા અન્નનો કર વસુલ કરવો ) ચાલૂ કર્યો. જે સઘળી જમીનમાં સારો પાક પેદા થતો નહિ તેને માટે અને ખજુર, તાલ વગેરે ફળનાં ઝાડો માટે મોહોરો દ્વારા જૂનો કર વસુલ કરવાનો રિવાજ ચાલૂ થયો હતો. પરંતુ એ ઉપાયે કર વસુલ કરવામાં પ્રજાજનોપર અત્યાચાર કરવામાં આવતો, એથી ખલિફા માહદિએ તેના પિતા ખલિફા મનસુરના ફેલાવેલા કર વસુલ કરવાના રિવાજને ફરીવાર [illegible] એવો હુકમ બહાર પાડ્યો કે, ઉપજેલા અનાજની

હાલત પ્રમાણે દરેક જાતના પાક માટે અનાજનો કર વસુલ કરવામાં આવશે. જો જમીન સ્વાભાવિક રીતે ફળ દ્રૂપ હોય અને પાક ઉત્પન્ન કરવામાં કાંઇ પણ મહેનત કરવાની દરકાર રહેતી ન હોય, તો ખેડુત લોકો રાજસરકારમાં ઉપજેલા અનાજનો અરધો ભાગ, જો જમીનમાં પાણી પાઇ વધારે મહેનત કરવી પડે અને પૈસા ખર્ચવા પડે તો ત્રીજો ભાગ, જો એના કરતાં વધારે મહેનત અને પૈસા ખર્ચવા પડે તો ચોથો ભાગ, અને એટલુંજ નહિ પણ વખતે પાંચમો ભાગ કર તરીકે આપવો પડતો; દ્રાક્ષના ખેતરો, ખજૂર અને બીજાં ફળોના બગીચાઓમાંથી ઉપજેલાં ફળોના અરધા અથવા ત્રીજા ભાગના મૂલ્ય જેટલા રૂપિયા કર તરીકે લેવામાં આવતાં એને ઉત્પન્ન થયેલા અનાજની સ્થિતિ પ્રમાણે અનાજનો કર વસુલ કરવાનો રિવાજ ( મુકાસિ મેહ[1] ) કહેતા અને એ મોહોરો દ્વારા પ્રાચીન કર વસુલ કરવાના રિવાજ ( મુકાસિ મેહ ) થી ઉલટું હતું; ફકત જમીનના પ્રમાણ ઉપર ઉપજેલા અનાજપર એ કર મુકરર કરવામાં આવતો.

૨૦૪ હિજરીમાં ( ઇ. સ. ૮૧૯ ) ખલિફા મામુને કરનું પ્રમાણ એથી પણ ઓછું કર્યું, એને લીધે ઘણીજ ફળદ્રૂપ જમીનનો કર પણ ઉપજેલા અનાજના અર્ધા ભાગને બદલે એ પંચમાંશ થયો હતો; પરંતુ બાલિલોનિયા, કાલડિયા, ઇરાક, મેસોપોટેમિયા અને ઇરાન દેશમાં અનેક જમીનદારો અને નિષ્કરભોગી ભૂઅધિકારીઓ હતા; એ સઘળા દેશો જીતતી વેળાયે તેમની જમીનના કરનું પ્રમાણ વધતું નહિ, એથી તેઓ તમામ જાતના જુલમોમાંથી બચી જતા. ઉત્તર ઇરાન અને ખુરાસાનની ગ્રામ્ય સભાઓએ પણ આવો અધિકાર મેળવ્યો હતો. આવી રીતે ત્રણ પ્રકારે જમીનના કર મુકરર કરવામાં આવ્યા હતાઃ—

( ૧ ):—ફકત જમીનના પ્રમાણપર મુકરર કરેલી મોહોરો દ્વારા, ઉપજેલા અનાજદ્વારા, અથવા બન્ને પ્રકારે કર વસુલ કરવો ( મુહાસિએહ ) ( ૨ ) ઉપજેલા અનાજના પ્રમાણ મૂજબ ફકત અનાજપર કર વસુલ કરવો ( મુકાસિ મેહ ) ( ૩ ) ગવર્મેન્ટ અથવા કોઇ ખાસ વ્યક્તિઓમાં કાંઇ માફી અથવા કરની મુકરર કરેલી રકમ મૂજબ કર વસુલ કરવો ( મુકાતિયહ ) ત્રીજી જાતના કર આપનારા માણસો ખલિફાઓની ખાનગી મિલકતની જમીન ભોગવતા. સફ્ફાહના શાસનકાળમાં પણ પ્રજાને જરૂર વખતે કર માફ કરવામાં આવતો. દાખલા તરીકે આ સ્થળે ઉલ્લેખ કરી શકાય તેમ છે કે, ખલિફા મુતાજિદે રાજ્ય સંબંધી વરસ માર્ચ માસની ૧૭ મી જૂન તારીખે

૧ આ રિવાજ હજી પણ હિંદમાં ચાલુ છે.

( ૧૧ મી રબિઉલ અવ્વલ ) બદલાવીને વરસની એક ચતુર્થાંશ મહેસુલ માફ કરી દીધી હતી. ત્યાર પછી જુલાઈની ૨૧ મી તારીખે એ દિવસ બદલાવાથી વિશેષ મહેસુલ માફ થઇ હતી. જો આપણે ઇસ્લામ સામ્રાજ્યની ઉન્નતિ સ્થિતિ, ખેડુતોની સમૃદ્ધિ અને વહેપાર રોજગારની શ્રી વૃદ્ધિની આલોચના કરીએ, તો તેથી ખલિફા રશિદની વાર્ષિક આવક ૨૭૨૦૦૦૦૦૦ દિરહેમ અને ૪૫૦૦૦૦૦ દિનારની અથવા ખલિફા મામુનના રોજના ખર્ચ ૬૦૦૦ દીનારની વાત સાંભળીને આપણને અજાયબી થયા વિના રહેશે નહિ.

## લશ્કરી ખાતું.

મુસલમાન લોકોએ સિરિયા દેશ જીતવાની સાથે સાથે ઉત્તર સરહદના પ્રદેશને રોમન લોકોના આક્રમણથી બચાવવા ખાતર પોતાનાથી બનતા ઉપાય યોજ્યા હતા. એ સરહદના સંરક્ષણનું કાર્ય બીજા ખલિફા હજરત ઉમર ( રદી ) ના અમલથી આરંભીને સઘળા ઉમ્મિયાઓના શાસનકાળ સુધી એક સરખી રીતે ચાલ્યું હતું, પરંતુ ખલિફા મનસુરે પાયતખ્તપર આવ્યા પછી નિયમિત રીતે સરહદના રક્ષણ તરફ ખાસ લક્ષ આપ્યું હતું. તારસસ, આદના, મેસિસિયા, મારાશ, માલાશિયા નામનાં ખાસ જરૂરનાં સઘળાં લડાયક મથકો રાજમાર્ગોના સંધિસ્થળે અથવા પહાડી પર્વતોના ઢળતા ભાગમાં આવેલાં હતા. ખલિફા મનસુરે એ સઘળાં સ્થળો જીતીને તેને મજબૂત કિલ્લાવડે સુરક્ષિત કર્યાં. ૧૩૩ હિજરીમાં ( ઈ. સ. ૭૫૦–૫૧ ) એમનો એ માલાશિયાના કિલ્લાને જમીનદોસ્ત થવાથી ખલિફા મનસુરે ૧૩૯ હિજરીમાં એ કિલ્લાને ફરીવાર બંધાવી તેમાં ચાર હજાર સિપાહીઓને સ્થાપન કર્યાં. એ સઘળા સિપાહીઓ સગવડભરેલા સેનાનિવાસમાં રહીને મુકરર કરેલા વેતન–પગાર કરતાં વધારે વેતન મેળવતા; દરેક સિપાહી રોજની ખોરાકી બાદ વાર્ષિક ૧૦૦ દિનાર ઉપરાંત ૧૦ દિનાર વધારે મેળવતો. ખલિફા મનસુરે સિલિસિયા મુલકના હાદાત નામક સ્થાને, જિબાત્રામાં ( રોમન લોકો એને જેપ્રિટન કહેતા, ) લેઓડિસિયા શહેરમાં અને પિરિજિયા તથા કેપાડોસિયા પ્રદેશની જૂદી જૂદી જગાએ કિલ્લા બંધાવ્યા. ખલિફા રસિદે મારાશ નગરને અને સિડનાસ નદીના કિનારાપરના પ્રાચીન તારસસ શહેરને ધ્વંસના મુખમાંથી બચાવીને તેને મજબૂત કિલ્લાવડે સુરક્ષિત કર્યાં. એ ઉપરાંત તેણે મારાશની નજીકનો હારૂનિયા નામનો કિલ્લો અને રાણી ઝુબઇદાએ ઇસકાન દેરૂન ( આલેકજેન્ડ્રા નગરી ) શહેર ફરીવાર બંધાવ્યું. સરહદના મુલકોની રક્ષા માટે ખલિફા રસિદે જે ઉપાય યોજ્યા હતા, તે આ પહેલાંજ વર્ણવ્યાં

આવ્યા છે. તેણે કિંનિસરિન મુલ્કથી સરહદનાં સ્થાનો અલગ કરીને તેના દ્વારા એક જૂદો પ્રદેશ બાંધ્યો એન્તિયેક, મેમબિજ, દુલુક, કુરિસ વગેરે સ્થળોનો એની અંદર સમાવેશ કર્યો અને એ પ્રદેશને લડાયક કામને માટે ઉપયોગી બનાવીને જરૂરની જગાએ લસ્કરનો પડાવ નાખ્યો અને ઇંટ, તથા લાકડાંના બનાવેલા અસંખ્ય નવીન કિલ્લાઓ બંધાવ્યા. એ સમસ્ત સ્થળે રહેનારા સિપાહીઓ ઠરાવેલા પગાર ઉપરાંત રોજની ખોરાકી અને બક્ષિશ મેળવતા. લડાયક હથિયારો, યુદ્ધનો પોશાક અને ઘોડા વગેરેને સારી હાલતમાં રાખવા એ તેમનું કર્ત્તવ્ય ગણાતું હતું ખેતીનું કામ કરવા માટે ઘણીવાર તેમને અને તેમનાં કુટુંબને ભૂસંપત્તિ આપવામાં આવતી. ગ્રીક લોકોના અવિરામ આક્રમણથી એ સઘળાં નાબૂદ થયેલાં અને જનશૂન્ય બનેલાં સ્થળોએ લોકવસતિ સ્થાપન કરાવી તેના દ્વારા તેની શક્તિની વૃદ્ધિ કરવા માટે દૂરના દેશોમાંથી સઘળા લોકોને બોલાવીને વસવાસ કરવા દેવામાં આવ્યો હતો.

ગ્રીક બાદશાહ અને મુસલમાન ખલિફાઓની શક્તિના ઘટાડાની સાથે સાથે એ સરહદના મુલ્કની અવસ્થાનું પરિવર્તન થયું હતું; કારણ કે તેઓ એક સૈકા સુધી એકબીજાની સાથે ભયંકર લડાઈમાં રોકાયા હતા. જર્મનીની અંદરની રાઇન નદીના કિનારાપરનાં સ્થાન અથવા ઇટાલીની અંદરના લોમ્બર્ડી મુલ્કનો પ્રત્યેક બિન્દુ, લોહીના બિન્દુથી રંગાયો હતો અને એનું ડગલે ડગલું યોદ્ધાઓના પગ તળે ખુંદાયું હતું, એ બન્ને સ્થાન સિવાય દુનિયાનાં બીજાં કોઇપણ સ્થાને સિરિયા અને એશિયામાઇનરની સરહદપરના મુલ્કોના જેવું મહા ભયંકર જંગ મચ્યું નહોતું. ઉમ્મૈયા વંશના પ્રતાપશાળી અને દક્ષ ખલિફાઓના શાસનકાળમાં અરબોએ સિલિસિયા અને કેપાડોસિયા પ્રદેશની વચ્ચેનાં સ્થાન સુધી પોતાનો અધિકાર ફેલાવ્યો હતો. ખલિફા બીજા યઝિદના અને તેની પછીના નિર્બળ ખલિફાઓના અમલમાં ગ્રીક લોકોએ તેમનો ગુમાવેલો અધિકાર પાછો મેળવ્યો. અબ્બાસી ખલિફાઓના અમલમાં ઇસ્લામિક શાસનદંડે નવીન શક્તિ મેળવીને તરતજ સરહદનાં શહેરોનો ઉદ્ધાર કર્યો હતો. ગ્રીક લોકોએ વારંવાર સંધિનો ભંગ કરીને મુસલમાની રાજ્યપર હુમલા કરવાની શરૂઆત કરવાથી ખલિફાઓ દરેક ઉન્હાળામાં એ સઘળી જગાએ એક મોટું લસ્કર રાખવાને લાચાર થયા હતા. વખતે વખતે એ વાર્ષિક કૂચ (અસ. સેઇફા) લડાઇના રૂપમાં બદલાઇ હતી; પરંતુ ફક્ત સિલિસિયા અને સિરિયાની સરહદના મુલ્કમાં લસ્કરી ચોકી (રિબાત) સ્થાપિત થઈ નહોતી, પણ ટ્રાન્સોક્ષિયાના, જોર્જિયા અને આર્મિનિયા પ્રદેશમાં પણ આવી જાતની લસ્કરી ચોકી સ્થાપિત થઇ હતી. દરેક જગાના દરેક લસ્કરી મથકોમાં લાકડાંના બનાવેલા કિલ્લાઓ બંધાવવામાં આવ્યા હતા.

લડાઇને વખતે બે જાતનાં લશ્કર રહેતાં. ૧ લું–નિયમિત લશ્કર[1] તેના સિપાહીઓ રાજસરકારમાંથી મુકરર કરેલો પગાર મેળવતા; ૨. જું–સ્વેચ્છાસેવક લશ્કર[2] તેઓ પોતાનું કર્ત્તવ્ય માની લડાઇમાં ભાગ લેતા અને લડાઇને વખતે ફક્ત ખોરાકી મેળવતા. ઘરમાં ગેરહાજરી રહેતી વેળાયે તેમનાં સ્ત્રી પુત્ર અને કન્યાઓ વગેરે રાજસરકારમાંથી અનાજ અથવા દ્રવ્ય મદદ તરીકે મેળવતાં. નિયમિત લશ્કર જૂદી જાતના હથિયાર વડે સુસજ્જિત થતા. પાયદળ સિપાહીઓની પાસે ભાલા–બરછી અને તલ્વારો રહેતી અને ધનુર્ધારીઓની પાસે તલ્વાર, ઢાલ તથા ધનુર્બાણ રહેતાં, એ સિવાય પાયદળ લશ્કરીઓનું મસ્તક લોઢાના મુકટથી, છાતી બખ્તરથી અને હાથ પગ લોઢાની ખોળીથી રક્ષિત રહેતા. દરેક લશ્કરી ટુકડીમાં યંત્રની મદદથી આગ (ગ્રીક અગ્નિ) ફેંકનારા સિપાહીઓ રહેતા, તેઓ દુશ્મનના લશ્કરપર ગ્રીક અગ્નિ અથવા તેમના બનાવેલા અગ્નિનું બળ વરસાવતા; એ સિવાય તેમની સાથે સુરંગ ખોદનારો એક કાફલો કોદાળી, તલ્વાર અને ઢાલથી સુસજ્જિત થઇને સાથે ચાલતો. આગ ફેંકનારા સિપાહીઓ બળે નહિ એવા જામાથી સજ્જિત રહેતા એથી તેઓ દુશ્મનોના સળગાવેલા કિલ્લામાં દાખલ થઇ શકતા હતા. દશ હજાર સિપાહીઓદ્વારા લશ્કર એકઠું કરીને અમીરોના ઇલકાબવાળા સેનાપતિના તાબા તળે તેને પરિચાલિત કરવામાં આવતું. એક હજાર સિપાહીઓનો સરદાર 'કાયેદ.' એકસો સિપાહીઓનો સરદાર નકિબ અને દશ સિપાહીઓનો સરદાર આયારિફના નામથી ઓળખાતો હતો સિપાહીઓના વિભાગ અને હથિયાર વગેરેના ભેદ મૂજબ તેમના પોશાક વગેરેનો પણ ભેદ હતો. ખલિફા મુતાવાકિલના અમલમાં નિયમિત સિપાહીઓ ખાખી રંગના પાતળા જામા પહેરતા અને ઇરાન દેશના રિવાજ મૂજબ કમરની ચારે બાજૂએ વાંકી તલ્વાર બાંધવાને બાધ્ય થતા.[3]

જૂદા દેશના સિપાહીઓદ્વારા એક ખાસ લશ્કર એકઠું થયું હતું, એ રાજકીય અંગરક્ષક લશ્કરના[4] નામથી ઓળખાતું હતું. તેઓ મોટા પગાર મેળવતા અને ભપકાદાર પોશાક પહેરતા. ખલિફા મુતાસિમે તેના અંગરક્ષક સિપાહીઓને ભુટ્ટાદાર પોશાકથી સજ્જિત કરીને સ્વર્ણમય કમરબંધ આપ્યા હતા.

---

૧ મુર્તાજિકેહ.

૨ મુતાતાબિયેહ.

૩ અરબો તેમની તલ્વાર ખભાપરથી ઝૂલાવતા.

૪ તેઓ અલ–રબાહલ–મુસાફિયત નામથી ઓળખાતા. ખલિફા મુતાસિમના મરણ પછી તેઓ ખરી રીતે કૌટુંબિક સૈન્યનું કાર્ય કરતા.

એ અંગરક્ષક લસ્કર સિવાય તેના કરતાં હલકી પંકિતનું બીજું એક લસ્કર હતું. તે કૌટુંબિક લસ્કરના[1] તેઓ અલ-માનુઆતના નામથી ઓળખાયા હતા. ખલિફા મુતાસિમના નામથી ઓળખાતું હતું, પાછળના જમાનામાં એ લસ્કર જુન્દા નામથી ઓળખાયું હતું. અબ્બાસી ખલિફાઓના અમલમાં સેનાપતિના સોબતીઓ અલ-ધિલમાન અલ-હુજારિયા (નિર્જન સ્થાનના બાળક)ના[2] નામથી ઓળખાતા હતા, તેમાંના નાની અપ્રાપ્ત વયનાં બાળકો ખલિફાના બાળક અનુચરનું અને પુખ્ત વયવાળા પુરુષો સેનાપતિના સોબતીનું કાર્ય કરતા. એ સઘળા યુવકો રાજદરબારમાં રહીને સૈનિક વિભાગમાં ખાસ શિક્ષણ મેળવીને રાજ કાર્યમાં નિમાતા. તેમનો જૂદો સેના નિવાસ (લસ્કરી છાવણી) હતો, ત્યાં તેઓ સુશાસનમાં રહી અમુક અંશે પારમાર્થિક ભાવે અમુક અંશે સૈનિક વિભાગનું શિક્ષણ મેળવતા.

દરેક લડાયક કૂચમાં મુકરર કરેલું એક એન્જિનિયરોનું[3] લસ્કર સાથે જતું; એ સિવાય દરેક દુર્ગમાં અને શહેરમાં કેટલાક એન્જિનિયરો નિયુક્ત રહેતા, મુખ્ય એન્જિનિયર અમીરૂલ-મનજનિકિનના નામથી ઓળખાતો હતો. તેઓ સાધારણ રીતે નિયમિત લસ્કર ખાતામાં (જુન્દમાં) કાર્ય શરૂ કરીને છેવટે ઠરાવેલા લસ્કરમાં અથવા કોઇ મુકરર કરેલા શહેરમાં નિયુક્ત થતા. એ સઘળા એન્જિનિયરોમાં યાકુબઇબ્ન સાબિર અલ-માનજાનિકિ નામનો એક પ્રખ્યાત પુરુષ હતો, તે બીજા માણસોની પેઠે નિયમિત સૈનિક વિભાગમાં કામ શરૂ કરીને છેવટે મુખ્ય એન્જિનિયરની પદવીપર અધિષ્ઠિત થઇ રાજધાની બગદાદમાં વસતો હતો. તે વિદ્યાવત્તા અને રણકુશળતા ને માટે સમાન ભાવે વિખ્યાત હતો અને કલમ તથા તલ્વાર બંનેની મદદથી તેણે સારો યશ મેળવ્યો હતો, તેણે કિમતુલ-મસાલિક[4] નામનો એન્જિનિરીંગ

---

૧ તેઓ અલ-માનુઆતના નામથી ઓળખાતા હતા. ખલિફા મુતાસિમના અમલમાં ઇતાક નામનો એક તુર્કી સૈન્યવાટના સેનાપતિ હતો. ખલિફા મુતાઓયાકિલે પાયતખ્તપર બેસી તેને ઉંચી પદવીપર સ્થાપ્યો, તે એકજ વખતે માધ રિબિન અને તુર્કી અંગરક્ષક લસ્કરનો સેનાપતિ, ખજાનચી પોસ્ટ માસ્તર જનરલ અને રાજગૃહાધ્યક્ષનું કાર્ય કરતો. એનાદ્વારા પ્રમાણ મળી આવે છે કે, અરબોમાં એ સમયે એકજ વ્યક્તિને અનેક પદ આપવાનો રિવાજ અપ્રચલિત નહોતો.

જમાનામાં એ લસ્કર જુન્દા નામથી ઓળખાયું હતું,

૨ ફાતેમાઇદ ખલિફાઓના અમલમાં તેઓ સિબિયાન અલ-હુજાર (નિર્જન સ્થાનના યુવક)ના નામથી ઓળખાતા.

૩ એન્જિનિયરો મનજનિકિનના નામથી ઓળખાતા હતા.

૪ આ ગ્રંથનું પુરું નામ કુમતુલ મસાલિક ફિસિયાસતુલ મમાલિક હતું.

વિષયનો એક ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથના સંબંધમાં અનેક ખલિફાઓએ લખ્યું છે કેઃ—" લડાયક ખાતાં સંબંધીનો દરેક વિષય એમાં ચર્ચવામાં આવ્યો હતો. કેવી હાલતમાં લડાઇનો હુકમ ફરમાવવો જોઇએ, કેવી રીતે કિલ્લા બંધાવવા જોઇએ, અશ્વપર બેસી કેવી રીતે લડાઈ કરવી જોઇએ, કેવી રીતે અશ્વપર બેસવાનું કાર્ય શિખવાડવું જોઇએ, કેવી રીતે લડાઇના અશ્વને શિક્ષણ આપવું જોઇએ, લડાઇનાં હથિયાર વગેરે કેવી રીતે સાફ રાખવાં જોઇએ, લડાઇને વખતે પત્થર ફેંકનારાં યંત્રો કેવી રીતે તૈયાર કરવાં જોઇએ, દુશ્મનની છેક નજીકમાં જઇને કેવી રીતે લડાઈ કરવી જોઇએ, કેટલી જાતનાં અશ્વારોહી સૈન્યો બાંધવા જોઇએ અને કેટલી જાતના અશ્વોનો લડાઇમાં વ્યવહાર કરવો જોઇએ ઇત્યાદિ અનેક વિષયો એ પુસ્તકમાં લખેલા હતા.

કોઇ સ્થળે કૂચ કરતી વેળાયે દરેક લશ્કરી કાફલાની સાથે હકીમોનું એક મંડળ તથા એક દવાખાનું રહેતું હતું. એની સાથે ઉંટો દ્વારા ઉંચકાતી ખાલખીના જેવું લડાઇમાં ઘાયલ થયેલા સિપાઇઓનું સહયાયી ચિકિત્સાલય રાખવાનો બંદોબસ્ત પણ હતો. ખલિફા રસિદ અને મામુનના અમલમાં લડાયક ઇસ્પિતાલને માટે તંબૂ, રસદ અને દવાઓ વગેરે ઉંચકવા માટે ઘણા ઘણા ઉંટો અને અશ્વોની આવશ્યકતા પડતી. પાછળના જમાનામાં, અરે એટલુંજ નહિ, સેલજુક વંશના સુલ્તાન મહમ્મુદના શાસનકાળમાં પણ લડાયક ઇસ્પિતાલની જરૂરની ચીજો ઉંચકવા માટે ૪૦ ઉંટની જરૂર પડતી હતી.

દરેક જરૂરની જગાએ લડાયક હથિયાર વગેરે બનાવવા માટે કારખાના[૧] સ્થાપવામાં આવ્યાં હતાં. દીર્ઘદર્શી અને ઉંચી પદવીવાળા અધિકારીઓ[૨] ઘણે ભાગે એ સઘળા હથિયારખાનાંની દેખરેખ રાખતા. ઉમ્મેયા ખલિફાઓના શાસનકાળમાં ઘોડેસ્વાર સિપાહીઓ તલ્વાર, કુહાડા, ભાલા બર્છા, બખ્તર અને લોઢાની ટોપી વાપરતા, અબ્બાસી ખલિફાઓના શાસનકાળમાં પણ એવી જાતનાં અસ્ત્રોથી સજ્જિત રહેતા દરેક લશ્કરના કાફલાની સાથે ખુરાસાની અથવા ઇરાન દેશવાસી અશ્વારોહી ધનુર્ધારીઓનું એક ટોળું રવાના થતું એ સઘળા અશ્વારોહી અથવા ઘોડેસ્વાર ધનુર્ધારી સૈન્યો પ્રાચી-

---

૧ હથિયાર ગૃહને દારૂસઅના કહેતા. ખરી રીતે અંગ્રેજી શબ્દ આ અરબી શબ્દપરથી ઉદ્ભવેલો છે.

૨ એ દેખરેખ રાખનાર અમલદાર નાજિરના નામથી ઓળખાતો હતો.

નકાળમાં ઘોડાની પીઠપરથી તીર ફેંકવાને માટે મશહુર હતા[1] ઉમ્મૈયા ખલિફા અબ્દુલ માલેકની રાજકારકિર્દીની શરૂઆતમાં મશહુર નામવાળા અલ-મુહાલ્લિબે જિનના રેકાબનો પ્રથમ પ્રચાર કર્યો[2]

આ પહેલાં વર્ણવવામાં આવ્યું છે કે, દરેક સમર્થ અરબને લડાઇના કાર્યમાં ભાગ લેવાની ફરજ પડતી. ઘણી ખરી જગાએ સ્વેચ્છાસેવક સૈનિકો ફક્ત ઇચ્છા કરીનેજ નહિ, પણ ઘણાજ આનંદની સાથે લડાઇમાં ભાગ લેતા. જે સમયે સ્વેચ્છા સેવકો પોતાની ઇચ્છાથી લડાઇના મેદાનમાં જતા નહિ, તે સમયે તેમને બળાત્કારે લશ્કરમાં દાખલ કરવામાં આવતા. ઉમ્મૈયા ખલિફા અબ્દુલ મલેકના શાસનકાળમાં બસરાના હાકેમ હજ્જાજે એક સમયે એવી રીતે બળાત્કારે રૈયતનાં ઘણાં માણસોને લશ્કરમાં દાખલ કર્યાં હતાં.

ખરી રીતે ખલિફા મુક્તદિરના અમલમાં ઇસ્લામ સૈનિક ખાતાનાં વેતનની શરૂઆત થઈ અને મુખ્યત્વે સિપાહીઓને પગાર આપવાનો રિવાજ બદલાવાથીજ આ પતન થવા પામ્યું હતું. એ સમયથી સિપાહીઓ રાજ્યના ખજાનામાંથી પગાર ન મેળવતાં મુલકના હાકેમ અથવા ખાતાંના સેનાપતિની પાસેથી પગાર મેળવતા હતા; એ સિપાહીઓને પગાર આપવા માટે તેમને કેટલાક મુલકો આપવામાં આવ્યાં હતા. રાજ્યના ખજાનામાં નાણાની તંગી પડવાથી પગાર આપવાનો રિવાજ બદલવો પડયો હતો. ખલિફા મુક્તદિરના અમલમાં કેટલાક મુલકમાંથી એકી સાથે રાજકર વસુલ થતો નહિ અને પહેલાં બાગન મુલકોમાંથી જે વસુલ થતો તે પણ આ સમયે પૂરતો વસુલ ન થતાં અમુક અંશે વસુલ થતો; આવી રીતે સાધારણ રાજકર અથવા મહેસુલદ્વારા રાજકીય ખજાનામાંથી રાજ્યનો ખર્ચ નિભાવવાનું મુશ્કિલ થઇ પડે તેમ હતું, એટલા માટે ખલિફા મુક્તદિરના પ્રાદેશિક આબરૂદાર માણસોપર દરેક મુલકના શાસનનો ભાર સોંપીને એવી શર્ત્ત કરી હતી કે, જેથી તેમની મરજી મુજબ તેઓ એ સઘળા મુલકોની મહેસુલ વસુલ કરી ત્યાંના શાસનકાર્યનું ખર્ચ ચલાવતા, સિપાહીઓને પગાર આપતાં અને વારસિક મુકરર કરેલો કર બગદાદના રાજદરબારમાં મોકલી આપતા. તેમની સાથેની આ શર્ત્ત ' ઇકૂતિયાત ' ના નામથી ઓળખાતી હતી. આવી રીતે બેવકૂફી ભરેલી રાજનીતિ દ્વારા સલ્તનતની એકદમ પડતી થવા પામી હતી બુઇદ રાજાઓ સિપાહીઓને પગાર આપવાને બદલે તેમને જમીન આપતા.

---

૧ પારથિય લોકો આવી રીતે તીર ફેંકવા માટે મશહૂર હતા.

૨ આરબના ઇતિહાસનો પ્રથમ ભાગ જુઓ

તેમને એ જમીનનો કર આપવો પડતો નહિ, અને ઉપજેલું અનાજ તેમનેજ પ્રાપ્ત થતું. એનાથી એવું ખરાબ પરિણામ ઉપજવા પામ્યું હતું કે, મુલ્કની ઉન્નત્તિનો પ્રવાહ બંધ થઇ ગયો હતો અને તેમના જોરજુલ્મથી સમૃદ્ધિશાળી અને ઉન્નતિશીલ મુલ્કો થોડા વખતમાંજ દ્રવ્ય અને જનશૂન્ય થઇ ગયા હતા. અરબ લોકો પરદેશીઓ મારફત ધીમે ધીમે તેમની જમીનથી વંચિત થયા હતા. જિહાદ યુદ્ધની શરૂઆતમાં પશ્ચિમ એશિયાની રાજનૈતિક અવસ્થા ઘણે ભાગે યુરોપના જેવીજ હતી. એ નાના નાના સ્વાધીન અને ક્ષુદ્ર રાજ્યોમાં વહેંચાઇ જવાથી તે વખતે યુરોપિયન રાજાઓ જેવી રીતે પોપને તેમના ધર્મ જગતનો નેતા ધારતા હતા, તેવીજ રીતે પશ્ચિમ એશિયાના મુસલમાન રાજાઓ પણ બગદાદના ખલિફાને તેમના ધર્મ જગતના નેતા તરીકે સ્વીકાર કરતા હતા. કોઇ ખાસ પણ કારણ સિવાય તેઓ ઘણે ભાગે દુશ્મનીના બંધનમાં બંધાયલા રહેતા અને તેમની એક બીજાની હરિફાઇ તથા ઉંચી અભિલાષાવાળા વિરોધથી ઇસ્લામ સામ્રાજ્ય શક્તિહીન થઇ પડયું હતું.

સેલજુક રાજાઓના શાસનકાળમાં સૈનિકોને જાગીર આપવાનો રિવાજ ઘણો વધારે ફેલાવા પામ્યો હતો. દરેક કબિલાનો મુખ્ય માણસ અને દરેક અમીર એક એક જિલ્લો મેળવતો; તેઓ તેના ઉપર પ્રધાન વ્યક્તિની પેઠે ( સાહેબ અલ–માકાલ ) પોતાના સ્વાધીન વ્યક્તિવર્ગપર સ્વાધીન સત્તા ચલાવતા–તેઓ સેલજુક સુલ્તાનોને વારસિક મુકરર કરેલો કર આપતા અને લડાઇને વખતે ઠરાવેલી સૈન્ય સંખ્યાદ્વારા સહાયતા કરતા. તેમને એ સિપાહીઓના પોશાક, હથિયાર વગેરે બીજી બધી વસ્તુઓનો ખર્ચ નિભાવવો પડતો. ફક્ત એક ઇરાક મુલ્કમાં આવી રીતે ચાળીસ જાગીરદારો હતા, તેમાંના થોડાજ અરબ વંશમાં જન્મેલા હતા[1]

મિસર, પશ્ચિમ આફ્રિકા, ઇરાન અને છેવટે બોસ્ફરસની નહેરની બીજી બાજૂએ આવેલા પૂર્વ યુરોપ વગેરે જે સ્થળે હાલમાં પશ્ચિમ એશિયાના હાકેમ તુર્કી અને તાતાર લોકોએ તેમની વિજય પતાકા ફરકાવી હતી, તેજ સ્થળે આવી જાગીર આપવાનો રિવાજ ચાલૂ થયો હતો. પાછળના તુર્કી સુલ્તાન મહમ્મુદે પગાર આપીને નિયમિત સૈન્ય રાખવાની વ્યવસ્થા ફરીવાર ચાલૂ કર્યા પછી તુર્કી રાજ્યમાં જાગીર આપવાનો રિવાજ કમી થયો હતો.

---

૧ દુબિયસના વંશજ હિલા અને મુનકિજના વંશજ સેજર પ્રદેશનો શાસન બાર મેળવી શકયા હતા.

ઉમ્મૈયા ખલિફાઓના શાસનકાળમાં પાયદળ સિપાહીઓનો વારસિક પગાર ૧૦૦૦ હજાર દિરહમ ( લગભગ ૪૦ પાઉન્ડ ) હતો. અબ્બાસી વંશના ખલિફા સાફાએ એને વારસિક ૯૬૦ દિરહમમાં બદલાવી નાખ્યો હતો, એવું અનુમાન કરી શકાય છે. ઘોડેસ્વાર સિપાહીઓ પાયદળ સિપાહીઓની પેઠે સામયિક સહાયતા મેળવી શકતા અને તેમને પગાર પણ પાયદળ સિપાહીઓના કરતાં બમણો મળતો હતો; પરંતુ જે પ્રદેશમાં સૈનિકો વસતા હતા, તે પ્રદેશની પ્રકૃતિ પ્રમાણે તેમના પગારનો વધારો ઘટાડો થતો હતો. દાખલા તરીકે આ સ્થળે ઉલ્લેખ કરી શકાય એમ છે કે, ખલિફા મામુન ઇરાક પ્રદેશમાંના[1] પાયદળ સિપાહીઓને માસિક ૨૦ દિરહમ અને પુરસ્કાર અથવા બક્ષિસ આપતા હતા તથા ઘોડેસ્વાર સિપાહીઓને ૪૦ દિરહમ અને બક્ષિસ આપતા હતા બીજી બાજૂએ દમસ્કસ પ્રદેશના પાયદળ તથા ઘોડેસ્વાર સિપાહીઓ અનુક્રમે ૪૦ તથા ૧૦૦ દિરહમ મેળવતા પાછળના જમાનામાં જે સિપાહીઓનો પગાર ઓછો થવા પામ્યો હતો, તેનાં બે કારણો દર્શાવી શકાય તેમ છે. (૧) સોનાના મૂલ્યની વૃદ્ધિ, (૨) જૂદા સંપ્રદાયમાંથી સૈન્ય સંગ્રહ કરવા માટે ખલિફાઓના તાબાનું વિશાળ સામ્રાજ્ય પડી રહ્યું હતું, તે ઇસ્લામી શાસન સ્થાપવાની સાથે સાથે પ્રજાતંત્ર શાસન પદ્ધતિ સ્થપાવાથી અને જે સઘળા જૂદા સંપ્રદાયનાં માણસો ઇસ્લામ ધર્મ ગ્રહણ કરતાં, તેઓ પણ ચૂસ્ત અરબોની પેઠે સરખી રીતે રાજનૈતિક તથા જમીનના સ્વત્વાધિકાર પ્રાપ્ત કરતા, એથી ઇસ્લામ ધર્મ ફેલાવવામાં ઘણી મદદ મળી હતી. એ સિવાય જીતેલી સઘળી જાતિઓને શાસક સંપ્રદાયની સાથે મળવાનો અધિકાર પ્રાપ્ત કરવાથી એ ધર્મ ફેલાવવાનું કાર્ય એનાથી પણ વિશેષ ફેલાવો પામ્યું હતું. એ આશ્રિત માણસના (વલા) રક્ષણના રિવાજના નામથી ઓળખાતું હતું. પર્શિયન, ગ્રીક, બર્બર અને સ્કલાવેનિયન લોકો ઇસ્લામ ધર્મ ગ્રહણ કરતાંની સાથેજ કોઇ એક મોટા અરબ સંપ્રદાયની સાથે મળી જતા, અથવા કોઇ મોટા માણસના કિંવા એવાજ કોઈ રાજકુટુંબના આશ્રિત માણસ તરીકે ગણાતાં હતા અને વલાના ( આશ્રિત વ્યક્તિના ) નિયમ મુજબ તેઓ આશ્રયદાતાની સાથે ગાઢ સંબંધ સ્થાપન કરી શકતા, એટલા માટે પાછળના ખલિફાઓ સઘળા અરબ ઉપદ્વીપોના રણકુશળ ત્રિભિન્ન સંપ્રદાયમાંથી લશ્કર એકઠું કરવામાં અગવડ ભોગવતા નહોતા. વારાંગિયન બર્બર લોકો વધારે પગાર મેળવવાની આશાથી પ્રલુબ્ધ થઇને—લલચાઇને

૧ ખલિફા મામુનના અમલમાં ( ૨૦૧ હિ. ઈ. સ. ૮૧૬-૧૭ ) ઇરાક દેશમાં ૧૨૫૦૦૦ સિપાહીઓ રહેતા હતા.

મુસલમાન લશ્કરમાં આવી મળતા; પરંતુ આવી રીતે જૂદા સંપ્રદાયમાંથી સૈન્ય સંગ્રહ કરવાનો રિવાજ ચાલૂ થવાથી સૈનિકોમાં એક બીજાની પ્રાચીન સહાનુભૂતિ નાબૂદ થવા પામી હતી.

આ સઘળા દ્રવ્યના લાલચુ સૈન્યો અવિશ્વાસુ હતાં અને દુર્બળ ખલિફાઓના અમલમાં તેમના મેળાપવાળી ખ્યાતિ વૃદ્ધિ પામી હતી. ખલિફા મનસુરના અમલમાં[1] લશ્કરના કાફલાઓ ( ૧ ) મોધારાઈટ, ( ૨ ) હિમિયા રાઇટ અને ( ૩ ) ઇરાની એવા ત્રણ ભાગમાં વહેંચાયલા હતા, પરંતુ મુતાસિમના અમલમાં તુર્કી અને આફ્રિકાવાસીઓના દ્વારા ચોથો ભાગ બંધાયો હતો. ઘણા જૂના જમાનાથી યુદ્ધક્ષેત્ર કિંવા યુદ્ધ યાત્રામાં સૈન્ય પાંચ ભાગમાં વહેંચાયલું રહેતું, ( ૧ ) કેન્દ્ર સ્થળ ( કાલબ ) સાધારણ રીતે એ સ્થળે ખુદ સેનાપતિ રહેતો, ( ૨ ) જમણી બાજૂ ( મયમારેહ ) ( ૩ ) ડાબી બાજૂ ( મયમાનેહ ) ( ૪ ) આગળ ચાલનારૂં લશ્કર ( તાલિયેહ ) ( ૫ ) પાછળ રક્ષા કરનારૂં લશ્કર, કૂચ કરતી વેળાયે આગળ ચાલનારાં સૈનિકો જડપથી ચાલનારા અશ્વપર બેસીને, ચળકતા બખ્તર, ચસ્પાતની ફિરતી મસ્તક રક્ષિણી અને આગલા ભાગમાં એક જાતનાં પંખીનાં પાંખાંવાળા લાંબા બર્છા દ્વારા સુસજ્જિત રહેતા, તેઓ મુખ્ય લશ્કરથી કેટલાક માઇલ આગળ ચાલતા. જાસૂસો નિમવાનો રિવાજ ખાસ કરીને ચાલૂ હતો. કોતવા[2] એ સઘળા જાસૂસોની દેખરેખ રાખવાના કાર્યનો અને કૂચ કરવા તૈયાર થયેલા દેશના નકશા તૈયાર કરવાને નિમવામાં આવ્યો હતો અને તેના સમયથી એ કાર્ય ઠરાવેલા રિવાજ તરીકે ગણાયું હતું દરેક સેનાપતિજ જાસૂસોની મદદથી તેમના ધારેલા નકશા તૈયાર કરતો, અથવા મુખ્ય સેનાપતિની પાસેથી મેળવતો.

જે સમયે વિશાળ મુસલમાન સૈન્ય તરેહ તરેહનાં ચકમકતાં હથિયાર અને જાત જાતના મૂલ્યવાન પોશાકથી સુસજ્જિત થઇને દુશ્મનના દેશભણી કૂચ કરતું, તે સમયે તે વર્ણનાતીત નયનપ્રીયિકર દશ્યમાં પરિણત થતું. સ્હામેના મોટા ઘોડેસ્વાર લશ્કરની બન્ને બાજૂએ ધનુર્ધારીઓ ગમન કરતા અને તે લશ્કરના ઘોડાઓની સાથે સરખી રીતે દોડી શકતા. તેમની પાછળના ભાગમાં વિશાળ મેદની સમાન પાયદળ સૈન્ય અજાયબ રીતે હારબંધ ગોઠ-

---

૧ ખલિફા હેરત ઉમર ( રદી ) ના અમલમાં ૧ દિનારનું મુલ્ય ૧૦ દિરહમ હતું. ખલિફા મામુનના અમલમાં તેનું મુલ્ય ૧૫ દિરહમ થયું હતું. એક દિનારનું મુલ્ય લગભગ ૧૩ શિલિંગ ૬ પેન્સ જેટલું હતું.

૨ કાજી અલ અસ્કર-લશ્કરનો ન્યાયાધીશ.

વાહિને ગમન કરતા. તેમની વચ્ચે મોટી ઉંટોની હાર રસદ, તંબુ, વારૂદ અને ગોળી વગેરે લડાયક સરંજામ પીઠપર ઉંચકીને લાવતી હતી. એ સિવાય આખા લશ્કરના પાછળના ભાગમાં લડાઇમાં ઘાયલ થયલા સિપાહીઓની સારવાર કરવાનું ચિકિત્સાલય (દવાખાનું) રોગીઓને માટે ખાટલાઓ અને કિલ્લાઓ ભાંગવા માટે પત્થર ફેંકનારાં તરેહ તરેહનાં લડાયક યંત્રો ઉંટ, ઘોડા અને ઘોડાગાડીઓદ્વારા વાહિત થતાં હતાં. જો આવા કોઇપણ લશ્કરની સાથે ખુદ ખલિફા અથવા કોઇ શાહજાદો રહેતો હતો, તો એ લશ્કરનો દેખાવ ઘણોજ ભપકાદાર દેખાતો. અંગરક્ષક સિપાહીઓનો સફેદ પોશાક, સોનાના દંડના અગ્ર ભાગપર રાજકીય ધ્વજા, સૈનાધ્યક્ષ અને મુખ્ય મુખ્ય માણસોના ભપકાદાર પોશાક એક જાતની અજાયબ મનોરમ શોભા ધારણ કરતો હતો. આગળ ચાલનારૂં લશ્કર મુકરર કરેલી જગાએ હાજર થતાંની સાથેજ ખાઇ ખોદતું અથવા કિલ્લા બાંધતું. કારણ કે અરબ લશ્કર આક્રમણમાંથી બચવા માટે દરેક જાતની સાવચેતી રાખ્યા વિના કોઇપણ સ્થળે છાવણી નાખતું નહિ. મૂળ લશ્કર ઠરાવેલી જગાએ હાજર થવાથી તંબૂઓને હારબંધ ગોઠવીને એવી રીતે રસ્તા, બજાર અને ચોકીઓ બનાવવામાં આવતી કે, જાણે તે એક સાધારણ શહેર હોયની! એવોજ ભાસ થઇ આવતો હતો. એ સ્થળે કોઇપણ જાતની ગરબડ અને અંધાધુંધી થવા પામતી નહોતી. સૈનિકોમાં બક્ષિસ વહેંચાયા પછી અને શિબિરાગ્નિ પ્રજ્વલિત થયા પછી સૈનિકો ચા પીને સાધારણ ભોજન કર્યાબાદ ઇશાર નમાજ (રાત્રિ વખતની બંદગી) પડતા. ખુદ ખલિફા અથવા તેમની ગેરહાજરીમાં કાઝી-ઉલ-અસ્કાર[1] એ બંદગીમાં ઇમામનું કાર્ય કરતા. સિપાહીઓ હારબંધ બેસીને મશહુર જંગ અથવા લડાઇના પ્રયાણની વાર્તાઓ કહેતા અથવા બંસી અને વીણાની મદદથી પ્રાચીન શૌર્યવીર્યની કથાઓ સૂચવનારી કવિતાઓ સાંભળતા. જ્યાં સૂધી નક્ષત્રો આથમીને નિસ્તબ્ધતા ન થતી અથવા વિશ્રામનો વખત ન થતો ત્યાં સૂધી તેઓ તે કાર્યમાં નિયુક્ત કરતા.

શરૂઆતના વખતમાં આક્રમણ અને આત્મરક્ષા ઉભય કાર્યને માટે અરબ સૈનિકોને મોટાં ટોળાંમાં એક અથવા બે ભાગમાં વિભક્ત કરવામાં આવતા. ખલિફા બીજા મરવાનના અમલમાં આક્રમણ અને આત્મરક્ષા બંન્ને સ્થળે સૈનિકોએ હારબંધ ન ગોઠવાતાં સઘળાએ એકી સાથે યુદ્ધ કાર્ય ચાલૂ કરવાથી પહેલાંની યુદ્ધ પ્રણાલીની ઉન્નતિ સાધિત થઇ. જાબના યુદ્ધ વખતે[2] ઉમ્મૈયા

૧ અરબનો ઇતિહાસ ૧ લો ભાગ જૂઓ.

૨ અરબનો ઇતિહાસ બીજો ભાગ જૂઓ.

અને અબ્બાસી બન્ને પ્રણાલીનું અવલંબન કરાયું. આ પ્રકારની યુદ્ધ પ્રણાલીદ્વારા નાસિબિને મેદાનમાં અબુમુસલિમ અબદુલ્લા બિન અલીને પરાજિત કર્યો હતો. આ ભયંકર યુદ્ધની હકીકત ઇતિહાસવેત્તા ઇબ્ને અલ અશિરદ્વારા લખાઇ છે. ખુરાસાન દેશના સેનાપતિએ આ યુદ્ધમાં જેવી રણકુશળતાનો પરિચય પ્રદાન કર્યો હતો અને જેવી રીતે તેણે સૈનિકોની પરિચાલના કરી હતી, તેનાદ્વારા સેરેસિન જાતિની ઉન્નત સમરનીતિનો પરિચય પ્રાપ્ત થઇ શકે છે. તેણે ઉંચી જગાએ ઉભા રહીને યુદ્ધકાર્ય તપાસ્યું હતું, હુકમ ફરમાવ્યા હતા અને સૈનિકોના સુબંદોબસ્તથી તથા સોબતીઓની સહાયતાથી તાબાના સેનાપતિઓને ઉપદેશ આપ્યો હતો. સેનાપતિના સોબતીઓએ તેના અને મુલકના સેનાપતિઓમાં કાસદનું કાર્ય સમ્પૂર્ણ કર્યું હતું. મુસલમાન સિપાહીઓ આત્મરક્ષાને સમયે પાયદળ લશ્કરદ્વારા વ્યૂહરચના ગોઠવ્યા પછી એક ઘુંટણપર બેસી સ્હામેની જમીનપર ઢાલ રાખી દુશ્મનો તરફ બર્ચ્છાં વરસાવતા હતા. આવી રીતે તેઓ પાંચ અથવા છ ફૂટ લાંબી લોઢાની અણીથી દાટેલા લાકડાના દંડના ઓથમાં રહીને દુશ્મનના હુમલાની વાટ જોતા હતા. પાયદળ સિપાહીઓની બરાબર પાછળના ભાગમાં ધનુર્ધારી લોકો રહેતા અને તેમની પાછળ તથા બાજૂમાં ઘોડેસ્વાર સિપાહીઓ રહેતા હતા. દુશ્મનના હુમલા વખતે ધનુર્ધારીઓ અવિશ્રાંત ભીષણ બાણ વરસાવતા અને અચલ અટલ પાયદળ સિપાહીઓ બર્ચ્છાં વરસાવવા માંડતા. બરાબર એજ વખતે ઘોડે સ્વાર સિપાહીઓ પાયદળ અને ધનુર્ધારીઓની વચ્ચેના છિદ્રમાંથી ભીષણ વેગે આગળ વધીને આગળ આવેલા દુશ્મનોપર હુમલો કરતા. સેરેસન લોકો પહેલાં આવી પદ્ધતિથી લડાઇમાં ફતેહ મેળવવાને સમર્થ થયા હતા. જ્યારે જોઇ શકાતું કે, શત્રુઓ પાછા હઠે છે ત્યારે અસલ લશ્કર અથવા પાછળ રાખીમૂકેલું ( રિઝર્વ ) લશ્કર આગળ આવીને એકદમ તેમનાપર આક્રમણ કરતું. સાધારણ ઘોડે સ્વાર લશ્કર પાછળ પડવાના કામમાં નિયુક્ત થતું. હુમલો કરતી વેળાયે પણ આવી રીતે લશ્કરની હારો ગોઠવવામાં આવતી તથા રણકુશળતાનું અવલંબન કરવામાં આવતું

આજૂબાજૂની સઘળી જાતિઓના ઉપરની સેરેસન લોકોની ફતેહ રણકુશળતાપરજ આધાર રાખતી નહોતી, પરંતુ જડપથી કૂચ કરવાના પરિણામે ઘણીવાર તેઓ શત્રુ પક્ષના ઉપર ફતેહ મેળવી શકતા. જ્યારે ગ્રીક લોકો તેમનો લડાયક સરંજામ અને રસદ વગેરેની ગાડીઓ, ખચ્ચર ગધેડાં અને ઘોડાની મદદથી ખેંચી લઇ જતા, ત્યારે અરબ લોકો એ કાર્ય ઘણેભાગે ઊંટની મદદથી સંપૂર્ણ કરતા, એટલા માટે મુસલમાની લશ્કર રસદ અને યુદ્ધ

સરંજામાદિ સહિત ઘણીજ જલ્દીથી મુકરર કરેલી જગાએ જઇ પહોંચતું. એ કારણ વશાતજ વર્તમાનકાળના કોઈ એક ઇતિહાસકારે લખ્યું છે કેઃ—

"અરબોએ ઊંટોની મદદથી સિરિયા દેશ કબ્જે કર્યો હતો." જો વધારે દૂર જવું પડતું, તો પાયદળ સૈન્ય પણ ઘોડા અથવા ઊંટપર બેસી રવાના થતું. ઘણીવાર થોડી દૂરની તેમજ જલ્દીની યુદ્ધયાત્રામાં દરેક ઘોડેસ્વાર સિપાહી તેમની પાછળ એક એક પાયદળ સિપાહીને સાથે લઇ લેતો. દુશ્મન પક્ષના કોઇ એક માણસની લેખિનીથી લખાયલી સેરેસન લોકોની રણકુશળતાની એક અજાયબી ઉપજાવનારી હકીકત અમો અહિં નીચે રજૂ કરીએ છીએઃ—

"જ્ઞાનીના નામથી ઓળખાતો છઠ્ઠો લિય ખલિફા મુતામિદ, મુતાજિદ, મુક્તફિ અને મુક્તદિના વખતનો બરાબરીઓ હતો. એ સમયે અરબ લોકો ઘણેભાગે તેમના મહત્વ, શૌર્ય અને વીર્યથી વંચિત થવાથી બાદશાહ લિય તેમનો તિરસ્કાર કરતો અને તેમને અસભ્ય નામથી ઓળખાવવામાં તેણે લેશ માત્ર પણ અજાયબી માની નહોતી. તેણે લખ્યું છે કે, અરબ લોકો લંબચતુષ્કોણ આકારમાં સૈન્ય પોતાનું લશ્કર ગોઠવતા હતા, એથી સાધારણ રીતે તેમનાપર આક્રમણ કરવું કઠિન થઇ પડતું. અભિયાન (કુચ) અને યુદ્ધ બન્ને વખતે એક પ્રકારનું સૈન્ય વ્યુહ રચવામાં આવતું. સેરેસન લોકો લડાઇના મેદાનમાં એવી મજબૂત અને અટલ રીતે રહેતા હતા કે, તેઓ એકદમ આક્રમણ કરવાને અથવા અકસ્માત્ યુદ્ધ આરંભીને સત્વર સમાપ્ત કરવાને લલચાતા નહોતા. તેઓ પહેલવહેલાં હુમલો કરવાની વાટ જોવાનુંજ પસંદ કરતા, પરંતુ જયારે જોતા કે, દુશ્મનોનો પહેલો હુમલો નિષ્ફળ નિવડયો છે, ત્યારે તેઓ સઘળા એકી સાથે તેમનાપર તૂટી પડતા. તેઓ જળ અને સ્થળ બન્ને જગાએ આ યુદ્ધપ્રણાલીનું અવલંબન કરતા. પ્રથમ તેઓ દુશ્મનોપર બર્છાં અને ધનુર્બાણદ્વારા આક્રમણ કરીને ત્યાર પછી ઘણાજ નજીકમાં આવી ઢાલ સ્હામે રાખી હારબંધ ગોઠવાઇ યુદ્ધ કરતા, સમરક્ષેત્રમાં સાવચેતી અને સુબંદોબસ્તને માટે સેરેસન લોકો સઘળી લડાયક જાતિઓના કરતાં ઉત્તમ હતા. તેઓ મરજીમુજબ તૈયાર થઇને લડાઇના મેદાનમાં હાજર થતા, તેમને બળાત્કારે લશ્કરમાં દાખલ કરવા પડતા નહોતા. ધનવાન માણસો તેમના સ્વદેશને માટે પ્રાણોત્સર્ગ કરતાં અને ગરીબ માણસો લૂંટેલું દ્રવ્ય મેળવવાની આશાથી યુદ્ધમાં ભાગ લેતા. તેમના દેશવાસીઓ તેમને અને પુરુષ, અરે એટલુંજ નહિ, પણ સ્ત્રીઓ, ગરીબો અને નિઃસહાય માણસોને લડાયક હથિયારોદ્વારા સહાયતા કરતા."

ખલિફાઓના શાસનકાળમાં એક યૂરોપિયન વિદ્વાન ઇતિહાસકારે લખ્યું છે કે:—

"બાદશાહ છઠ્ઠો લિય જે સિરેસન લોકોને પ્રીતિની નજરથી જોતો નહિ અને જેમને તેણે અસભ્ય, અવિશ્વાસુ નામથી ઓળખાવ્યા હતા, તેજ સેરેસન લોકો માનસિક ઉન્નતિથી ચરિત્રહીન બાઇઝનટાઇન (ગ્રીક લોકો અને રોમન લોકો) ના કરતાં ઘણાજ ઉન્નત હતા; કારણ કે, એ સમયે સેરેસન લોકો આખી આલમમાં સભ્યતા અને ઉન્નતિની મશાલ ધારણ કરનારા જેવા હતા."

તેણે એમ પણ લખ્યું છે કે:—"બાઇઝનટાઇન લોકો બીજી જાતિને અસભ્ય નામથી ઓળખાવતા. પરંતુ એવા કેટલાક વિષયો છે કે જેનાદ્વારા સાબીત થશે કે, તેઓજ ખરી રીતે અસભ્ય હતા. આપણે બાદશાહ લિયના લખેલા ઇતિહાસપરથી જાણી શકીએ છીએ કે, બાઇઝેનટાઇન લોકો સેરેસન લોકોના અને તેમાંયે ખાસ કરીને ઘોડેસ્વાર સિપાહીઓ તરફ ઝેરીલાં બાણો ફેંકતા. બીજી બાજૂએ સેરેસન ઘોડેસ્વારો પોતાની જીન્દગી કરતાં પોતાના અશ્વનું જીવન અધિક પ્રિય ધારતા હતા. એથી તેઓ અશ્વના જીવનની રક્ષા માટે અનેકવાર યુદ્ધક્ષેત્રમાંથી પાછા ફરવાનું પસંદ કરતા. શત્રુઓનાં ગામો લૂંટવાં તથા બાળીને ભસ્મીભૂત કરવાં એજ બાઇઝેનટાઇન લોકોની રણનીતિ હતી; બીજી બાજૂએ અરબ લોકોએ એ વિષયમાં સખ્ત મના કરી દીધી હતી"

લૂંટેલા દ્રવ્યના વિભાગ સંબંધી બાઇઝેનટાઇન લોકોમાં કાંઇપણ નિયમ નહોતો, પરંતુ મુસલમાનોના ધર્મશાસ્ત્રોમાં એ વિષયમાં ઠરાવેલા નિયમો હતા, અને જ્યાં સુધી એ ધર્મશાસ્ત્રની પ્રાચીન રાજનીતિ અનુસાર કાર્ય થતું, ત્યાં સુધી એ નિયમ સાધારણ રીતે સખ્તાઇથી પ્રતિપાલિત થતો આવ્યો હતો. પ્રથમ જણાવેલા વિષયોની આલોચનાદ્વારા જાણી શકાય છે કે, લડાઇના મેદાનમાં બાઇઝેનટાઇ લોકોના કરતાં અરબોની નૈતિક ઉન્નતિ ઉત્તમ હતી."

અરબ સૈનિકો લડાઇને વખતે સન્મુખમાં કોઇપણ પ્રકારની પ્રતિબંધક સહાયતાથી આત્મરક્ષા કરતા અને સેનાપતિની રક્ષા માટે એક જલ્દીથી ચાલનારૂં ઘોડેસ્વાર લશ્કર રહેતું. સૈનિકો પોતાની જરૂરની વસ્તુઓદ્વારા એવો પ્રતિબંધક બાંધતા અને પહેલો હુમલો નિષ્ફળ નિવડવાથી સાધારણ રીતે તેઓ તેમની પાછળ જઇને ફરીવાર તૈયાર થઇ ફરીવાર સૈનિકોપર આક્રમણ કરતા.

પહાડી યુદ્ધમાં સેરેસન લોકો સુનિપુણ હતા. સુટારા બાબેકની વિરૂદ્ધમાં સેનાપતિ આફશીનના યુદ્ધ કાર્યે ઘણીજ સાવચેતી અને રણનિપુણતાનો



અ. ઇ. ભાગ. ૨.

સેરેસિન રાજમહેલની અંદરનો દેખાવ.

Lakshmi Art, Bombay.

પરિચય કરાવ્યો છે. બળવાખોરો માટી અને પત્થરના બાંધેલા પોટલાં અને પર્વતના શિખરપરથી મોટા પત્થર ફેંકવાનું ઘણી સારી રીતે જાણતા હતા. સેનાપતિ આફ્રશિન ધનુર્બાણદ્વારા અને યંત્રની મદદથી પત્થર ફેંકીને એ સઘળાં પર્વત શિખરોને શત્રુશૂન્ય કરી ત્યાં પોતાનું સૈન્ય સ્થાપન કરતો, આવી રીતે તેણે ધીમે ધીમે શત્રુના પ્રદેશમાં પ્રવેશ કર્યો હતો. સેરેસન લોકો કોઈ શહેર અથવા દુર્ગપર ઘેરો ઘાલતી વેળાએ ભારી તીર અને પત્થર ફેંકવા માટે ( માનજાનિક ) અને મોટા પત્થર ફેંકવા માટે ( ડાબબાબાહ ) જૂદી જૂદી જાતનાં યંત્રો વાપરતા. તેઓ તેની મદદથી દીવાલપર વારંવાર આઘાત કરીને એને ભાંગવાને સમર્થ થતા. તેઓ એ ફેંકનારાં યંત્રો એવી ચાલાકીથી બનાવતા કે, મોટા મોટા પત્થરો સીધેસીધા જોર સાથે અથડાઈને તેના ચૂરેચૂરા કરી નાંખવાને સમર્થ થતા. તેરમી સદીના મધ્ય ભાગમાં અરબ લોકોએ પ્રથમ વારુદનો પ્રચાર કર્યો. સુલ્તાન બેબ્બાર મશહુર આઈન જાલુતના યુદ્ધમાં તેનાં એક બંદૂકધારી કાફલાની સહાયતાથી તાતાર લોકોને દૂરીભૂત કરવાને સમર્થ થયો હતો.

## લડાયક નૌકાખાતું.

સિરિયા અને મિસરની ફતેહની સાથે સાથે અનેક લડાયક જહાજ સેરેસિન લોકોના કબ્જામાં આવ્યાં હતાં, એ સમયથી દરિયાઇ બંદરના રક્ષણ માટે અને જળયુદ્ધમાં દુસ્મનપર ફતેહ મેળવવા માટે લડાયક જહાજને બનાવવાની અને તેનું રક્ષણ કરવાની આવશ્યકતા એક ખાસ અગત્યના કાર્યમાં ગણાવા લાગી; એથી લડાયક જહાજો [ આસાતિલ ] નો જરૂરી લડાયક સરંજામ પૂરો પાડવા અને નૌકાનું લશ્કર બાંધવા માટે ખાસ લક્ષ આપવામાં આવ્યું હતું. ફિનિસિયા દેશના રહેવાસી જનો મશહુર નાવિકો હતા, એથી પહેલ વહેલાં એ દેશમાંથી દરિયાઈ લશ્કર એકઠું કરવામાં આવતું, ત્યાર પછી સિરિયા મિસર અને એશિયામાઇનોરના કિનારાપરના ભાગોમાંથી તેમનો સંગ્રહ કરવામાં આવ્યો હતો, હિજરી સન ૧૨૮ માં લડાયક જહાજની મદદથી સાઇપ્રસ દ્વીપમાં મુસલમાન સૈન્ય ઉતરીને તેનાપર અધિકાર સ્થાપવાને સમર્થ થયું હતું. હિજરી સન ૩૪ માં જે સમયે મિસરના શાસનકર્તાએ ૬૦૦ લડાયક જહાજો સહિત લિસિયાનના કિનારાપર આક્રમણ કર્યું હતું, તે સમયે બાઈ ઝેનટાઇન લોકોએ તેના પર આક્રમણ કર્યું; પરંતુ તે ફક્ત ૨૦૦ યુદ્ધ જહાજની સહાયતાથી તેમને પરાજિત કરવાને સમર્થ થયો. સેરેસિન લોકોએ પ્રથમ દૂરથી એ યુદ્ધ શરૂ કર્યું હતું,

પરંતુ જ્યારે જોયું કે, જહાજમાંથી યુદ્ધ કરવાથી પરાજિત થવાની સંભાવના છે, ત્યારે તેમણે ઘણી જડપથી દુશ્મનના લડાયક જહાજની પાસે જઇ હાથોહાથ યુદ્ધ શરૂ કર્યું. તેમણે બાઇઝેનટાઇન લડાયક જહાજોને મોટા લોઢાના સળિયાની સહાયતાથી નજીકમાં લાવીને તેમાં એકદમ વેગપૂર્વક પ્રવેશ કરી બર્છાં તથા તલવાર હાથમાં ઝાલી તેમનાપર આક્રમણ કર્યું હતું. આવા ઉપાયથી ભીષણ યુદ્ધ કરીને તેઓ ફતેહ મેળવવાને સમર્થ થયા, બાઇઝેનટાઇન લોકોનાં લડાયક જહાજો નાબૂદ થયાં અને તેમનો સેનાપતિ રાજકુમાર મહા મહેનતે ન્હાસીને જીવનરક્ષા કરવાને સમર્થ થયો. એ સમયથી સેરેસન લોકો જળયુદ્ધમાં એવી રણકુશળતાનું અવલંબન કર્યું કે, જેથી તેઓ લડાયક જહાજ દ્વારા વ્યુહરચના કરવાનું છોડી દઇને જેમ બને તેમ જલ્દી દુશ્મનના જહાજની નજીકમાં જઇ તેમનાપર હાથોહાથ આક્રમણ કરતા. સિરિયા અને મિસરનાં લગભગ તમામ દરિયાઇ બંદરોમાં અને ઓબેલ્યા તથા ઇરાની ઉપસાગરના કિનારાપર આવેલા બુશાયર બંદરમાં લડાયક જહાજ તૈયાર થતાં. અરબોનાં લડાયક જહાજ બાઇઝનટાઇન લોકોનાં લડાયક જહાજના કરતાં પહોળાં અને મોટાં હતાં, પરંતુ ઘણું કરીને એ છેવટે જણાવેલાં જહાજોની પેઠે જડપથી ચાલનારાં નહોતાં.

વહેપારી જહાજ પણ સારી હાલતમાં આવવાથી બહારના વહેપારનો ઉત્કર્ષ સાધિત થયો હતો. દરેક સામુદ્રિક બંદરમાં એક આલોક ( દીવા ) ગૃહ રહેતું અને તે બાશાબ નામથી ઓળખાતું. દરેક જહાજના બંદરમાં ફક્ત યુધ્ધનાં વહાણો રહેતાં નહિ, પરંતુ ગવર્નમેન્ટના હુકમ મુજબ પ્રત્યેક પ્રદેશ અને બંદરમાં ઠરાવેલી સંખ્યા પ્રમાણે વહેપારી વહાણો રાખવાં પડતાં. મિસરના ફાતેમાઇદ ખલિફાઓના અને સુલ્તાન સલાહુદ્દીનના અમલમાં આ નિયમ ખાસ કરીને ચાલૂ હતો. સલ્તનતા દરેક બંદરમાંથી જહાજ એકઠાં કરીને સ્પેનના ખલિફાઓના લડાયક જહાજોની ગોઠવણ થઇ હતી. દરેક લડાયક જહાજ એક એક કપ્તાન (કાયેદ અથવા મુકાદ્દમ)ના તાબા તળે રહેતું. તે દરિયાઇ સૈનિકોની પરિચાલના કરતો અને તેમના લડાયક કાર્ય તથા લડાયક સર સરંજામની દેખરેખ રાખતો. 'રઇસ' ના ઇલકાબવાળો બીજો એક અધિકારી ફકત વહાણ ચલાવવાના કાર્યમાં નિયુક્ત રહેતો. લડાયક જહાજ ખાતાંના મુખ્ય સેનાપતિ અમીર " અલ-મા " અથવા અમીર " અલ બહર " ના નામથી ઓળખાતો હતો. એ શબ્દપરથી અંગ્રેજી એડમાઇરલ શબ્દની ઉત્પત્તિ થઇ છે.

# પ્રકરણ ૧૧ મું.



## અબ્બાસી ખલિફાઓની રાજનીતિ.
## મહાનગરી બગદાદ.



આ પહેલાં વર્ણવવામાં આવ્યું છે કે, બગદાદ મહાનગરી ઇન્સાફ અને સૈનિક વિભાગનું મુખ્ય મથક હતી. એ ઇસ્લામ સલ્તનતના પાયતખ્ત, ઇરાક પ્રદેશની આંખો અને સૌન્દર્ય, વિદ્યા તથા શિલ્પના કેન્દ્રસ્થાનમાં પરિણત થઇ હતી.

યાકુતના ઇલકાબવાળા શાહબુદ્દીન અબુ અબદુલ્લાએ તેના ભૌગોલિક વિદ્યાકલ્પદ્રુમ નામના ગ્રંથમાં લખ્યું છે કે, ખલિફા મનસુરે વર્તુલાકારમાં બગદાદ નગરીને ફેરવીને તેને મજબૂત કિલ્લા તથા ઉંડી ખાઇદ્વારા વિંટાળી દીધી હતી અને તેની ચારે બાજૂએ મોટા લોઢાના ફાટકવાળા ચાર દરવાજા બંધાવ્યા હતા. દરેક દરવાજાના ઉપલા ભાગમાં સ્વર્ણમંડિત ગોળાકાર ગુંબજ હતો અને એ એટલો બધો ઉંચો હતો કે, ઘોડેસ્વાર સિપાહીઓ ભાલા ઉંચા કરી તેમાંથી આવજાવ કરી શકતા. શહેરના મધ્ય ભાગથી થોડેક દૂર પહેલી દીવાલની અંદર સોનાના ફાટકવાળો ( બાબઅજ જાહાબ ) અજાયબ કારીગીરીના નમુના દાખલા એક ઉંચો ખુલ્દ નામનો રાજમહેલ બંધાવ્યો હતો. એ અંદરખાનાંની દીવાલમાંના ખલિફાના નિવાસભવનની નજીકમાં મુખ્ય મસ્જિદ, કુમાર અને અધિકારી વર્ગના મહાલયો; રાજકીય ખજાનો અને બીજાં કેટલાંક સરકારી કાર્યાલયો આવેલાં હતાં. એ પહેલી દીવાલથી વિંટળાયલી જગાને મેદિનાત-અલ-મનસુરના નામથી ઓળખવામાં આવતી. ખરી રીતે ખલિફા માહદિદ્વારા બગદાદ શહેરની બાંધણીનું કામ પૂરૂં થયા પછી તે ટાઇગ્રીસ નદીના બન્ને કિનારાપર બાર માઇલના વ્યાસ વાળા બે મોટા અર્ધવર્તુલાકારમાં પરિણત થઇ હતી. એના મધ્ય ભાગમાં અસંખ્ય મહોલ્લાઓ, મેદાનો, બગીચાઓ, મોટા માણસોનાં આરામગૃહો, રમણીઓનાં વિહારસ્થાનો, નાના પ્રકારના પદાર્થોથી ચીકાર ભરેલાં બઝારો, સુંદર દેખાવડી મસ્જિદો અને હમામખાનાંઓ બન્ને બાજૂએ જરૂર જેટલા

અંતર પર હારબંધ રીતે સુસજ્જિત હતાં. અબ્બાસી અમલની જાહોજલાલી વખતે મહાનગરી બગદાદ અને તેના મહોલ્લાઓ તથા પરાંઓમાં કુલ વીસ લાખ માણસો વસતાં હતાં. ખલિફા મનસુરદ્વારા ટાઇગ્રિસ નદીના પશ્ચિમ કિનારાપર સ્થપાયલી નગરીના કરતાં ખલિફા માહદિદ્વારા પૂર્વ કિનારાપર બંધાવેલી નગરી અધિક સૌન્દર્યશાલિની હતી. એક વિશાળ મેદાનની અંદર ખલિફાનું નિવાસભવન ( કાસર અલ ખિલાફત ) વિદ્યમાન હતું. એ મેદાન એટલું બધું વિશાળ હતું કે, એના ઘેરાવાને ફરવા જતાં કેટલાક કલાકોની જરૂર પડતી અને એની અંદર એક પશુશાળા, એક પક્ષીશાળા તથા શિકાર માટે રક્ષેલાં જંગલી પશુઓને માટે એક મોટો ચૉક હતો. રાજમહાલયની આસપાસ વિંટળાયલી જમીન અનેક બગીચાઓ, તરેહ તરેવારના સુંદર સુંદર ચારાનાં ઘાસો, પુષ્પ અને વૃક્ષોની હારોદ્વારા સુશોભિત હતી અને નાના પ્રકારના નકશા કોતરેલી દીવાલોદ્વારા ઘેરાયલાં જળાશયો તથા ફૂવારાઓ દ્વારા આચ્છાદિત હતી. ખલિફા માહદિદ્વારા બંધાયલી નગરીના વિભાગમાં તાહિર વંશના અને બીજા કેટલાક અધિકારીઓના મહેલો આવેલા હતા. નદીની બન્ને બાજુએ નગરીના એક છેડાથી બીજા છેડા સુધી ઓછામાં ઓછા ૪૦ હાથ પહોળા અસંખ્ય રસ્તાઓ રહીને શહેરને અનેક વિભાગમાં વહેંચી નાખ્યું હતું; એનો દરેક ભાગ એક એક અધિકારીના તાબામાં રહેવાથી તેઓ તેની સાફસુફી, તંદુરસ્તી તથા તેના રહેવાસીઓની સુખ સ્વચ્છંદતા તરફ નજર રાખતા. શહેરમાં શાન્તિ સાચવવા માટે દરેક રસ્તાના છેડાપર પહેરેગીરો ( આશાબ અલ-અરબુઉ ) રહેતા. એક મુખ્ય ધોરી રસ્તાનું નામ મામુલિયા હતું, એ ઘણોજ પહોળો અને અલમલ્લા નામના સરોવરથી અલ-આજાજ[1] સુધી ફેલાયલો હતો.

જે સઘળા અસંખ્ય દરવાજાઓની સહાયતાથી નદીના પશ્ચિમ કિનારાપરની નગરીમાં પ્રવેશ કરી શકાતો હતો; તેમાંના મુખ્ય મુખ્યનાં નામો નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ—

( ૧ ) બાબ અલ-શમમસિયા, ( ૨ ) બાબ અલ-કાઝજ ( રેશમનો બનાવેલો દરવાજો ) ( ૩ ) બાબ અલ બસરા, ( ૪ ) બાબઅદદાયેબ ( મસ્જિદમાં જવાનો દરવાજો ) ( ૫ ) બાબુસ-શામ ( સિરિયા દેશનો દરવાજો ) ( ૬ ) બાબુલ-બોસ્તાન ( બગીચાનો દરવાજો ) ( ૭ ) બાબુત તાક ( તંબૂનો દરવાજો ) ( ૮ ) બાબુલ-શિરાજ, ( ૯ ) બાબુલ ખાયકુરાન, ( ૧૦ ) બાબુસ-સિરિયન ( બાળકનો દરવાજો ), ( ૧૧ )

૧ મરાસિદ અલ-ઇતિલા.

બામુત-તિન ( કુમ્મુર વૃક્ષનો દરવાજો ) ( ૧૨ ) બાબુલ-આજ્જ. ખલિફા માહદિદ્વારા બંધાયલી ટાઇગ્રીસના પૂર્વ કિનારાપર આવેલી નગરીના વિભાગમાં નીચે લખેલા ફાટકો વિદ્યમાન હતા:—

( ૧ ) બાબ અલ-ધારાએહ ( ચીલ નામક વૃક્ષનો દરવાજો ) ( ૨ ) બાબસુક અત-તામાર ( ખજુર બઝારનો દરવાજો ) ( ૩ ) બાબ અનનુબિ ( નુબિયાન ફાટક ) આ સ્થળે પરદેશી દૂતોને ચુંબન કરવાનો રિવાજ હતો, ( ૪ ) બાબુલ-આમ્માહ ( સાધારણ લોકોનો દરવાજો ) અને ( ૫ ) બાબ અલ-બારાતિબ ( પાયચારીનો દરવાજો. )

દરવાજાના રક્ષણ માટે સિપાહીઓ નદીની બન્ને બાજૂએ આવેલાં રક્ષકગૃહમાં રહીને ઉત્તર તથા દક્ષિણ દિશામાના પાણી બહાર નીકળવાના રસ્તાઓપર પહેરેગીરોના કાર્યમાં નિયુક્ત રહેતા. દરેક મકાને દરેક ઋતુમાં અસંખ્ય સરોવરની સહાયતાથી પુષ્કળ જળ પૂરું પાડવામાં આવતું. દરેક રસ્તા, બગીચા અને મેદાન નિયમિત રીતે સાફ રહેતાં અને તેમાં જળ સિંચન કરવામાં આવતું હતું, કિલ્લાની અંદર કોઈ પણ જાતની ગંદકી રહેવા પામતી નહિ. કાસર અલ-ખુલ્દના મુખ્ય દીવાનખાનાંનો [ આહ્વાન ] નીલ રંગનો ગુંબજ ૮૦ હાથ ઉંચો હતો અને એ રાજધાનીના નિશાન તથા અબ્બાસી વંશવાળાઓની કીર્તિસ્તંભરૂપે મહાનગરી બગદાદના રાજમુકુટના નામથી ઓળખાતો હતો. એ ગુંબજના ઉપર હાથમાં ભાલો ધારણ કરેલા એક ઘોડેસ્વારનું બાવલું સ્થાપેલું હતું.[1]

રાજમહાલયની સ્હામે એક મોટી ‘ મુરાબ્બાયા ’ નામની જગા લોકોની મુલાકાત, સૈનિકોની તપાસણી, ઘોડેસ્વારોના બનાવટી મલ્લ યુદ્ધ અને ઘોડાઓને દોડવા માટે વપરાતી હતી. રાત્રિને વખતે એ જગા અને એની અંદરના રસ્તાઓ દીવાની હારોથી ઉજ્જવલિત રહેતા. ખલિફા મનસુર એ સ્થળે ઉંચા આસનપર ઉભા રહીને અથવા સિંહાસનપર બેસીને સૈનિક પોશાકથી સુસજ્જિત થયેલા પોતાના સૈન્યવર્ગને તપાસતા અને ખલિફા

---

૧ એવી લોક વાયકા હતી કે, સલ્તનતની જે બાજુએ બળવો ઉભો થતો તે તરફ એ ગુંબજપરના ઘોડેસ્વારનું બાવલું ભાલાનો ઈશારો કરીને ખલિફાને સાવધ કરતું. ઇતિહાસકાર યાકુતે લખ્યું છે કે, આ લોકવાયકા બિલકુલ કુસંસ્કારવાળી અને જૂઠી છે. ગુંબજના આગલા ભાગ સાથે એ બાવલું ૧૯૦ વરસ સૂધી ઉભું રહયા પછી ખલિફા મોતાકિના અમલમાં ( ૩૨૯ હિજરી, ઇ. સ. ૯૪૦ ) એક દિવસ રાત્રે વરસાદ અને વજ્રાઘાતને સમયે તે ભાંગી પડયું હતું. ( મુજમ અલ બુલદાનના ૧ લા ભાગનું ૬૮૪ મું પાનું જૂઓ. )

રસિદ, મામુન અને મુતાસિમ હમેશાં અશ્વપર બેસી બહાર નીકળી ઘણીવાર ઘોડેસ્વારોના કૃત્રિમ મલ્લયુદ્ધમાં ભાગ લેતા. ઘોડાઓની રેસમાં ઘોડેસ્વારનું કાર્ય કરવાનો અરબોનો સ્વાભાવિક અભ્યાસ હતો[1] એથી તેઓએ બગદાદ અને દમસ્કસમાં પણ ઘોડદોડનો રિવાજ ચાલૂ કર્યો હતો. ખલિફા રસિદે બગદાદ શહેરમાં ઇરાનદેશની પોલો રમતનો[2] પ્રચાર કર્યો અને એ રમતની જગા પણ મુરાબ્બાયા નામની જગામાં મુકરર કરવામાં આવી હતી.

ખલિફા માહદિદ્વારા નિર્મિત નગરીના ભાગમાં પણ એક વિશાળ મેદાન હતું, એ સ્થળે સૈનિકો હમેશાં કૂચ કવાયત[3] કરતા અને એ સૈનિકોનું આવાસસ્થાન નદીના પશ્ચિમ કિનારાપર આવેલું હતું. શહેરના જૂદા દરવાજામાં લાંબા અને પહોળા વક્રાકાર વરંડાના જેવી બેસવાની જગાઓ શહેરવાસીઓને ગપ્પાંસપ્પાં મારવાની અને વિશ્રામ કરવાની જગા હતી, અથવા તેઓ તેમાં બેસીને મુસાફરોની અને શહેરમાં આવેલાં માણસોની હીલચાલની દેખરેખ રાખતા. રાજસરકારમાં અભાવ અભિયોગ ( ફરિયાદ ) જાહિર કરવા અને પોતાના સ્વાર્થનું સંરક્ષણ કરવા માટે દરેક સંપ્રદાયનો એક એક પ્રતિનિધિ રહેતો, અપરિચિત માણસો ઘણીવાર તેમની પાસેથી સલાહ અને સહાયતા મેળવતા. એ સઘળા પ્રતિનિધિઓ તેમના દેશવાસીઓની સચ્ચરિત્રતાને માટે જવાબદાર હતા.

ખરી રીતે બગદાદ મહાનગરી રાજમહાલયોથી ઘેરાયલી હતી, પરંતુ એ મહાલયો સાધારણ ચૂના અને ઇંટોના બનાવેલાં નહોતા, પરંતુ એ સર્વ

---

૧ ઇસ્લામ ધર્મ મુજબ ફક્ત ઘોડાના ઉપર બાજી રાખી ઘોડદોડ ( ઘોડાની રેસ ) મુકરર કરવામાં આવતી.

૨ ઈરાની ભાષામાં એને ચોગાન કહે છે. ચોકાનદાર નામનો એક કર્મચારી ખલિફા અને બીજા રાજાઓની પોલો રમતની ચીજોની દેખરેખ રાખતો ગ્રીક ભાષામાં એને ઝોકસાવી ઓન કહે છે, એનાથી સાબીત થાય છે કે ગ્રીક લોકોએ અરબોની પાસેથી શિખીને સ્વદેશમાં એનો પ્રચાર કર્યો હતો. ફ્રેંચ લોકોએ એ કાર્ડોવામાંથી શિખીને તેને ચીકેન રમત નામથી ઓળખાવી છે. ચોકાન શબ્દપરથી હાલની અંગ્રેજી ચિકેન અને ચિકેનારી શબ્દ ઉદ્‌ભુત થયા છે. આ રમતને વખતે હરવા ફરવાનું કાર્ય દગાબાજી ભરેલું ગણાય છે અને એટલા માટે એનું નામ એવું રાખવામાં આવ્યું છે.

૩ મુસલમાની સલ્તનતના દરેક શહેરમાં ધનુર્વિદ્યાનો અભ્યાસ, ઘોડદોડ, પોલોની રમત અને ભાલા ફેંકવા વગેરેને માટે એક મેદાન ( ઘોડાને દોડવાનું મેદાન ) રહેતું, એ સ્થળે શહેરવાસીઓ તેમના કુટુંબ સહિત સાંઝે આવીને આરામ ભોગવતા.

માર્બલ પત્થરના બંધાવેલા હતા. જોકે ઇમારતો જૂદી બાંધણીની હતી, અથવા દમશ્કસ શહેરની ઈમારતોના નકશાથી જૂદી નહોતી, તેમ છતાં પણ સાધારણ રીતે તે ઘણા મજલાવાળી હતી અને ઇરાનદેશની રૂચી અનુસાર તેની શોભાનું કાર્ય સંપાદિત થયું હતું. રાજમહાલય અને ઇમારતોને પુષ્કળ દ્રવ્ય ખરચીને સુવર્ણ મંડિત તથા સુસજ્જિત કરવામાં આવી હતી અને એના દ્વારપર સુંદર સુચીકાર્યવાળાં વસ્ત્ર તથા બૂટાદાર રેશમી અથવા સાધારણ પર્દા ઝૂલતા હતા. દરેક ઓરડાને તરેહ તરેહવારના નયનરંજક વિલાસના પદાર્થો, મૂલ્યવાન ટેબલો, ચીન દેશનાં અપૂર્વ કારીગીરીવાળાં વાસણો, તથા સોના અને રૂપાના અલંકારોદ્વારા સજ્જિત કરવામાં આવ્યો હતો. ખલિફાનું નિવાસસ્થાન અતિ ઉજ્જવલ મણિમુકતા દ્વારા પરિશોભિત હતું અને દરેક ઓરડાની સાજસજ્જા મૂજબ તેનાં જૂદાં જૂદાં નામો રાખવામાં આવ્યાં હતાં. સ્વર્ગીય દીવાનખાનું (અઇવાનુલ ફિરદોસ) નામનો એક ઓરડો તરેહ તરેહની કારીગરીવાળા મૂલ્યવાન દીપાધારથી સુસજ્જિત હતો અને તેની દીવાલો તથા છત તરેહ તરેહના મણિ મુકતા, જૂદા જૂદા રંગો અને અલંકારોથી એવી રીતે ચિત્રિત હતી કે, એને જોતાંજ પરીનું નિવાસસ્થાન હોયની ! એવો ભાસ થઇ આવતો હતો. કેટલાક માઇલ સૂધી નદીની બન્ને બાજૂએ અમીર અને અધિકારી વર્ગને [1] રહેવા લાયક જાતજાતનાં મકાનો, તંબૂઓ, બગીચાઓ અને ફરવાનાં મેદાનો નજરે પડતાં હતાં. જળની ધારા સૂધી માર્બલ પત્થરની સીડી બનાવેલી હતી. નદીના પ્રવાહમાં જોરાક નામની હજાર હજાર કેલિનૌકાઓ જૂદા જૂદા રંગની નાની નાની ધ્વજાઓથી પરિશોભિત થઇને તરંગોના આઘાતથી સૂર્યનાં કિરણોની પેઠે જળની ઉપર નૃત્ય કરતી કરતી આરામપ્રિય બગદાદવાસીઓને એક પારથી બીજે પાર લઇ જતી, એનો દેખાવ ઘણોજ મનને મુગ્ધ કરનારો દેખાતો હતો. કેટલાક માઇલ સૂધી વિસ્તરેલી નદીના કિનારાપરના તમામ ઘાટોપર જહાજો લંગર કરી રહેતાં હતાં; એ સિવાય ચીન દેશના ઉપસાગરથી પ્રાચીન આસિરિયા દેશના સાગર સૂધી જૂદા જૂદા આકારના અને જૂદી જૂદી જાતનાં સમુદ્ર તથા નદીઓમાં વપરાતા નાનાં વહાણો મજબૂત ચામડાંનાં દોરડાંની મદદથી બાંધેલાં જોવામાં આવતાં હતાં. એ સઘળાં અસંખ્ય વહાણોની અંદર ખલિફાનાં લડાયક જહાજો રક્ષિત થઇને

૧ ઇતિહાસકાર નાસિર ખુશરૂએ લખ્યું છે કે, ઓબેલ્લા બંદરની નીચેની નદીનો કિનારો ઈમારતો, તંબુઓ, બગીચાઓ અને મેદાનોથી આચ્છાદિત હતો. આ અગિયારમી સદીનું વર્ણન છે.

જળ પોલિસની નૌકા (સઝાવાત)થી દ્વારાપરિવેષ્ટિત રહેતાં. મુખ્ય જુમ્મામસ્જિદ મોટા આકારમાં બંધાવવામાં આવી હતી અને નકશા, સૌન્દર્ય અને વિરાટ વિશાળતા તથા કારીગીરીની સરખામણીમાં એ ખલિફા વલિદ મારફત બંધાયલી દમસ્કસની મસ્જિદ કરતાં ઉત્તમ ન હોવા છતાં પણ તેના સમાન હતી. એ સહુથી મુખ્ય જુમ્મામસ્જિદ સિવાય શહેરના દરેક વિભાગમાં નમાજ–બંદગી માટે જૂદી જૂદી મસ્જિદો હતી, અને આખા રાજ્યમાં દરેક શહેરમાં બંદગીને માટે સુરમ્ય જુમામસ્જિદ રહેતી.[1]

## કોલેજો અને ઇસ્પિતાલો.

આખા રાજ્યની રાજધાની અને પ્રાદેશિક રાજધાનીના સંબંધમાં પુરુષો અને સ્ત્રીઓને માટે અસંખ્ય ઉંચી જાતની કૉલેજો, ઇસ્પિતાલો અને આતુરાશ્રમો[2] હતાં. દરેક કૉલેજનો જૂદો જૂદો અધ્યક્ષ રહેતો. રાજકીય ઇસ્પિતાલ ડાઇરેકટર (દબાર)ના ખિતાબવાળા એક બુદ્ધિમાન ચિકિત્સકની દેખરેખ તળે રહેતી. ખલિફા મુકતફિના અમલમાં મશહુર અબુબક્કર અર–રાજિ[3] આ માનવાળી અને જવાબદારી ભરેલી પદવીપર નિયુક્ત હતો. દરેક આતુરાશ્રમ ( રોગીઆશ્રમ ) માં એક એક કાઝી[4] રહેતો. પરંતુ ત્યાં તેનું કર્તવ્ય શું હતું, તે જાણી શકાતું નથી.

ઇ. સન ૧૦૬૭ માં નિઝામુલમુલ્ક દ્વારા સ્થપાયલી નિઝામિયા કૉલેજ અને ૬૨૩ હિજરીમાં ( ઇ. સ. ૧૨૨૬ ) ખલિફા મુસતનસિર મારફત સ્થપાયલી મુસતનસિરિયેહ કૉલેજે ઇસ્લામના ઇતિહાસમાં પ્રસિદ્ધિ મેળવી છે, પરંતુ પ્રાચીન વિદ્યાલયો પણ સમાન શિક્ષણ મેળવવાના ઉપયોગી સ્થાનરૂપ હતાં અને દુનિયાની અનેક જગાએથી અસંખ્ય વિદ્યાર્થીઓનાં ટોળાંઓ એ વિદ્યાલયોમાં અને પાછળની નવીન કૉલેજોમાં એકઠા થયેલા જોવામાં આવ્યાં હતા. રાજધાનીમાં જેવી કૉલેજ સ્થાપિત થઇ હતી, તેવીજ કૉલેજો

---

૧ ઇતિહાસકાર નાસિર ખુશરૂનું વર્ણન.

૨ આતુરાશ્રમને દાર સ–શફા અથવા મારિસ્તાન કહેતા. દરેક શહેરમાં ઇસ્પિતાલ હતી. સુલ્તાન નુરૂદ્દીન મહમુદે દમસ્કસ શહેરમાં જે એક ઇસ્પિતાલ બંધાવી હતી, તે ઘણીજ વિશાળ હતી. અને તેના નામ મુજબ મારિસ્તનુલ નુરી નામથી ઓળખાતી. દીવાનાઓ માટે પણ ઘણી ઇસ્પિતાલો હતી.

૩ તે ઇ. સન ૯૨૩ માં જન્નાતનશીન થયો અને યુરોપિયન ચિકિત્સાથી તે સારી રીતે જાણીતો હતો.

૪ એ અમલદાર કાઝી ઉલમારિસ્તાનના નામથી ઓળખાતો હતો.

રાજસરકાર અથવા કોઈ ખાસ મનુષ્યની મદદથી[1] સલ્તનતનાં બીજાં શહેરો અને ગામોમાં પણ સ્થાપિત થઈ હતી.

### ખલિફાનો પોશાક.

ઉમ્મૈયા ખલિફાઓના અમલમાં દમસ્કસના રાજદરબારમાં જેવી જાહોજલાલી અને ઐશ્વર્યઘટા હતી, તેના કરતાં પણ વિશેષ એ અબ્બાસી ખલિફાઓના અમલમાં હતી. જે સમયે અબ્બાસી વંશના કોઈ પણ ખલિફા રાજમહાલયના દરવાજામાંથી બહાર નીકળતા, તે સમયે એક અંગરક્ષક સૈન્યની ટુકડી મૂલ્યવાન પોશાક પહેરીને તેમની સાથે ચાલતી. ખલિફા હાદિના અમલમાં અંગરક્ષક સૈન્યને હાથમાં ખુલ્લી તલ્વાર, પીઠપર ધનુર્બાણ અને ખભાપર બર્છા અથવા ભાલા લઈને સાથે ચાલવું પડતું; પરંતુ ખલિફા રસિદ અથવા મામુન ઘણે ભાગે અશ્વપર બેસી અથવા પગે ચાલી એકલા અથવા ફકત એક બે અનુચરોને સાથે લઈને શહેરમાં ફરતા હતા. ખાસ કરીને શુક્રવારની બંદગી[2] અને કોઈ પણ ઉત્સવનિમિત્તે જ્યારે ખલિફાઓ મુખ્ય જુમામસ્જિદમાં હાજર થઈને ઇમામનું કાર્યસંપાદન કરવા માટે જતા, ત્યારે તેમની સાથે ચાલનારા અનુચર વર્ગનો દેખાવ ઘણોજ નયનરંજક લાગતો. સૈનિકો હાથમાં વાવટા ઝાલી ઢોલ અને રણશિંગા[3] બજાવી આગળ ચાલતા, તેમની પાછળ રાજકુમારો મૂલ્યવાન પોશાક પહેરી અશ્વપર બેસતા અને તે-

---

૧ અરબ દેશના મેઇસિનાસ ( એક વિદ્યાનો ઉત્સાહિ રોમનનાઇટ ) નામે મશહુર નિઝામમુલ્ક દ્વારા સ્થપાયલી હિરાત અને નિશાપૂરમાં નિઝામિયા કૉલેજ હતી. સુલ્તાન સલાહુદ્દીને જેરૂસલેમમાં એક કોલેજ સ્થાપન કરી હતી, ત્યાર પછી નાસિરિયા નામે એ ઓળખાતી હતી. દમસ્કસમાં પણ એવી અનેક કોલેજો હતી, સુલ્તાન સલાહુદ્દીનની એક ભગિનીએ એ સ્થળે રાવાહિયેહ અને મદરસતુમ સતિરા શમ (સિરિયા દેશની મહિલાઓની કૉલેજ) નામની બે પ્રસિધ્ધ કૉલેજ સ્થાપન કરી હતી. મોસુલ નગરીમાં નુરિયેહ ઈઝાઝે ઝઇનિયેહ વાદિસા ઓરાસિકા અને અલિયેહ નામની કેટલીક કૉલેજો વિદ્યમાન હતી.

૨ ઉમૈયા ખલિફાઓના કરતાં અબાસી ખલિફાઓ વિશેષ જ્ઞાનવિભૂષિત હતા તેઓ દરેક વખતે શુક્રવારની નમાજમાં ઇમામનું કાર્ય કરીને ઘણે ભાગે નિયમિત ઉપદેશ આપતા, તો પણ ક્વચિત્ કોઇ દિવસ બાદ જતો.

૩ રાજકીય વાદકદળ તબલખાનાના નામથી ઓળખાતું હતું. નીચે તેમની પાસે વપરાતા કેટલાંક વાદ્યયંત્રોનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવે છેઃ—રણશિંગુ અથવા તુરી ( નફીર ) ઢોલ ( દફ ) નાનાં તબલાં ( તબલ ) શરણાઇ ( ઝમુર ) અને બંસી ( શબાબા ) એક શિક્ષક અથવા મુખ્ય વ્યક્તિ એમનો અધ્યક્ષ રહેતો તે મિહતાર અથવા રઇસના નામથી ઓળખાતો હતો.

એની પાછળ ખુદ ખલિફા દૂધના ફીણ જેવા સફેદ અશ્વપર બેસીને મુખ્ય મુખ્ય ઉમરાવો સાથે ગમન કરતા. એ સમયે ખલિફા કાળા અથવા નીલ, લાલ રંગનો ઘુંટણ સુધી લાંબો કબા ધારણ કરી, શાલ અથવા મણિમુક્તા જડિત કમરબંધ દ્વારા કમર બાંધતાં, એ સિવાય ખભાપર એક મૂલ્યવાન કાળું કપડું રાખતા અને મસ્તકપર કલાનસુએહ[1] નામની એક જાતની ઉંચી ટોપી ઓઢતા. એક ઘણુંજ કીમતી હીરાદ્વારા એ ટોપીની સુંદરતામાં વૃદ્ધિ કરવામાં આવતી હતી: ખલિફા ગમે તે સ્થળે કેમ નથી જતા, તો તેઓ હજરત પયગંબર (સ. અ. વ.)ની શીલ મોહર અને સોટીનો પરિત્યાગ કરતા નહિ. સાધારણ રીતે રત્નદ્વારા શોભિત એક સોનાની ચેઇન તેમનાં ગળાંની ચારે બાજૂએ ઝૂલતી રહેતી અને જુતાઓ પણ મણિમુક્તા દ્વારા અલંકૃત રહેતા. કબા ઘુંટણની નીચે સુધી લાંબો અને શરીરની સાથે ખાસ કરીને વિંટળાઇ રહેતો. પહેલાંના ખલિફાઓ કબાનાં આસ્તિનનાં બુતાનો વાપરતાં, પરંતુ ખલિફા મુસતઇને બુતાન ન રાખતાં ઢીલા આસ્તિનની વપરાશ ચાલૂ કરી. કહેવામાં આવે છે કે તેના કબાના આસ્તિનનો ઘેરાવો ત્રણ હાથ જેટલો હતો.

## સત્કાર-પદ્ધતિ.

ખલિફાઓના સત્કારનું કાર્ય ઘણીજ ધામધુમની સાથે સંપાદિત થતું અને તેમની સત્કાર કરવાની પદ્ધતિના અનુકરણથી અમીર ઉમરાવ તથા પાછળના જમાનામાં બીજા દેશોના મુસલમાન રાજાઓ પણ સત્કારિત થયા હતાં, ઉમૈયા ખલિફાઓના અમલમાં સત્કાર કરવાની બે રીતો હતી, પહેલી સાધારણ રીત ( આંમ ); બીજી ખાસ રીત ( ખાસ ). એકી સાથે જોડાયલા ત્રણ મુખ્ય ઓરડા સભાસદવર્ગ અને આબરૂદાર માણસો દ્વારા

૧ એ ટોપીના આકાર અને ઉત્પત્તિના સંબંધમાં ડોઝી લેન અને ડિસ્લેન વગેરે પાશ્ચાત્ય પંડિતોએ ઘણી મગજમારી કરી છે. પ્લાનટા જેનેટ રાજાઓના અમલમાં ઇંગ્લાંડવાસીઓ જેવી રીતે સાધારણ રેશમ અથવા ઘેટાંની ઉનની બનાવેલી આંખ માથાવાળી ઘણી ઉંચી કાળી ટોપી વાપરતા, આ પણ એવીજ ટોપી હતી. હુની ઇરાન દેશની ટોપીની ઢબ મુજબ ખલિફા મનસુરે પ્રથમ એ ટોપીનો પ્રચાર કર્યો એ ઉંચી ટોપી એ સમયથીજ બરાબર વપરાતી આવતી હતી, પરંતુ ખલિફા મુસ્તઇને તેની ઉચ્ચતાને ઘટાડી દીધી હતી. ઇતિહાસકાર ઇબ્ન અશરિએ વ્યાખ્યા કરી છે કે, કલાનસુએહ શબ્દનો અર્થ કોલાહ થાય છે. હાલનો ફારસી કોલાહ શબ્દ કલાનસુએહનું સંક્ષિપ્ત નામ છે.

ભરપૂર રહેતા. દરવાજાઓની ઉપર બુટાદાર મોટા પર્દા ઝુલતા રહેતા અને કોઇ વ્યક્તિની દાખલ થતી વેળાયે દરવાજાપર ઉભા રહેલા હાજિબ નો( રાજગૃહાધ્યક્ષ ) બાળક અનુચર એ પર્દો ઉંચકી લેતો. ખલિફા સિંહાસનપર બેસી રહેતા અને એકસો અંગરક્ષક સૈનિકો મૂલ્યવાન વિચિત્ર પોશાક પહેરીને ખુલ્લી તલ્વાર હાથમાં ઝાલી તેમની ચારે બાજૂએ ઉભા રહેતા; અને રાજ્યના આબરૂદાર માણસો તથા રાજકુમારો સિંહાસનની જમણી તથા ડાબી બાજૂએ રાજકીય આસનપર બેસતા હતા. છેવટે પર્દા ઉંચા થતા અને રાજગૃહાધ્યક્ષ હાજર થયેલાં માણસોનાં નામ જાહિર કરતો. ત્યાર પછી તે ખલિફાને નમન[1] કરીને ઓરડામાંના બીજાં માણસોની પાસે ઉભો રહેતો. રાજકુમારો, સલ્તનતના ઉંચી પદવીવાળા અમલદારો, વિદ્વાનો સત્તાશાળી અને મશહુર માણસોદ્વારા ખાસ સત્કારનું કામ સંપાદિત થતું. આમાં કોઇપણ જાતની ખામી ન આવે, એટલા માટે અંગરક્ષક અથવા હથિઆરબંધ લશ્કર ખલિફાની સાથે રહેતું. ખલિફાના ભવિષ્યના વારસનું આસન ખલિફાની બાજૂમાંજ આવેલું રહેતું અને સભાસદ્જનોનાં આસન "તેમના વંશ અને પદવીની મર્યાદા મૂજબ[2] સિંહાસનની બન્ને બાજૂએ બે વિભાગમાં ગોઠવાયલાં રહેતાં, એ સમયે ખલિફા હાજર થયેલાં સઘળાં માણસોની સાથે વાતચીત કરવામાં આનાકાની કરતા નહિ. ચિકિત્સક અને નજુમીઓ વિજ્ઞાનની નવી શોધખોળો, કવિઓ તેમની કવિતાઓ અને મુસાફરી કરનારાઓ તેમની અજાયબ મુસાફરીની વાતો કહી સંભળાવતા. એ ખલિફાઓનો મુકરર કરેલો રિવાજ હતો કે, દરેક વરસના રમજાન માસમાં તેઓ પોતાના મહાલયમાં અથવા વઝીરના કાર્યાલયમાં સલ્તનતના મુખ્ય

---

૧ નમનને વખતે જમણો હાથ છાતીપર રાખી શરીરને કાંઇક વાંકુ કરવું પડતું અને માથું નમાવી ફરીવાર એ હાથને કપાળપર ઉંચો કરવો પડતો અને એજ અરબોની નમન કરવાની રીતિ હતી. છેક જમીન સુધી નમવાની અથવા સાષ્ટાંગ પ્રણામ કરવાની ઈરાનીઓની રીતિ હતી અને ટુંકામાં એને જમી ચુંબન કહેતાં, અરબોમાં એવી રીતિ ચાલુ નહોતી, પરંતુ તેમના સ્વાધીન અને દૃઢ ચરિત્રના સંપૂર્ણ વિરૂદ્ધવાદી હતા. કોઇ ખાસ સત્કાર સમયે ચુંબન કરવા માટે ખલિફા તેમનો જમણો હાથ લાંબો કરતા. કોઇ આબરૂદાર મહિલાને નમનને વખતે હાથદ્વારા તેના વસ્ત્રના છેડાને ચુંબન કરવું પડતું. ખલિફા મુક્તદિરની માતાને નમન વખતે તેણે તેના કપડાનો છેડો આપ્યો હતો.

૨ "અલ કહરે અનસાબિહિમ વમરા તિબિહિમ" ઇબ્ને ખલિકાનુમાંથી ઉધ્ધૃત.

અમલદારોને એક ખાણું આપતા. એ ખાણુંનો ઉત્સવ તબક નામથી ઓળખાતો હતો; એમાં પણ અમલદારોને તેમની લાયકાત મુજબ આસન આપવાનો રિવાજ હતો.[1]

દરેક રમજાન માસના રોજા (ઉપવાસ) પછી ઇદુલફિત્રના ઉત્સવમાં ખલિફા રાજધાની બગદાદ નગરીના આબરૂદાર માણસોને એક ખાણું આપતા. શણગારેલા સુંદર પહોળા ઓરડાના ઉપલા ભાગમાં રાજકીય આસન રહેતું અને એજ સ્થળે ઘણેભાગે રાજપ્રતિનિધિઓ બેસતા. જો ખલિફા પોતે હાજર રહેતા તો વઝીર અને રાજકુમારો તેમની સાથે બેસતા.

## પુરૂષનો પોશાક.

અનુચર જનો પણ ખલિફાનું અનુકરણ કરી પોશાક પહેરતા, પરંતુ નીતિ વિધાવાન અને વ્યવહાર શાસ્ત્ર જાણનારાઓનાં માથાંપર પાઘડી અને તેનાપર હજરત પયગંબર (સ. અ. વ.)ના અનુકરણની તઇલાસાન નામની એક જાતની ચાદર ઝૂલતી રાખતા; વખતે વખતે એ તઇલાસાન ખભાપર[2] ઝૂલતી રાખવામાં આવતી, ધર્મના ગોરો સીવાય બીજા લોકો પ્રથમ જણાવેલી કલાનસુએહ ટોપી વાપરતા. એ ઘેર કાળા રંગની કલાનસુએહ ટોપીની નીચે સાદા રેશમની ટોપી વાપરવામાં આવતી, એ સિવાય ઘરમાં રહેતી વેળાયે કલાનસુએહ મૂકીને ફકત એ રેશમની ટોપીજ વાપરવાનો રિવાજ હતો; પરંતુ અંદર મહેલમાં માથાપર ઓઢવા લાયક નીલ, લાલ રંગની બીજી એક જાતની ટોપી વપરાતી હતી. પાછળના જમાનામાં કલાનસુએહને બદલે તરબુશ અથવા ફેઝ નામની ટોપીનો રિવાજ ચાલૂ થયો હતો. ઢીલો પાયજામો, પાટલુન, ખમીસ[3] શરીર સંલગ્ન

---

૧ એક વખતે એ ખાણુંના ઉત્સવમાં કવિ હયેસબેસ હાજર હતો. તેણે કેટલાક અમલદારોને તેની સ્હામેથી જઇને તેના કરતા ઉંચા આસનપર બેઠેલા જોયા જોયા હતા, એથી તેણે બહુજ અસંતુષ્ઠ થઇ. વઝીરને લખ્યું હતું કે ભવિષ્યમાં રાજકીય ખાણામાં ભાગ લેવામાંથી તેને છુટો કરવો. તે ઇ. સ. ૧૧૭૯ માં જન્નતનશીન થયો.

૨ ઇતિહાસકાર લેન સાહેબે ખરૂંજ અનુમાન કર્યું છે એ ચાદર વાપરવાના રિવાજપરથી વર્તમાન યુગમાં સઘળાં વિદ્યાલયોના અધ્યાપકો અને વિદ્યાર્થીઓમાં ચાદર અને પાઘડીનો રિવાજ ચાલુ થયો છે.

૩ અરબી કમિશ શબ્દ પરથી ચેમિજ શબ્દની ઉત્પત્તિ થઈ છે. અબ્બાસી ખલિફાઓના અમલમાં વપરાતા પોશાક કરતાં હાલના પોશાકમાં ઘણો ફેરફાર થયો છે.

નીચેનો જામો, જાકિટ, ખફતાન, કબા અને સહુના ઉપર અબા અથવા જુબ્બા તથા મસ્તકપર કલાનસુએહ નામની ટોપી અબ્બાસી ખલિફાઓના અમલમાં આબરૂદાર માણસોની વપરાશનો સાધારણ પોશાક હતો. નીચેના જામાઓને ધૂળ અને રેતીમાંથી બચાવવા માટે ઘણીવાર કબાની ઉપર અબાને બદલે બીજી એક જાતનો જામો વપરાતો હતો. મોજાં વાપરવાનો રિવાજ પણ અપ્રચલિત નહોતો અને ધનવાન માણસો એ વાપરતાં, એ રેશમ, પશમ અથવા ચામડાંના બનાવેલાં હતાં અને તેને મોજા[1] કહેવામાં આવતાં. એ સમયે જૂદા ધંધાના અને જૂદી પદવીના લોકોમાં જૂદા જૂદા પોશાક વાપરવાનો રિવાજ પ્રચલિત હતો. ઉમ્મૈયા ખલિફાઓના અમલમાં અશ્વા રોહણ, ભ્રમણ અને યુદ્ધનો પોશાક ઘેર વપરાતા પોશાકથી ઘણો જૂદો હતો. રાત્રિને વખતે વપરાતા પોશાકને કુમાશુલ—નવમ કહેતા. એક ઇજાર, એક શર્ટ—શરીર સંલગ્ન જામો, એક લાંબું જેકેટ અને તેના ઉપર કમરબંધ ( ઇબિઝાર ) તથા ખભાપર રીડા નામનું કપડું તમામ લોકોનો હમેશનો વપરાતો પોશાક હતો. સઘળા લોકોમાં બુટ અને સાધારણ જુતા વાપરવાનો રિવાજ ચાલૂ હોવા છતાં પણ ફક્ત સૈનિકોમાંજ ખાસ કરીને બુટ જોડા વપરાતા હતા. ઉપલા ભાગના જોડા જરમુક નામથી ઓળખતા હતા અને કોઇ મસ્જિદ અથવા રાજમહેલમાં દાખલ થતી વેળાયે જરમુકને ખોલી નાખવા પડતા તથા નીચેના જોડા પગની સાથે પહેરેલા રહેતા.

## અરબ રમણીનો પોશાક.

ઉમ્મૈયા ખલિફાઓના અમલથી સ્ત્રીઓના પોશાકમાં ઘણો ફેરફાર થવા માંડયો હતો,[2] ઉચ્ચ વંશ અથવા ધનાઢ્ય વંશમાં જન્મેલી મહિલાઓ મણિ—દ્વારા અલંકૃત ગુંબજાકૃતિ શિરસ્ત્રાણ વાપરતી. એ ટોપીના નીચલા ભાગમાં મુક્તાજડિત સુવર્ણ ખંડને ક્ષુદ્ર વૃત્તાકારમાં ગોઠવવામાં આવતા. ખલિફા રસિદની ઓરમાન બગિની ઓલેએહે આવી ટોપીનો પ્રથમ પ્રચાર કર્યો. સૌન્દર્યની વૃદ્ધિ કરવા માટે પ્રાચીન રિવાજ મૂજબ નકશામાં ચિત્રેલા

---

૧ ફારસી ભાષામાં મોજા કહે છે. પ્રથમ અરબોની પાસેથી ગ્રીકો એની વપરાશ શિખ્યા. ઇતિહાસકાર ડોઝીએ લખ્યું છે અરબી મોઝાજ શબ્દપરથી ગ્રીક મોવીસકોન શબ્દની ઉત્પતિ થઇ છે.

૨ ખલિફા રસિદની પેઠે તેની પત્ની મહારાણી જુબાઇદાએ પોશાક માટે ભેગાના આસનની ઘણી ઉન્નતિ સાધિત કરી હતી. તેણે ઢાંકણવાળી ખુરસીની ખોજ કરી હતી અને મહિલા વર્ગમાં મણિમુક્તા જડિત કમર બંધનો પ્રચાર કર્યો હતો.

અલંકાર જેવો એક જાતનો નાનો કપડાંનો કકડો બહારના ભાગના બંધન સાથે ઝુલતો રહેતો.[1] સાધારણ લોકોમાં મોતી અને પન્ના દ્વારા જડેલો એક જાતનો કમરબંધ વપરાતો અને પ્રશસ્ત સ્વર્ણાલંકારદ્વારા શિરો દેશ સજ્જિત કરવામાં આવતો. એ સઘળા અલંકારોના નકશા ઘણાજ નયનપ્રીતિકર હતા અને એટલુંજ નહિ, પરંતુ એ હજી સુધી પણ પ્રચલિત છે. સાધારણ રીતે પગમાં પલ્લાં (ખલાખલ) અને હાથમાં વલય (બંગડી) વાપરવાનો રિવાજ પણ ચાલૂ હતો. બનાવટી ખૂબસુરતી વધારવાનો રિવાજ પણ અરબ લોકોમાં અપ્રચલિત નહોતો. જોકે એ અરબ લોકોમાં દરેક વખતે ચાલૂ નહોતો, પરંતુ ઇરાની લોકોમાં ઘણા પ્રાચીનકાળથી એ રિવાજ ચાલૂ હતો એથી ગાલ તથા હોઠ રંગવાની પદ્ધતિ[2] અરબોએ તેમની પાસેથી ગ્રહણ કરી હતી. અરબ કુમારી દીર્ઘાકૃતિ, ક્ષીણકાયા, સુગઠના, ગૌરવર્ણા અને બૃહત દીર્ઘાકૃતિ તથા કૃષ્ણવર્ણચક્ષુવિશિષ્ટા[3] હોવાથી તેમણે સૌન્દર્યશાલિની તરીકે ખ્યાતિ મેળવી હતી.

## અબ્બાસી ખલિફાઓના અમલમાં અબળાઓની અવસ્થા.

ઉમૈયા ખલિફાઓના અને શરૂઆતના અબ્બાસી ખલિફાઓના અમલમાં રમણીઓની અવસ્થામાં કંઇ ફેરફાર થયેલો જોવામાં આવ્યો નહોતો; વસ્તુતઃ સંપૂર્ણ રીતે બુરખા રાખવાનો રિવાજ અને પુરુષ તથા સ્ત્રીઓને હળવામળવાની મનાનો હુકમ ખલિફા કાદિર બિલ્લાહના શાસન કાળ પહેલાં બહુ પ્રચલિત નહોતો. બીજા ખલિફાઓના કરતાં તેણે મુસલમાન જાતિના માર્ગમાં મોટી મુશ્કેલી ઉભી કરી હતી. ખલિફા મન્સુરના આત્મીય વંશમાં જન્મેલી બે રમણીઓ ખલિફા મરવાન સાથેના યુદ્ધને વખતે કોઇ કબુલ કરેલા સોગંદને પાળવા માટે બખ્તર પહેરી લડાયક વેશમાં ગ્રીકોની વિરુદ્ધમાં લડાઇમાં ગઇ હતી. ખલિફા રશિદના અમલ સુધી આપણે અરબ કુમારીઓને અશ્વપર બેસી યુદ્ધમાં જઇ સૈન્યની પરિચાલના કરતી જોઇ શકયા હતા. ખલિફા મુક્તદિરની માતા હાઇકોર્ટની અપીલને વખતે પોતે ન્યાયાધીશોના

---

૧ અરબ મહિલાઓનો પોશાક એ વખતે ઘણોજ સુંદર અને મનને મુગ્ધ કરનાર હતો. અબ્બાસી રમણીઓનો પોશાક પણ એવોજ સુંદર અને ભપકાદાર હતો.

૨ ચેહરા પર અફરોખતન–ગાલ ઉજળવનાર,

૩ ચમામા દેશની ઝરકા નામની નીલરંગની આંખોવાળી અરબ કુમારીની ખ્યાતિદ્વારા સાબીતી મળી આવે છે કે તેઓ ઘેરા નીલરંગની આંખોવાળી રમણીઓને સૌન્દર્યશાલિની માનતા હતા.

સભાપતિના પદપર વિરાજીને ફરિયાદીઓની ફરિયાદ સાંભળતી અને આબરૂ-દાર માણસો તથા પરદેશી દૂતો (કાસદો) ની સાથે મુલાકાત કરતી. વિદૂષી મહિલાઓના નિવાસભવનમાં પંડીત વર્ગના મેળાવડા ભરવાની, તરેહ તરેહના સાહિત્ય વગેરેની ચર્ચા અને ધર્મ શાસ્ત્ર સંબંધી તર્કવિતર્ક ચલાવવાની પદ્ધતિ ખલિફા મુત્તવક્કિલના શાસનકાળ પહેલાં સુધી નિષિદ્ધ નહોતી. ખલિફા રશિદ અને મામુનના અમલમાં અનેક અરબ મહિલાઓ વિદ્યા અને બુદ્ધિમાં પુરુષો કરતાં ઉત્તમ હતી, તેઓ સભાસ્થાનમાં કવિતાઓ વાંચતી અને તેમના નાના પ્રકારના ગુણ તથા શિષ્ટાચારથી સમાજનો વિશેષ ઉપકાર સધિત થતો. મહારાણી જુબય્દા પ્રતિભાશાલિની રમણી અને ઉંચી જાતની કવિતા રચનારી હતી. તે ખલિફા રશિદને ઘણે ભાગે કવિતામાંજ કાગળ લખતી અને ખલિફા અમિનના હત્યાકાંડ પછી તેણે ખલિફા મામુનને જે પત્ર લખ્યો હતો, તેનાદ્વારા તેના ગંભીર પાંડિત્ય અને પત્રાનુરાગનો પરિચય મળી આવે છે. ખલિફા મામુનની ગુણવતી સહધર્મિણી બુરાનની વાર્તા આ પહેલાંજ વર્ણવવામાં આવી છે.[1] તબલાવાદ્યવિશારદા આબેદા (અત તંબુરિયા) ખલિફા મામુન અને મુતાસિમના અમલમાં જીવતી હતી. કિતાબ અલ-અઘાનિ ગ્રંથના રચનારે લખ્યું છે કે, તે ઘણીજ ખૂબસૂરત, સદ્દગુણવાળી અને અક્કલમંદ ઓરત હતી.[2] તે એવી દક્ષતાની સાથે તબલાં વગાડી શકતી કે, એમાંથી તેણે અતતંબુરિયાનો ઇલકાબ મેળવ્યો હતો; એ સિવાય તે સંગીત રચના પણ કરી હતી.

ફજલ નામની કવિતા રચનારી ખલિફા મુત્તવક્કિલના અમલમાં ઉત્પન્ન થઇ હતી અને તેણે થોડા દિવસને માટે તેના કુટુંબમાં નિવાસ કર્યો હતો, એવું અનુમાન કરી શકાય છે, તે તેની પાસેથી મુક્તિ મેળવ્યા પછી લગ્નના બંધનમાં બંધાઈ અને ત્યાર પછી બગદાદમાં રહેવા લાગી. તેની રચેલી કવિતાઓ રચનાકૌશલ્યમાં તે વખતના મશહુર કવિઓની કવિતાની સમતુલ્ય હતી. શઇખાશુહદા હિજરીની છઠ્ઠી સદીમાં ઉત્પન થઇને મહાનગરી બગદાદમાંની કૉલેજમાં ઇતિહાસ તથા અલંકારાદિ શાસ્ત્રમાં શિક્ષણ આપતી

---

૧ અરબના ઇતિહાસનો આ બીજો ભાગ જુઓ.

૨ એ વખતે એક ઘણીજ ધાર્મિક રમણી હતી. તેના ગુણો વિખ્યાત સંગીત વિશારદ ઇસાકદ્વારા પરીક્ષિત થઇને પ્રશંસિત થયા હતા. અબુજાફિયા તેને સન્માન આપતો અને તેની શ્રેષ્ઠતા તથા પ્રતિભાનો સ્વીકાર કરતો. તે સુંદરી હતી અને તેનું સંગીત તથા સ્વર મનોમુગ્ધકર હતાં. કિતાબુલ-અઘાનિના ૧ લા ભાગનું ૧૩૪ મું પૃષ્ઠ જુઓ.

અને તેના સુંદર હસ્તાક્ષરને માટે તેણે ઘણીજ ખ્યાતિ મેળવી હતી. હિજરીની છઠ્ઠી સદીના મધ્ય ભાગમાં[1] અને ઇસુની બારમી સદીની લગભગ શરૂઆતમાં ઝૈનબ ઉમ્મુલ-મુવાઇદ નામની એક ઘણીજ યશસ્વિની વ્યવહારશાસ્ત્ર જાણનારી મહિલા પ્રાદુર્ભૂત થઇ. તેણે તે વખતના મશહુર ધારાશાસ્ત્રીઓની પાસેથી તેની યોગ્યતાનો ઇકરાબ પત્ર તથા કાયદાનું શિક્ષણ આપવાનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. સુલ્તાન સલાહુદ્દીનના અમલમાં અબુલ ફરાજની કન્યા તકિઓહ જીવતી હતી. તે હદિસ શાસ્ત્રનું શિક્ષણ આપતી અને તેણે કવિતા રચવામાં ઘણીજ સારી નામના મેળવી હતી.

અમીર ઓસામાનીની લખેલી હકીકતપરથી સ્પષ્ટ જાણી શકાય છે કે, અરબ લોકોમાં લલનાઓને ઉચ્ચ સન્માન આપવાની રીતિ પ્રચલિત હતી. અગિયારમી સદીના ભયંકર સંક્ષોભમાં જ્યારે પશ્ચિમ એશિયાની રાજનૈતિક અને સામાજિક અવસ્થા બિલકુલ અધાધુંધીમાં બદલાઈ ગઇ હતી, ત્યારે પણ સર્વત્ર ખાસકરીને સૈઝર મુલ્કમાં યોષિતંતદેજ સમરક્ષેત્રમાં વીરત્વ દર્શાવવા બદલ પ્રખ્યાતિ પ્રાપ્ત કરી હતી અને તેમની ઉન્નત્તિને માટે ખાસ લક્ષ આપવામાં આવતું, યત્ન કરવામાં આવતો. લગ્ન સંબંધને એક પવિત્ર કૌટુંબિક ગૃહવાસના આશ્રયસ્થાન તરીકે ગણવામાં આવતો. બાળક બાલિકાનો અને તેમાંયે ખાસ કરીને પુત્રનો જન્મ થાય તો અરબ લોકો તેને સ્વર્ગીય આશીર્વાદ સ્વરૂપ ગણતા. ગર્ભધારિણીના હાથમાંજ બાળક બાળિકાના શિક્ષણનો ભાર રહેતો અને બાળકોને શિક્ષકના હાથમાં સોંપતા પહેલાં સ્ત્રી માતાજ તેમને જરૂરનું શિક્ષણ આપતી. બાલિકાઓ જેથીકરીને ધર્મગુણસંપન્ન થાય અને પવિત્રાત્મા ગઠન કરવામાં સમર્થ થઇને ભવિષ્યમાં માતાને લાયક થઇ શકે, એટલા માટે તેમને તેવું શિક્ષણ આપવામાં આવતું.[2]

જોકે ઇસ્લામ સમાજના વ્યવસ્થાપકો સંગીતની આલોચનાને અનુમોદન આપતા નહોતા, તો પણ ઉંચા વંશમાં જન્મેલા પુરુષો અને સ્ત્રીઓ સંગીતની આલોચના કરતી. રાજકુમારી ઓલેયેહ તેના સમયમાં એક નામજાદી સંગીત વિદ્યાવિશારદા તથા ઇશ્વર અને ધર્મપરાયણા રમણી હતી. સંગીતનો તેને ઘણોજ શોખ હતો અને તે એવું સંગીત રચી શકતી

---

૧ તે ૫૨૪ હિજરીમાં (ઈ. સ. ૧૧૩૦) જન્મધારણ કરીને ૬૧૦ હિજરી (ઇ. સ ૧૨૨૮-૨૯) માં જન્નતવાસી થયો.

૨ "કુમ્મહતુર હિલાલ" કિતાબુલ-ઇતિબાર નામના ગ્રંથનું ૧૦૦ મું પાનું જુઓ.

કે, કિતાબુલ-અઘાની નામનું[1] સંગીતનું પુસ્તક રચનારે તેની ઉંચી પ્રશંસા કરી હતી. તેનો ભાઇ ઇબ્રાહીમ તેના જેવો ગુણવાન હતો અને ખલિફા વાસિક પોતે સંગીત રચનાર અને સંગીત જાણનાર હતા. શાહજાદી અને ખાન્દાન કબીલામાં જન્મેલી લલનાઓ ઘણે ભાગે સાયંતન ( સંધ્યા સમયની ) સંગીત સભાનું ( નઉબતુલ ખાતુન ) અધિવેશન (બેઠક) કરતી. એ સભામાંના ગાનારાઓમાં સૌથી વધારે પ્રમાણમાં સંગીત જાણનારાં માણસો રહેતાં અને તેમના પરિચાલક તરીકે એક માણસ નાની સોટી વડે તાલ સાથે તાલ મિલાવીને સંગીતવાદ્ય વગાડતો.

ઉમ્મૈયા ખલિફાઓના અમલમાંજ કુરસી અને ઉંચાં આસનો વાપરવાનો રિવાજ ચાલૂ હતો, પરંતુ અબ્બાસી ખલિફાઓના અમલમાં લગભગ દરેક ઘરના બેઠકખાનાની ત્રણ બાજૂએ દીવાન નામનું અથવા ગાદીવાળું લાંબુ એક જાતનું આસન ( સોફા ) વપરાતું જોવામાં આવ્યું હતું. એ સઘળાં આસનોની આસપાસનાં ટેબલોપર લોકો બપોરનું ખાણું ખાતા. એ ટેબલો લાકડાંનાં બનાવેલાં હોઇને અબનુસ લાકડાં અથવા કાચબાનાં હાડકાં વડે ઢંકાયલાં હતાં. કલાઇ કરેલો તાંબા, રૂપા અથવા પિત્તળનો બનેલો એક મોટો ગોળાકાર થાળ સફેદ કપડાંથી ઢંકાઇને રકાબી સાથે એ સઘળાં ટેબલોપર રાખવામાં આવતો. એ સઘળી રકાબીઓ ચાંદી અથવા ચીનાઇ માટીની તૈયાર થતી અને સાધારણ લોકો ગિલેટ ( કલાઈ ) કરેલી તાંબાની રકાબીઓ વાપરતા. દરેક રકાબીની ઉપર એક એક ચીનાઇ માટીનો અથવા આબનુસ કાષ્ટનો બનાવેલો ચમચો રહેતો અને દરેક બીરકોણના ઉપર બડરોટી રહેતી. આબરૂદાર માણસોના ઘરમાં બે દાંતવાળો જંજાલ (ફારસી ચંગાલ) નામનો કાંટો વાપરવાનો રિવાજ હતો. દરેક માણસને માટે એક એક રૂમાલ રહેતો અને જમી રહ્યા પછી એક જણ બદના ( જળપાત્ર ) દ્વારા ચિલમચિમાં દરેક માણસના હાથ ધોવરાવતો.

આબરૂદાર માણસો ઢાંકણવાળા કાચના ગ્લાસમાં ખાંડનું શરબત તૈયાર કરીને તેને સાધારણ પીણાં તરીકે વાપરતા અને એમાં ગુલાબ તથા બીજાં ફૂલો અને ફળોનો રસ નાખીને પોતપોતાની રૂચિ અનુસાર સ્વાદયુક્ત કરી લેતા.

---

૧ કિતાબુલ-અઘાનિના રચનારનું નામ અબુલફરાજ અલ-ઇસ્ફહાની હતું. સંગીત સાહિત્યની મુખ્ય આલોચના એજ તેનો મુખ્ય ગ્રંથ છે; એ સિવાય તેણે સંગીત જાણનારી સ્ત્રીઓનું જીવનચરિત્ર લખ્યું છે.

નબિજ નામનું એક જાતનું શરબત ખજૂર અથવા સૂકી દ્રાક્ષમાંથી તૈયાર થતું, એ સિવાય મધુર શરબતોનો પણ ખાસ પ્રચાર હતો, પરંતુ એ સમયે શરાબની વપરાશનો પણ અપ્રચાર નહોતો. વઝીરોના ઘરમાં કોઇ ઉત્સવ પ્રસંગે કાઝી અને વ્યવહાર શાસ્ત્ર જાણનારાઓને શરાબ પીને ઉન્મત્તતાનો પરિચય આપતા જોવામાં આવ્યા છે.[1] ખલિફા રશિદના સમયમાં નાદિમ અથવા ખલિફાનો વયસ્ય ( સમતુલ્ય વ્યક્તિ અથવા દોસ્ત ) નીમવાની વાત પ્રથમ સાંભળવામાં આવે છે. એ કાંઇ નિંદાસૂચક પદવી નહોતી; તરેહ તરેહની ઠઠ્ઠા મશ્કરી, અજાયબી અને હાજરજવાબી દ્વારા પોતાના માલિકને સંતોષ આપવાનું અને જો તે કવિ હોય તો કવિતા સંભળાવવાનું તેનું કર્ત્તવ્ય કાર્ય હતું એ સિવાય પોતાના માલિકની સાથે એકી સાથે ભોજન કરવાનું તેનું સાધારણ કર્ત્તવ્ય ગણાતું હતું.

ઘર આગળ સઘળા શેતરંજ ખેલવાનું પસંદ કરતા. ખલિફા રશિદે પ્રથમ પશ્ચિમ એશિયામાં એનો પ્રચાર કરવાથી સેરેસિન લોકોમાં એનો જલ્દી ફેલાવો થવા પામ્યો હતો. એના ફેલાવાથી ખરી રીતે તાસ અને પાસાનો ફેલાવો બંધ થયો હતો. શરૂઆતમાં તીર ફેંકવાનું અને પાછળના જમાનામાં હાથ બંદૂકની મદદથી નિશાન તાકવાનું, પોલોચક્ર અને સુલજાન[2] રમવાનું, ભાલા ફેંકવાનું, ઘોડા દોડાવવાનું, મલ્લયુદ્ધ કરવાનું, પગે ચાલી અથવા ઘોડાપર બેસી કૂદવાનું વગેરે સઘળું મુખ્ય રમતોમાં ગણાતું હતું. દર વરસે દરેક રાજધાની અને સઘળાં શહેરોમાં પગે ચાલીને અથવા ઘોડાપર બેસીને બનાવટી લડાઇની હરિફાઇની રમત ( રિહાન ) દેખાડવામાં

---

૧ ઈબ્ને ખાલિકાનકૃત ઇતિહાસમાં વઝીર અલ-મુહાલબિનું વર્ણન જુઓ.

મોકા શહેરની આસપાસ કોઈ સ્થાનના માલિક શેખ ઉમર નામના એક ધાર્મિક માણસે હિજરી સન ૬૫૬ માં પ્રથમ કફીની ખોળ કરી; પરંતુ પાછળની સદીના પૂર્વ પર્યંત લોકોમાં તેનો પ્રચાર થયો નહોતો.

આ સમયે મુસલમાન લોકો શાસ્ત્રની નિષેધાજ્ઞાનું ઉલ્લંઘન કરી મદ્યપાન આદિ નિષિદ્ધ કાર્યો કરવા માંડયા હતા એથી તેમનું જલ્દી પતન થયું હતું ( અનુવાદક. )

૨ ચક્કાન અને સુલજાન એ બન્ને લગભગ એક પ્રકારના શબ્દો છે. દરેક ખલિફા અને મોટો માણસ પોલો રમતના ઘણાજ શોખિન હતા તેમાંના અહીં ખલિફા રશિદ મામુન મલિકશાહ, નુરુદ્દીન મહમ્મુદ, નજમુદ્દિન અયુબ અને સુલતાન સલાહુદ્દાનનાં નામો ઉલ્લેખ કરવા લાયક છે. રોઝકતિ ગ્રંથ લખનારે લખ્યું છે કે ચક્કી અને પોલોની રમતમાં નુરુદ્દીન મહમ્મુદ કદાચિત બોલને માટીમાં પડવા દેતો.

આવતી. એ સમયે ક્રિકેટ રમવાનું પણ અપ્રચલિત નહોતું; પુરુષ અને સ્ત્રીઓ સર્વે ટેનિસ ખેલતાં એ સિવાય સ્ત્રીઓ ધનુર્વિદ્યાની ચર્ચા પણ ચલાવતી. શરૂઆતમાં ફક્ત હલકી જાતની સ્ત્રીઓમાંજ નૃત્ય સીમાબદ્ધ હતું. અને ખાન્દાન ઘરની યુવતીઓ પણ પોતાની મોજશોખને માટે ઘણે ભાગે નૃત્ય કરતી; પરંતુ પાછળના વખતમાં નૃત્ય પ્રદર્શન દ્રવ્યોપાર્જનનો વ્યવસાય ગણાવાથી તેના દ્વારા જાતીય અવનતિ સાધિત થઇ હતી.

જંગલી જાનવરોનો શિકાર ખલિફા અને મુખ્ય માણસોના સાધારણ આમોદમાં ગણાતો હતો. થોડાં કેટલાંક માણસો સિવાય અબ્બાસી વંશના દરેક ખલિફા આ આનંદવર્દ્ધક કાર્યના ઘણાજ શોખિન હતા અને પાછળના ખલિફા મુસતનજિદના અમલમાં નિયમિત શિકારીઓનાં ટોળાં બંધાયાં હતાં સુલ્તાન સલાહુદ્દીન સાધારણ રીતે તેના પુત્રો સહિત શિકાર માટે બહાર નીકળત અને એ કાર્યમાં તેને એટલો બધો શોખ હતો કે, એક દિવસ તેઓ શિકાર કરતાં કરતાં લગભગ જિહાદવાળાઓના હાથમાં કેદ થવાની અણીપર આવી લાગ્યા હતા. સિંહ અને જાતજાતના વાઘ, દરેક જાતનાં હરિણ વગેરેનો શિકાર કરવો એજ તેમનું મુખ્ય લક્ષ્ય હતું; એ સિવાય દરેક શિયાળામાં તેઓ પંખીઓનો પણ શિકાર કરતા. રાજપક્ષીની મદદથી શિકાર કરવો એ પણ એક પ્રકારનો આનંદ મનાતો હતો.

આબરૂદાર માણસોના મકાનપર ઘણે ભાગે સામાજિક અને સાહિત્યની સભાની બેઠકો થતી, એ સ્થળે જૂદા જૂદા શાસ્ત્રના સુપંડિત માણસો અને સાહિત્ય સેવકો અનેક વિષયોની ચર્ચા ચલાવતા. જોકે ખાસ કરીને ખલિફા મુતાવક્કિ અને મુઆઝિદના અમલમાં એ સાહિત્યનો ઉચ્છેદ કરવા માટે તરેહ તરેહની કોશિશો થઇ હતી, તો પણ મહાનગરી બગદાદનો ધ્વંસ થતાં પહેલાં સુધી એ ઉન્નત્તિના માર્ગે પરિચાલિત થયું હતું. તે વખતે જનસમાજ પુસ્તક વેચનારાઓને માનની નજરથી જોતા અને તેમની દૂકાનો સાધારણ રીતે વિદ્યાર્થીઓ અને વિદ્વાનોની મંડળીના મેળાપના સ્થાનરૂપ હતી. એ નિરપેક્ષ સ્થાન હતું એથી ત્યાં આગળ મુતઝાલી અને અશહારી મઝહબના અનુયાયીઓ મહાપ્રલય ( ક્યામત ) ની પછી છેવટના ઇન્સાફને દિવસે ખુદાતાલાને સાકાર વિશિષ્ઠ અવસ્થામાં દર્શન આપવાની, શરીર સહિત કબ્રમાંથી ફરીવાર ઉઠવાની અને અદૃષ્ટવાદના વિષયની પરસ્પર ચર્ચા ચલાવતા. એ પુસ્તક વેચનારાઓ ફક્ત જ્ઞાન ફેલાવનારાજ નહોતા, પરંતુ તેમની મારફત અનેક પુસ્તક પ્રકાશિત અને પ્રચારિત થતાં. તેમણે લિખન કાર્યનો એવો શું બંદોબસ્ત કર્યો હતો કે જેથી એ કાર્યમાં તેમણે એક

જાતની સફળતા મેળવી હતી. અનેક કીમતી ગ્રંથો બનાવી એક ગ્રંથની એક દિનાર ( લગભગ ૧૩ શિ. ૬ પેન્સ ) કીમત લઈ તેઓ લોકોની પાસે વેચવાને સમર્થ થયા હતા.

## અરબોની માનસિક ઉન્નતિ.

પાંચસો વરસના શાસનકાળ સુધી અરબોએ જે પ્રકારની માનસિક ઉન્નતિનો પરિચય કરાવ્યો છે, તેનું વિસ્તૃત વર્ણન આ નાના ગ્રંથમાં આપવું એ સંપૂર્ણ અસંભવિત છે; પરંતુ તેમ છતાં પણ તેમણે આ જગતવાસીઓની ઉન્નતિ માટે જેજે કામો કર્યાં હતાં તેનું સંક્ષિપ્ત વિવરણ આ ગ્રંથમાં પ્રદાન કરવામાં આવશે. ખલિફા રશિદ અને મામુનના અલમના શિલ્પ, સાહિત્ય અને વિજ્ઞાનની ઉન્નતિના સંબંધમાં આ પહેલાં કંઇક વર્ણન કરવામાં આવ્યું છે. સેરેસિન લોકોએ જે જે બાબતો ખોળીને વિદ્યાવત્તા અને ઉત્તમ મસ્તિષ્કનો પરિચય કરાવ્યો હતો, એજ ફક્ત આ સ્થળે વર્ણવવામાં આવશે.

અરબો સહુથી પ્રથમ દિશાઓનો નિર્ણય કરવાના યંત્ર ( કંપાસ )ની ખોળ કરીને જ્ઞાનની શોધ અથવા વેપારના વિસ્તાર માટે જળ માર્ગે દુનિયાના તમામ ભાગમાં મુસાફરી કરતા હતા. તેઓએ આફ્રિકા મહાદેશમાં સઘળા ભારતીય દ્વીપોમાં, ભારતવર્ષના કિનારાપરના ભાગોમાં તથા મલાયા ઉપદ્વીપમાં ઉપવેશન સ્થાપન કર્યું હતું. એટલુંજ નહિ, પણ ચીન દેશના અધિવાસીઓ પણ મુસલમાન રહેવાસીઓને અને કમાવાના પ્રયાસી વહેપારીઓને સત્કાર સાથે આશ્રય આપ્યો હતો. બસરા શહેર હિંદુસ્તાન અને દેશની અંદર વાણિજ્ય વ્યાપી દેશ તરીકે એક મુખ્ય બંદર ગણાયું હતું.

અરબો ફક્ત બહારના વહેપારમાં ગુંથાયલા નહોતા, પરંતુ અંદરના વહેપારની પણ તેમણે સારી ઉન્નતિ કરી હતી. લાલ સમુદ્રના કિનારાથી આટલાંટિક મહાસાગરના કિનારા સુધી વિસ્તરેલા ઉત્તર આફ્રિકાના સઘળા દેશોમાં થઇને એક અને ભૂમધ્ય સમુદ્રના કિનારાથી આફ્રિકાના કેન્દ્રસ્થળ સુધી એક વહેપાર માર્ગ બંધાવ્યો હતો. એ બન્ને રસ્તાની મદદથી આફ્રિકાના તમામ નિકાસના પદાર્થો ભૂમધ્ય સમુદ્રના કિનારાપરનાં સઘળાં બંદરોમાં થઇને સ્પેન, સિસિલિ, ઇટાલી અને ફ્રાન્સ દેશમાં ઉતરતા હતા. બાઇઝેનટાઇન રાજ્યની સાથેના વેપારને લીધે કાળા સમુદ્રના કિનારાપર આવેલા ત્રેબિઝોન્ડ બંદરની ઉન્નતિ થવા પામી હતી. બીજા વહેપારી રસ્તાઓમાં પહેલો ઇરાની ઉપસાગરથી મધ્ય એશિયા, બીજો,—એ પણ એ સ્થળેથી કિનારાપર થઇ ઉત્તર હિંદ અને ત્રીજો મહાનગરી બગદાદથી કાસ્પિયન સમુદ્રના દક્ષિણ કિનારાથી તેની ઉત્તરમાંના દૂરનાં સઘળાં દેશોમાં ઉતરતો અને ત્યાંથી એ

દેશનો વહેપારી માલ ફરીવાર દક્ષિણ કિનારાપર લાવવામાં આવતો. અબ્બાસી વંશના ખલિફાઓના સિક્કાઓ હજી પણ રૂશિયા અને સ્વીડન રાજ્યમાંથી મળી આવે છે અને એનાથી સાબીત થઈ શકે છે કે, એ સમયે અરબોએ એ સઘળા દેશોમાં પણ વાણીજ્ય અથવા વહેપારનો વિસ્તાર કર્યો હતો. અરબોએજ પહેલ વહેલી સ્પેન દેશની પશ્ચિમમાં આવેલા આટલાંટિક મહાસાગરના અઝોર્સ દ્વીપોનો શોધ કર્યો અને એના દ્વારા અનુમાન થાય છે કે તેઓ અમેરિકા મહાદેશ સુધી જવાને સમર્થ થયા હતા. એશિયા, યુરોપ અને આફ્રિકા એ ત્રણ પ્રાચીન મહાદેશમાં અરબોએ અભૂતપૂર્વ અને અતુલનીય શિલ્પ અને વાણીજ્યની ઉન્નતિ કરી હતી. અરબ દેશના, અરે આખી આલમના પયગંબર હજરત મહમ્મદ ( સ. વ. અ. ) સાહેબે શારીરિક પરિશ્રમવાળી ખેતી અને હુન્નર ઇત્યાદિ રોજગારદ્વારા દ્રવ્ય પેદા કરવાના અને વહેપારના કાર્યનો માનવના કર્તવ્ય અને ધર્મકાર્ય તરીકે ઉલ્લેખ કર્યો છે અને તેમણે એમ પણ કહ્યું છે કે વાણિજ્ય અને ખેતી એ ખુદાતઆલાનાં પ્રિય કાર્યો છે. પાછળના જમાનામાં તેમની આ ફરમાન ભરેલી વાણીએ સારૂં ફળ ઉપજાવ્યું હતું; સોદાગર, ધંધાદાર, ખેડુત અને કારીગરોને તમામ લોકો માનની નજરે જોતા; બીજી તરફ શાસનકર્ત્તા, સેનાપતિ અને પંડિત વર્ગ પોતાના ખિતાબદ્વારા પોતાને ઓળખાવવામાં તિરસ્કાર માનતા.

આ પાંચસો વરસ સુધી ઇસ્લામી અમલમાં જે સઘળા અગણિત સાહિત્ય સેવકો અને પંડિતો ઉત્પન્ન થયા હતા; તેમણે વ્યાકરણ, રૂચિવિજ્ઞાન, અલંકાર શાસ્ત્ર, ભાષાતત્વ ભૂગોળ શાસ્ત્ર, હદિસ ( હજરત પયગંબર સ. અ. વ. ની ઉપદેશવાણી ) ભ્રમણવૃત્તાંત, અભિધાન ( કોષ ) જીવન ચરિત્ર, ઇતિહાસ અને મૂલ્યવાન કાવ્ય ઇત્યાદિ મનુષ્યના જ્ઞાનનો ઉત્કર્ષ કરનારા તરેહ તરેહના ગ્રંથો લખીને જગતનું અશેષ કલ્યાણ સાધન કર્યું હતું; એ સિવાય તેમનાદ્વારા વૈજ્ઞાનિક નવીન કળાની ખોળો થઇ હતી તથા દર્શન શાસ્ત્ર આલોચિત થઇને માનવજાતિની જ્ઞાનોન્નતિ સાધિત થઇ હતી. અરબ લોકોએ ઇસુની આઠમી સદીથી તેરમી સદી સુધી લાંબાકાળ પર્યંત જે પ્રકારની કઠોર સાધનાના બળથી અનેક શસ્ત્રોની આલોચના કરી હતી, તે સંબંધમાં સિડિલાટ સાહેબના જેવા વિચારવંત ઇતિહાસકારે જે વર્ણન કર્યું છે, તે અતિશયોક્તિ ભરેલું જણાશે નહિ. તેણે લખ્યું છે કે:—

“એ સમયે અરબ લોકોએ અસંખ્ય સાહિત્યની આલોચના, પ્રતિભાશાળી મગજમાંથી ઉપજેલાં નાનાવિધજ્ઞાનના વિસ્તાર અને નવીન અવિષ્કાર ( શોધખોળ ) દ્વારા જેવી આશ્ચર્યભરેલી રીતે જ્ઞાનોન્નત્તિનો પરિચય કરાવ્યો

હતો, તેનાદ્વારા ન્યાયરૂપે પ્રમાણિત (સાબીત) થાય છે કે, તેઓજ દરેક વિષયમાં આપણા શિક્ષક હતા. મધ્ય યુગના ઇતિહાસનો સંગ્રહ કરવા માટે તેમણે દરેક વિષયમાં આપણને એક રીતે જે પ્રકારનાં અસંખ્ય સાધનો, મુસાફરીની હકીકતો અને ચરિત્રોના કોષો આપ્યા હતા અને બીજી રીતે વાણિજ્ય અને શિલ્પ વિદ્યાની અદ્વિતીય ઉન્નત્તિ તથા શિલ્પવિદ્યાની જરૂરી નવી શોધખોળો પણ કરી હતી.

એ સમયે પદાર્થ વિજ્ઞાન, રસાયણ વિદ્યા અને કુદરતી ઇતિહાસ ઇત્યાદિના સંબંધમાં યોગ્ય પંડિતમંડળીદ્વારા ગંભીર ગવેષણાની (ઉંડી તપાસની) સાથે આલોચના થવાથી તેની ઉન્નત્તિ સાધિત થઇ હતી. કુફાવાસી અબુ મુસાજાફર[1] હાલની રસાયણ વિદ્યાનો શોધનાર હતો અને તેની પછીના અનેક પંડીતોએ તેની ચર્ચા ચલાવી હતી. તેમની નવીન શોધખોળો અસાધારણ અધ્યવસાય (પરિશ્રમ—મહેનત) ગંભીર જ્ઞાન અને સૂક્ષ્મ ગવેષણા જોઇને હાલની પંડિતમંડળી સ્તંભિત થઈ ગઇ છે. વૈદ્યવિદ્યા અને અસ્ત્રચિકિત્સા વિદ્યાની પણ અસાધારણ ઉન્નત્તિ સાધિત થઇ હતી. અરબ લોકોએ વિજ્ઞાનની કળાના બળથી દવાઓ બનાવવાની ખોળ અને ધર્માદા દવાખાનાંઓની પહેલ વહેલી પ્રતિષ્ઠા કરી. એ સિવાય તેમના દ્વારા દારસ—શીફા (તંદુરસ્ત થવાનું મકાન) બિમારિસ્તાન[2] નામની ઇસ્પિતાલ સ્થાપિત થઈ હતી.

વનસ્પતિ વિજ્ઞાન અને ચારાના ઘાસનું પોષણ કરવાની વિદ્યા વિદ્યાર્થીઓને શિખવાડવા માટે બગદાદ અને બીજી બધી જગાએ નિયમિત બગીચાઓ હતા. એ સઘળી જગાએ એ શાસ્ત્રના ગંભીર પંડિતો દ્વારા શિક્ષણ આપવામાં આવતું, ઇસુની નવમી સદીની શરૂઆતથી જેવી રીતે વિજ્ઞાન અને શિલ્પવિદ્યાની જડપથી ઉન્નત્તિ સાધિત થઈ હતી, તેવીજ રીતે ભૂગોળ શાસ્ત્ર અને ભ્રમણવૃત્તાંતના સંબંધમાં પણ અનેક ગ્રંથો લખાયા હતા. મુસલિમ બિન હુમઇરિયેર[3] જાફરબિન અહમદ અલમરવઝી (માર્વવાસી) ઇબ્ને કુઝઆન, ઇબ્ને ખુરદાબેહ[4] જઇ હાની, મસુદિ, અલઇસતારિ,[5] ઇબિને

---

૧ યુરોપિયન લેખકોએ તેને ગેબરના નામથી ઓળખાવ્યો છે.

૨ બિમારિસ્તાન (રોગીનું મકાન) નું સંક્ષિપ્ત નામ મારિસ્તાન છે.

૩ ઇ. સ. ૮૪૫

૪ તે ખલિફા મુતામિદના અમલમાં હયાત હતો અને ઇ. સ. ૯૧૨ માં મરણવશ થયો.

૫ તે ઇ. સ. ૯૫૧ માં જીવિત હતો.

હઉકલ,[1] અલબીરૂની,[2] યાકુત[3] અલબકરિ, અલમુકદાસી અને ઇદ્રિસિ વગેરે વિદ્વાનો મશહુર અરબ ભૌગલિકો હતા.

અલબિરૂની[4]એ હિન્દુસ્તાનની મુસાફરી કરી હિંદુઓમાં વાસ કર્યો હતો અને તેણે તેમની ભાષા, વિજ્ઞાન, દર્શન, સાહિત્ય, રીતિનીતિ આઇન, ધર્મ, વિચિત્ર કુસંસ્કાર, દેશની ભૌગોલિક અને પદાર્થ વિષયક અવસ્થાથી સારી રીતે માહિતગાર થઈ એ સઘળા વિષયોના સંબંધમાં તેની ગંભીર ગવેષણનો એક ગ્રંથ લખ્યો છે અને હોમર, પ્લેટો તથા બીજા કેટલાક ગ્રીક લેખકો અને દાર્શનિકજનોનાં ગ્રંથમાંથી લીધેલા કોઇ કોઇ ભાગોનો પણ એમાં સમાવેશ થયેલો છે. અલબિરૂનીએ હિન્દુસ્તાન સંબંધી ગ્રંથ લખવા ઉપરાંત ભૂગોળ, વિજ્ઞાન, ગણિતશાસ્ત્ર, ગણિતના વિષયની ભૂગોળ, કાળનો નિર્ણય કરવાની વિદ્યા, ચિકિત્સા અને રસાયણ શાસ્ત્રના સંબંધમાં અનેક ગ્રંથો લખ્યા છે, અલ બીરૂનીની થોડી મુદત પછી મશહુર સાહિત્યિક અને મુસાફર નાસિર ખુશરૂ પેદા થયો. તેણે મધ્ય એશિયાના અરલ સરોવર તરફની જેક જારતિસ નદીના કિનારાપર આવેલા કુએદિયાન ગામમાં જન્મ ગ્રહણ કર્યો. તે ઇ. સ. ૧૦૪૬ માં તેની જન્મભૂમિનો પરિત્યાગ કરી નિશાપૂર કુમ, તબીઝ અખલાત બિલાત, મયાફ્રરિકિન, અલેપ્પોની મુસાફરી કરી સિરિયા દેશમાં દાખલ થયો. ત્યાં ટાયર, સિદન, બૈરૂત, જેરૂસલેમ વગેરે જોઇને મિસર દેશમાં ગયો અને ત્યાંથી મક્કા, મદિના નગરીઓનાં દર્શન કરી અલઅહસાના માર્ગે બસરામાં આવી પહોંચ્યો અને ત્યાંથી બગ્દાદભણી પાછો ફર્યો. તેનું બનાવેલું એ સફરનામા[5] દરેક ભાષામાં અનુવાદિત થઇને ભ્રમણવૃત્તાંતના સંબંધમાં એક મૂલ્યવાન ગ્રંથરૂપ થઇ પડયું છે.

---

૧ તે ઇ. સ. ૯૭૬ મા જન્નતનશીન થયો.

૨ તે ઈ. સ. ૧૦૩૮ માં ગજની શહેરમાં આ લોકનો ત્યાગ કરી મરણવશ થયો.

૩ તે મુજમુલ-બુલદાન નામના ગ્રંથનો રચનાર હતો. તેણે ઇ. સ. ૧૧૭૫ માં જન્મ ધારણ કર્યો અને ઈ. સ. ૧૨૧૯ માં મરણને આધીન થયો. અલબકરિ ( અબુઓબઈદ અબ્દુલ્લા ) સ્પેનનો રહેવાસી હતો અને તેણે ઇ. સ. ૧૦૯૪ માં પરલોકગમન કર્યું ઇદ્રિસનું નામ એટલું બધું વિખ્યાત હતું કે, તેનું વિસ્તૃત વિવરણ આપવાની કાંઈ આવશ્યકતાજ નથી. ઈ. સન ૧૧૬૪ માં તે જન્નતનશીન થયો.

૪ તેનું ખરૂં નામ અબુરયહાન મહમ્મદ બીન અહમદ હતું; તે ખ્વારીઝમનો રહેવાસી હતો. તે ગઝનવીના સુલ્તાન મહમ્મુદ અને મસુદના અમલમાં ઉત્પન્ન થયો હતો.

૫ એ સફરનામા, એમ શેફરદ્વારા ફ્રેન્ચ ભાષામા અનુવાદિત થઇને ફ્રાન્સની રાજધાની પેરિસમાં પ્રકાશિત થયું છે

## ઇતિહાસ—ત્વારિખ.

પ્રાચીન સાહિત્ય અને વિભિન્ન જાતિ અથવા સંપ્રદાયનું વર્ણન ઇતિહાસશાસ્ત્રની અંદર સમાયલું હતું. એ બન્ને વિષયની આલોચના માટે અનેક મશહુર પંડિતોએ લક્ષ આપ્યું હતું. પંડિત બલાઝુરિએ બગદાદમાં જન્મ ધારણ કરી એ સ્થળેજ નિવાસ કરી પોતાનો ગ્રંથ લખ્યો છે. તે હિજરી સન ૨૭૯ ( ઇ. સ. ૮૯૨ ) માં મરણને શરણ થયો. તેનો લખેલો "અરબોના દેશ વિજયનો ઇતિહાસ" (ફુતુહુલ બુલદાન) ઘણોજ અત્યધિક લિપિચાતુર્ય ભરેલો છે અને એમાં તેની ઐતિહાસિક પ્રતિભા પણ પ્રકાશ પામી છે.

## ઇતિહાસકાર ( ત્વારિખનવેશ ) હમદાનિ અને મસુદિ.

ઇતિહાસકાર હમદાનિએ હિજરીની ત્રીજી સદીના છેવટના ભાગમાં અને ચોથી સદીની શરૂઆતમાં ઉત્પન્ન થઇને દક્ષિણ અરબસ્તાનનો એક વિસ્તૃત ઇતિહાસ રચ્યો, એમાં તેણે તે દેશની અનેક જાતિઓ અને અસંખ્ય પ્રાચીન કીર્ત્તિના ધ્વંસાવશેષનું વર્ણન, ત્યાંની કોતરેલી શિલા લિપિની વ્યાખ્યા, યમન દેશના જૂદા જૂદા સંપ્રદાયોની હાલત અને તેનું ભૌગોલિક વર્ણન પ્રદાન કર્યું છે. એ ઉપરાંત આપણે મશહુર ઇતિહાસકાર મસુદિ, તિબરિ ( તબરી ) ઇબ્ને અલ અશિર દ્વારા તેમના વિરાટ ઐતિહાસિક ગ્રંથોમાં અરબોના શાસનકાળનું સંપૂર્ણ વિવરણ જાણી શકીએ છીએ. તેઓ તેમની પાછળના ઇતિહાસકારોની[1] પેઠે વિદ્યાકલ્પદ્રુમ પ્રમાણેતા, દાર્શનિક, ગણિતશાસ્ત્રવિદ, ભૌગોલિક અને ઐતિહાસિકો હતા. તેણે જુવાનીની શરૂઆતમાંજ ઇસ્લામ જગતનાં ઘણાં ખરાં સ્થાનોની મુસાફરી કરી. તેણે પહેલવહેલાં હિંદુસ્તાનમાં આવીને મુલ્તાન અને મનસુરાનું પરિદર્શન કર્યું. ત્યાંથી ઇરાન અને કેરમાનની મુસાફરી કરી ફરીવાર હિંદુસ્તાનમાં આવી થોડા દિવસ કેમ્બે ( કમબાજા ) અને દાક્ષિણાત્યમાં નિવાસ કર્યો. ત્યાંથી સિંહલ દ્વીપમાં ઉપસ્થિત થયો, ત્યાંથી જહાજમાં બેસી કમબાલુ ( માડાગાસ્કાર ) ગયો, ત્યાર પછી ત્યાંથી ઓમન દેશમાં દાખલ થયો અને ત્યાંથી પૂર્વ ઉપદ્વીપ અને ચીન દેશ સુધી તે ગયો હતો. તેણે મધ્ય એશિયામાં ઘણે દૂર સુધી મુસાફરી કરીને કાસ્પિયન સમુદ્રનાં દર્શન કર્યાં. તેની મુસાફરીના છેવટના વખતમાં તેણે થોડા વખત માટે ટાઇબિરિયસ પ્રદેશ અને આન્ટિયોકમાં અને છેવટે બસરા નગરીમાં નિવાસ કર્યો

---

૧ તેમની પછીના ઇતિહાસકારોનાં નામ મેકીઝી, ઇબ્ને ખાલદુન અને અબુલફીદા વગેરે છે.

હતો. છેવટે જણાવેલી જગાએ તેણે તેનો મુરૂ-જુઝ-ઝહાબ નામનો વિરાટ ગ્રંથ પ્રકટ કર્યો. એ પછી તે ફોસતાત (પ્રાચીન કાયરો) માં રહેવા લાગ્યો અને એ સ્થળેજ તેણે પ્રથમ "કિતાબુત-તનબિહ" અને પછીથી "મિરાતુઝ ઝુમાન" (સમયનું દર્પણ) નામનો કેટલાક ભાગમાં વહેંચાયલો મોટો ગ્રંથ રચ્યો; અત્યારે ફક્ત તેનો કોઇ કોઇ ભાગ જોવામાં આવે છે. દુનિયાનાં જૂદાં જૂદાં સ્થાનો અને જૂદા જૂદા દેખાવો જોઇને તેણે જે ભૂયોદર્શન-જનિત દીર્ઘદર્શિતા મેળવી હતી, તે તેણે એવા હૃદયગ્રાહી અને પ્રીતિકર વર્ણનમાં "મુરૂજુઝ ઝહાબ અજ જાહાબ" (સોનાવાળું મેદાન) નામના ગ્રંથમાં લખ્યું છે કે જેથી તેણે વાંચકોને આનંદિત કરવામાં અને ઉપદેશ આપવામાં પોતે આનંદ માન્યો છે. ફક્ત કેટલાંક નકામાં નામોજ ન લખતાં અને કોઇ વિષયની વિસ્તૃત વ્યાખ્યા આપી તેના દ્વારા ગ્રંથનો આકાર ન વધારતાં જે ખૂબ અજાયબ; દુષ્પ્રાપ્ય અને કુતૂહલ ઉપજાવનારી વાતો છે તેનેજ ફક્ત તેણે લખવામાં અને સંક્ષેપમાં તથા નવલકથાની લિપિમાં દરેક દેશવાસીઓના રીતિરિવાજનું વર્ણન કરવામાં આનંદ માન્યો છે.

## ઇતિહાસકાર તિબરી.

અરબોના લિવિ[1] નામથી મશહુર તિબરી અથવા તબરી ( અબુ જાફર મહમ્મદ ઇબ્ને જરિર ) ઇ. સ. ૮૨૨ માં મહાનગરી બગદાદમાં જન્નતનશીન થયો. તેણે હિજરી સન ૩૦૨ (ઇ. સ. ૯૧૪) થી ઇતિહાસ લખવાનો આરંભ કર્યો હતો. તેના મરણ પછી ઇતિહાસકાર અલમકિન અથવા એલ-મસિને તેનો ગ્રંથ લખવાનું શરૂ કરીને બારમી સદીના છેવટના ભાગ સુધીમાં બનેલા બનાવોનો તેમાં સમાવેશ કર્યો છે.

## ઇતિહાસકાર ઇબ્ને અલઅસિર.

ઇઝુદીન (ધર્મનું ગૌરવ) ના ખિતાબવાળો ઇબ્ને અલઅસિર ઇરાક પ્રદેશમાંના જઝિરા ( દ્વીપ ) બનિઓમરનો રહેવાસી હતો, પરંતુ સાધારણ રીતે તે મોસુલની નજીકમાં તેના ગ્રામ્ય મકાનમાં વસતો હતો. તેનું એ સુરમ્ય મકાનમાં[2]. તે વખતના જ્ઞાનપિપાસુ વ્યક્તિવર્ગ અને પંડિતમંડળીનું આવાસસ્થાન હતું. તેણે ઇ. સ. ૧૨૩૧ માં તેનો લખેલો અલ કામિલ નામનો ઇતિહાસ પૂરો કર્યો અને એની હાલના યુરોપના શ્રેષ્ઠતમ ઇતિહાસની

૧ લિવિ-એક મશહુર રોમન ઇતિહાસકાર હતો તે ઇ. સન. પૂર્વે ૫૯ વર્ષે જન્મ્યો અને ઈ. સ. પૂર્વે ૧૭ માં મરણવશ થયો

૨ અરબના ઇતિહાસનો આ બીજો ભાગ જૂઓ.

સાથે તુલના કરી શકાય તેમ છે. એ સિવાય તેણે મોસુલના અતાબેક લોકોનો ઇતિહાસ લખ્યો છે.

## વિજ્ઞાન.

અરબોએ બીજાં વિજ્ઞાન શાસ્ત્રોમાં જે અભૂતપૂર્વ ઉન્નતિ કરી હતી, તે આ સ્થળે સંક્ષેપમાં વર્ણવવામાં આવી છે, માશા અલ્લા અને અહમ્મદ બિન મહમ્મદ અલ નેહાવબન્દી ( નેહાવાન્દેરનો રહેવાસી ) નામના સહુથી પ્રધાન પ્રાચીન અરબ નજુમીઓ ખલિફા મનસુરના અમલમાં જીવતા હતા. ખલિફા મામુનના અમલમાં સેન્દબિન અલી–યેહયા બિન અલી મનસુર અને ખાલિદ બિન અબ્દુલ મલિકના જેવા મશહુર નજુમીઓ પેદા થયા હતા. વિષુવરેખા અને અયન ખંડનનું સંયોગ સ્થાન સૂર્ય તથા ચંદ્ર ગ્રહણ, ધૂમકેતુની છાયા અને બીજા જ્યોતિષોના સંબંધમાં તેમની ગંભીર ગવેષણાએ માનવજાતિની ઘણી જ્ઞાનોન્નતિ સાધિત કરી હતી.

## ખગોળવિદ્યા.

ખલિફા મામુનના હુકમ પ્રમાણે મહમ્મદ બિન મુસારિ અલ ખ્વારઝમીએ ( ખ્વારિઝમના રહેવાસી ) ભારતીય હિન્દુઓના સિદ્ધાંત શાસ્ત્રનો અનુવાદ કરીને તેમાં પોતાની કરેલી ટીકા તથા પોતાની ગવેષણાનો સમાવેશ કર્યો. પંડિત અલકિન્દએ ગણિત, ભૂમિતિ દર્શન, વાયુવિજ્ઞાન આલોકવિજ્ઞાન અને ચિકિત્સા શાસ્ત્રના સંબંધમાં બસો ગ્રંથો લખ્યા છે. પંડિત અબુમાશર[1] ફક્ત સૌરજગતની આલોચનામાંજ ગુંથાયલો હતો અને તેણે ગ્રહ ઉપગ્રહ, અને નક્ષત્ર મંડળીની જે ગણતરી તૈયાર કરી છે, તે દરેક વખતે જ્યોતિષ શાસ્ત્રની આલોચનાના મુખ્ય સાધનમાં ગણાઇ રહી છે. ખલિફા હારૂન અલ રશિદના અમલમાં મુસા બિન શાકિર એક મુખ્ય એન્જિનિયર હતો. પરંતુ ખલિફા મામુન મુત્તસિમ અને વાસિકના અમલમાં ઉત્પન્ન થયેલા તેના પુત્રો એજ ફક્ત જ્યોતિષ શાસ્ત્રની આલોચનામાં લક્ષ આપ્યું હતું અને તેમણે સૂર્ય અને બીજાં નક્ષત્રોના પદાર્થોની ગતિના સંબંધમાં પણ અનેક અજાયબ શોધો કરી છે. તેમણે પૃથ્વીનો આકાર, સૌરઅયન, મંડળની વક્રતા, ચંદ્ર સંબંધી અક્ષરેખાનું પરિવર્ત્તન અને વિષુવરેખા તથા અયન મંડળના સંયોગ સ્થાનની ગતિ ઇત્યાદિ અનેક બાબતનું તથ્ય નિર્ણય કર્યું હતું. પંડિત અબુલ હસને પહેલવહેલી દૂરબીન યંત્રની શોધ કરી. તેમણે લખ્યું છે કે, દૂરબીન યંત્ર એક નળવાળું છે અને તેની બન્ને બાજુએ પ્રકાશની વિષમ ગતિ વિષયક યંત્ર જોડાયલું રહે છે.”

---

૧ વર્ત્તમાન યુગમાં યૂરોપમાં તેને અલબુમાઝાર નામથી ઓળખાવામાં આવે છે.

અન–નઈઝરી અને મહમ્મદ બિન ઇસા અબ્દુલ્લા નામના બે પંડિતોએ મુસાબિન શાકિરના પુત્રોની સૌરજગત્ સંબંધની આલોચનાની અધિક ઉન્નતિ સાધિત કરી. પંડિત અલબતાનિ[1] પણ એક મશહુર જ્યોતિષી–નજુમી હતો. તેના લખેલા જ્યોતિષનાં પુસ્તકોએ લેટિન ભાષામાં અનુવાદિત થઇને અનેક સૈકાઓ સુધી યૂરોપિયન જ્યોતિષીઓના આધાર રૂપે કાર્ય કર્યું હતું

દસમી સદીના છેવટના ભાગમાં જે સઘળા નજુમીઓએ બગદાદમાં વસીને જ્યોતિષ શાસ્ત્રના સંબંધમાં આલોચના કરી હતી, તેમાંના અલિ ઇબ્ને અમાજુર અને અબુલ હસનઅલી ઇબ્ને આમાકુલ નામના બન્ને પંડિતો ( સાધારણ રીતે બનુઅમાજુરના નામથી ઓળખાતો હતો. ) સર્વ શ્રેષ્ઠ હતા. ચંદ્રની ગતિનો નિર્ણય કરનારી ગણતરીને માટે તેમણે ખ્યાતિ મેળવી હતી.

બુઇદ રાજાઓના અમલમાં પણ જ્યોતિષી, પદાર્થ વિદ્યાવિદ્ અને ગણિ-શાસ્ત્રવિદ્દોનું એક મંડળ ઉત્પન્ન થયું હતું: તેમાંના પંડિત અલકોહિ અને અબુ વફાનાં નામ ખાસ ઉલ્લેખ કરવા લાયક છે. પંડિત અલકોહિએ ગ્રહની ગતિ સંબંધી આલોચના કરી હતી. કર્કટ સંક્રાંતિ અને વિષુવરેખાની સાથે અયન મંડળની પશ્ચિમ દિશાના સંયોગસ્થાન ( હરીપદી ) ના વિષયની તેની શોધ ખાસ જરૂરની છે. પંડિત અબુલ વફા ખુરાસાનની અંદરની બુજ્જાન નામની જગાએ ઇ. સ. ૯૩૯ માં જન્મ્યો. તેણે ઇ. સ. ૯૫૯ માં ઇરાકમાં જઇ ખાસ કરીને ગણિત તથા જ્યોતિષ શાસ્ત્રની આલોચનામાં લક્ષ આપ્યું હતું. તેણે ત્રિકોણમિતિશાસ્ત્રમાં છેક રેખાના વ્યવહાર અને તેની સાથે જ્યોતિષ શાસ્ત્રના સંયોગનો પ્રથમ પ્રચાર કર્યો.

ઇબ્ને યુનુસ નામનો બીજો એક પ્રખ્યાત નજુમી અને ગણિતજ્ઞ ઈ. સ. ૧૦૦૯ માં જન્નતવાસી થયો. એ બન્ને શાસ્ત્રોમાં તેણે જે સઘળી શોધખોળો કરી હતી, તેની ઇબ્નનનબદી[2] અને હસન બિન હઇસમે[3] તેની એથી પણ અધિક ઉન્નતિ કરી. અલ હાજેને ઇસુની અગિયારમી સદીમાં ઉત્પન્ન થઇને મશહુર નજુમી અને આલોક વૈજ્ઞાનિક તરીકે ખ્યાતિ મેળવી છે. તેણે આલોક વિજ્ઞાનના સંબંધમાં જે ગ્રંથ લખ્યો છે, એને લીધે એ યુરોપિયન પંડિત મંડળીની પાસે વિશેષ પરિચિત છે. તેના એક પુસ્તકનો અનુવાદ થયો છે.

---

૧ તે ઈ. સ. ૯૨૯ મરણવશ થયો.

૨ કાયરો શહેરમાં મરણવશ થયો.

૩ સાધારણ રીતે તે યૂરોપમાં અલ હાજેનના નામથી પરિચિત છે. વ ચંચ્ય પરાવૃત્તિની શોધ માટે મશહુર છે.

ઇબ્ને તુલુન અને ઉમર ખય્યામના[1] ના અમલમાં ઇબ્ને શાયિર ઉત્પન્ન થયો. તે પણ પ્રખ્યાત ગણિતજ્ઞ અને જ્યોતિષી હતો.

બીજાં વિજ્ઞાન શાસ્ત્રોની પેઠે મનોવિજ્ઞાન અને દર્શન શાસ્ત્રની પણ આલોચના થઇ હતી. અલ-કિન્દિ, અલ-ફરાબિ અબુ-અલી ઇબ્નસિના મશહુર અરબ દાર્શનિક હતો.[2]

પંડિત અલકિન્દિ અને અરબોના દાર્શનિક નામે પ્રખ્યાત થયેલો યાકુબ બિન ઇશાક[3] વિશ્વનો મુક્તિવાદી હતો. અબુનસર ફરાબિને[4] અરબ લોકો બીજો એરિસ્ટોટલ કહેતા અને તે ઇબ્ને સિનારનાં શિક્ષક અને મુખ્ય દૂત સ્વરૂપ હતો. એ વાત નિઃસંદેહ કહી શકાય છે કે, ઇબ્ને સિનારના[5] જેવો શ્રેષ્ઠતમ ચિન્તાશીલ અને દાર્શનિક દુનિયામાં હજી સુધી કોઇ જન્મ્યો નથી.

## કવિ.

ઇસ્લામી અમલમાં અરબી અને ફારસી સાહિત્ય જાણનારા જે સઘળા કવિઓ જન્મ્યા હતા, તેમનાં સઘળાંના નામ આ નાના પુસ્તકમાં આપવાં એ અસંભવિત છે. જેમણે કોઇએ અરબી ભાષામાં કવિતાઓ લખી છે, તેમનાં નામો અલ-ઇસ્ફહાની અને ઇબ્ને ખાલિકાનકૃત મશહુર ઇતિહાસમાં લખાયાં છે. જેઓએ પોતાની ઉપજાવેલી શક્તિના બળથી નવી જાતના છંદ અને કવિતાઓ બનાવી હતી, તેમનાંજ નામો ફક્ત આ સ્થળે લખવામાં આવે છે. ખલિફા અમિનના અમલમાં કવિ અબુનવાસ[6] ઉત્પન્ન થયો અને સર્વેએ તેને મશહુર પ્રાચીન કવિ[7] ઇમુલકયસનો બરાબરીઓ ધાર્યો છેવટે જણાવેલી વ્યક્તિનાં સંબંધમાં ઇબ્ને ખાલિકાને આ પ્રમાણે લખ્યું છે. " છંદની મૌલિકતા, લેખન-કુશળતા અને અવલંબનના વિષયોની શ્રેષ્ઠતાના સંબંધમાં તેણે તેના વખતના કવિવર્ગને અતિક્રમ કર્યો હતો, ઇસુની નવમી સદીમાં અલબુહતરિ ઉત્પન્ન થયો અને કાય અબુ તમ્મામની પેઠે તેણે પણ 'હમાસા' કાવ્ય લખ્યું હતું. પરંતુ કવિ મુતન્નબિ[8]ના યશનું ગૌરવ તેની પહેલાંના

---

૧ તે લોકોમાં મશહુર કવિ તરીકે પરિચિત છે.

૨ તેના સ્પેનિશ નામ માટે, સ્પીરિટ ઓફ ઇસ્લામનું ૬૩૦ મું પૃષ્ઠ જુઓ.

૩ તે ઇ. સ. ૮૬૧ માં મરણવશ થયો. તે યુરોપમાં અલચેન નામે પરિચિત હતો.

૪ તે ઈ. સ. ૧૦૩૭ માં જન્નતવાસી થયો.

૫ તે ઇ. સન ૭૯૩ માં જન્મ્યો હતો.

૬ તે અરબમાં ઇસ્લામ ધર્મનો ફેલાવો થતાં પહેલાં જન્મ્યો હતો.

૭ તે ઈ. સ. ૮૪૨ માં મરણવશ થયો.

૮ તે ઈ. સ ૯૬૫ માં લુટારાઓની સાથેના યુદ્ધમાં માર્યો ગયો.

તમામ કવિઓના ગૌરવને ઝાંખું કરવાને સમર્થ થયું છે. મોસુલના હમદાન વંશના કુમાર સૈફુદ-દૌલ્લા તેનો ઉત્સાહક હતો. અનનામિ પણ એક પ્રતિભાશાળી કવિ હતો. તે ઇ. સન ૧૦૦૮ માં અલેપ્પો શહેરમાં જન્નત નશીન થયો.

ફારસી સાહિત્ય જાણનારા કવિઓમાં સુલતાન મહમ્મુદના અમલમાં ફિરદૌસીઅને દકિકિ, સુલ્તાન મસુદના અમલમાં ઉનસરિ, સુલ્તાન સંજરના અમલમાં અનવરિ, ફરિદુદ્દિન[1] ઇકો નિયમના સુલ્તાન અલ્લાઉદ્દિનના અમલમાં જલ્લાલુદ્દીન અને ગજનવી વંશના સુલ્તાન ઇબ્રાહિમના અમલમાં સનાયી ખાસ મશહુર હતા. બગદાદના રહેવાસી અન-નાદિમના ઇલ્કાબવાળા અબુલ ફરાજ મહમ્મદબિન ઇશાકે તમામ ગદ્ય અને પદ્ય ગ્રંથોના અને હસ્તલિખિત પુસ્તકોના ઇતિહાસ સંબંધી કોપ રચવાની આવશ્યકતા પ્રથમ અનુભવી હતી. તેના લખેલા કિતાબુલ ફિહરિસ્ત[2] નામના ગ્રંથમાં સઘળા વિષયોની સમાલોચનાનો સમાવેશ થયેલો છે. આ ગ્રંથમાં અનેક ગ્રંથકાર અને તેમના લખેલા ગ્રંથોની હકીકત લખેલી હોવાથી મુસલમાની અમલમાં અરબ લોકોની સાહિત્યાલોચનાનું ઉત્કૃષ્ટ પ્રમાણ રહ્યું છે. હાલમાં એ સઘળા ગ્રંથોમાંના ઘણાખરા દુષ્પ્રાપ્ય છે ઇબ્ને ખાલિકાનના[3] લખેલા ગ્રંથોમાં જીવનચરિત્ર સંબંધીનો વિદ્યાકલ્પદ્રુમજ જાતજાતનાં પ્રમાણો ભરેલો એક મોટો ગ્રંથ છે.

મોસુલના હમદાન વંશના કુમાર સૈફુદ્દોલા કિતાબુલ-અઘાનિ નામના મશહુર ગ્રંથના રચનાર અબુલફરાજ અલિબિન હુસેન અલ ઇસ્ફહાનીનો પણ[4] ખાસ મદદગાર હતો. એ ગ્રંથમા ફક્ત સંગીતનીજ આલોચના નહોતી, પરંતુ તેમાં સંગીત જાણનારાઓનાં જીવનચરિત્રો, તેમની વ્યાકરણના વિષયની સમાલોચના અને વચ્ચે વચ્ચે ઇતિહાસ અને વિજ્ઞાનની આલોચના લખવામાં આવી હતી.

## લેખનકુશળતા.

અરબ દેશમાં ઇસ્લામ ધર્મનો વિસ્તાર થતાં પહેલાં થોડી મુદ્દતે કુરેશ લોકોમાં અરબી અક્ષર લખવાની કુશળતા પ્રચલિત થઈ. હીરા[5] પ્રદેશની

૧ તે હવાઓ વેચનાર હતો અને નાતાર લોકોના દ્વારા તેનું ખુન થયુ હતું.
૨ તેણે એ ઈ. સ. ૯૮૭ માં બનાવ્યો.
૩ તે ઇ. સ. ૯૬૭ માં મરણવશ થયો.
૪ અરબ જાતિના ઇતિહાસનો પહેલો ભાગ જુઓ.
૫ તેઓ ઉમૈયા વંશના પહેલા ખલિફા મઆવિયાના પિતા હતા.

પાસેના અંબારના રહેવાસી મુરામિર બિન મરાસાએ પહેલ વહેલી એની ખોળ કરી. અબારમાંથી હીરા પ્રદેશમાં એનો પ્રચાર થયો. અબુસુફિયાનના પિતા હરબે[1] મુનઝિર્ની રાજધાની જોતી વેળાયે આ લેખનકુશળતાની પદ્ધતિ શીખીને તેને મક્કાના રહેવાસીઓમાં પ્રચાર કર્યો. ત્યાર પછી કુરેશોમાં એનો એકદમ ફેલાવો થયો.

યમનવાસી હિમિયાર લોકો ઘણું કરીને સ્વર સંબંધી બીજી એક જાતની લેખન પદ્ધતિ જાણુતા હતા. ઇબ્ને ખાલિકાને લખ્યું છે કે, હિમિયાર લોકો અલ–મસનાદ નામની જૂદી જાતની લેખનકુશળતા જાણુતા એના અક્ષરો એકઠા જોડાયલા નહોતાં; જૂદા જૂદા હતા. તેમણે સાધારણ લોકોને એ શિખવામાં મુસ્કેલી ઉભી કરી હતી, અને તેમની પરવાનગી સિવાય તેનો ઉપયોગ કરવાની બીજું કોઇ પણ માણુસ હિમ્મત કરી શકતું નહિ; એટલા માટે પ્રાચીનના જમાનામાં યમન દેશમાં ઇસ્લામ ધર્મ પ્રચારિત થવાથી જોવામાં આવ્યું હતું કે ત્યાં આગળ કોઇ પણ માણુસ લખવા અથવા વાંચવાને સમર્થ નહોતું.

ઉમ્મૈયા ખલિફાઓની પડતીને વખતે કુફાવાસીઓની પ્રાચીન લેખન પદ્ધતિ જૂદા જૂદા ભાગોમાં વહેંચાયલી હતી; તેમાંની સાધારણ લોકોમાં પ્રચલિત લેખન પદ્ધતિ નસ્ખ અથવા નસખિ નામથી ઓળખાતી હતી. ઇસુની દસમી સદીના છેવટના ભાગમાં અને અગિયારમી સદીની શરૂઆતમાં ( હિજરીની ચોથી અને પાંચમી સદીમાં ) અબુલ હસન ( લોકોમાં ઇબ્ને બવાબના નામથી ઓળખાતા ) અને અબુતાલિબ અલ–મુબારિક નામના અરબી લેખન પદ્ધતિ જાણુનારા બે મુખ્ય માણુસોએ પ્રથમ જણાવેલી નસ્ખ નામની લેખન કળાની અધિક ઉન્નત્તિ કરી હતી.

સુલ્તાન સલાહુદ્દીનના અમલમાં અલ્સ[2] નામની એક જાતની મોટી અને ગોળકાર લેખન પદ્ધતિની વાત સાંભળવામાં આવે છે. જણુાય છે કે, નસ્ખિ–પદ્ધતિ ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરીને એવી થઈ પડી હતી કે એ ઇરાન દેશની નસતાલિક નામની લેખન પદ્ધતિના જેવી હતી.

## સંપ્રદાય.

અબ્બાસી ખલિફાઓના અમલમાં મુસલમાનોમાં અનેક સંપ્રદાયો પેદા થવા છતાં પણુ હનફિ મઝહબ રાજધર્મમાં ગણાયો હતો; તે વખતે હનફિ

---

૧ કહેવામાં આવે છે કે, અસલમબિન સિદ્દરા તેનો શિક્ષક હતો.

૨ આ ઇતિહાસકાર અબ્દુલ લતિફનું વર્ણન છે.

મત ( મઝહબ ) ઘણું કરીને અશરિ[1] નામથી ઓળખતો હતો. હંબલી મઝહબના અનુયાયીઓ ઘણાજ ધાંધલીયા અને ખરાબ સ્વભાવના હતા એથી બગદાદના હલકી જાતના લોકો તેમના વશીભૂત હતા અને એટલા માટે હનફિ મઝહબ રાજધર્મ હોવા છતાં પણ હંબલિ લોકો હનફિઓના ઉપર હકુમત ચલાવવાને સમર્થ હતા. ઉંચી કેળવણીવાળા માણસોમાં પણ શાફી મઝહબ ચાલૂ હતો. સિરિયા અને ફિનિસિયાના સમુદ્રના કિનારાપરના શહેરવાસીઓમાં ઘણા માણસો શિયા ધર્મના અનુયાયીઓ હતા. તેમનો ધર્મ હંબલીઓના સખ્ત સ્વાભિમાનનો કાંઇક ફેરફાર કરવાને સમર્થ થયો હતો. ચોથી હિજરી સનમાં ( ઇસુની દસમી સદીમાં ) મહાપ્રલય ( કયામત ) થયા પછી ઘણુંજ અજાયબ પુનરૂત્થાન થશે એવા આશયના હેતુવાદ ધર્મના દાર્શનિક મત સંબંધીની આલોચનાજ મુખ્ય વિષયરૂપ હતી. મસુદિ અને ઝમાખશરીના જેવા વિચારવંત લેખકોની અને અલકિન્દિ તથા અલફરાબીના જેવા દાર્શનિકોની લેખણના પરિણામેજ એ ધર્મની ખ્યાતિ વિસ્તાર પામી હતી. પ્રત્યેક કાર્યનું કારણ હોય છે, પ્રત્યેક ધર્મ મતની દાર્શનિક વ્યાખ્યા હોય છે, એવો એક જાતનો ધર્મમત મુતાઝાલા મઝહબના અનુયાયીઓએ જાહિર કરવાથી સ્વાભાવિક રીતેજ સઘળાં માણસો એકજ જાતના ધર્મ તરફ આકર્ષાઇને મુસ્કેલીમાં આવી પડયા હતાં, એટલા માટે હનફિ મઝહબના અનુયાયીઓ બીજી કેટલીક બાબતોમાં હનફિ મઝહબનું પોષણ કરવા છતાં પણ દાર્શનિક મત પ્રમાણે મુતાઝાલા મઝહબના અનુયાયીઓ હતા; પરંતુ એમ છતાં પણ સઘળા લોકો મુતાઝાલા મઝહબ તરફ આકર્ષાયા નહોતાં એટલા માટે ઇસુની દશમી સદીના છેલ્લા ભાગમાં મુતાઝાલા મઝહબના ફેલાવાનો માર્ગ બંધ થયો. આ પ્રમાણે સખ્ત ગુંચવણને વખતે જ્ઞાનનો વિસ્તાર કરવા માટે એક સભા સ્થાપિત થઇ હતી. ધર્મવિદ્ લોકોની બહારનો ધર્મ સ્થાપવાની પ્રિયતાઓને ધનવાનોની ભોગાસક્તિવાળા ધર્મને અને ગરીબોની અજ્ઞાનતા ભરેલી ધર્માંધતા દૂર કરીને તેને બદલે તમામ

---

૧ અશરિ મઝહબના સ્થાપનાર અબુલ હસન અલ અશરીના નામ મુજબ એનું નામ પડયું છે હેતુવાદ મઝહબની વિરુદ્ધમાં તેની ખુલ્લી નિંદાએ તેની પ્રબળ પ્રતિક્રિયાસુચક કાર્ય કર્યું હતું. અલબિરૂનીના અલ અશારા નામના અખબારના વિજ્ઞ સંપાદકે લખ્યું છે કે " અરબ લોકો અલ અશરિ અને અલ ગઝ્ઝાલિના મઝહબ મુજબ ચાલવાથી તેઓ ગેલિલિ " કેપલર અને ન્યુટનના મતાવલંબીના નામથી ઓળખાતા હતા. અલ યશરિ હિજરીસન ૩૩૧ અથવા ૩૪૦ હિજરી ( ઇ. સ. ૯૪૧ અથવા ૯૫૨ ) માં બગદાદ શહેરમાં જન્નતવાસી થયો. અશરી મઝહબના સંબંધમાં સ્પીરીટ ઓફ ઇસ્લામ જુઓ.

લોકોમાં ઉંચી જાતનો ધર્મ ફેલાવ્યો અને અજ્ઞાનતા તથા કઠોરવાળા ઇસ્લામનો માર્ગ બંધ કરવા માટે વિચારશીલ પુરુષોના એક મંડળે ભ્રાતૃબંધનમાં બંધાઇને ઇસ્લામને નવજીવન આપવા માટે ઉંડું લક્ષ આપ્યું હતું. તેઓ પોતાના એ નાનકડા મંડળને " ઇખિવાનુનસ-સફા " ( પવિત્રતાની ભ્રાતૃમંડળી ) ના નામથી ઓળખાવતા હતા. પ્રથમ બસરા શહેરમાં તેમની સભા સ્થાપિત થઈ. નિર્મળ ચરિત્રવાળાં અને વિશુદ્ધ નૈતિક જ્ઞાનવાળાં માણસો સિવાય એ સભામાં બીજા માણસને દાખલ થવાનો અધિકાર નહોતો. તેના મેંબરો શાંત રીતે તેમના સરદાર રિફાના પુત્ર ઝૈદના મકાનમાં એકઠા થઇને દર્શન તથા નીતિશાસ્ત્ર સંબંધી વિષયોની એવી ઉદારતા અને યુક્તિની સાથે ચર્ચા ચલાવતા કે, વર્તમાનકાળમાં પણ એ પ્રશંસાને પાત્ર છે. ખલિફાના ઇલાકામાં આવેલાં જે કોઈ શહેરમાં વિચારવંત વ્યક્તિઓ તેમની વૈજ્ઞાનિક ધર્મ પદ્ધતિ પ્રમાણે કાર્ય કરવાની ઇચ્છા કરતી અથવા સમર્થ હતી, તેઓએ એ સ્થળેજ તેની શાખા સભાઓ સ્થાપી હતી. સત્ય અને નેક ઇન્સાફની પાસે તેમનો ધર્મ ઘણોજ સારગ્રાહી હતો અને તેમના સામાજિક અને રાજનૈતિક ફૈંસલાઓ ઘણાજ સહજસાધ્ય હતા. તેમના પરિશ્રમના પરિણામરૂપે તેઓ જગતને જૂદા જૂદા ગ્રંથો અને નિબંધો વગેરેની સહાયતાથી સામયિક જ્ઞાનનું સાધારણ સંક્ષિપ્ત વિવરણ આપવાને સમથ થયા હતા. એ સઘળા ગ્રંથો એકી સાથે " ભાઇઓનાં પુસ્તકો " નામથી પરિચિત હતા એ બધા ગ્રંથોમાં ગણિતશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, કુદરતી ભૂગોળ, સંગીતવિદ્યા, શિલ્પવિદ્યા, ચિકિત્સાશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, વાયુવિજ્ઞાન, ભૂતત્વવિદ્યા, જીવનવિજ્ઞાન, શરીર વિજ્ઞાન, પ્રાણિવૃત્તાંત, વનસ્પતિ વિદ્યા, ન્યાયશાસ્ત્ર, વ્યાકરણ, મનોવિજ્ઞાન, નીતિશાસ્ત્ર અને પરલોકવૃત્તાંત ઇત્યાદિ માનવની આલોચનાપયોગી પ્રત્યેક વિષય આલોચિત થયો હતો. વસ્તુતઃ તેઓએ તે વખતના પ્રચલિત તમામ વિજ્ઞાન અને દર્શન શાસ્ત્રનો એક વિદ્યાકલ્પદ્રુમ નામનો ગ્રંથ રચ્યો હતો.

## શેષફળ.

આવી રીતે જે સમયે દાર્શનિક ઇબ્ને સિનારનો મત ( મઝહબ ) આકાશ મંડળમાં મધ્યાન્હના સૂર્યની પેઠે વસતો હતો, જે સમયે સમાજ વિજ્ઞાન અને ધર્મશાસ્ત્ર સંબંધી ઉચ્ચ મત ગ્રહણ કરવા માટે લોકો તૈયાર થતા હતા અને જે સમયે અગિયારમી સદીની શરૂઆતમાં ઇસ્લામ ધર્મ જગતમાં નવો જન્મ ધારણ કરવા સમાન દશ્ય આશા ભરેલું માલૂમ પડયું હતું, તેજ સમયે સમગ્ર એશિયા-માઇનર અને મિસર ત્રાસી ઇસ્લામ ધર્મના અનુયાયીઓ

યૂરોપવાસી જિહાદવાળાઓની સાથે ઘોર મૃત્યુ સંગ્રામમાં પ્રવૃત્ત થવાને લાચાર થયા હતા. મુસલમાન જાતિના અસ્તિત્વની રક્ષા કરવા માટે તેમણે સઘળાએ એકજ ઉદ્દેશથી ઉશ્કેરાઇને એકજ તરફ સઘળી શક્તિનો પ્રયોગ કર્યો હતો. જો કે મહાવીર જંગી, રણકુશળ નુરુદ્દીન અને મશહુર સુલ્તાન સલાહુદ્દીન અસંખ્ય ખૂનખ્વાર જંગો કર્યા પછી લાખો લાખો માણસોના ખૂનના બદલામાં મુસલમાન જાતિને યૂરોપિયન ખ્રિસ્તીઓના સઘળા હુમલાઓમાંથી બચવાને સમર્થ થયા હતા, પરંતુ તરતજ તાતાર લોકોના હુમલા રૂપ ભયંકર પ્રવાહે ઇસ્લામ સામ્રાજ્યમાં પ્લાવિત થઇને અરબોની ઘણી સદીઓની સંચેલી સભ્યતા અને વિદ્યોન્નત્તિનો ધ્વંસ કર્યો હતો.

## ઉપસંહાર.

૧ જ્ઞાની બાદશાહ લિયે વર્ણન કર્યું છે કે, "બાઇઝેનટાઇન લોકોએ ક્રીટ દ્વીપને પાછો કબ્જે કરતી વેળાએ ત્યાંના મુસલમાન રહેવાસીઓની જીવતી ચામડી ઉતારી હતી અથવા તેમને લોઢાની કડાઇમાંના સળગતા તેલમાં ફેંક્યા હતા.

૨ મલિકશાહના વઝીર નિઝામુલમુલ્કની કન્યા ઝુબયદાએ ઘણીજ વિદ્યાવતી તરીકે ખ્યાતિ મેળવી હતી; વઝીર ઇબ્ને જાહિરની સાથે તેની શાદી થઇ હતી. મલિકશાહની બ્હેન ઝુલેખા પણ સૌન્દર્ય, બુદ્ધિમત્તા અને ઉચ્ચ શિક્ષાને માટે મશહુર હતી.

૩ વઝીર નિઝામુ-લ-મુલ્કનું ખૂન થયા પછી મલિકશાહના પત્ની રાણી તુરખાન ખાતુનની મંત્રણા સભાના મેંબર અને સેક્રેટરી તાજુલ-મુલ્ક અબ્દુલ ધારાયમ અલ-કુમ્મિ વઝીરની પદવીપર નિમાયો હતો.

૪ લિબનાન અને પૂર્વ લિબનાન મુલ્કની અંદર આવેલી સપાટ જમીનનું અરબી નામ સહલ અલ-બકાયા હતું. પ્રાચીન કાળના લેખકો તેને કોઇલિ સિરિયા (નીચલું સિરિયા) કહેતા. અરબ લોકો એન્ટિયકની સપાટ જમીનને સહલે એન્ટિયક; તાબોર પહાડની સપાટ જમીનને સહલે અલકાબિર અને દમસ્કસની ચારે બાજૂના દેશને ઘોતાતુ દમિસ્ક કહેતા. ગ્રેનેડાનું નામ પણ એજ હતું.

૫ બીજો જોસેલિન સુલ્તાન નુરુદ્દીન મારફત કેદી હાલતમાં મરણ પામ્યો.

૬ કાલિકાડનસ નદીની વર્ત્તમાન તુર્કીનું નામ ધિઉકસુ હતું.

૭ જો આપણે જિહાદવાળાઓના પારિવારિક આચાર વ્યવહાર અને રીતિનાતિના વિષયની આલોચના કરીશું, તો તેથી જાણી શકાશે કે, તેઓ

કેવા અધમ અને અસભ્ય હતા. કોઇ ઉત્સવનાં ખાણાં પછી અધિકારી વર્ગ અને સેનાપતિઓ અનહદ મદિરાપાન કરીને તેમની સ્ત્રીઓની ગોદમાં બેભાન અવસ્થામાં પડયા રહેતા. મધ્ય સ્થળે ગાનારાઓ વારાફરતી ગાયનો ગાઇને તેમના અધમતા ભરેલા અયશ આરામના ઉત્સવની ઉત્તેજના વધારતા. ઇંગ્લંડના રાજા સ્ટીફનના અમલમાં યુદ્ધમાં પકડાયલા બંદિવાનોને તરેહ તરેહની વેદના કરીને ઉત્સવનું પ્રમાણ વધારવામાં આવતું. ઇ. સ. ૧૧૩૦ માં માલમેસબરીના વિલિયમે લખ્યું છે કે, સેક્ષન ગૃહસ્થજનો આખો દિવસ અને આખી રાત શરાબ પીને નફરત ભરેલા અડ્ડાઓમાં તેમની દૌલતની બરબાદી કરતા તેઓ વાળ કપાવતા અને મૂછો મુંડાવતા. તેમના હાથમાં સોનાનાં કડાં રહેતાં અને શરીરની ચામડી છિદ્ર કરીને ચિતરવામાં આવતી. તેઓ ગળાં સૂધી ન આવે ત્યાં સૂધી આહાર કરતા અને બીમાર ન પડે ત્યાં સૂધી શરાબ પીતા તેમનો છેવટનો ગુણ ઇંગ્લાંડ વિજેતા નોરમનોમાં વિસ્તારિત થઇ પડયો હતો. નોરમન લોકો બપોર પહેલાં બપોરના ખાણાંનું કામ ખતમ કરતાં. ત્યાર પછી તેઓ બીજા ઓરડામાં દાખલ થઇને ફરીવાર ખાણાંની મજામાં મશગુલ થતા. સ્ત્રીઓની સ્હામે તરેહ તરેહની વાતો કહી બીભત્સ ગાયનો ગાતા તે વખતની મહિલાઓ સુસભ્ય નહોતી, એથી તેમની સ્હામે બીભત્સ સંગીત ગાવાની વાત સાંભળીને આપણે અજાયબ થવું મુનાસિબ નથી. જર્મનોના આચાર વ્યવહાર એનાથી પણ અધમ હતા. વાંચકો રાઇટસ હિમ્સ ઓફ અધર ડેઝ કોસ્મુકસ બ્રિટિશ મોના ચિઝમ અને સેમ્યુઅલ સન્સ હિસ્ટરી ઓફ્ડિંક વાંચવાથી એ વિષયની અનેક અદ્ભુત ઘટનાઓ જોઇ શકશે.

૮ " મુજુમુલ બુલ્દાન " ના રચનારના મત પ્રમાણે અલ-ખારૂબા એકર શહેર ( મુશરિફિલ આલા આક્કા ) ની નજીકમાં બહરૂસ-શામ ( ભૂમધ્ય સમુદ્ર ) ના કિનારાપરનો એક કિલ્લો હતો; મુજામુલ બુલદાનના બીજા ભાગનું ૪૨૮ મું પૃષ્ઠ જૂઓ. વિદ્વાનોના મત મૂજબ ખારૂબા એકરની દશ માઇલ દક્ષિણ દિશામાં કારમેલ પહાડની ઉપર આવેલું હતું.

૯ ઇતિહાસકાર ઇબ્ને અલ અશિરે લખ્યું છે કે: " જ્યારે આ સંધિની વાત ચારે તરફ જાહિર થઇ ગઇ, ત્યારે ખ્રિસ્તી પાદરીઓએ ( અલ આસાકિ ફેહ ) ઇંગ્લાંડના રાજા રિચર્ડની બ્હેનની પાસે જઇને મલિકુલ

આદિલની સાથેની તેની શાદીના ઠરાવની વિરુદ્ધમાં પ્રતિવાદ કર્યો; એથી તેમની વાતથી તેણે એ શાદીના ઠરાવને નામંજુર કર્યો.

૧૦ હિજરી સન ૬૫૯ ( ઇ. સ. ૧૨૫૦–૫૧ ) માં અલ મલિકુઝ ઝાહિર સુલ્તાન બઇબારસ અને મિસર તથા સિરિયાના સુલ્તાન વગેરે સહુએ મળીને જમાદ રાજ્ય વિભાગના મુખ્ય કાઝી જમાલુદ્દિન બિન સલિમ બિન વાસિલને બાદશાહ માનફ્રેડ અથવા મેઇનફ્રયની પાસે મોકલ્યો હતો, અરબો તેને અનબેરાતાર અથવા અનબેશર માનફ્રિડ કહેતા. ઇતિહાસકાર અબુલફિદાએ લખ્યું છે કે “ ફ્રેંચોની ભાષામાં અલબેરાતાર શબ્દનો અર્થ ‘ અમીરોનો રાજા ” થાય છે અને સિસિલિ, લોમ્બાર્ડિ અને આસપાસના બીજા દેશો લઇને તેનું રાજ્ય બંધાયું હતું. કાઝી જમાલુદ્દીને બાદશાહ માનફ્રેડના સંબંધમાં નીચે લખેલો અભિપ્રાય પ્રકટ કર્યો છે:–મને જે રાજાધિરાજની પાસે મોકલવામાં આવ્યો હતો તેનું નામ ફ્રેડરિક હતું, તે મિસરના સુલ્તાન અલ માલિક અલકામિલની સાથે સંધિના સૂત્રમાં બંધાયો હતો. હિજરી સન ૬૪૮ ( ઈ. સ. ૧૨૫૦–૫૧ ) માં કોનરાડ નામના તેના પુત્રે તેના સિંહાસનપર આરોહણ કર્યું. કોનરાડની પછી તેનો ભાઇ માનફ્રિડ પાયતખ્ત પર વિરાજમાન થયો. એ સઘળા બાદશાહો અનબેરશરના ખિતાબવાળા હતા. સઘળા બાદશાહોમાં માનફ્રિડજ મુસલમાનો સાથેની મિત્રતા અને વિજ્ઞાનશાસ્ત્રની પ્રિયતાને માટે પ્રખ્યાત હતો. કાઝી જમાલુદ્દીને લખ્યું છે કે:–“ જ્યારે હું તેના દરબારમાં હાજર થયો હતો, ત્યારે તેણે મારો ઘણોજ સન્માનની સાથે સત્કાર કરીને આપુલિયા શહેરમાં મારૂં નિવાસસ્થાન પ્રદાન કર્યું હતું..............મેં ઘણીવાર તેની સાથે મુલાકાત કરી હતી, તે પરથી તે મને ઘણોજ જ્ઞાની જણાયો હતો. યુક્લિડની ભૂમિતિ દશમાં ભાગ સુધી તેને મોઢે હતી જે સ્થળે મારો મુકામ હતો તેની પાસેનું લુકેરા શહેર સિસિલી દ્વીપથી આવેલા મુસલમાન રહેવાસીઓ દ્વારા પૂર્ણ હતું. તેઓ શુક્રવારના જુમાની નમાજ પઢતા અને ખુલ્લી રીતે મુસલમાની ધર્મવિધિઓનું પ્રતિપાલન કરી શકતા. મેં જોયું હતું કે, બાદશાહ અલબેરાના મુખ્ય કારભારીઓ મુસલમાની મઝહબના અનુયાયીઓ હતા અને તેઓ તેમના મુકામપર ઘુંટણુ મંડીએ બેસી બાંગ પોકારી નમાજ પઢી શકતા. જે શહેરમાં હું વસતો હતો, તે રોમનગરીથી પાંચ દિવસની મજલપર દૂર આવેલું હતું. બાદશાહ માનાફ્રડની મુસલમાનોની સાથે મિત્રતા હતી એથી ફ્રેંચોના

ખલિફારૂપ પોપે તેને સમાજ ભ્રષ્ટ કર્યો હતો. જે સમયે હું તેના દરબારમાંથી પાછો ફર્યો, બરાબર એજ સમયે પોપ અને રિડાફ્રાન્સે ( ફ્રાન્સનો રાજા ) એકી સાથે તેનાપર આક્રમણ કરવાનું કારસ્થાન કર્યું. પોપે માનફ્રિડના ભાઈ કોનરાડ અને તેના પિતા ફ્રિડરિકને પણ ઇસ્લામ પ્રીતિને લીધે સમાજ ચ્યૂત કર્યા હતા........યુદ્ધમાં માનફ્રિડ પરાજિત અને બંદિવાન થયો. પોપની આજ્ઞાથી તેનો શિરચ્છેદ થયો અને તેનું રાજ્ય રિડાફ્રાન્સના ભાઇને મળ્યું." ઇતિહાસકાર અબુલફિદાએ લખ્યું છે કે:–" હિજરી સન ૬૬૩ ( ઇ. સ. ૧૨૬૪–૬૫માં આ બનાવ બન્યો હતો, એવો મારો વિશ્વાસ છે" કાઝી જલાલુદ્દીને અનબેરાના ઇલ્કાબવાળા બાદશાહ માનફ્રિડના સંબંધમાં અનબેરૂ બિયાહ ( રાજકીય ) નામનું એક પુસ્તક લખ્યું હતું. તે ઇ. સન ૧૨૯૮ ની ૨૮ મી ઓગષ્ટને દિવસે જન્નતનશીન થયો.

૧૧ ખીવાના ખાનોમાં હજી સુધી તાસતાદારનો ઇલ્કાબ પ્રચલિત છે. તેઓ પોતાને તુર્કીના તાસતાદારના નામથી ઓળખાવે છે.

૧૨ સુલ્તાન બેઇબારે પ્રથમ બંદૂકધારી એક લશ્કરી ટુકડી બાંધી હતી, તે ' બંદૂકદાર ' ના નામથી ઓળખાયો હતો.

૧૩ અબ્બાસી વંશના ખલિફાઓએ નજીકનાં રાજ્યોની સાથે છૂપાં રાજકાર્યો ચલાવવા માટે ખાસ કાસદ નીમ્યો હતો. એ કાસદ નિઝામુલ હઝરતેના નામથી ઓળખાતો હતો.

૧૪ ઝિમામ ( અરબી અક્ષર જે વડે ઉચ્ચારિત થવાથી ) શબ્દનો ખરો અર્થ લગામ અને વ્યાપક અર્થ શાસન અથવા દમન કાર્ય થાય છે. અરબી અક્ષર જાલ વડે ઉચ્ચારિત થવાથી ઝિમામનો અર્થ આશ્રય થાય છે. ઇતિહાસવેત્તા ઇબ્ને અલ અશિરે લખ્યું છે (૬ ઠો. ભાગ ૩૯ મું પૃષ્ઠ) કે "હિજરી સન ૧૬૨ માં ખલિફા માહદિએ અલ અઝિઝ-માહ વિભાગ સ્થાપન કર્યો" ઇતિહાસકાર મુસદિએ તેના " તાનબિયાહ " નામના ગ્રંથમાં લખ્યું છે કે, ખલિફા માહદિએ રાબિને પ્રથમ અલ–ઝિમ્હાહ વિભાગના કારભારીની પદવીપર નિમ્યો, ત્યાર પછી તેણે મુસાને એ વિભાગના સહુથી વડા કારભારીની પદવીપર નિમ્યો હતો, સ્પેન દેશમાં મુરલોકોના શાસનકાળમાં જૂદા ધર્મની અનુયાયી પ્રજાઓના ( આહલે અઝ ઝિમ્માહ અથવા ઝિમ્મિસ ) સ્વાર્થનું રક્ષણ કરવું એ અજ ઝિમામ ( અરબી ઝાલ અક્ષરથી ઉચ્ચારિત થશે ) નું કર્તવ્ય કાર્ય હતું.

૧૫ બગદાદના અબ્બાસી વંશના ખલિફાઓની હરિફાઇમાં ફાતેમાઇદ વંશના ખલિફાઓના રાજકાર્ય વિભાગમાં જે પ્રકારની મિસરી અને અરબી પદવી તથા નામ ચાલૂ હતાં, તેનાં કેટલાંક ઉદાહરણો નીચે આપવામાં આવે છે. એ સઘળાં નામો ઘણે ભાગે અંગ્રેજી ઇતિહાસમાં જોવામાં આવે છે. ટપાલ ખાતાંનો મુખ્ય કારભારી મુકદ્દસ અલ બારિદિયહ; મંત્રણા સભાનો સેક્રેટરી કાતેબુદ-દરાઝ; સર્વોચ્ચ વિચારાલય ( ન્યાયાલય ) વિભાગના મુખ્ય કારભારીઓ કત્તાબુ ( કાતેબનું બહુ વચન ) લઇનિશા; સર્વથી મુખ્ય ન્યાયાલય દીવાનુંલ-ઇનિશા; ખજાનચી-ખાજિનદાર; પરિદર્શક કારભારી મુશિદ, પોશાક સાચવનાર-જમાદાર ( આ શબ્દ અબ્બાસી ખલિફાઓના અમલમાં પ્રચલિત હતો. ) હથિયાર ખાનાંનો મુખ્ય અમલદાર સિલાહ્દાર; વિભાગીય મંત્રી-સાહેબ; શાસનકર્તા નાયેબ; રાજપ્રતિનિધિ નાયેબુલ-હઝરાત; સલ્તનતનું કાર્ય ચલાવનાર-કાફિલ અલ-મુમાલિક; ગુપ્ત ઇન્સાફ ખાતાંનો સેક્રેટરી-કાતેબુસ-સિરર; સહુથી વડો પરિદર્શક ( તપાસનાર ) કારભારી નાજિરૂન નજ્જાર; લડાયક ખાતુ-દીવાનુલ-જુયુસ; સિપાહીઓના પગાર આપનાર અધિકારી દીવાનુર રયાતિબ ( બગદાદમાં તેને દીવાનુત તરતિબ કહેતા ) પેન્શન આપનારૂં ખાતું સન્દુકુલ-નફાકાત; યુદ્ધખાતાનું વાદકદળ અને પતાકાનો પ્રધાન પરિદર્શક કર્મચારી અમીર આલમ; લશ્કરી ખાતાનો તપાસનાર અધિકારી-નાજિરૂલ-જાયિસ; જનસાધારણની ખોટ પૂરી કરનારૂં ખાતું દીવાનુલ-મુરતાજા; યાહુદીઓનો મુખ્ય પુરુષ-રાસઅલ-ઇયાહુદ; ઘોડેસ્વાર લશ્કરનો સેનાપતિ-સાહેબુલ-ખાયેલ; રસદ ભંડાર-હાયાજખાના ( અબ્બાસી ખલિફાઓના વખતમાં પણ એ નામ હતું;) ખલિફાનો પાર્શ્વચર મંત્રી વઝીરૂઅ-સુહબાત (બગદાદમાં પણ એ નામ ચાલુ હતું; જમીન નીચેનું ભંડારગૃહ શરાબખાના; સેનાપતિ કામાનદાર ( કમાન્ડર ); લડાયક જહાજ-બુતાસ ( બાતસેહનું બહુવચન ) અને શાયાની અલ-બાહરિયાહ; નાની નાની નૌકાઓ-હારારિક ( હાર કેહનું બહુ વચન ); લડાયક નૌકાઓ-ગુરરાબ; સૈન્ય અથવા લડાયક સરંજામ મોકલવાનાં જહાજો-તારઆરિદ (તારિદાનું બહુ વચન) જહાજની બહર-આસતાલ; કેઇસારની રાજધાની કુરસીલ કઇ સરિયાહ; રાજમંત્રીઓના કારભારી-દાયાયિન; અશ્વચિકિત્સક-જરરારી યેહ (જરરાહનું બહુવચન,) અશ્વશાળા જાસહિર; અનુચર-ખાફિર; વક્ષનું-કાજજાપ; કાયરો શહેર મુખ્ય પોલિસ-મુતયાલિ અલ-કાહિરા; સાફ

કરનાર અલ માસહાયાલી; સૈન્યદળ–કારદુસ પાયદળ સૈન્ય; તાલ્લાબ (તલબનું બહુ વચન); દીપાધારો–આતયાબ; વહાણોનું મથકઃ–મિન; નીલ નદીનો જળ પ્રપાત–અલ–જાનદિલ; ટાયર નગરી–સુર નુબિયા અલ દિયાર અલનુબા; મેમફિસ–નિમફ; કાલુસ (અલેપ્પોની નદી) કાયિક; બેલગ્રેડ; કાલાતબાયેર અલ અધરાજ કાઇમિગ્રા–કુલુમબ્રિયા; મિનર્કા મિનુરકા; ઇવિસા–ઇયાબિસા; મેજર્કા–મેયુર્કા; આરન્ટિસ અલ આયાસિ (યાકુબે એને એયુરાનટસ નામે ઓળખાવ્યું છે;) આન્તિયક અન્તાકિયાહ; સિલિયુકસ–સિલકાસ; ભગ્લાનદી–આતિલ; ઓડેસા–દાકસિતા; લાલસમુદ્ર–બહરે કુલજુમ, કાસ્પિયન સમુદ્ર–બહરે અલ ખાઝાર; આરલ સમુદ્ર (સરોવર) બાહબિયાત ખાયારિસમ; હિરાકિલયસ–હરકાલ અથવા હરકિલસ ઇંગ્લંડ–ઇનિકલટારાહ "એક મોટો અને વિશાળ દ્વીપ: એમાં અનેક શહેરો હતા અને એ શક્તિશાળી રાજ્ય હતું;" જેરિકા–આરિકા; સિલિયુસિયા–સાલુકિયાહ; અટલાસ પહાડ જબલ (ઉ) દારાના, પેલો પનિસાસ–બિલોગુનિસ, આડ્રિઆ-ટિક સમુદ્ર ખાલિજ અલબાનાદિકા; ટેગસ તાજન સિયેરા શારાત કેર કાસોલન–કારકાશુન ફ્રાન્સ બેલાદ આફ્રાન સિયાહ ગેસકોની ધાસ કુનિયાહ, લોમ્બર્ડિ–આલકાબાર દિયાહ અથવા આનબાર દિયાહ; રૂશિયા–બેલાદ આર–રૂશિયા; તારસ પર્વત–જબલ અસ–સિલશિલ્લા; ટુલો–તુલુશા; આલ્પસ પર્વત–જબલ (ઉ) જુન બગેન્ડિ–બારધુનિ-યાહ; પિજા બિશ અથવા બિશા; જર્મની–જારમાનિયાહ અથવા બેલાદ અલ–આલમાનિ બોહામિયા–મારાતિયાહ અથવા બુયામિયાહ; રૂશિયા–જેરૂશિયાહ; નોર્મન્ડિ તારમાનદિયાહ ફ્લાનડર્સ બેલાદ આફલા દિસ અથવા આફલાનદિસ; સેક્ષનિ શાસુનિયાહ અથવા બેલાદ સાકસ લોરેન–લુહુરનકા; બ્રિટાની–બ્રિટાનિયાહ; પોલાન્ડ–બુલુનિયાહ અથવા કુલુનિયાહ; હંગરી–આનકુરિયાહ; નોર્વે–જાજિરાત આલબારદ્દાક્ષ અથવા નરબાધા; સ્કોટલાન્ડ–અસકુસિયહ; કાર્પેથિયન પર્વત–જબલઉ બાલ્લયાત; સર્વિયા–જાસુલિયાહ; આયર્લાન્ડ–ધિરલાનદેહ; ડેનમાર્ક આરૂન્દિ અથવા દારમુશેહ; આઇસલાન્ડ રિસલાનદેહ.

૧૬ મુજામુલ બુલદાન નામના ગ્રંથમાં અબ્બાસી ખલિફાઓના તાજ નામના રાજમહેલનું ઘણુંજ સુંદર અને વિસ્તૃત વિવરણ આપવામાં આવ્યું છે ઇતિહાસકાર યાકુતે લખ્યું છે કે એ પ્રથમ ખલિફા રસિદના વઝીર કુમનસીબ જાફર બારમેકીનું નિવાસભવન હતું બારમેકીઓના પતન

પછીએ ખલિફા મામુનના હાથમાં આવ્યું તેમણે તેને રાજમહેલમાં બદલાવી તેની સ્હામે, ઘોડદોડ, પોલો આદિ રમતો અને પશુશાળા માટે જગાઓ મુકરર કરી તેમના નામ મુજબ એ મહેલનું નામ કસરૂલ મામુન પડ્યું અને તેમના નામવાળા શહેરનો મામુનિયા વિભાગ પણ તરતજ રાજમહેલો અને સુંદર ઇમારતોથી પરિપૂર્ણ થયો હતો. કસરૂલ મામુનમાં રાણી બુરાને તેના મરણકાળ ઇ. સ. ૮૮૩ સુધી નિવાસ કર્યો હતો ત્યાર પછી રાજમહેલ અને તેની સ્હામેનું રમણીય દૃશ્યવાળું મેદાન રાજસરકારમાં ખાલસા થયું ખલિફા મુતાઝિદે એ પુરાતન મહેલ ભાંગીને ફરીવાર એને નવીન રીતે બાંધવાનું કામ શરૂ કર્યું અને ખલિફા મુકતફિના અમલમાં એ બાંધવાનું કામ પૂરૂં થયું ખલિફા મુસતઝિએ એની સુંદરતામાં વિશેષ વધારો કર્યો તરેહ તરેહના માર્બલ પથ્થરનો બનાવેલો એ એક ઘણોજ સુરમ્ય મહેલ હતો, તેનાં દ્વાર સુવર્ણ જડિત હતાં અને દીવાલોપર મૂલ્યવાન પત્થરની ફુલ જેવી કારીગીરી કોતરેલી હતી. વચ્ચેના ગુંબજને કાબબાત અતતાજ કહેતા.

ઇતિહાસકાર યાકુતે એમ પણ લખ્યું છે કે, શહેરનો મામુનિયા વિભાગ બહુજ સમૃદ્ધિ સંપન્ન અને ઘણાં માણસોની વસતિવાળો હતો અને એનહેરૂલ-મુઅલ્લાથી બાબુલ-એઝાઝ સુધી ફેલાયલો હતો. ચાર રસ્તાની વચ્ચેના મહોલ્લા અલ-મામુનિયાના છેડાપર માનજારાત અલ-હાલબાહ આવેલું હતું. કોઇ ઉત્સવને વખતે ( અય્યામુલ ઇદ ) ખલિફા એ સ્થળે બેસીને લસ્કરની કૂચ કવાયત જોતા. આ પુસ્તકમાં વર્ણવેલા દરવાજા સિવાય તેણે બીજા કેટલાક દરવાજાની વાતનો ઉલ્લેખ કર્યો છેઃ—બાબુલ-હુજરાહ; બાબુલ-ખાસ્સેહ; બાબુલ-મુહાવાલ; બાબુસ-શિરઃ આ મદિનાતુલ-મનસરતરફ આવેલો હતો; બાબુત તાક, એ શહેરની પૂર્વ દિશામાં આવેલો હતો. અને એક મોટો મહોલ્લો હતો; બાબુસ-શામ પશ્ચિમ દિશામાં આવેલો હતો. નહરૂલ-મુઅલ્લા નામનો એક નહેરના નામવાળો મહોલ્લો ઇતિહાસકાર યાકુતના વખતમાં મોટો અને મશહુર હતો.

૧૭ તે વખતનાં વાદ્યોમાંનાં કેટલાંકનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવે છે. બંસી, રવાબ ( એક જાતનો સિતાર ) બારબાત કાનુન; આદ અથવા વીણા, તમબુર ( એક જાતની વીણા ) મિજિફ અથવા બીન; સિતારના જેવું એક વાદ્યયંત્ર ( ઝિથર્ન ) વીણાના જેવું એક વાદ્ય

યંત્ર ( મેનડોલી ) અને શરણાઇ ( જામુર ) મિસરના ફાતેમાઇદ અને મેમલુક રાજાઓના અમલમાં રાજકુમારીઓ અને ઉચ્ચ વંશમાં જન્મેલી મહિલાઓમાં સાંઝની સંગીત સભા ( નકિબતુલ ખાતુન ) બોલાવવાનો રિવાજ હતો.

૧૮ મિસરના ફાતેમાઇદ ખલિફા અલ-મુઇઝલિદિન બિલ્લાહના અમલમાં મશહુર ભૂગોળવેત્તા ઇબ્ને હકાલ ઉત્પન્ન થયો હતો. ઇબ્ને હકાલે સ્પેન દેશમાં થોડો વખત મુસાફરી કરીને તેની મુસાફરીની હકીકત ખલિફાની પાસે રજૂ કરી હતી. ખલિફા મુઇઝલિદિનઇલ્લાહ મશહુર શાયર ઇબ્ને હાનિના દોસ્ત અને મદદગાર હતા.

## બીજો ભાગ સમાપ્ત.

+ અરબ જાતિના ઇતિહાસનો ત્રીજો ભાગ છપાવા માંડયો છે, થોડા વખતમાં એ પણ વાંચકોની તહેનાતમાં રજૂ થઇ શકશે.

